શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા નં. ૪૩

# હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ.

—: ઉત્તરાર્ધ :—



કર્તા,
નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.,
અમદાવાદ.

પ્રકાશક,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી,
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.
આસિ. સેક્રેટરી, અમદાવાદ.

પહેલી આવૃત્તિ. પ્રત ૧૫૦૦,
સંવત્ ૧૯૮૧. સને ૧૯૨૫.

કીમત રૂપિયો એક.

# હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

## ઉપોદ્‌ઘાત

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦) સોસાઇટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજીક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી તમામ મિલકત, પુસ્તક પ્રચારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તક “ શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા ” તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

| | |
|---|---|
| ( ૧ ) કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય. | |
| ( ૨ ) માને શિખામણ | ૦—૬—૦ |
| ( ૩ ) નીતિ મંદિર | ૦—૧૨—૦ |
| ( ૪ ) બાળલગ્નથી થતી હાનિ | ૦—૬—૦ |
| ( ૫ ) પુનર્વિવાહ પક્ષની પુરેપુરી સોળેસોળ આના ફજેતી | ૦—૫—૦ |
| ( ૬ ) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર | ૦—૪—૦ |
| ( ૭ ) ધાર્મિક પુરૂષો | ૦—૪—૦ |
| ( ૮ ) ઉદ્યોગી પુરૂષો | ૦—૪—૦ |
| ( ૯ ) બેન્જામીન ફ્રાન્કલીન | ૨—૦—૦ |
| ( ૧૦ ) બોધક ચરિત્ર | ૦—૪—૦ |
| ( ૧૧ ) સદ્વર્તન | ૨—૦—૦ |
| ( ૧૨ ) રઘુવંશ કાવ્ય | ૧—૮—૦ |
| ( ૧૩ ) જાદવજી ચોધરીનું જીવન ચરિત્ર | ૦—૨—૦ |

| | |
|---|---|
| ( ૧૪ ) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભા. ૧ લો | ૧—૦—૦ |
| ( ૧૫ ) ,, અર્વાચીન ,, ,, ૨ જો | ૧—૮—૦ |
| ( ૧૬ ) નીતિ સિદ્ધાંત | ૧—૦—૦ |
| ( ૧૭ ) ફ્રાન્સિસ બેકનનું જીવન ચરિત્ર | ૧—૪—૦ |
| ( ૧૮ ) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચરિત્ર | ૦—૬—૦ |
| ( ૧૯ ) પરોપકાર | ૦-૧૨—૦ |
| ( ૨૦ ) ઢોરનું ખાતર | ૦—૪—૦ |
| ( ૨૧ ) જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨—૦—૦ |
| ( ૨૨ ) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| ( ૨૩ ) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો | ૦-૧૨—૦ |
| ( ૨૪ ) વાર્નિશ | ૧—૦—૦ |
| ( ૨૫ ) જીવનનો આદર્શ | ૦-૧૨—૦ |
| ( ૨૬ ) કીર્તિકૌમુદી | ૦-૧૨—૦ |
| ( ૨૭ ) શિશુપાળવધ-પૂર્વાર્ધ ( સર્ગ ૧ થી ૧૦ ) | ૧—૮—૦ |
| ( ૨૮ ) હિંદુસ્તાનમાં અંગ્રેજ રાજ્યનો ઉદય | ૦—૬—૦ |
| ( ૨૯ ) રસાયન શાસ્ત્ર | ૦-૧૨—૦ |
| ( ૩૦ ) બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભા. ૨ જો | ૦-૧૨—૦ |
| ( ૩૧ ) જાપાનની કેળવણીની પદ્ધતિ | ૦-૧૨—૦ |
| ( ૩૨ ) શિશુપાળ વધ-ઉત્તરાર્ધ ( સર્ગ ૧૧ થી ૨૦ ) | ૧—૦—૦ |
| ( ૩૩ ) લેન્ડોરના કાલ્પનિક સંવાદો, ભા. ૧ લો | ૦-૧૨—૦ |
| ( ૩૪ ) ખગોળ વિદ્યા | ૦-૧૨—૦ |
| ( ૩૫ ) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૨ જો | ૦-૧૨—૦ |
| ( ૩૬ ) માનસ શાસ્ત્ર | ૧—૦—૦ |
| ( ૩૭ ) શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય | ૧—૦—૦ |
| ( ૩૮ ) સહકાર પ્રવૃત્તિ | ૦-૧૨—૦ |
| ( ૩૯ ) ઇંગ્રેજ રાજ્ય બંધારણ | ૧—૦—૦ |
| ( ૪૦ ) ઉદારમતવાદ | ૦-૧૨—૦ |
| ( ૪૧ ) સચિત્ર શારીર વિદ્યા | ૧—૦—૦ |
| ( ૪૨ ) હિંદતત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ | ૧—૦—૦ |

# આમુખવાક્ય.



प्रज्ञा विवेकं लभते भिन्नैरागमदर्शनैः
कियद्वा शक्यमुन्नेतुं स्वतर्कमनुधावता ।
तत्तदुत्प्रेक्षमाणानां पुराणैरागमैर्विना
अनुपासितवृद्धानां विद्या नातिप्रसीदति ॥

( वाक्यपदीय )

# ઉત્તરાર્ધની પ્રાસ્તાવિક પૂરવણી.

આ ગ્રંથના પૂર્વાર્ધની પ્રસ્તાવના દોઢ વર્ષ ઉપર લખાઈ હતી ત્યારપછી તે પ્રસ્તાવનાની પુરવણી તરીકે આપવા યોગ્ય નીચેના મુદ્દાઓ છેઃ—

## (૧) બૌદ્ધદષ્ટિ બિન્દુથી દર્શનોનું વર્ગીકરણ.

દર્શનશાસ્ત્રો ઇ. સ. ના બીજા, ચોથા, આઠમા, તેરમા અને ચૌદમા સૈકામાં ક્યાં ક્યાં પ્રચલિત હતા તેનું કોષ્ટક પૂર્વાર્ધની પ્રસ્તાવનાના ૧૩ મા તથા ૧૪ મા પૃષ્ટ ઉપર આપ્યું છે. તે વર્ગીકરણ (૧) બાદરાયણ, (૨) હરિભદ્રસૂરિ, (૩) શંકરાચાર્ય, (૪) માધવાચાર્ય, અને (૫) રાજશેખર એ પાંચ વિચારકોના ગ્રંથોને અનુસાર કરવામાં આવ્યું છે. તેમાં બાદરાયણ, શંકરાચાર્ય, અને માધવાચાર્ય, તે હિન્દુ બ્રાહ્મણ વિચારકો છે, અને હરિભદ્રસૂરિ અને રાજશેખર તે જૈન વિચારકો છે. બૌદ્ધ સાહિત્યનો મારો અભ્યાસ ત્યાર પછી કાંઇક વિશેષ થવાથી એવું જણાયું કે ઇસવીસનના પહેલા સૈકામાં બૌદ્ધ પ્રતિપક્ષી ૭ મતો હતાઃ—

પુરાણકાસ્યપમત (૧), ગોશાલીપુત્રમત (૨), સંજયવૈરાટીમત (૩), અજિતકેશકંબલમત (૪), કુદ્દહ કાત્યાયનમત (૫), નિર્ગ્રંથજ્ઞાતિપુત્રમત (૬), (નિર્વાણસૂત્ર અને વિમલકીર્તિ નિર્દેશસૂત્ર પ્રમાણે.)

વળી બૌદ્ધ વિજ્ઞાનવાદી વસુબંધુ ( ઇ. સ. ૪૫૦–૫૦૦ ) ના વિજ્ઞાન માત્રશાસ્ત્રની ટીકામાં બાર મતો તીર્થકના એટલે બૌદ્ધપ્રતિપક્ષીઓના ગણવામાં આવ્યા છેઃ—

સાંખ્યમત (૧), વૈશેષિકમત (૨), માહેશ્વરમત (૩), કાલમત (૪), આકાશવાદીમત (૫), જલવાદીમત (૬), સ્વભાવવાદીમત (૭), દિગ્વાદીમત (૮), આત્મવાદીમત (૯), શબ્દવાદીમત (૧૦), મહાબ્રહ્મવાદીમત (૧૧), અને લોકાયતિકમત (૧૨).

આ ઉપરાંત ઇ. સ. ૭૪૯ માં થયેલા બૌદ્ધવિચારક શાન્તરક્ષિતનો એક અપૂર્વ તત્ત્વજ્ઞાનનો સર્વ બાજુથી અવલોકન કરનારો **તત્ત્વસંગ્રહ**

નામનો ગ્રંથ, જે ગેરૂનમાં લોપ પામ્યા જેવો હતો, અને જેનું ટિબેટની ભાષામાં ભાષાન્તર વિદ્યમાન હતું. તેનું મૂળ ગાયકવાડ સંસ્કૃત ગ્રંથાવલિમાં કમલશીલની પંજિકા સાથે પ્રસિદ્ધ થવાનું છે. આ ગ્રંથનું રૂપ પ્રેસમાંથી નામદાર ગાયકવાડ સરકારના વિદ્યાધિકારીની સંમતિથી હું જોઈ શકેલો છું. આ ગ્રંથ પ્રસિદ્ધ થશે ત્યારે બૌદ્ધ દૃષ્ટિબિન્દુથી તત્ત્વજ્ઞાનની સમીક્ષા સારી થશે. તે ગ્રંથમાં પ્રકરણોની વ્યવસ્થા જોતાં સમજાય છે કે તેમાં નીચેના વિષયોની ચર્ચા થઈ છે:—

સ્વભાવપરીક્ષા, ઈશ્વરપરીક્ષા, ઉભયપરીક્ષા, જગત્સ્વભાવવાદપરીક્ષા, શબ્દબ્રહ્મપરીક્ષા, પુરૂષપરીક્ષા, ન્યાયવૈશેષિકપરિકલ્પિતઆત્મપરીક્ષા, મીમાંસકકલ્પિતઆત્મપરીક્ષા, કપિલકલ્પિતઆત્મપરીક્ષા, દિગંબર કલ્પિતઆત્મપરીક્ષા, વાત્સીપુત્રકલ્પિતઆત્મપરીક્ષા, સ્થિરપદાર્થપરીક્ષા, કર્મફલસંબંધપરીક્ષા, દ્રવ્યપદાર્થપરીક્ષા, ગુણશબ્દાર્થપરીક્ષા, કર્મશબ્દાર્થપરીક્ષા, સામાન્યશબ્દાર્થપરીક્ષા, સામાન્યવિશેષશબ્દાર્થપરીક્ષા, પ્રત્યક્ષલક્ષણપરીક્ષા, અનુમાનપરીક્ષા, પ્રમાણાન્તરપરીક્ષા, ત્રિવર્ત્તવાદપરીક્ષા, કાલત્રયપરીક્ષા, સંસારસંતતિપરીક્ષા, બાહ્યાર્થપરીક્ષા, શ્રુતિપરીક્ષા, સ્વતઃપ્રામાણ્યપરીક્ષા, અતીન્દ્રિયાર્થદર્શીપુરુષપરીક્ષા. ટીકાકાર કમલશીલ જે શાંતરક્ષિતના શિષ્ય થાય તેમની ટીકામાં પ્રાચીન અનેક તત્ત્વચિન્તકોનાં નામો અને અવતરણો આપવામાં આવ્યાં છે. નીચેના બ્રાહ્મણ આસ્તિક દર્શનોના વિચારકોનાં અવતરણો આવે છે:—

## બ્રાહ્મણવિચારકો.

| | |
|---|---|
| ઈશ્વરકૃષ્ણ, રુદ્રિલ,… … … | સાંખ્યમતના |
| અક્ષપાદ, કણાદ … … … | ન્યાય–વૈશેષિકમતના |
| બાણ કાદંબરીમાંથી અવતરણ છે ⎫ | ઈશ્વરવાદી |
| ભાવિવિક્ત (ભાસર્વજ્ઞ ?) ⎭ | … … … |
| કુમારિલ (જૈમિનીય) શબરસ્વામી ⎫ | મીમાંસક |
| અવિદ્ધકર્ણ, ઉમ્બેયક, સામટ, યજ્ઞટ. ⎭ | … … … |
| ઔપનિષદિક (ઉપનિષદ્મતના) … | હાલના વેદાન્ત શાસ્ત્રના પૂર્વગામી વિચારકો. |

| | |
|---|---|
| ભામહ ... ... ... ... | આલંકારિક |
| ન્યાયમુખ, ભર્તૃહરિ... ... ... | વૈયાકરણ |
| વાસુદેવ (કૃષ્ણ) ... ... ... | ગીતા પ્રબોધક |

તે ઉપરાન્ત બુદ્ધમતતંત્રના પ્રાચીન બૌદ્ધ વિચારકો જેવા કે દિઙ્નાગ, ધર્મકીર્તિના તથા જૈનમતના સમંતભદ્ર (ઈ. સ. ૬૦૦), શુભગુપ્ત વિગેરેના, તથા ચાર્વાક અને પારસીકમતના પણ વિચારવાળાં અવતરણો તેમાં આપવામાં આવ્યાં છે.

## (૨) માયાવાદી વેદાન્તમત.

પૂર્વાર્ધની પ્રસ્તાવનાના પૃષ્ઠ ૧૫ ઉપર જણાવ્યું છે કે પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા પ્રથમ એક તંત્રરૂપ હતાં. તે મતને વિશેષ ટેકો મળ્યો છે. શાંતરક્ષિત (ઇ. સ. ૭૪૯) નો ગ્રંથ જોતાં સમજાય છે કે તેમના સમયમાં વેદાન્તશાસ્ત્ર સ્વતંત્ર દર્શનરૂપે ન હતું. પરંતુ મીમાંસામાં અંતર્ગત ગણાતું, અને જૈમિનિ અને બાદરાયણમત પૃથક્ પડ્યા નહતા. વેદાન્તમતના પૂર્વગામી વિચારકો ઔપનિષદિક–નામથી ઓળખાતા હતા. તેઓ આ વિશ્વને વિજ્ઞાનના પરિણામરૂપે સ્વીકારતા હતા; અને વિજ્ઞાનવાદી બૌદ્ધો તે ઔપનિષદિકોને "અલ્પાપરાધી" કહેતા હતા; કારણ કે તેઓ વિજ્ઞાનમાત્ર વસ્તુ છે તેવું સુગતોની પેઠે સ્વીકારતા હતા, પરંતુ સ્થિરવિજ્ઞાનરૂપ વસ્તુ તથા બ્રહ્મને સ્વીકારતા હોવાથી ક્ષણવિજ્ઞાનરૂપ વસ્તુને સ્વીકારનાર બૌદ્ધ કરતાં તેઓ સહજ છૂટા પડતા હતા. (જુઓ **તત્ત્વસંગ્રહ** કારિકા ૩૨૮ થી ૩૩૫). આ બૌદ્ધ શાંતરક્ષિતના અભિપ્રાય પ્રમાણે "અલ્પાપરાધી" ઔપનિષદિકો હતા, અને કદાચ તેઓ ગૌડપાદ* વિગેરે બૌદ્ધવિજ્ઞાનવાદની છાયાવાળા વિચારકો હશે. બૌદ્ધદર્શનના વિજ્ઞાનવાદના સગાઈ સંબંધને લઈ વેદાન્તમત ઉપર "પ્રચ્છન્નબૌદ્ધ"નો આરોપ થયો જણાય છે.

**(૩) સાંખ્યકારિકાના કર્તા ઈશ્વરકૃત અને વિંધ્યવાસી એકજ વ્યક્તિ છે એવું માનવું ભૂલભરેલું છે.**

---

*ગૌડપાદના મત ઉપર બૌદ્ધવિજ્ઞાનવાદની અસર હતી તે બાબત જુઓ મારો ઇંગ્રેજી લેખ Influence of Buddhism on Vedanta વિશેષમાં જુઓ આ ગ્રંથનાં ઉત્તરાર્ધ પૃષ્ઠ ૧૯૦–૧૯૮.

પશ્ચિમના શોધકોએ એવું અનુમાન પ્રવર્તાવ્યું છે કે ઈશ્વરકૃષ્ણ અને વિંધ્યવાસી એકજ વ્યક્તિ છે, અને તે અનુમાન પ્રમાણભૂત નથી એવી મારી પૂર્વાર્ધના પૃષ્ઠ ૯૭ ઉપર ટિપ્પણી છે. તેના સમર્થનમાં કમલશીલની ટીકા ઉપરથી હવે ખાત્રીથી કહી શકીએ એમ છીએ, કે વિંધ્યવાસીનું ખરૂં વિશેષનામ રુદ્રિલ હતું અને ઇશ્વરકૃષ્ણનું નહિ. પરિણામવાદમાં કાર્યકારણ એક જ વસ્તુ છે એ સિદ્ધાન્તનો ઉપહાસ કરતાં એક શ્લોકનું અવતરણ કમલશીલ આપે છે :—

यदेव दधि तत्क्षीरं यत्क्षीरं तद्दधीति च ।
वदता रुद्रिलेनैव ख्यापिता विंध्यवासिता ॥

જે દહી છે તે દૂધ છે અને દૂધ છે તે દહી છે એવું કહેનાર રુદ્રિલે પોતાનું વિંધ્યવાસીપણું (જંગલીપણું) પ્રકટ કર્યું છે.

**(૪) સાંખ્યકારિકાના ભાષ્યકાર ગૌડપાદના બીજા ગ્રંથો.**

શ્રી ગૌડપાદ જેઓ શ્રીશંકરાચાર્યના પરમગુરુ થાય તેઓના શાક્તદર્શન ઉપર નીચેના ગ્રંથો છે :—(૧) શક્તિસૂત્રો, (૨) દેવીમાહાત્મ્ય ટીકા, (૩) આગમશાસ્ત્રવિવરણ, (૪) ઉત્તરગીતા ભાષ્ય. માંડૂક્યકારિકાતો સુપ્રસિદ્ધ છે.

**(૫) બ્રહ્મમીમાંસા દર્શનના નિરૂપણની સુધારેલી યોજના.**

પૂર્વાર્ધની પ્રસ્તાવનામાં જણાવ્યું હતું કે ઉત્તરાર્ધમાં છેલ્લું પ્રકરણ બ્રહ્મમીમાંસાનું આવશે. આ બ્રહ્મમીમાંસા ઉપર શાંકરમતનો આધાર છે એટલુંજ નહિ, પરંતુ બીજા ઘણા એક દેશીમતો બંધાયેલા છે. તેથી બ્રહ્મમીમાંસા દર્શનની સામાન્ય ચર્ચા દશમા પ્રકરણમાં આપી છે, અને તેમાં શંકર-પૂર્વગામી આચાર્યોના વિચારો આપ્યા છે; અગીઆરમામાં શાંકરદર્શનનું સ્વતંત્ર નિરૂપણ છે; બારમામાં શુદ્ધાદ્વૈતમતનું વર્ણન છે; અને તેરમામાં વિશિષ્ટાદ્વૈતમત તથા બીજા એક દેશી મતોનો સાર અને ગ્રંથોપસંહાર છે. સારાંશ બ્રહ્મમીમાંસા દર્શનને ચાર પ્રકરણમાં વહેંચી નાખ્યું છે, તેથી અભ્યાસની સુગમતા જળવાશે.

સાંટાક્રુઝ.
તા. ૫–૭–૨૫. } નર્મદાશંકર દેવશંકર મહેતા.

## પ્રથમ પરિશિષ્ટ

### સંદર્ભગ્રંથ.

( સર્વ સાધારણ. )

History of Indian Philosophy by Dasgupta.
Indian Philosophy of Radhakrishna.
Six Systems of Max Muller.
માધવાચાર્યકૃત સર્વદર્શનસંગ્રહ (આનંદાશ્રમ ગ્રંથાવલિ અંક ૫૧).
હરિભદ્રસૂરિકૃત ષડ્દર્શન સમુચ્ચય.
રાજશેખરકૃત ષડ્દર્શન સમુચ્ચય.
શંકરાચાર્યકૃત સર્વવેદાન્તસારસંગ્રહ ( Madras Government Oriental Series).
સર્વમતસંગ્રહ ( Trivandram Sanskrit Series LXII).
History of Indian Logic by Satish-chandra Vidyabhushana 1921.
આર્યવિદ્યાસુધાકર ( Punjab Sanskrit Series Vol III).
સર્વસિદ્ધાન્તસંગ્રહ.
Pre-buddhistic Indian Philosophy by Barua, (Calcutta University Publication.)
Outline of Indian Philosophy by Deussen.

પ્રથમ પ્રકરણ ઉપર:—

Philosophy of Upanishads by Gaugh.
Philosophy of Upanishads by Deussen.
Do Chapter IV of the Indian Philosophy by Radhakrishna.

उपनिषत्समुच्चय (१०८).

ऋग्वेदसंहिता.

| અધિદૈવખંડ સંબંધમાં | | અધ્યાત્મખંડ સંબંધમાં | |
|---|---|---|---|
| મંડલ | સૂક્ત | મંડલ | સૂક્ત |
| ૧ | ૧ | ૧૦ | ૭૧ |
| ૧ | ૧૪૩ | ૧૦ | ૧૨૯ |
| ૬ | ૬ | ૧૦ | ૧૩૦ |
| ૭ | ૮૮ | ૧ | ૩૨ |
| ૩ | ૫૯ | ૨ | ૧૨ |
| ૭ | ૬૧ | ૭ | ૮૩ |
| ૨ | ૨૭ | ૫ | ૮૩ |
| ૧ | ૧૧૫ | ૩ | ૩૩ |
| ૧ | ૪૨ | ૮ | ૭ |
| ૬ | ૭૧ | ૧૦ | ૧૬૮ |
| ૭ | ૬૨ | ૭ | ૪૯ |
| ૧ | ૧૫૪ | ૨ | ૩૫ |
| ૧ | ૯૨ | ૫ | ૮૪ |
| ૧ | ૧૬૩ | ૧ | ૧૮૫ |
| ૧૦ | ૧૨૭ | ૪ | ૫૦ |
| ૬ | ૯ | ૮ | ૪૬ |
| ૭ | ૭૧ | ૧૦ | ૧૧૬ |
| ૧૦ | ૮૫ | ૧૦ | ૧૮ |

ઐતરેય બ્રાહ્મણ–તથા આરણ્યક.

| | | |
|---|---|---|
| શતપથ બ્રાહ્મણ | અગ્નિરહસ્ય કાંડ | ૧૦ |
| | અશ્વમેધ કાંડ | ૧૩ |
| | ઉપનિષત્ કાંડ | ૧૪ |

તૈત્તિરીય બ્રાહ્મણ–આરણ્યક.

યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય—નામનો રા. બ. પી. બી. જોશીનો નિબંધ.
આપસ્તંબ સૂત્ર—ધર્મપટલ. ( Trivandram Sanskrit series )

---

બીજા પ્રકરણ ઉપરઃ—

Sankhya system by A. B. Keith ( Heritage of India series ).
सांख्यसूत्रं सांख्यप्रवचनभाष्यसमेतम्
सांख्यकारिका with गौडपादभाष्य and gloss of वाचस्पतिमिश्र with माठरवृत्ति (Chaukhamba Sanskrit series).
विज्ञानभिक्षुकृतसांख्यसार.
योगसूत्र ( Bombay Sanskrit series ).
યોગદર્શન (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું પ્રસિદ્ધ કરેલું પ્રોફેસર જે. જે. કણીયાનું ).
विज्ञानभिक्षुकृत योगसारसंग्रह ( Theosophical Society's publication ).
सांख्यसंग्रह ( Chaukhamba Sanskrit Series ).
अहिर्बुध्न्यसंहिता ( पूर्वार्धं ) Adgar Library Series.
योगसुधाकर ( Vani Vilas Press ).

ત્રીજા પ્રકરણ ઉપર :—

The Heart of Buddhism–Heritage of India Series.
Gautama Buddha. Do.
Asoka. Do.
Buddhistic Philosophy in India and Ceylon by A. B. Keith.
History of Indian Logic ( Relating to Buddhistic Logic ) by Satishchandra Vidya Bhushana.

बौद्धन्यायनिबंध समूह (Bibliothica Indica Series).
मध्यमकवृत्ति Bibliothica (Buddhica Series.)
अवदानशतक Do.
शिक्षासमुच्चय Do
राष्ट्रपालपरिपृच्छा Do.
न्यायबिन्दुप्रकरण Do.
System of Buddhistic Thought by Yamakami Sogan (Calcutta University Publication).
विशुद्धिमग्ग (Pali Text Society)
ललितविस्तर.
पद्यचूडामणि of Buddhaghosha.
श्रद्धोत्पाद शास्त्र of अश्वघोष English translation by Suzuki from Chinese Version

ચોથા પ્રકરણ ઉપર:—

History of Indian Logic-Section relating to Jain Logic.
હરિભદ્રસૂરિનો ષડ્દર્શન સમુચ્ચય
तत्त्वार्थाधिगमसूत्रम्.
Pre-Buddhistic Indian Philosophy Chapters on आजीवक and महावीर
प्रशमरतिप्रकरण.
Ancient India.
Cambridge History of India.

પાંચમા પ્રકરણ ઉપર —

न्यायसूत्रं सभाष्यम्.
कणादसूत्रं सभाष्यम् (Benares Sanskrit Series)
Indian Logic and Atomism by A. B. Keith.

History of Indian Logic-Section relating to Brahmanic Logic.

तर्कसंग्रह.

तर्ककौमुदी.

आत्मतत्त्वविवेक.

Hindu Realism (Kashmere Sanskrit Series.)

છઠ્ઠા પ્રકરણ ઉપર:—

गणकारिका (Gaekwar Sanskrit Series),

शांकरब्रह्मसूत्रभाष्यम् on पत्युरसामंजस्याधिकरण.

अहिर्बुध्न्यसंहिता (पूर्वार्ध).

शिवतत्त्वविवेक.

शिवरहस्यम् (બે અંશો).

महिम्नस्तोत्र ઉપર मधुसूदन सरस्वतीની ટીકા.

शिवार्चनचंद्रिका (અપ્પય દીક્ષિતની).

आनंदलहरी (અપ્પય દીક્ષિતની).

श्रीकंठभाष्यम्-शिवार्कमणिदीपिकासहितम्

अनुभवसूत्रम्.

वायुपुराण ખંડ ૮-૯.

शिवसूत्रविमर्शिनी.

ईश्वरप्रत्यभिज्ञा and all other works of Kashmere Sanskrit Series on त्रिक or ईश्वराद्वैतदर्शन.

स्पंदप्रदीपिका.

સાતમા પ્રકરણ ઉપર:—

गौडपादनां शक्तिसूत्रो (લખેલી પ્રત).

परशुरामकल्पसूत्र (Gaekwar Oriental Series).

Tantrik Texts Vols I-XI.

S'akti and S'akta by M. Avelon.

तन्त्रालोक of अभिनवगुप्त. Vols. I–VII.

ललितात्रिशतीभाष्यम्.

ललितासहस्रनामभाष्यम्.

शारदातिलक.

सौन्दर्यलहरी ( Mysore Sanskrit Series ).

लघुपंचस्तवी.

Studies in Mantra Shastra Parts i, ii, iii

Principles of Tantra.

कामकलाविलास ( Kashmere Sankrit Series ).

આઠમા પ્રકરણ ઉપરઃ—

अहिर्बुध्न्यसंहिता With Otto Shradder's introduction (Adyar Library Series),

श्रीभाष्य of रामानुज.

तत्त्वत्रयम्.

History of Shri Vaishnavas by T. A Gopinath (University of Madras)

श्रीमद्भागवत.

हरिलीला. } Calcutta Sanskrit Series.
मुक्ताफलम }

नारदभक्तिसूत्रम्.

शांडिल्यभक्तिसूत्रम्.

भगवद्भक्तिरसायनप्रकाश of मधुसूदन ( Trivandram Sanskrit series. )

भागवताध्यात्मगोचर

दैवीमीमांसादर्शन ( ભારતમંડળ તરફથી - તેના બે ભાગ પ્રસિદ્ધ થયા છે )

मराठी ज्ञानकोश.

નવમા પ્રકરણ ઉપર—

Karma Mimansa by A. B. Keith (Heritage of India Series).

श्लोकवार्तिक of कुमारिल.

દશમા અને અગીઆરમા પ્રકરણ ઉપર—

પ્રસ્થાનત્રયી ઉપરનાં સઘળાં શંકરાચાર્યનાં ભાષ્યો Ashtekar's series તથા Anandasrama Sanskrit series.

शंकरभगवत्पादाचार्यप्रकरणग्रंथावलि (Mysore Sanskrit series).

शंकराचार्यग्रंथावलि (Vāni Vilas Press).

श्रीमद्भगवद्गीता व्याख्याष्टकमंडिता (Nirnaya Sagar Press).

Sacred Books of the East seriesનાં બ્રહ્મસૂત્રાદિનાં ભાષાંતરો.

अद्वैतसिद्धि.

अद्वैतब्रह्मसिद्धि.

स्वाराज्यसिद्धि.

संक्षेपशारीरक.

वेदान्तपरिभाषा.

वेदान्तसार.

सिद्धान्तबिन्दु.

બ્રહ્મસૂત્રભાષ્યનું ભાષાન્તર રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનું.

બ્રહ્મસૂત્રવિવરણ—પ્રોફેસર કણીઆનું.

શ્રીભાષ્યનું ભાષાન્તર પ્રીન્સીપાલ આનંદશંકર બાપુભાઇ ધ્રુવનું.

श्रीसुरेश्वरवार्तिक.

બારમા પ્રકરણ ઉપર—

શ્રીમદ્વલ્લભાચાર્યકૃત બ્રહ્મસૂત્ર અણુભાષ્ય.

શ્રી [illegible]

શ્રીમત્ પુરુષોત્તમમહારાજકૃત વેદાન્ત અધિકરણમાલા
શ્રીજયગોપાળકૃત બ્રહ્મવાદ

તેરમા પ્રકરણ ઉપર—

શ્રીરામાનુજાચાર્યકૃત બ્રહ્મસૂત્ર-શ્રીભાષ્ય
શ્રીયામુનાચાર્યકૃત તત્ત્વત્રય.
શ્રીઆનંદશંકર બાપુભાઇનું શ્રીભાષ્ય ભાષાન્તર
History of Shri Vaishnavas by Gopinath Das
શ્રીકંઠભાષ્ય-બ્રહ્મસૂત્ર ઉપરનું અને અપ્પયદીક્ષિતની શિવાર્કમણિદીપિકા
શ્રીમધ્વભાષ્ય બ્રહ્મસૂત્ર ઉપરનું
શ્રીભટ્ટભાસ્કરકૃત બ્રહ્મસૂત્રવૃત્તિ
શ્રીનિમ્બાર્કભાષ્ય—બ્રહ્મસૂત્ર ઉપર



## પ્રકરણ છઠ્ઠાની વિષયાનુક્રમણી.

### પાશુપત અથવા શૈવદર્શન.

પિતા અને પરમેશ્વરમાંથી ઉતરી આવેલો વારસો-ચૈતન્ય, પ્રાણશક્તિ અને ભૂમિ એ ત્રણ પરમેશ્વર તરફથી મળેલા અંશો છે. વીરશૈવ અથવા લિંગાયત સંપ્રદાય-તેનો ઇતિહાસ-વીરશૈવમતના પદાર્થો-સ્થલપદાર્થ-લિંગસ્થલ (ઉપાસ્ય), અંગસ્થલ (ઉપાસક)-કલાપદાર્થ-લિંગસ્થલનો અંગસ્થલમાં પ્રવેશ, અંગસ્થલનો લિંગસ્થલમાં એકીભાવ-ઇષ્ટલિંગ-પ્રાણલિંગ, ભાવલિંગ નામના ત્રણ લિંગભેદ-અંગસ્થલ (જીવ)ના મલ, માયા, કર્મરૂપ ત્રણપાશ શ્રદ્ધા અને નિષ્ઠાવડે ઇષ્ટલિંગમાં ભક્તિ, અવધાન અને અનુભવ વડે પ્રાણલિંગમાં ભક્તિ, આનંદ અને સામરસ્યવડે ભાવલિંગમાં ભક્તિ ત્રિકદર્શન અથવા કાશ્મીર પ્રત્યભિજ્ઞા દર્શન-તેનો ઇતિહાસ (૭૦૦ થી ૧૪૦૦ સુધીનો)-સોમાનંદ, ઉત્પલદેવ, અભિનવગુપ્ત, ક્ષેમરાજ, લલ્લેશ્વરી-મુસ્લીમ અને શૈવમતનું સંઘટ્ટન-લલ્લેશ્વરી યોગિનીનાં વાક્યો-ત્રિકદર્શનનો સાર-શિવસૂત્રોના ત્રણ ઉન્મેષ, આત્માનું ચૈતન્યસ્વરૂપ, ચૈતન્યનો શબ્દશક્તિરૂપ ધનીભાવ (મંત્ર), આત્માની ચિત્તમયતા, સામાન્ય ચિતિ અથવા પ્રકાશ તે શિવતત્વ, વિશેષ ચૈતન્ય અથવા વિમર્શ તે શક્તિતત્વ, શક્તિસંપન્ન શિવ તે સ્પંદ; સ્પંદતત્ત્વના પ્રમાતા, પ્રમેય અને પ્રમાણ એવા ત્રણભાવો-ત્રીજું સદાશિવતત્ત્વ-સર્વમાં હુંપણાનો આવેશ તે સદાશિવભાવ, સર્વમાં "આ"પણાનું ઉન્માણ તે ચૈતન્યનો ઇશ્વરભાવ-શિવસ્વરૂપનું ભાન જાગ્રત્ રહે એવી શક્તિ તે શુદ્ધવિદ્યા-શિવ, શક્તિ, સદાશિવ, ઈશ્વર અને શુદ્ધવિદ્યારૂપ પંચતત્ત્વો તે શુદ્ધ અધ્વાના-તેમાં અભિમાન ધારણ કરી રહેનારા જીવો તે વિજ્ઞાનાકલ-ત્યારપછી મિશ્ર અથવા શુદ્ધાશુદ્ધ અધ્વા-તેમાં માયા શક્તિનું ઢાંકણ-ચૈતન્યનો શૂન્યભાવ અથવા શૂન્યપ્રમાતાપણું તેનું નામ પ્રલયાકલ-માયા, કલા, વિદ્યા, રાગ, કાલ અને નિયતિ નામનાં છ મર્યાદા અને આવરણ કરનારાં કંચુકો તે આ મિશ્ર અધ્વાનાં-ત્યારપછી અશુદ્ધ અધ્વાનો આરંભ-તેનાં પચ્ચીસ તત્ત્વો-તેમાં બંધાયેલા જીવની સકલ સંજ્ઞા-પ્રમાતાઓ અથવા જીવાભિમાનીના એકંદર સાત વર્ગ, શિવાભિમાની[૧], મંત્રમહેશ્વરાભિમાની[૨], મંત્રેશ્વરાભિમાની[૩], મંત્રાભિમાની[૪], વિજ્ઞાનાકલ[૫], પ્રલયાકલ[૬], સકલ[૭]-શુદ્ધાધ્વાનાં

પાંચ, મિથ્યાત્વનાં ૭ અને મલિન અધ્વાનાં પચ્ચીસ મળી છત્રીસતત્ત્વોમાં. કલારૂપે ભુવનમય બનવું એ જીવનું સ્વરૂપ. ભવી અથવા સંસારીદશા, ભવોદ્ભવી અથવા મિશ્રદશા, ઉદ્ભવી અથવા મુક્તદશા. ચિતિનો સંકોચ વિકાસરૂપ બદ્ધ અને મુક્તદશા. સંકોચ પામેલા ચિત્તનો મંત્રદ્વારા વિકાસ-તેના ત્રણ ઉપાયો, શાંભવ, શાક્ત, અને આણવ. દીક્ષાસ્વરૂપ-પૂર્ણશિવાભિમાન એ પરમલક્ષ્ય-સકલપદથી (બદ્ધપદથી) ચઢતાં તે સાતમી ભૂમિકા-આત્મતત્ત્વનો ચૌદવિચારકોનો વિવેક-ચાર્વાકના દેહાત્મવાદથી માંડી આત્મતત્ત્વનું છેવટનુંરૂપ પ્રત્યભિજ્ઞામતમાં શિવ-શક્ત્યાત્મક-વિશ્વોત્તીર્ણ અને વિશ્વમય માનવામાં આવ્યું છે-શિવાભિમાન જાગવાના કેટલાક તંત્રના ઉપાયો, વિકલ્પોનો લય, મધ્યમનાડી (સુષુમ્ણા)નો વિકાસ, ષટ્ચક્રવેધ, પ્રાણરૂપ દ્વંનિરોધ, હૃદયથી માંડી દ્વાદશાંત બ્રહ્મરંધ્રપર્યંત ચૈતન્યનું અનુસંધાન, રમણીય પદાર્થમાં તન્મયતા-ચિદાનંદપ્રાપ્તિ-ચૈતન્યનું વીર્ય-તેનું પ્રસારણ-આત્માનું "વિશ્વેશ્વર "પણું-પ્રત્યભિજ્ઞા દર્શનની પાશ્ચાત્ય Critical Philosophy સાથે સરખામણી-Kant, Fichte, Schelling, Hegel ના મતમાં વિજ્ઞાનાદ્વૈતવાદ કેવો પ્રકટયો છે-કાશ્મીરના ત્રિકદર્શનમાં આ વિજ્ઞાનાદ્વૈતવાદ ઇતિહાસ દષ્ટિથી જર્મન તત્ત્વવેત્તાઓના પહેલાં પ્રકટયો છે.

---

## પ્રકરણ સાતમાની વિષયાનુક્રમણિકા.

---

### શાક્તદર્શન.

શૈવદર્શન અને શાક્તદર્શનનો સંબંધ-તત્ત્વોનું સરખાપણું-ત્રણ અનુસંધાનના ઉપાયો શાંભવ, શાક્ત અને આણવ. તેમાં શાક્ત અને આણવ-ઉપાયોમાં શક્તિતત્ત્વનું પ્રાધાન્ય-શક્તિતત્ત્વનો બિંદુભાવ-શક્તિની ચિન્મયી અને આનંદમયી ભૂમિકા-તેનું નામ પર શાક્તબિંદુ અથવા પરાવાણી-પ્રણવમંત્ર સાથે તેનો નિત્યસંબંધ-પ્રણવમંત્રમાં ગુપ્ત રહેલો અભેદાનુભવ-પ્રણવમંત્રમાંથી પ્રકટ થયેલું શાક્તબિંદુ તે અપરબિંદુ અથવા શબ્દબ્રહ્મ-તેની ઇચ્છા, જ્ઞાન, અને

ક્રિયાશક્તિ—એ ત્રણ શક્તિઓનું સૂચન ત્રિકોણની ત્રણ રેખાથી કરવામાં આવે છે, અને પરબિંદુનો ભાવ તે ત્રિકોણમાં મૂકેલા અનુસ્વારથી દર્શાવવામાં આવે છે—ચિન્મયી અને આનંદમયીના ભાવથી સગર્ભ બનેલું ત્રિરેખાત્મક શાક્તબીજ તે ત્રૈપુરબીજ, તેનું નામ મૂલમંત્રબીજ—તેનો વિકાસ—વાગ્બીજ, શાક્તબીજ, માયાબીજ, લક્ષ્મીબીજ વિગેરે બીજકો—આ સર્વ પરાવાણીમાં સ્થપાયેલાં સાધકના ચિત્તમા અંકુરરૂપે ઉગે છે—પશ્યંતી વાણીમાં વિચાર અથવા બુદ્ધિસહિત મંત્રવિકાસ—મધ્યમાવાણીમાં પ્રાણસહિત મંત્રવિકાસ, વૈખરીવાણીમાં વર્ણાત્મક મંત્રવિકાસ—ત્રૈપુરબીજના ત્રણ ભેદ—અપરબિંદુ, નાદ, અને કલા ( અથવા સકલબીજ )—અપરબિંદુમાં શિવતત્ત્વનું અથવા પ્રકાશનું પ્રાધાન્ય, નાદમા શક્તિતત્ત્વનું પ્રાધાન્ય, બીજકલામાં શિવ અને શક્તિનો એટલે પ્રકાશ અને વિમર્શનો સમવાય સંબંધ—અપરબિંદુમાંથી રૌદ્રીશક્તિ અથવા જ્ઞાનશક્તિ, નાદમાંથી ઈચ્છાશક્તિ, બીજકલામાંથી ક્રિયાશક્તિ પ્રકટે છે—તે ત્રણ શક્તિમાંથી રુદ્ર, બ્રહ્મા અને વિષ્ણુરૂપ અગ્નિમાંની દેવત્રિપુટીનો પ્રાદુર્ભાવ—મંત્રમાર્ગમાં અગ્નિ, સોમ, અને સૂર્ય નામનાં જ્યોતિત્રયીમાં મુકાયેલી દેવત્રયની ભાવના—દેવીસૃષ્ટિનો વિકાસક્રમ—શબ્દસૃષ્ટિનો વિકાસક્રમની શબ્દબ્રહ્મ બારભૂમિકાઓ—પ્રણવમંત્રદ્વારા તેમની સમર્જણ—અર્થસૃષ્ટિનો વિકાસક્રમ—શબ્દદ્વારા અર્થવૈભવ જણાવનાર ક્રિયાકલાપનું નામ તંત્ર, તે વિભવને સૂચના અથવા દ્યોતનવડે જણાવનાર બાહ્ય આકૃતિ તે યંત્ર, તેનો બોધક શબ્દ તે મંત્ર—શાક્તદર્શનનું પ્રમાણુ સાહિત્ય—આધ્યાત્મશક્તિ, અને અધિભૂત શક્તિમાં રહેલાં શક્તિનાં રૂપો—ચિતિ, આનંદ, ઈચ્છા, જ્ઞાન અને ક્રિયા એ પાંચ શક્તિઓનો અધ્યાત્મશક્તિમાં સમાસ—સ્વરૂપનું આવરણ કરનારી માયાશક્તિનો અધિદૈવશક્તિમાં સમાગ—સ્વરૂપનું આવરણ થયા પછી તેમાં અલ્પકર્તૃત્વાદિ વિક્ષેપ કરનારી સંકોચવાળી કલાશક્તિ—માયાશક્તિ અને કલાશક્તિ ઈશ્વર અને જીવપદનું ભાન કરાવનારી અધિદૈવકોટિમા પડે છે—પ્રકૃતિશક્તિ કે જગતના રૂપને દર્શાવનારી તે અધિભૂતશક્તિમા પડે છે—શક્તિતત્ત્વનો સર્વ દર્શનોમાં સ્વીકાર—શક્તિતત્ત્વ સર્વ દેશી છે—વેદમાં તેનું સ્થાન—તંત્રશાસ્ત્રના ત્રણ વર્ગ અશ્વક્રાંત, રથક્રાંત, અને વિષ્ણુક્રાંત—તંત્ર સાહિત્યની ગણના—દિવ

તંત્રોનાં નામ–તેમાં આવતા વિષયોનું વર્ગીકરણ–તે એકવીસ વિષયો પૈકી બ્રહ્મસ્વરૂપ, બ્રહ્મવિદ્યા, વિશ્વનો સૃષ્ટિસંહારક્રમ, અને તત્ત્વવિભાગ–એટલા વિષયો તત્ત્વજ્ઞાનની મર્યાદામાં આવે છે–તાંત્રિકોના વૈદિકાચારવાળા, વામાચારવાળા, દક્ષિણાચારવાળા, સામાયકો, અને કૌલો એવા પાંચ ભેદ–પુનઃ મિશ્ર, કૌલ, અને સામયિક એવા ત્રણ ભેદો–સામયિક મતનું પ્રમાણે સાહિત્ય–**श्रीविद्या**–તેના **कादि, दादि** અને **कहादि** મત–શ્રીવિદ્યાનું સાહિત્ય–શંકરાચાર્યના સૌન્દર્યલહરીમાં સામયિક મતનું શાક્તદર્શન–શાક્તસંપ્રદાયના વિચારકો–બૌદ્ધમતના નાગાર્જુનાદિ તંત્રાચાર્યો, સામયિકમતના ગૌડપાદ, ગોવિંદાચાર્ય અને શંકરાચાર્યાદિ તંત્રાચાર્યો, ત્રિકદર્શનના અભિનવગુપ્તાદિ તંત્રાચાર્યો, કૌલમતના પ્રસિદ્ધ લેખકો–પૂર્ણાનંદ–તેમનો શક્તિતત્ત્વ ચિંતામણિ ગ્રંથ–તેનો સાર–ભાસ્કરરાય–તેમના ગ્રંથો–શાક્ત અદ્વૈત અને કેવલઅદ્વૈતમાં ક્યાં મર્મભેદ છે?–ભાસ્કરરાયનું સગુણ નિર્ગુણ બ્રહ્મવાદનું પૃથક્કરણ–કલ્પસૂત્રમાં સમાયેલા શક્તિવાદનો સાર–કૌલ અને સામયિક મતની સરખામણી તંત્રશાસ્ત્રનું લક્ષ્ય, પિંડ–બ્રહ્માંડઐક્ય, લિંગ–સૂત્રનું ઐક્ય, કારણ અને અવ્યાકૃત પદનું ઐક્ય, શુદ્ધક્ષેત્ર અને પરમાત્માનું ઐક્ય–શાક્તદર્શનમાં શારીર તથા માનસશાસ્ત્રનું ગીર્ણ અનુભવવાળું જ્ઞાન–તંત્રશાસ્ત્રને થયેલો અન્યાય.

## પ્રકરણ આઠમાની વિષયાનુક્રમણિકા.

વૈષ્ણવદર્શનનું મૂલ એકાયન શાખાના વેદમાં–તેમાંથી પાંચરાત્રમાં વિકાસ–વેદના કર્મ ઉપાસના અને જ્ઞાનકાંડ પૈકી મધ્યમકાંડની મીમાંસા અને તેને લગતા સાહિત્યનો લોપ–"એકાયન" વિદ્યાનો છાંન્દોગ્ય ઉપનિષદ્‌માં ઉલ્લેખ તેનો અર્થ "નીતિશાસ્ત્ર" કરવામાં થયેલી ટીકાકારોની ભૂલ–"એક ઇશ્વરમાં લક્ષ્ય છે જેનું તેનું નામ એકાયન"–એકેશ્વરવાદનું સાહિત્ય–દિવ્યશાસ્ત્ર, મુનિશાસ્ત્ર,–પૌરુષશાસ્ત્ર–દિવ્યશાસ્ત્રના વિભાગ, સાત્વત, પૌષ્કર, અને જયં–મુનિશાસ્ત્રના વિભાગ, સાત્વિક, રાજસ, તામસ–મુનિશાસ્ત્રમાં દિવ્યશાસ્ત્રના

થોડા અંશો આવે છે-તે મુનિઓના 'રાજસ' વિભાગમાંથી પ્રકટ થયેલું પાંચરાત્ર અને વૈખાનસ શાસ્ત્ર-એકાયન વેદનો પાંચ બ્રહ્મર્ષિઓને બોધ શ્રીનારાયણે કર્યો અને તેમણે પ્રવર્તાવેલા આગમો અને તે એકએક દિવસ રાત્રિમાં પ્રવર્તાવ્યા માટે "પાંચરાત્ર સિદ્ધાન્ત"-"એકાયન" શાસ્ત્રનો નારાયણ, વાસુદેવ, કૃષ્ણ વિગેરે દેવના સાથે સંબંધ શી રીતે થયો તેનું વર્ણન-ઋગ્વેદમાં નારાયણ દેવની ભાવનાનું બીજ-મનુસ્મૃતિમાં નારાયણ-"નારા"-શબ્દનું નિર્વચન-જીવાભિમાની (નારા)નું પ્રાપ્તવ્ય પદ (અયન) તે નારાયણ) તેજ એકલા-અદ્વિતીય-પરમેશ્વરને પ્રતિપાદન કરનાર શાખા તે "એકાયન"-મહાભારતમા નારાયણીય પ્રકરણમા ગુંથાયેલી ભાવનાનું પૃથક્કરણ-નારાયણ સંપ્રદાયમા વાસુદેવની પૂજ્યતા-બૌદ્ધ પાલીપુસ્તકમા (ઇ. સ. પૂ. ૪૦૦) વાસુદેવ, બલદેવ વિગેરેના નામો-પાણિનિની અષ્ટાધ્યાયીમાં વાસુદેવ શબ્દ નિર્વચન-શિલાલેખ વિગેરે સાધનો વડે સાબીત થતી વાસુદેવ-ભાગવત સંપ્રદાયની પ્રાચીનતા-આભીરજાતિમા ગોપાલકૃષ્ણની ભાવના-સાત્વતવંશના ક્ષત્રિયોનું વાસુદેવ પરમ કુલ દૈવત હતું-વૈદિક વિષ્ણુ વાસુદેવની, આરણ્યકના નારાયણ વાસુદેવની, ઐતિહાસિક કૃષ્ણવાસુદેવની, આભીરોના બાલગોપાલ કૃષ્ણની ભાવનાઓનું એકીકરણ થયુ છે-ભાગવત અથવા પાંચરાત્ર સંપ્રદાયનું પ્રમાણસાહિત્ય-પાંચરાત્રીઓની ૧૦૮ સંહિતાઓ-ઈશ્વરસંહિતા, ભારદ્વાજસંહિતા, અને અહિર્બુધ્ન્યસંહિતા ઉપરથી તે સંહિતાઓમાં આવતા વિષયોનુ વર્ગીકરણ-પાંચરાત્રીઓનું તત્વજ્ઞાન-પરબ્રહ્મ અથવા પરવાસુદેવનું સ્વરૂપ-તેમના ૭ અપ્રાકૃત ગુણો જ્ઞાન,-શક્તિ, ઐશ્વર્ય, બલ, વીર્ય અને તેજ-તેના લક્ષણો-સ્વરૂપધર્મો અને ગુણધર્મો-સૃષ્ટિક્રમમા યોજાયેલી નારાયણી શક્તિનું સ્વરૂપ-તેનાં અનેક નામોનું નિર્વચન-તે શક્તિનાં ક્રિયાશક્તિ અને ભૂતિશક્તિ એવો વિભાગ-ભૂતિશક્તિનો અવ્યક્ત, કાલ અને પુરુષ એટલે ભોગ્યબીજક, ભોગવિપાક અને ભોક્તારૂપે આવિર્ભાવ-ત્યારપછી શુદ્ધ સૃષ્ટિ અથવા ગુણસૃષ્ટિનું વર્ણન-૭ ગુણવાળું વાસુદેવરૂપ, જ્ઞાન અને બલવાળું સંકર્ષણરૂપ, ઐશ્વર્ય અને વીર્યવાળુ પ્રદ્યુમ્નરૂપ, શક્તિ અને તેજવાળુ અનિરુદ્ધરૂપ-આ ચાર રૂપોને વ્યૂહ કહે છે-ગુણોની ત્રણ ભૂમિકાઓ, વ્યાપ્તિવાળી,

ઉન્મેષવાળી, સ્પષ્ટ મૂર્તિવાળી-ચતુર્વ્યૂહાત્મા વાસુદેવમાંથી પ્રકટ થતાં બીજાં બાર અવાંતર વ્યૂહો-તેમના વિભવો અને અવતારો-વાસુદેવની નિત્યોદિત અને શાંતોદિત મૂર્તિઓ-પરવાસુદેવ અને વ્યૂહવાસુદેવની શક્તિઓમાં ભેદ-વ્યૂહ, અવતાર, વિભવ અને અર્ચાવાળી મૂર્તિઓ ઉપરાંત નિત્ય અને સૂરિ નામના દિવ્ય અભિમાનીઓ-શુદ્ધાશુદ્ધ સૃષ્ટિવર્ણન-કૂટસ્થ પુરુષ અને માયાશક્તિનાં રૂપો-માયાનાં નિયતિ અને કાલનામનાં રૂપો-સત્ત્વાદિ ગુણ બીજકોમાંથી મૂલપ્રકૃતિનો પ્રસવકોશ-તે પ્રસૂતિકોશનાં અવ્યક્ત, અવિદ્યા, સ્વભાવ, વિગેરે નામો-અશુદ્ધ સૃષ્ટિવર્ણન-ભૂતસૃષ્ટિ-મહત્ તત્ત્વનું સ્વરૂપ-જીવનું પ્રાપ્યપદ-પરવાસુદેવ સાથે જીવનો કેવલ તાદાત્મ્યસંબંધ સ્વીકારાયો નથી-પાંચરાત્ર ભેદાભેદવાળું અથવા વિશિષ્ટ અદ્વૈતવાળું છે-ભાગવત પુરાણને અનુસરતું વૈષ્ણવદર્શન-વિષ્ણુદેવતાની ભાવના-ભજનીય વિષ્ણુસ્વરૂપ-નિરાકાર અને સાકાર સ્વરૂપ-નારાયણ અથવા પુરુષ, ગુણીવિષ્ણુ, ગુણીબ્રહ્મા, અને ગુણીરુદ્રનાં રૂપો-ભાગવત અને પાશુપત કરતાં તત્ત્વોનું વર્ગીકરણ આ મતમાં જુદા પ્રકારનું છે-તે ઘણે ભાગે સાંખ્યના તત્ત્વોને અનુસરે છે-ભજનીય વિષ્ણુનો અનુભવ નામ, રૂપ, ગુણ, કર્મ અને જન્મ વડે થાય છે-તેના અવતારો કલ્પાવતારો, મન્વંતરાવતારો, યુગાવતારો, સ્વલ્પાવતારો-ભક્તિસ્વરૂપ-તેનું અઢાર પ્રકારનું વર્ગીકરણ-ભક્તસ્વરૂપ-ભક્તોના ચાર પ્રકાર આર્ત, જિજ્ઞાસુ, અર્થી, અને જ્ઞાની-ભક્તનો આત્મા ભજનીય વિષ્ણુ.

---

## પ્રકરણ નવમાની વિષયાનુક્રમણિકા.

મીમાંસાદર્શનનું પ્રાચીનરૂપ-કર્મમીમાંસા, ઉપાસનામીમાંસા અને જ્ઞાનમીમાંસા-વચલાકાંડના મીમાંસાશાસ્ત્રના પ્રણેતા નારદાદિ હતા-તેનો લોપ-મંત્રસંહિતા અને બ્રાહ્મણ-ગ્રંથો ઘડાયા પછી યજ્ઞક્રિયાની **પરિષદ્માં** મીમાંસકની જરૂર-ઉપનિષદ્ એટલે નાની ગુપ્ત બેઠકમાં બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિયની જરૂર-પ્રાચીન મીમાંસકોની યાદી-હાલના દ્વાદશાધ્યાયી કર્મમીમાંસા સૂત્રના પ્રણેતા અથવા સંગ્રાહક જૈમિનિ-વેદવ્યાસ સાથે જૈમિનિનો ગુરુશિષ્ય

•સંબંધ-વેદવ્યાસ અને બાદરાયણ ભિન્ન વ્યક્તિઓ છે-કર્મમીમાંસાનું ચોથા સૈકાથી તે સત્તરમા સૈકા સુધીનું સાહિત્ય અને ગ્રંથકારોનું સંક્ષેપમાં વર્ણન-પ્રભાકર અને કુમારિલ એ બે મીમાંસકોમાં આ શાસ્ત્રના સિદ્ધાન્તની પ્રણાલિકાઓ ચાલી છે-કર્મમીમાંસાની જ્ઞાનપ્રક્રિયા-જ્ઞાનનું સ્વતઃ પ્રામાણ્ય-નૈયાયિકોનું પરતઃ પ્રામાણ્ય-મિથ્યાજ્ઞાન શી રીતે ઉત્પન્ન થાય છે તે બાબત પાંચ પ્રકારની સંભાવના-આત્મખ્યાતિ, અન્યથાખ્યાતિ, સત્ખ્યાતિ, અખ્યાતિ અને અનિર્વચનીયખ્યાતિ-મીમાંસક અખ્યાતિ સ્વીકારે છે-પ્રમાણવિભાગ-નિર્વિકલ્પ જ્ઞાન અથવા આલોચન-સવિકલ્પજ્ઞાન-શબ્દપ્રમાણ-શબ્દપ્રમાણ વડેજ ધર્મતત્ત્વ સમજાય-શબ્દનિત્યત્વ-શબ્દ વર્ણાત્મક છે, સ્ફોટાત્મક નથી-શબ્દનો અર્થ સાથે નિત્યસંબંધ-શબ્દ જાતિવાચક છે એવું મંતવ્ય અભિહિત અન્વયવાદ અને અન્વિત અભિધાનવાદ-એક શબ્દ અનેકાકાર થાય છે-અપૌરુષેય શબ્દ સ્વતઃ પ્રમાણ છે-પૌરુષેય શબ્દમાં વક્તાના આપ્તપણા ઉપર પ્રામાણ્યનો આધાર રહે છે-જગત્ જીવ અને ઈશ્વર સંબંધી વિચારો-જગતનું નિત્ય પ્રવાહીપણું-સર્ગપ્રલયની અનાવશ્યકતા-ઇશ્વરતત્ત્વની જરૂર મીમાંસકને લાગી નથી-જીવાત્માનો મીમાંસકને સ્વીકાર-વિજ્ઞાનવાદી બૌદ્ધના મતવડે જન્માંતર પરિણામ અને કર્મફલના નિયમમાં વાંધો-મીમાંસકના સિદ્ધાન્તમાં જીવાત્માનું સ્વયંકર્તૃત્વ, તેનું નિત્યજ્ઞાનપણું નહિ, પણ નિત્યજ્ઞાનશક્તિ-મનના વ્યાપારવડે જ્ઞાનાદિનો ઉદય-આત્માનું વિભુત્વ છતાં નિત્યજ્ઞાન ન રહેવાનો મનવડે ખુલાસો-આત્માનો અનુભવ પ્રત્યેક જ્ઞાનમાં અંતર્ગત શી રીતે છે-સંસારમાં પડેલા આત્માનો મોક્ષ શી રીતે થાય? કર્મના ફલ પ્રસવની પ્રક્રિયા-યજ્ઞકર્મનું "અપૂર્વ"-અપૂર્વના ચાર વિભાગ અંગાપૂર્વ, ઉત્પત્ત્યપૂર્વ, સમુદાયાપૂર્વ, અને ફલાપૂર્વ-વિધિવાક્યજન્ય અપૂર્વનો આરંભ-નિયોગનું સ્વરૂપ-કર્તા પુરુષ સાથે વિધિ વાક્યનો સંબંધ-શાબ્દીભાવના વિધિવાક્યવડે અને આર્થીભાવના પુરુષવડે-કર્મમીમાંસકમાં પાછળથી સેશ્વરવાદની છાયા શી રીતે આવી-સેશ્વરવાદ અથવા બ્રહ્મવાદના બીજકો જૈમિનિનાં પોતાના હતા તે •સંબંધમાં વિશિષ્ટ અદ્વૈત, કેવલાદ્વૈત અને ભેદાભેદવાદી બ્રહ્મમીમાંસાના આચાર્યોના વાક્યોની તપાસ-કર્મમીમાંસાશાસ્ત્રમાં જૈમિનિના એક બાજુના નિર્ણયો સમાયા છે-બીજી બાજુના નિર્ણયો પણ હતા.

## પ્રકરણ દસમાની અનુક્રમણિકા.

પ્રમાણવાદની સમાલોચના-સૌત્રાન્તિકમતનો પ્રમાણવાદ-નિર્વિશેષ અને સવિશેષ પ્રત્યક્ષ-સ્વલક્ષણગ્રહણ-સંતાનગ્રહણ-પ્રત્યક્ષમાં સ્વલક્ષણ અને કલ્પનાના અંશો-પ્રમાણવૃત્તિ અને પ્રમાણફલ-અર્થક્રિયાકારિત્વ-વિજ્ઞાનવાદીનો પ્રમાણવાદ-સ્વલક્ષણ પ્રત્યક્ષમાં અર્થના સદ્ભાવની શી જરૂર ?-જ્ઞાનમાત્રથી નિર્વાહ-જ્ઞાનના નીલપીતાદિ પ્રકારો-વાસનાનું વૈચિત્ર્ય તે વડે વિજ્ઞાનવૈચિત્ર્ય-નૈયાયિકોનો પ્રમાણવાદ-અર્થનો બાહ્યસદ્ભાવ અને તેને અનુકૂલ જ્ઞાનનું ઘડાવું-જ્ઞાન એ જન્યધર્મ છે-વિશેષણજ્ઞાન અને વિશેષ્યજ્ઞાન-નિર્વિકલ્પ-સવિકલ્પનો ભેદ-આત્મા આગળ ઉત્પન્ન થતું જ્ઞાન મનવડે રજુ થાય છે-સાંખ્યનો પ્રમાણવાદ-જ્ઞાન અથવા બુદ્ધિ અને બાહ્યજગત્ પોતાના મૂલરૂપમાં જડદ્રવ્ય છે-તેના પ્રકારમાં ભેદ-બુદ્ધિ એક ચઢીયાતું સત્વ છે, પણ સ્વતઃ જડ છે-છતા તે પુરૂષના ચૈતન્યના પ્રકાશને પ્રતિબિંબ તરીકે ધારણ કરે છે-પુરૂષને તે જ્ઞેયના આભાસરૂપ ફલને રજુ કરે છે-સાંખ્યપ્રક્રિયામાં બુદ્ધિસત્વ અને પુરૂષચેતનના સંબંધમાં ઉભી થતી અડચણ-લૌકિકસત્વ અને અલૌકિકસત્વ બંનેનો સાંખ્યને કરવો પડતો સ્વીકાર-મીમાંસકનો પ્રમાણવાદ જ્ઞાન જન્ય છે તે વાત ખરી, પરંતુ તે વિલક્ષણકાર્ય છે, તે સ્વતઃપ્રમાણ છે, તે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટીને સમકાલે પ્રકાશિત કરે છે-તેનું મિથ્યાત્વ પરતઃ થાય છે-આ સર્વ પ્રમાણવાદોમાં આધારસત્ય ક્યાં છે ?-પ્રમાતામાં કે પ્રમેયમાં-તેની શોધ-બ્રહ્મમીમાંસાદર્શનનો આરંભ-તે દર્શનની પ્રસ્થાનત્રયી-તેના ઉપર બંધાયેલા આઠ મત—કેવલાદ્વૈત[૧], શુદ્ધાદ્વૈત[૨], વિશિષ્ટાદ્વૈત[૩], અવિભાગાદ્વૈત[૪]; શક્તિસંપન્ન શિવાદ્વૈત[૫], દ્વૈતમત[૬], ઔપાધિકભેદાભેદમત[૭], અને સ્વાભાવિક ભેદાભેદમત[૮]-તેના આદ્ય પ્રવર્તકો—શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, વિજ્ઞાનભિક્ષુ, શ્રીકંઠાચાર્ય, મધ્વાચાર્ય, ભટ્ટભાસ્કર, નિંબાર્ક-શંકરાચાર્યના પૂર્વકાલમાં પ્રસ્થાનત્રયી ઉપરનું સાહિત્ય લોપ પામ્યું છે-વૃત્તિકાર, ઉપવર્ષ, ભર્તૃપ્રપંચ, દ્રવિડાચાર્ય તથા બોધાયન, ગૂહ, ટંક, ભારુચિ-

બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતાનો સંબંધ-નાગાર્જુન (ઇ. સ. ૨૦૦) પહેલાં બ્રહ્મસૂત્ર હોવાનાં કારણો-બ્રહ્મસૂત્રમાં પૂર્વપક્ષરૂપે વર્ણવાયેલા વિજ્ઞાનવાદ અને શૂન્યવાદનું બીજ મહાયાનસૂત્રોમાં છે-અને તે નાગાર્જુન પહેલાંનાં છે-સૂત્ર, વાક્ય, વૃત્તિ, ભાષ્ય, કારિકા, ટીકા વિગેરે સાહિત્યના ઉદ્ભવનો ક્રમ પણ બ્રહ્મસૂત્રસ્થ બૌદ્ધપૂર્વપક્ષ નાગાર્જુનની કારિકા પહેલાંનું ભાન કરાવે છે. બ્રહ્મસૂત્રના તારવવામાં આવેલા સાત નિશ્ચયો-બ્રહ્મસૂત્રનો અધ્યાયવાર સારસંગ્રહ-બાદરાયણ અને વેદવ્યાસ ભિન્નવ્યક્તિ છે-સૂત્રકારના પોતાના સિદ્ધાન્તો-જગત્કારણ બ્રહ્મ છે, તે અભિન્ન નિમિત્તોપાદાનકારણ છે; જગત્ બ્રહ્મનું કાર્ય છે, અને તે બ્રહ્મમાં આશ્રિત છે, વિશ્વાકાર છતાં બ્રહ્મ વિશ્વથી ઉત્તીર્ણ પણ છે, કાર્યબ્રહ્મ અને કારણબ્રહ્મ, જીવ પરબ્રહ્મનો અંશ છે અથવા પ્રતિબિમ્બ છે, તે જગત્ જેવું કાર્ય નથી, જીવાત્માની સંસારી દશા, તેની ત્રણ પ્રકારની ગતિ, તેના મોક્ષનો ક્રમ-સાંપ્રદાયિક મતભેદનું સામાન્ય સ્વરૂપ શંકરાચાર્ય પૂર્વભાવી ભર્તૃપ્રપંચનું મત-બ્રહ્મની આઠ અવસ્થાઓ. અભેદવાદ અને અદ્વૈતમત, નિર્વિશેષ બ્રહ્મ અને સવિશેષ બ્રહ્મ, વિશુદ્ધાદ્વૈતમતનું સામાન્યરૂપ, શુદ્ધાદ્વૈતનું સામાન્યરૂપ, અવિભાગાદ્વૈતનું સામાન્યરૂપ-શિવાદ્વૈતમતનું સામાન્યસ્વરૂપ, અવિભાગાદ્વૈતનું સામાન્યસ્વરૂપ, ભેદવાદ, ભેદાભેદવાદ-ઔપાધિક ભેદાભેદ અને સ્વાભાવિક ભેદાભેદનું રૂપ-આ આઠ સંપ્રદાયોનું બ્રાહ્મ, વૈષ્ણવ અને શૈવ એવા ત્રણ વ્યૂહમાં વર્ગીકરણ-માયાવાદનાં બીજ, બૌદ્ધ મહાયાનમાંથી ગૌડપાદમાં તેનો પ્રવેશ-શંકરાચાર્ય ઉપર તેની અસર-માયાવાદનું જુનામાં જૂનું ખંડન ભટ્ટભાસ્કરનું-તે ખંડનનો સંક્ષેપ-માયાવાદના ખંડનમાં ક્યાં દોષ આવે છે-માયાવાદને થતો અન્યાય-અનિર્વચનીયતા અને અધ્યાસની સામાન્ય સમજણ.

---

## પ્રકરણ અગીઆરમાંનાં વિષયાનુક્રમણિકા.

### શાંકરદર્શન.

શ્રીશંકરાચાર્યનું જીવનવૃત્ત-તેમની બ્રહ્મસૂત્રઉપરની વિવરણપદ્ધતિ-સૂત્રકારના આશયને દબાવી પોતાના આશયને આગળ લાવવાની તેમની

ગૃત્તિ હતી એવો આક્ષેપ નિરાધાર છે-બ્રહ્મસૂત્રમાં સગુણ બ્રહ્મવાદ અને નિર્ગુણ બ્રહ્મવાદને સ્થાન છે-શાંકરદર્શનનું પ્રમાણસાહિત્ય (ઇ. સ ૭૮૮ થી ૧૭૪૦ સુધીનું)-શાંકરમતના પ્રસિદ્ધ વિચારકો-શાંકરદર્શનનો અમેરીકા-યુરોપમાં પ્રવેશ (૧૬૪૦-૧૯૦૦ સુધીમાં)-દારાશિકોએ કરાવેલું ઉપનિષદોનું ફારસીમાં ભાષાન્તર-તેનું લેટીનમાં ભાષાન્તર-તેનો જર્મનતત્ત્વવેત્તા શૉપેનહૉરને પરિચય-ત્યારપછી યુરોપીઅનો ભાષામાં વેદાન્તશાસ્ત્રનો પરિચય-અમેરીકામાં સ્વામીવિવેકાનંદદ્વારા પરિચય-શાંકરમતમાં બ્રહ્મ વધારાનું સ્વરૂપ-આત્મવિવેક અને આત્મસાક્ષાત્કારમાં ભેદ-અવિદ્યા એકલો માનસદોષ નથી, પરંતુ સંસારનું બીજ છે-અવિદ્યાનો આશ્રય અને વિષય-શ્રુતિ, સ્મૃતિ અને ન્યાય વિદ્યા, અવિદ્યા બાબત શું કહે છે?-એકાત્મવાદમાં ઈશ્વરને સંસારીપણું લાગવાના દોષનું સમાધાન-ક્ષેત્રજ્ઞનો અત્યંતાભાવ નહિ-શાસ્ત્રનું નિરર્થકપણું થવાનો એકાત્મવાદમાં ભય ખોટો છે-અવિદ્યા લૌકિક જનોને વળગી છે એટલુંજ નહિ પણ પંડિતોને પણ વળગી છે-માયા અને અવિદ્યાનો ભેદ-ઇશ્વરત્વ અને જીવત્વની ઉપાધિઓ-પરમાત્મા અને જીવાત્માનો વ્યાવહારિક ભેદ-અવિદ્યાનિવૃત્તિમાં બ્રહ્મજ્ઞાનનું તાત્પર્ય, બ્રહ્માત્મૈક્યના નવા પ્રકાશમાં નહિ-પંચકોશના વિવેકવડે નિર્વિકલ્પ બ્રહ્માત્મપદનો અનુભવ જીવ. ઈશ્વર વિભાગ-બિંબ-પ્રતિબિંબ-અવચ્છેદવાદ-જીવસ્વરૂપ નિર્ણયમાં વિચારભેદો-જીવનું એકત્વ કે નાનાત્વ-જીવનું ત્રિવિધસ્વરૂપ.

---

## પ્રકરણ બારમાની વિષયાનુક્રમણિકા.

---

### શુદ્ધાદ્વૈતદર્શન.

પૂર્વપ્રકરણસંગતિ-કેવલાદ્વૈત-અને શુદ્ધાદ્વૈતમાં અનુક્રમે જ્ઞાન અને ભક્તિનું પ્રાધાન્ય-ભક્તિનો બંનેને સ્વીકાર, પ્રથમમાં જ્ઞાનના સાધન તરીકે, બીજામાં જ્ઞાનના ફલ તરીકે-શ્રીવલ્લભાચાર્યનું જીવનવૃત્ત-શ્રીશુદ્ધાદ્વૈત મતનું તત્ત્વજ્ઞાન પ્રમેય રત્નાકર ઉપરથી પ્રમાણવાદ-પ્રમેયવાદ-સ્વરૂપકોટિ બ્રહ્મ-કારણકોટિનું

અન્ન-કાર્યકારિતું બ્રહ્મ-સ્વભાવ, અક્ષર, કાલ, કર્મનાં લક્ષણો તેમાં ૦) પહેલાં છે-અવિકૃત પરિણામવાદનો સ્વીકાર-માયા ભગવાનની સાચી શક્તિ છે, શાંકરમત જેવી મિથ્યાશક્તિ નહિ.

---

## પ્રકરણ તેરમાની વિષયાનુક્રમણિકા.

---

### બ્રહ્મમીમાંસાના અન્ય એકદેશી મતો.

વિશિષ્ટાદ્વૈતદર્શન-તેની બે પ્રણાલિકાઓ, આલવારોની અને આચાર્યોની-બાર આલવારો-આચાર્યો-નાથમુનિ-યામુનાચાર્ય-રામાનુજાચાર્ય-વિશિષ્ટાદ્વૈત સાહિત્ય-વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તસાર-મહાસિધ્ધાંત અને લઘુસિધ્ધાન્ત-ચિદ્, અચિદ્ અને પરવાસુદેવ-ચતુર્વ્યુહ-ઉપાસનાના પાંચપ્રકારો-મધુસૂદન સરસ્વતીના ઈશ્વરપ્રતિપત્તિ-પ્રકાશને અનુસાર ભગવત્સ્વરૂપ વર્ણના-પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલા બીજા મતો-શ્રીકંઠાચાર્ય-અપ્પય્યદીક્ષિત-શ્રીકંઠાચાર્યના શિવાદ્વૈતમતનોસાર-પ્રસ્થાનત્રયી ઉપર બંધાયેલા સિદ્ધાન્તોની સરખામણી-કેવલાદ્વૈત મતવાળા શંકરાચાર્ય, શુધ્ધાદ્વૈતમતવાળા વલ્લભાચાર્ય, વિશિષ્ટાદ્વૈતમતવાળા રામાનુજ, અવિભાગાદ્વૈત મતવાળા વિજ્ઞાનભિક્ષુ, શિવાદ્વૈતમતવાળા શ્રીકંઠાચાર્ય, અને શાક્ત દ્વૈતવાળા અભિનવગુપ્ત-પહેલા ત્રણ વિચારકોનું પૂર્ણ સાહિત્ય મળે છે-કારણ બ્રહ્મની બાબતમાં તેમના અભિપ્રાયો-કાર્યબ્રહ્મ સંબંધમા તેમના અભિપ્રાયો-જીવસ્વરૂપ સંબંધના તેમના વિચારો-સાધન સંબંધના તેમના વિચારો-ફલ સંબંધમાં તેમના વિચારો-ગ્રંથોપસંહાર.

---

# હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ

## —ઉત્તરાર્ધ—

### પ્રકરણ ૬ ઠું.

### પાશુપત અથવા શૈવદર્શન.

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम्
नृणामेकोगम्यस्त्वमसि पयसामर्णव इव ॥

( महिम्नस्तोत्र )

### (૧) અધિદેવ-એકેશ્વરભાવના.

ન્યાય-વૈશેષિકના મૂલ સૂત્રગ્રન્થમાં પરમેશ્વર અથવા પરમાત્માની ભાવના આત્મપદાર્થના પ્રકરણમાં અન્તર્ગત કરી છે મૂલ આચાર્યોએ કાતો ઈશ્વરસંબંધી વિચારને પોતાના અધિભૂત દર્શનમાં પ્રાધાન્ય ન આપ્યું હોય અથવા તે વિચાર તેમને માન્ય ન હોય ગમે તેમ હોય તો પણ જડ પૃથિવ્યાદિના પરમાણુઓ પોતાની મેળે સંયોગ પામી સૃષ્ટિ કરે અને વિભાગ પામી લય કરે તે વિચારમાં પાયામાં વિરોધ હોવાથી ન્યાય-વૈશેષિક દર્શનના પ્રાચીન આચાર્યોને પ્રેરક પરમાત્માનો સ્વીકાર કરવો પડ્યો છે આ સ્વીકાર પ્રશસ્તપાદના વૈશેષિક ભાષ્યમાં આપણને સ્પષ્ટ જણાય છે લક્ષણાવતાર સૂત્રમાં રાવણ અને બુદ્ધના સંવાદનું વર્ણન આપી રાવણ પાસે એવો પ્રશ્ન પૂછાયો

છે કે "તથાગત ગર્ભ" અને વૈદિકોના આત્મવાદમાં ફેર શો? તેનું ઉત્તર એવું આપવામાં આવ્યું છે કે જેઓ આત્મવાદમાં શ્રદ્ધાવાળા છે તેમને આ બૌદ્ધ નૈરાત્મ્યવાદ અથવા શૂન્યવાદ તરફ ખેંચી લાવવાનો આ "તથાગત ગર્ભ"વાદનો ઉદ્દેશ છે. બૌદ્ધ ધર્મના હિન્દુસ્થાનમા પ્રવૃત્તિ સમયે એક પ્રતિપક્ષી માહેશ્વર અથવા પાશુપત મત હતો, અને તેવા ઈશ્વરવાદના સિદ્ધાન્તને ન્યાય-વૈશેષિકોએ પોતાનો અભીષ્ટમત છે એમ સ્વીકારી બૌદ્ધોના નૈરાત્મ્યવાદ સામે પોતાના મુખ્ય દર્શનના મુખ્ય પરમાણુ કારણવાદને ટકાવ્યો હતો.

આ જગતના ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કરનારા પરમાત્માને ત્રણ દૃષ્ટિબિન્દુથી વેદકાળથી વિચારવામા આવતા હતા.

એકભાવના.-નિમિત્ત ઈશ્વરવાદની; બીજી ભાવના-ઉપાદાન કારણ ઈશ્વરવાદની, અને ત્રીજી ભાવના-અભિન્ન નિમિત્ત તથા ઉપાદાન કારણ ઈશ્વરવાદની પહેલી ભાવનામા જગતનુ સમવાયી અથવા ઉપાદાન કારણ, પછી તે પરમાણુઓ હોય, પ્રકૃતિ હોય ગમે તે હોય, તે સ્વતંત્ર અસ્તિત્વવાળું છે. અને તે વડે સૃષ્ટિના આરંભમા પરમાત્મા નિમિત્ત થાય છે, અને જીવોના અદૃષ્ટો તે પરમાત્માની ઇચ્છાના પ્રેરક થાય છે-એવું મંતવ્ય હોય છે બીજી ભાવનામા ઈશ્વર પોતેજ જગતનુ સમવાયી અથવા ઉપાદાન કારણ છે, અને તે સ્વયં જગદાકાર પરિણામ પામે છે, આને અવિકૃત પરિણામવાદ અથવા બ્રહ્મવાદ પણ કહે છે ત્રીજી ભાવનામા પરમેશ્વર જગતનું સર્વાંશ કારણ છે એટલે ઉપાદાન પણ પોતે છે, અને નિમિત્ત પણ પોતે છે. આ ત્રણે ભાવનાઓમા સેશ્વરવાદ છે, એમા પ્રથમ ભાવનાવાળો સેશ્વરવાદ ન્યાય-વૈશેષિકોએ સ્વીકાર્યો છે, અને પાશુપતમતમા પણ સ્વીકાર્યો છે. બીજા પ્રકારનો વાદ ભાગવતમત અથવા સાત્વત તન્ત્રમા અથવા વિષ્ણુમાર્ગમા સ્વીકારાયો છે. અને ત્રીજા પ્રકારનો વાદ બ્રહ્મસૂત્ર ઉપર બંધાયેલા અદ્વૈત મતમા અથવા લોક પ્રસિદ્ધ શાંકર મતમા સ્વીકારાયો છે.

ત્રણે ભાવનામા સર્વજ્ઞ-ઈશ્વર પરમાત્મા અથવા પરમેશ્વરની ભાવના તુલ્ય છે. માત્ર પહેલામા તેને ઈશ્વર, પશુપતિ, રુદ્ર, શિવ એ સંજ્ઞાથી વ્યવહરવામાં આવે છે. બીજામા તેને ભગવાન્, પુરુષ, વિષ્ણુ, નારાયણ, ઇત્યાદિ

નામથી વ્યવહરવામા આવે છે અને ત્રીજામા બ્રહ્મ-એના નપુસક ભાવે એટલે તત્ત્વ પ્રધાન ભાવથી વ્યવહરવામા આવે છે

આ ત્રણે ભાવનામા એક તત્ત્વ જગતનુ ઉત્પાદક છે તેમા દેવભાવના રી રીતે પેદી તેનો નિર્ણય કરવા આપણે શ્રૌત પ્રકરણ પ્રતિ લક્ષ્ય આપવું પડશે વેદના કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ કાડ છે તેમા કર્મની મીમાસા જૈમિનિએ દ્વાદશાધ્યાય વાળી <u>પૂર્વ મીમાસા</u>મા, અને બ્રહ્મની જ્ઞાન મીમાસા બાદરાયણે ચાર અધ્યાયમા <u>ઉત્તર મીમાસા</u>મા કરી વચલા કાડની મીમાસાનો ગ્રન્થ હતો, પણ હાલ લુપ્ત થઇ ગયો છે મધુસૂદન સરસ્વતી પ્રસ્થાનભેદમા જણાવે છે કે "<u>સકર્ષણ કાડ</u> ચાર અધ્યાયવાળુ જૈમિનિએ રચેલુ હતુ તે કાડ-દેવતા કાડ તરીકે પ્રસિદ્ધ હતુ તે વિભાગ <u>ઉપાસના રૂપ</u> કર્મને લગતો હોવાથી કર્મમીમાસામા પડે છે" <u>આ દેવતાકાડ</u> ઉપર ઘણુ કરીને નારદાદિ મહર્ષિઓએ મીમાસા કરી હતી એમ ગગનભટ્ટ શાગ્તિ-તિન નામના તન્ત્ર ગ્રન્થની ટીકામા જણાવે છે તે ઉપગત અહિર્બુધ્ન્ય સહિતામા પાશુપત દર્શનનુ વર્ણન કરતા જણાવવામા આવ્યુ છે કે —

"પાશુપતતન્ત્ર પશુના પાશને તોડનાર માગ (શિવના) મુખમાથી વિષ્ણુના સ કલ્પથી વિસ્તારને પામેલુ છે તે સર્વોત્તમ તન્ત્રના આઠ કાડ છે પહેલા કાડમા **પતિ**નુ સ્વરૂપ હોવાથી તેને પતિકાડ કહે છે, બીજુ **પશુ**કાડ છે ત્રીજુ કાડ **પાશ**કાડ કહેવાય છે ચોથા અને પાચમા કાડમા **શુદ્ધચર્યા** અને **મિશ્રચર્યા**નુ વર્ણન છે છઠ્ઠા કાડને દેવકાડ કહે છે, સાતમા કાડને **દીક્ષા**કાડ કહે છે આઠમુ **સાયુજ્ય**કાડ કહેવાય છે આવુ મોટુ પાશુપતશાસ્ત્ર છે" (**અ બુ સંહિતા** ૧૨ મો અધ્યાય)

મારો અભિપ્રાય એવો થાય છે કે જૈમિનિની ઉપાસનાકાડની મહર્ષિ મીમાસામા સાત્વત અથવા ચતુર્વ્યૂહાત્મ ભાગવતમતનું ચિંતન હશે, અને આ ઉપરની અષ્ટાધ્યાયીમા પાશુપત અથવા માહેશ્વર મતનુ પ્રતિપાદન હશે આ બન્ને મીમાસાના ગ્રન્થો અને તેના સૂત્રો હાલ ઉપલબ્ધ થતા નથી પરતુ આ દર્શનો બ્રહ્મસૂત્રના પૂર્વભાવી હતા એમ બ્રહ્મસૂત્રમા ભાગવત અને પાશુપત મતનુ ખડન આવે છે તેથી સહજ અનુમાન થાય છે સાગશ ઇ સ

બીજા સૈકા પહેલા આ મતો લોકમા પ્રચલિત હતા તે નિર્વિવાદ છે આ પ્રકરણમા પાશુપતમત અથવા શૈવદર્શનનો ઇતિહાસ આપવો ધાર્યો છે.

## (૨) પશુપતિમાં ગુંથાયેલી એકેશ્વર ભાવનાનો ઇતિહાસ.

વેદના સંહિતા કાળમા ઘણા દેવોની ભાવના પ્રચલિત હતી પરંતુ બ્રાહ્મણ સમયમા અને સૂત્ર સમયમા અનેક દેવભાવનામાથી એક દેવભાવના ક્રમશ તત્ત્વદૃષ્ટિથી ઘડાતી આવી છે ઋગ્વેદ સંહિતામા —

सुपर्णं विप्रा कवयो वचोभिः
एक संतं बहुधा कल्पयन्ति ॥

સુંદર પાંખવાળાને-પ્રભુને-વિપ્રો એટલે જ્ઞાનવડે પૂર્તિ કરનારા કવિજનો એક છતા અનેક ભાવે કલ્પી લ્યે છે

इन्द्र मित्र वरुणमग्नि माहु
अथो दिव्यः ससुपर्णो गरुत्मान्
एकं सद्विप्रा बहुधा वदन्ति
अग्नि यम मातरिश्वानमाहु ॥

તે સુંદર પાંખવાળા ઉડતા દિવ્ય પરમેશ્વરને ઇન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ, એવા નામ આપવામા આવે છે, તે એક સત્ય પરમાત્માને, અગ્નિ, યમ અને વાયુ વિગેરે નામ વડે બહુ સ્તવે છે

આ મન્ત્રોમા ગરુડારઢ પૌરાણિક વિષ્ણુની ભાવનાનું બીજક છે

વેદના યજ્ઞકાડમા યજ્ઞભાવનામા દેવતાની ભાવના ઉંડી રહેલી છે, કારણ કે "દેવતાને ઉદ્દેશી દ્રવ્યત્યાગ"—એ યજ્ઞ લક્ષણમા યજનીય સ્વરૂપનો સાક્ષાત્ સ્વીકાર છે આ યજ્ઞક્રિયા કરવાનો આધાર યજુર્વેદ ઉપર, અને તેમા યજનીય દેવતાનુ નામ, રૂપ, ગુણ અને કર્મનુ વર્ણન કરવુ તેનો આધાર ઋગ્વેદ ઉપર રહેલો છે આથી "બૃહદ્દેવતા" નામના ગ્રન્થમા કહ્યું છે કે "દેવતાનુ સ્વરૂપ યથાર્થ જાણ્યા વિના વૈદિક કર્મનુ ફલ અને લૌકિક કર્મોનું ફલ મળતુ નથી, આ દેવતાઓ અનત નામરૂપવાળા છતા તેને ત્રણ વર્ગમા ગોઠવવામા આવે છે પ્રથમ વર્ગ ભૂલોક સંબધી અને તે અગ્નિગણ, અને બીજો મધ્ય-

લોક સંબંધી અને તેનું નામ વાયુગણ અને ત્રીજો સ્વર્લોક સંબંધી અને તે સૂર્યગણ. આ ત્રિવેણી સાથે દેવતાનો ત્રિવર્ગ ઘડાયો, અને ઉપનિષદ્કાળમાં આ ત્રણ વ્યૂહને-આઠ વસુમાં, એકાદશ રુદ્રમાં, અને દ્વાદશ આદિત્યમાં ગોઠવવામાં આવ્યા. પુનઃ આ ત્રણ વ્યૂહનો ઇન્દ્ર-પર્જન્યમાં અન્તર્ભાવ કરવામાં આવ્યો. અને તે ઇન્દ્ર-પર્જન્યને યજ્ઞ સંજ્ઞાવાળા પ્રજાપતિમાં (બ્રહ્મામાં) અન્તર્ગત કરવામાં આવ્યા. આ પ્રથમજ અથવા આદ્યપુરુષમાં બ્રહ્મદેવની ભાવના થઇ અને તેની સંજ્ઞા ઔપનિષદ દર્શનમાં "હિરણ્યગર્ભ" એવી પડી. આ હિરણ્ય ગર્ભમાં કર્તૃત્વબલ અને તેની બહારના સ્થૂલમાં એટલે વિરાટ્ શરીરમાં ભોક્તૃત્વબલ રહ્યા. જેટલા અંશમાં તે સ્થૂલાભિમાની તેટલા અંશમાં તે "હિરણ્યગર્ભ" અગ્નિ-વૈશ્વાનર અથવા વિરાડભિમાની થયો, અને જેટલા અંશમાં તે પોતાની ક્રિયાશક્તિના સાધનભૂત સૂક્ષ્મ કરણો અથવા ઇન્દ્રિયોનો અભિમાની રહ્યો તેટલા અંશમાં તે સૂત્રાત્મા અથવા પ્રાણ કહેવાયો. આ ક્રિયાશક્તિ અને ભોગશક્તિની પ્રેરક જ્ઞાનશક્તિના અધ્યક્ષ ચેતનને કારણદ્રવ્યના અભિમાની ગણવામાં આવ્યા અને તેની સંજ્ઞા રુદ્ર, ઇશ્વર, ઇત્યાદિ પાડવામાં આવી. આ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલનો અભિમાની એક છતાં જેમ આપણે સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રતમાં ત્રણ અવસ્થામાં રહ્યા છતાં, તથા ત્રણ પ્રકારના જ્ઞાન, ક્રિયા અને ભોગ ભોગવતા છતાં, એક અધ્યક્ષ પુરુષ અથવા વ્યક્તિ છીએ, તેમ આ વૈશ્વાનર-હિરણ્યગર્ભ, અને કારણરૂપ સમષ્ટિ દેહના અધ્યક્ષ એક અભિમાની રૂપે રહે છે. આ ત્રણ દેહમાં રહેલા બ્રહ્માંડના એક અભિમાનીને અર્ધમાત્રાના અધ્યક્ષ એટલે શક્તિ સંપન્ન શિવ, મહારુદ્ર, મહાકાલ, મહેશ્વર, હર ઇત્યાદિ સંજ્ઞા આપવામાં આવે છે, ત્યારે તે તે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણના અભિમાનીને વૈશ્વાનર (વિષ્ણુ), હિરણ્યગર્ભ (બ્રહ્મા) અને ઇશ્વર (સંહારરુદ્ર) નામથી વ્યવહરવામાં આવે છે. જ્યારે તે તે અભિમાનીને આ મહેશ્વર વૈધદીક્ષાથી વેદનો એટલે જ્ઞાનનો પ્રબોધ કરે છે, ત્યારે આ ત્રણ શરીરમાં ગુંચાયેલા ચેતનને, સંસારી જીવને, તે આદ્ય પુરુષના મુખમાંથી નીકળેલા વેદરાશિના સારભૂત ત્રિપદા ગાયત્રી, તેની ત્રણ વ્યાહૃતિ અને તેના બીજભૂત ત્રિખંડ પ્રણવદ્વારા

વેદપ્રબોધ ઉપનયનવડે થાય છે આ આદ્યપુરુષના ચાર મુખ કલ્પી તેમના દ્વારા મળતા ઋગ્, યજુષ્, સામ અને અથર્વ વેદના ચાર આમ્નાય તેમના સાંકેતિક બોધ અથવા જ્ઞાનના વિભાગરૂપ મનાય છે આ ચતુરામ્નાય તન્ત્ર હિરણ્યગર્ભે પ્રણીત છે, અને તે બ્રહ્માનું શાસન છે, . ત્યારે આ વેદપુરુષ બ્રહ્માને અન્ત પ્રબોધ કરનાર ઈશાન–મહેશ્વરનુ શાસન, ઊર્ધ્વામ્નાયરૂપ પાંચમુ મનાય છે આ બોધરહસ્યને લક્ષ્યમા લઇ મહેશ્વરની પાંચ મુખની ભાવના રચી, તેને શક્તિ (સ્ત્રી) સહિત હોવાથી ત્ર્યંબક* કહે છે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણના ત્રણ પુરોડાશના ભાગો તે ખાય છે તેથી તે "અત્તા" ખાનાર કહેવાય છે (જુઓ **अत्ता चराचर ग्रहणात्**–એ બ્રહ્મ સૂત્રમા **अत्ता** શબ્દ નિર્વચન ) અને તે ત્રણ નેત્રવડે–જ્ઞાન, ક્રિયા અને ઇચ્છાશક્તિ વડે–બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રનુ નિયમન કરે છે અને તે સ્વતન્ત્ર જ્ઞાનપ્રવર્તક થય છે એવી મહેશ્વરની રૂપભાવના માહેશ્વર મનમા ઉભી થઇ છે

આ પંચામ્નાયની ભાવના છાન્દોગ્ય ઉપનિષદ્મા પંચામૃતવિદ્યામા સુચવેલી છે તેમા આદિત્ય મણ્ડળને એક મધપુડાનું રૂપક આપી તેના અવયવોની નીચે પ્રમાણે ઉપાસના અર્થે કલ્પના કરી છે —

| પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર |
|---|---|---|---|
| પૂર્વકિરણો–મધુનાડી | દક્ષિણકિરણો–મધુનાડી | પશ્ચિમકિરણો–મધુનાડી | ઉત્તરકિરણો–મધુનાડી |
| ઋચાઓ–મધુકર | યજુર્મન્ત્રો–મધુકર | સામમન્ત્રો–મધુકર | અથર્વમન્ત્રો–મધુકર |

* જુઓ શતપથ બ્રાહ્મણના પાંચમા પ્રપાઠકનુ ત્રીજુ બ્રાહ્મણ ત્યાં ત્ર્યંબક યાગમા રુદ્રભાગ પોતાની બહેન (અંબિકા) સાથે હે રુદ્ર ભોગવ–એવા મન્ત્રના નિર્વચનમા **अंबिका नामास्य स्वसा तयास्यैष सहभागः । तद्यदस्य एष स्त्रियासह भागस्तस्मात् त्र्यम्बका नाम ।** હે રુદ્ર તું તારી અંબિકા નામની બહેન સાથે આ રુદ્રભાગ લે–એ મન્ત્રમા અંબિકા તે રુદ્રની બહેનનું નામ છે તેની સાથે ભાગ આપવામા આવે છે સ્ત્રી સાથે એટલે સ્ત્રી વ્યક્તિ સાથે તેનો ભાગ છે તેથી તે દેવને અપાતા પુરોડાશના ભાગો (अ)त्र्यम्बका કહેવાય છે જેમા અવર્ણનો લોપ થાય છે વિગેરે

| | | | |
|---|---|---|---|
| ઋગ્વેદ-પુષ્પ | યજુર્વેદ-પુષ્પ | સામવેદ-પુષ્પ | ઇતિહાસપુરાણ-પુષ્પ |
| રસ-રક્ત | રસ-શુક્લ | રસ-કૃષ્ણ | રસ-પરકૃષ્ણ |
| ભોક્તા-વસુઓ | ભોક્તા-રુદ્રો | ભોક્તા-આદિત્ય | ભોક્તા-મરુત્ |
| મુખ-અગ્નિ | મુખ-ઇન્દ્ર | મુખ-વરુણ | મુખ-સોમ |

ઉર્ધ્વ

ગુહ્યાદેશ-પુષ્પ

રસ-"પરોરજા"

ભોક્તા-સાધ્ય

મુખ-બ્રહ્મા (પ્રણવ)

આ ઉપાસના અર્થે ઘડાયેલા તત્ત્વજ્ઞાનના આદ્યપ્રબોધક, આ બ્રહ્માંડના અભિમાની સૂર્ય, જેમા પ્રજાપતિ બ્રહ્માનો અભેદારોપ છે, તેના ઊર્ધ્વ કિરણો-માથી ગુહ્ય આદેશો પ્રકટે છે, તેનો રસ ગાયત્રીનો ચતુર્થપાદ "પરોરજા" તત્ત્વમા ગુથાયો છે, તેના ભોક્તાઓ સાધ્યવર્ગના પુરુષો હોય છે, અને પ્રણવ એટલે બ્રહ્મના પ્રતીકવડે તે રસ તેઓ ભોગવી શકે છે—આ ભાવનામા પ્રત્યક્ષ ચાર વેદ ઉપરાંત પાચમો જ્ઞાનજનક એક શબ્દસમૂહ છે, અને તેને આગમ એવી સંજ્ઞા આપવામા આવે છે આ ઊર્ધ્વ આમ્નાય અથવા પાચમો આગમ માહેશ્વરમતનો આધાર ગણાય છે

શ્વેતાશ્વતર શાખાના યજુર્વેદના મન્ત્રોપનિષદ્મા પાશુપત દર્શનનુ વેદાનુસારી વર્ણન છે, તથા ઈશાવાસ્ય ઉપનિષદ્મા જગત્કારણમા ઈશ્વરની ભાવના બાધી. આ જગદ્ભાવને ઈશભાવથી ઢાંકવાનો ઉપદેશ સ્પષ્ટ ઈશ્વર કારણવાદ પ્રતિ બ્રહ્મવાદને લઇ જતો જણાય છે તે ઉપરાંત અથર્વશિરસ્, કેનોપનિષદ્, અથર્વશિખા, નીલરુદ્ર, કાલાગ્નિરુદ્ર, કૈવલ્ય વિગેરે ઉપનિષદો પણ શિવમતના સ્થાપક છે શ્વેતાશ્વતર ઉપનિષદ્ કેવલ બ્રહ્મવાદી નથી, પરંતુ સેશ્વરવાદી છે તે તેના આન્તર અવલોકનથી સ્પષ્ટ સમજાય છે પરંતુ આ ઉપનિષદ્મા ગુથાયેલુ પાશુપત દર્શન ઘણે ભાગે સેશ્વર સાંખ્ય એટલે યોગદર્શન તરફ ઢળતુ છે, કારણકે તેમા પ્રકૃતિ કારણવાદ સ્વીકારેલો જણાય છે જગતના કારણનો પ્રશ્ન ઉઠાવી તે કારણ ઋતુવાદીના કહેવા પ્રમાણે કાલ નથી,

સ્વભાવવાદીના કહેવા પ્રમાણે સ્વભાવ નથી, નિયતિવાદીના કહેવા પ્રમાણે જગત મર્યાદા કરનારી **નિયતિ** શક્તિ નથી, યદૃચ્છાવાદીના કહેવા પ્રમાણે **અકાંડતાંડવ** જેવું પણ નથી, ભૂતવાદીના કહેવા પ્રમાણે **પંચભૂતો** પણ નથી, પ્રધાનવાદીના કહેવા પ્રમાણે એકલી **યોનિ (પ્રકૃતિ)** પણ નથી, જીવવાદીના કહેવા પ્રમાણે એકલો **પુરુષ (જીવ)** પણ નથી, પરંતુ ધ્યાન યોગવડે મહર્ષિઓએ જોયુ છે કે સ્વયંદ્યોતનવાળા પરમાત્માની ચૈતન્ય રૂપાશક્તિ કારણ છે એવો ઉપક્રમ કરી, આ ઉપનિષદ્‌મા આ શક્તિ સંપન્ન તત્ત્વને "પરમેશ્વર, ઈશ, ઈશાન, શિવ, રુદ્ર, પુરુષ, હર" વિગેરે નામથી ઓળખાવવામાં આવે છે, અને તે દેવ ભોક્તા, ભોગ્ય અને પ્રેરયિતા–એ ત્રણ પદાર્થોથી સંયુક્ત સંસારમા અથવા બ્રહ્મચક્રમા રહેલો છે, અને તેના મલ, માયા, કર્મ અને નિરોધાન નામના પાશ જાલથી બંધાયેલા પશુને છૂટવાનો માર્ગ પરમેશ્વરનું અભિધ્યાન, યોગ, અને તત્ત્વભાવ–એ ત્રણમા ગુંથાયેલો છે. આ પરમેશ્વરનુ અભિધ્યાન કરવા યોગ્ય વ્યાપક સ્વરૂપ પહેલા અધ્યાયમાં; તેના યોગનું અને તત્ત્વભાવનું સ્વરૂપ બીજા અધ્યાયમા; મંદાધિકારીને અર્થે તે પરમેશ્વરની સોપાધિકરૂપની સ્થૂલોપાસના ત્રીજા અધ્યાયમા; તે સોપાધિક પરમેશ્વરની સૂક્ષ્મોપાસના તથા હિરણ્યગર્ભ (કપિલ)ને સર્વજ્ઞાનથી તેમણે ભરપૂર શી રીતે કર્યા ઇત્યાદિ રહસ્ય ચોથા અધ્યાયમા; વિદ્યા અને અવિદ્યાનો વિભાગ અને અવિદ્યાવિવરણ પાચમામા, વિદ્યાતત્ત્વવિવરણ છઠ્ઠામા કરી આ ઉપનિષદ્ કહે છે કે.–"જ્યારે મનુષ્યો આકાશને ચામડાની પેઠે વાળી શકશે ત્યારે પરમેશ્વરને જાણ્યા વિના દુઃખનો અન્ત જોઇ શકશે. (સારાશ પ્રથમ કામ જેવું અસંભાવ્ય છે તેવું બીજું પણ અસંભાવ્ય છે). આ જ્ઞાન, તપના પ્રભાવથી અને દેવના પ્રસાદથી શ્વેતાશ્વતર મુનિને પરમ પવિત્ર પ્રાપ્ત થયુ, અને ઋષિ સંઘે વધાવેલુ તે જ્ઞાન તેમણે ચતુર્થાશ્રમીઓને કહ્યુ"........આ ઉપનિષદ્‌ના અંતિમ વાક્યોમા પાશુપત દર્શનના આચાર્યોની ગુરૂ પરંપરાની પહેલી કડી આપણને પકડાય છે. માહેશ્વરમતનું વાયુપુરાણના પૂર્વાર્ધના ૨૩મા અધ્યાયમા સાંપ્રદાયિક વર્ણન છે તેમા સાતમા વારાહ કલ્પમા જ્યારે જ્યારે ત્રયી એટલે વેદના તાત્પર્યની વ્યવસ્થા કરનાર વેદવ્યાસ જાગે છે, ત્યારે ત્યારે

પ્રયોગ થયો છે, અને સેશ્વર યોગમાં ઈશ્વરભાવ તે પ્રકૃતિ કારણને અવલંબી ન્યાયો છે અક્ષપાદ, કણાદ, વિગેરે આચાર્યોએ તે ઈશ્વરવાદ પરમાણુઓના ઉપાદાન કારણ ઉપર ઘટાવ્યો છે પતંજલિના સમયમાં શૈવભાગવત શબ્દનો પ્રયોગ થતો હતો પાછળથી "ભગવાન" શબ્દ વિષ્ણુમાં રૂઢ થયો, અને "ઈશ્વર" શબ્દ શિવમાં રૂઢ થયો પ્રથમ મતના ભાગવત કહેવાયા, બીજા મતના શૈવ કહેવાયા વેમકેડફીસના સિક્કામા એક બાજુ ત્રિશૂલધારી શિવ દર્શાવ્યા છે તેથી ઈ સ પૂ ૧૫૦ મા એટલે પતંજલિના સમયમા શિવ, સ્કંદ, વિશાખની મૂર્તિઓ પૂજાતી હતી એવુ જણાય છે ભીટાના ખોદકામમા નિકળેલુ મુખલિંગ છે તેના ઉપરના લેખ ઉપરના અક્ષરો ઉપરથી ઈ સ પૂર્વના પહેલા સૈકામા આ લિંગ ઘડાયેલુ એવુ મી બેનરજી માને છે આ પછી બ્રહ્મસૂત્રમા ( ઈ સ ના બીજા સૈકામા, પશુપતિમતનુ ખંડન છે, તેથી તે સપ્રદાય બળવાન્ હતો એમ સ્પષ્ટ થાય છે ગુપ્ત સમયમા પણ માહેશ્વર સપ્રદાય પ્રચલિત હતો ત્યાર પછી શૈવમતના પંચબ્રહ્મનો મહાયાન બૌદ્ધમતના પંચબુદ્ધ સાથે સમન્વય પ્રચાર ચાલતો હતો, અને નેપાલમા હાલ તે બે સપ્રદાય એક તન્ત્ર થઇ ગયા જણાય છે, ત્યા પશુપતિનુ ભવ્ય મંદિર છે ઇ સ ના સાતમા સૈકામા (૬૧૦) મહારાષ્ટ્રના પુલકેશી બીજાના ભત્રીજા નાગવર્ધનના સમયમા કાલમુખ અથવા મહાવ્રતીઓ ( પાશુપતમતના સાધુઓ ) હતા વળી ઈ સ ના દશમા સૈકામા (૯૫૮) મા રાષ્ટ્રકુટના ત્રીજા કૃષ્ણરાજાના સમયમા અપાયેલા કરહાદના દાન-પત્ર ઉપરથી વલ્કલેશ્વર મઠના આચાર્ય ઈશાન શિવના શિષ્ય અને શૈવ સિદ્ધાન્તોના પૂર્ણજ્ઞાતા ગગનશિવ થયા હતા એમ જણાય છે હર્ષનાથ મંદિરના લેખ ઉપરથી વળી જણાય છે કે ( જયપુરમા સીકર પાસે) વિશ્વરૂપાચાર્ય પંચાર્થ લાકુલામ્નાયના પતિ હતા, તેમના શિષ્યનુ નામ પ્રશસ્ત હતુ તેમના શિષ્યનુ નામ ભાવિરક્ત હતુ, અને તેમનુ બીજુ નામ અલ્લટ હતું આ લેખમા જણાવેલા "પ્રશસ્ત" તે શુ વૈશેષિક સૂત્ર ભાષ્યકાર પ્રશસ્તપાદ કે બીજા તે વિચારવા યોગ્ય છે તે સાથે "ભાવિરક્ત" તે "ભાસર્વજ્ઞ" તો નહિ હોય ? મને લાગે છે કે "ભાસર્વજ્ઞ" પોતાના "ન્યાયસાર"મા પાશુપત મતની છાયા આપે છે તેથી તથા તેમના "ગણકારિકા" નામના પાશુપત મતના

સ્વતંત્ર પ્રકરણ ગ્રન્થથી સમજાય છે કે તેઓ પંચપદાર્થવાદી પાશુપત હતા. ભાસર્વજ્ઞ ઇ. સ. ના દશમા સૈકાના ઉત્તરાર્ધમાં થયા હશે, કારણકે ૯૪૦ માં થયેલા પ્રમાણવાર્તિકાલંકારના કર્તા પ્રજ્ઞાકરગુપ્તના વિચારોનું, તેઓ "ન્યાય-ભૂષણ" નામની ન્યાયસારની ટીકામાં, ખંડન કરે છે. દિઙ્નાગ, ધર્મકીર્તિ વગેરે બૌદ્ધ વિચારકો ભાસર્વજ્ઞ પહેલાં થઇ ગયેલા જણાય છે. આ સંપ્રદાય-ઇ. સ. ના બારમા તેરમા સૈકાસુધી સ્વતંત્ર રહ્યો, અને ત્યારપછી સ્માર્ત શૈવ ધર્મમાં લય પામ્યો.

## (૩) પાશુપત દર્શનનું પ્રમાણ સાહિત્ય અને તેના પાંચ સિદ્ધાન્તોનો સાર.

વેદકાલથી આરંભી ઇ. સ. ના બારમા તેરમા સૈકા સુધી સ્વતંત્ર લોક ધર્મ તરીકે ચાલેલા પાશુપત સંપ્રદાયનું સાહિત્ય જોઇએ તેવું સર્વાંશ મળ્યું નથી, અને તેથી શોધની વિશેષ અપેક્ષા રાખે છે. પશ્ચિમ હિન્દુસ્થાનમાં આવિર્ભાવ પામેલો પાશુપત સંપ્રદાયનો મૂલ પ્રમાણ ગ્રન્થ "પંચાધ્યાયી" અથવા "પાશુપત શાસ્ત્ર પંચાર્થદર્શન" કહેવાય છે. તે ગ્રન્થ હાલ ઉપલબ્ધ નથી. તેના ઉપર રાશિકરનું ભાષ્ય હતું. તેના ઉપર મેંરકાર કારિકા હતી. રાજશેખર (ઈ. સ. ૧૩૪૮ માં) ષડ્દર્શન સમુચ્ચયમાં પાશુપતોના યોગશાસ્ત્રમાંથી કેટલાક ઉતારા આપે છે. તેમનું તર્કસાહિત્ય ન્યાય અને વૈશેષિકમતના આચાર્યોના ગ્રન્થોમાં ગુંથાયેલું છે. ઘણે ભાગે નૈયાયિકો શૈવ કહેવાય છે, અને વૈશેષિકો પાશુપત કહેવાય છે. આ તર્ક સાહિત્યનું વર્ણન ન્યાય-વૈશેષિકના પ્રકરણમાં આપ્યું છે. પરંતુ પાશુપત મતનું સ્વતંત્ર તત્ત્વદર્શન નીચે પ્રમાણે તારવી શકાય છે:—

વાચસ્પતિમિશ્રના અભિપ્રાય પ્રમાણે માહેશ્વરોના ચાર વર્ગો પડે છે:- (૧) પાશુપત, (૨) કારુણિક સિદ્ધાન્ત, (૩) કાપાલિક અને (૪) શૈવ. આ ચારે સ્વતંત્ર મહેશ્વરથી રચાયેલા સિદ્ધાન્તના અનુયાયીઓ છે. તેમના મતમાં પાંચ પદાર્થો છે:-(૧) દુઃખાન્તપદાર્થ, (૨) કાર્યપદાર્થ, (૩) કારણ-પદાર્થ, (૪) વિધિપદાર્થ અને (૫) યોગપદાર્થ. આ પંચ પદાર્થોનો સિદ્ધાન્ત

નકુલીશ પાશુપતનો મતનાવેલો છે પદાર્થનું તત્ત્વજ્ઞાન ૭ પ્રમાણે મેળવવુ જોઇએ (૧) સમાસ એટલે સંગ્રહરૂપે, (૨) વિભાગથી, (૩) વિભાગ વડે, (૪) બીજાં શાસ્ત્રો કરતા આ શાસ્ત્રથી શુ વિશેષ છે તેના શોધન વડે, (૫) ઉપસંહાર વડે, અને ( ) નિગમન એટલે પ્રાસંગિક શંકાઓની ઉત્તરની નિવૃત્તિ વડે આ શાસ્ત્રનુ પરમ પ્રયોજન દુ ખાન્ત એટલે દુ ખનો અવધિ અથવા મોક્ષ છે આ ૫ ાર્થનું પ્રથમ વિવેચન આપણે હાથ ઉપર લઇશુ

---

## દુઃખાન્ત પદાર્થ

પ્રાણીમાત્ર દુ ખનો દ્વેષ કરે છે આ દુ ખથી છૂટવુ એ સર્વ પ્રાણીનું પ્રથમ અભીષ્ટ પ્રયોજન છે પ્રાણીઓ સર્વ દુઃખથી છૂટવા માગે છે આ દુ ખાન્ત બે પ્રકારનો છે (૧) અનાત્મક એટલે ઇન્દ્રિયો અને વિષયોમા દુ ખનો અત્ય ત‌ોચ્છેદ, અને (૨) સાત્મક એટલે મહેશ્વરના સ્વરૂપ સામર્થ્યની સિદ્ધિ અનાત્મક દુ ખનો ઉચ્છેદ કર્યા છતા જો સાત્મક ઉચ્છેદ ન થયો હોય તો પુન પુન રોગના શલની પેઠે દુ ખ પ્રસવ થયા કરે છે આથી માહેશ્વરપદની સિદ્ધિ એ ઇષ્ટ દુ ખાન્ત છે આ માહેશ્વરના ઐશ્વર્યની સિદ્ધિનો આધાર તેની બે પ્રકારની શક્તિ ઉપર છે એક શક્તિ તે તેની **જ્ઞાનશક્તિ** અને બીજી તે તેની **ક્રિયાશક્તિ** જ્ઞાનરૂપા શક્તિ દર્શન, શ્રવણ મનન વિજ્ઞાન અને સર્વજ્ઞત્વ એમ પાચ પ્રકારે એક છતા બહુ રૂપે પ્રકટ થાય છે, અને તે સમસ્ત ભાનવાળી (Synthetic) અને વ્યસ્તભાનવાળી (Analytic) એટલે સામાન્યરૂપા અને વિશેષરૂપા એવી હોય છે ક્રિયાશક્તિ ત્રણ પ્રકારની છે –(૧) મનોજવિત્વ એટલે સંક૯પ કરવાની સાથે ઇષ્ટ પદાર્થને પ્રાપ્ત કરવો (૨) કામરૂપિત્વ એટલે ઇચ્છાનુસાર પોતાના રૂપને બદલી નવુ રૂપ ધારણ કરવુ (૩) વિકરણ ધર્મિત્વ-એટલે દેહ અને ઇન્દ્રિયોથી ઘડાયેલા એક વ્યક્તિરૂપમા રહ્યા છતા નિરતિશય ઐશ્વર્યને ભોગવવાનું સામર્થ્ય એટલે કારણોની પરવશતા છૂટી જવી તે જ્યારે આ જ્ઞાન શક્તિ પાચ પ્રકારની અને ક્રિયાશક્તિ ત્રણ પ્રકારની પ્રાપ્ત થાય ત્યારે મહેશ્વરની દશ પ્રકારની સિદ્ધિ જીવાત્માને પ્રાપ્ત થાય છે દશ સિદ્ધિના નામ આ પ્રમાણે છે –

(૧) અન્વસ્યત્વ એટલે સ્વાતંત્ર્ય સંબંધ થવાથી પરાધીનપણાની નિવૃત્તિ અથવા સ્વવશિત્વ. (૨) અનાવસ્યત્વ એટલે બીજાં પ્રાણીઓવડે આપણાં જ્ઞાનક્રિયાનાં બલ દબાય નહિ તેવું બલ, (૩) અવધ્યત્વ એટલે અન્ય પ્રાણીથી હણાય નહિ તેવું સામર્થ્ય, (૪) અભયત્વ એટલે પરમનિર્ભયતા, (૫) અક્ષયત્વ એટલે બીતરથી પરમેશ્વરભાવનું કાયમપણું, (૬) અજરત્વ એટલે જરા વિરહિતપણું, (૭) અમરત્વ એટલે પ્રાણાદિ વિયોગથી ઉત્પન્ન થતા દુઃખનો સ્પર્શ ન થવો તે. (૮) અપ્રતીઘાતત્વ એટલે સર્વ અભિપ્રેત વસ્તુની પ્રાપ્તિમાં કોઇ પણ વિઘ્ન કરી શકે નહિ તેવું બલ, (૯) મહત્વ એટલે સર્વ પશુવર્ગમાં પોતાના શ્રેષ્ટપણાનો અનુભવ; (૧૦) પતિત્વ એટલે સર્વ કાર્યવર્ગના ઉપર પોતાનું પ્રભુત્વ.

આ દશ સામર્થ્યો જેને સ્વયં પ્રાપ્ત છે તે સ્વતંત્ર મહેશ્વર છે અને તે પશુપતિ છે. જેને તે પ્રાપ્ત નથી તે પશુ છે, પ્રથમ તે કારણ પદાર્થ; અને બીજો તે કાર્ય પદાર્થ.

## કાર્યપદાર્થ.

જે જે અસ્વતંત્ર તે કાર્ય અને તેના ત્રણ વિભાગ છે. (૧) વિદ્યા, (૨) કલા, અને (૩) પશુ. વૈશેષિક શાસ્ત્રમા આત્મગુણ તે બુદ્ધિ તેમ આ શાસ્ત્રમાં પશુનો ગુણ તે વિદ્યા. આ વિદ્યા બે પ્રકારની છે. બોધસ્વભાવા (Conscious) એટલે સ્પષ્ટ ભાનવાળી અને અબોધ સ્વભાવા (Subconscious) એટલે જડતાવાળી ઝાખી.* પહેલી વિદ્યા તે સ્પષ્ટ વિવેકવૃત્તિ, અને બીજી તે સામાન્ય વૃત્તિવાળું જ્ઞાન. વિદ્યા તે પ્રત્યક્ષાદિ પ્રમાણવૃત્તિ અને સામાન્ય વૃત્તિવાળું (અબોધ પ્રધાન) મન તે ચિત્ત.

ચેતનનો આશ્રય ન લે ત્યાંસુધી નિશ્ચેતન રહે તેવું દ્રવ્ય તે કલા. તે કાર્યરૂપ અને કરણરૂપ એમ બે પ્રકારની છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ મળી દશ પ્રકારની કાર્યરૂપા કલા; પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત એ તેર કરણરૂપા કલા,

* જુઓ પૂર્વાર્ધમાં બૌદ્ધ દર્શન પૃ. ૧૫૭.

બંધનધર્મ અથવા પાશધર્મ જેને લાગ્યો છે તે પશુ, તે બે પ્રકારનો છે (૧) સાંજન એટલે શરીર અને ઇન્દ્રિયોનું કારણ જેને વળગ્યું છે તેવો આઠ પ્રકારના દેવ વર્ગમાં, પાંચ પ્રકારના તિર્યગ્જનમાં અને એક પ્રકારના માનુષવર્ગમાં એમ ચૌદ જાતિના દેહોના વમળમાં પડેલો જીવાત્મા તે સાંજન (૨) નિરંજન એટલે પાશરહિતનો આત્મા આ ત્રણ પ્રકારનો છે (અ) મંહુન એટલે પરમેશ્વરમાં સાયુજ્યભાવથી શમેલો (બ) દૈનત્વ પામેલો (ક) નિધાયોગયુક્ત

---

## કારણપદાર્થ.

નિરતિશય જ્ઞાનક્રિયા શક્તિવાળા પરમેશ્વર જે સમસ્ત જગતના સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોધાન અને અનુગ્રહ કરનાર તે કારણ પદાર્થ તે પરમેશ્વર એક છતાં ગુણધર્મના ભેદથી ઘણા ચમત્કૃતિવાળા ધર્મયુક્ત હોય છે, તે પરમેશ્વર અથવા પશુપતિમાં નીચેના મુખ્ય ગુણધર્મો ઉપાસના સમયે ચિન્તવવા જોઈએ (૧) તે નિરતિશય જ્ઞાન અને ક્રિયા સંપન્ન હોવાથી **પતિ** છે (૨) તેમાં નિત્ય ઐશ્વર્ય રહેલું હોવાથી તે સદ્રૂપ અથવા **સત્વરૂપ** છે (૩) તેમનું ઐશ્વર્ય સ્વયંભૂ હોવાથી તે **આદ્યતત્ત્વ** છે (૪) સર્વ પ્રકારના જન્માદિ વિકારોથી રહિત છે તેથી **અજાત** છે (૫) તે મહાસૃષ્ટિનો સંહાર-કર્તા છે તેથી **ભવોદ્ભવ** છે (૬) સર્વ આકર્ષક ગુણોથી ભરેલા છે માટે **વામ** છે (૭) સ્વેચ્છાથી અનેક કાર્યોની ક્રીડા કરે છે માટે **દેવ** છે (૮) સિદ્ધ અને સાધક જીવોથી ઉત્કૃષ્ટ છે માટે **જ્યેષ્ઠ** છે (૯) વળી તે સર્વોત્તમ પદાર્થ છે માટે **શ્રેષ્ઠ** છે (૧૦) જગત્ સૃષ્ટિના આરંભમાં પણ મનુભય સાથે સાથે જોડે છે એટલે રોવાના કારણો સાથે સાથે જોડે છે, તેથી **રુદ્ર** છે (૧૧) સ્વેચ્છાથી અનેક કાર્ય કરે છે તેથી **કામી** છે (૧૨) શમ સુખને પ્રકટ કરનાર હોવાથી તે **શંકર** છે (૧૩) અંતસૃષ્ટિમાં પણ સંહાર કરે છે તેથી **કાલ** છે (૧૪) ઉપર કહેલા કાર્યો (શરીરો) અને કરણો (ઇન્દ્રિયો)ની ઘટક કલાઓને સ્થાન અને શરીરોમાં સંયોજન કરે છે તેથી

---

* આ ચૌદ જાતિના સર્ગ સંબંધમાં જુઓ સાંખ્ય યોગનું પ્રકરણ-પૂર્વાર્ધ પૃ ૮૪-૮૧

કલાવિકરણ છે. (૧૫) ધર્માદિ બલોનો યથેષ્ટ ઉદય કરે છે, લોપ કરે છે, અને બીજામા મૂકે છે તેથી **બલપ્રથમન** છે. (૧૬) સર્વ દેવ, તિર્યક્ અને મનુષ્યોને મૈથુનની વાસનાથી રંગે છે માટે **સર્વભૂતદમન** છે. (૧૭) સઘળી સકલ અને નિષ્કલ અવસ્થામા સમાન શક્તિ જાળવી જાણે છે માટે **મનોન્મના** છે. (૧૮) સુખને ઉત્પન્ન કરનાર અનન્ત શરીરોનો તે અધિષ્ઠાતા હોવાથી **અઘોર** છે. (૧૯) દુઃખકર શરીરોનો અધિષ્ઠાતા હોવાથી **ઘોર** અને **ઘોરતર** છે. (૨૦) સર્વવિદ્યાદિ કાર્ય ધર્મોને પુરે છે, તથા અનન્ત શરીરોમાં પેસી સુએ છે માટે **પુરુષ** છે. (૨૧) સર્વ ઉત્કૃષ્ટ દેવવર્ગના પૂજ્ય હોવાથી **મહાદેવ** છે. (૨૨) સર્વ દુઃખના અન્તને પ્રકટ કરનાર ધ્યાનના આલંબનરૂપ હોવાથી તે **ઓંકાર** છે. (૨૩) સર્વ ક્રિયા સંપન્ન હોવાથી **વિપ્ર** છે. (૨૪) સર્વજ્ઞાન સંપન્ન હોવાથી તે **પરમઋષિ** છે. (૨૫) ષાડ્ગુણ્યયુક્ત હોવાથી **ભગવાન્** છે. (૨૬) ગુણધર્મવડે વાણી વિષયને વ્યક્ત કરે છે. પરંતુ પરમેશ્વરના સ્વરૂપમા વાણી પાછી પડે છે માટે **વાગ્વિશુદ્ધ** કહેવાય છે. (૨૭) સર્વ ઐશ્વર્ય આપનાર હોવાથી તે **મહેશ્વર** છે. (૨૮) સમસ્ત કાર્યવર્ગ ઉપર તેનું પ્રભુત્વ છે માટે **ઈશ** છે. (૨૯) સર્વવિદ્યા ઉપર તેમનુ પ્રભુત્વ છે માટે **ઈશાન** છે. (૩૦) સર્વ ભૂત ઉપર પ્રભુત્વ છે માટે **ઈશ્વર** છે. (૩૧) બ્રહ્મા–આદિપુરુષના પણ પ્રભુ હોવાથી **અધિપતિ** છે. (૩૨) સર્વજ્ઞાન આપનાર મોટા અને મોટા બનાવનાર હોવાથી તે **બ્રહ્મ** છે. (૩૩) પરિપૂર્ણ તૃપ્તિવાળું તે પદ છે માટે **શિવ** છે.

ઉપરના ગુણધર્મો શિવસ્વરૂપ પ્રતિપાદક પંચબ્રહ્મ મન્ત્રોમાથી આ શાસ્ત્રમાં ભાવનીય તરીકે તારવવામા આવ્યા છે.

---

## વિધિપદાર્થ.

ધર્મને અર્થે સાધકનો વ્યાપાર તે વિધિ, તે મુખ્ય અને ગૌણ એમ બે પ્રકારનો છે. મુખ્ય વિધિનું નામ ચર્યા છે અને ગૌણવિધિ તે અનુસ્નાનાદિ છે. મુક્ત પદાર્થના ઉચ્છિષ્ટ સ્પર્શથી અયોગ્યતા અથવા અશુચિત્વ દૂર કરવા સ્નાન કરવું અને તેના અન્તર પાપથી મુક્ત થવા જલનો સ્પર્શ કરવો તે

સર્વ સ્નાનાદિ વિધિમા આવે છે અને તે ભસ્મ સહિત કરવું શિવમંદિરમા જઇ નિર્માલ્ય ગ્રહણ કરવુ એટલે મસ્તકે ચઢાવવુ વિગેરે બાહ્યગૌણ વિધિ છે સ્નાન અને ઉપસ્પર્શનવડે બાહ્યદોષથી મુક્ત થવા પછી પદ્માસનાદિ યોગને અનુકૂલ આસન માડી પ્રાણાયામ કરવા પાપનો સ્પર્શ ન હોય તોપણ ચિત્તની નિર્મલતા પ્રાપ્ત કરવા પ્રાણાયામ અવશ્ય કરવા. પ્રણવનો જપ કરવો, અને તે નાદાન્ત અથવા બિન્દુનો અન્ત થાય એવી રીતે ત્રીજી અથવા ચોથી માત્રાનો સંપૂર્ણ અક્ષરનો બોધ રહે અને તે સાથે અર્થની ભાવના જાગ્રત રહે તેવી રીતે જપવો

## યોગપદાર્થ.

ચિત્તદ્વારથી પુરુષે ઇશ્વરનો સંબંધ કરવો તેનુ નામ યોગ. તે યોગ બે પ્રકારનો છે પ્રવૃત્તિ અથવા ક્રિયાયોગ, નિવૃત્તિ અથવા નિરોધયોગ જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાન વિગેરે ક્રિયાયોગ છે ચિત્તની નિરુદ્ધ સ્થિતિ સંપાદન કરવી તે ક્રિયાના ઉપરમ નામનો બીજો યોગ છે

ઉપર પ્રમાણે પચ પદાર્થોનુ સમાસથી વિસ્તારથી અને વિભાગવડે જ્ઞાન સંપાદન કર્યા પછી બીજા શાસ્ત્રો કરતા પાશુપત મતમા શો વિશેષ છે તે ચિતવવો ન્યાય-વૈશેષિક શાસ્ત્રમા, બૌદ્ધાદિ શાસ્ત્રમા દુ ખનિવૃત્તિ એજ દુ ખાન્ત છે પરન્તુ આ શાસ્ત્રમા પારમેશ્વર્ય પ્રાપ્તિ એ વિશેષ છે બીજાં શાસ્ત્રોમા અસત્કાર્યવાદ એટલે કાર્ય નવુ ઉત્પન્ન થાય છે આ શાસ્ત્રમા પશ્વાદિ કાર્ય નિત્ય છે બીજાં શાસ્ત્રોમા અસ્વતત્ર પ્રધાન પરમાણુ વિગેરે કારણ છે આ શાસ્ત્રમા સ્વતત્ર ભગવાન્ કારણ છે બીજાં શાસ્ત્રમા કૈવલ્ય અને અભ્યુદયરૂપ ફલને આપનાર યોગ છે આમા પરમદુ ખના અવધિના ભાનરૂપ યોગ છે બીજા કર્મકાડાદિ શાસ્ત્રમા સસારની પુનરાવૃત્તિ કરાવનાર સ્વર્ગાદિફલ આપનાર વિધિ છે આમા પુનરાવૃત્તિ નહિ કરાવનાર રુદ્રસાયુજ્ય કરાવનાર વિધિ છે

આ પ્રમાણે દુ ખાન્ત, કાર્ય, કારણ, વિધિની શબ્દે કરી સમાપ્તિ અને યોગની અનુભવે કરીને સમાપ્તિ તે ઉપસહાર છે પ્રાસગિક શકાઓનુ સમાધાન કરી સિદ્ધાન્તમા સ્થિતિ કરવી તેનું નામ નિગમન

તત્વજ્ઞાનનો પ્રથમ લાભ થયા પછી તેનું **તપ** વડે સંરક્ષણ કરવું, તેની ભાવાભ્યાસવડે **નિત્યતા** મેળવવી; રુદ્રતત્ત્વમાં સ્થિતિ અથવા નિષ્ઠા પ્રાપ્ત કરવી, અને છેવટે ઉપર વર્ણવેલી જ્ઞાનક્રિયાની માહેશ્વરી **સિદ્ધિ** મેળવવી–એ પાંચ લાભ પંચક છે અને તે ઉપાદેય વર્ગના છે.

## પાશુપત મતનાં બીજાં મન્તવ્યો.

પાશુપત દર્શનના તત્ત્વજ્ઞાનના પાંચ લાભ ઉપરાંત મલપંચક, ઉપાયપંચક, દેશપંચક, વિશુદ્ધિપંચક, અવસ્થાપંચક, દીક્ષાપંચક, અને બલપંચક મળી કુલ આઠ પંચકો વિચારવા લાયક છે.

સંશય વિપર્યયરૂપ મિથ્યાજ્ઞાન, પાપ અથવા અધર્મ, વિષયાસક્તિરૂપ દોષ, પરમેશ્વરપદની વિસ્મૃતિ, અસર્વજ્ઞત્વાદિ ચૌદ ધર્મવાળું બદ્ધજીવનું સ્વરૂપ તે પશુત્વ–એ પાંચ મલ પંચક છે, અને તેહેય વર્ગના છે.

ઉપર કહેલા પાદેય લાભપંચકના ઉપાયો પાચ છેઃ—

ગુરુ પાસે રહી વિદ્યાનું ગ્રહણ, ધારણ, ઉહાપોહ, વિજ્ઞાન, પ્રવચન, ગુરુસેવા, યથાન્યાય સિદ્ધાન્તમાં સદાગ્રહ તે પ્રથમ **વાસ** નામનો ઉપાય કહેવાય છે. બીજો ઉપાય ચર્યા અથવા ક્રિયાયોગ છે; ત્રીજો ઉપાય જપ ધ્યાન, છે, ચોથો ઉપાય સદારુદ્રની સ્મૃતિ છે, અને પાચમો ઉપાય પરમેશ્વરનો પ્રસાદ છે. ચર્યાનું વિશેષ વર્ણન વિધિખંડમા આવી ગયુ છે. જપધ્યાન સંબંધમા આ શાસ્ત્રમા કહેવામા આવે છે કે નાદાન્ત અને બિંદ્વન્ત પ્રણવ મન્ત્રનું આવર્તન બે પ્રકારના ફલને ઉત્પન્ન કરે છે. એક પ્રત્યાહારરૂપ ફલને અને બીજું સમાધિ ફલને. નાદાન્ત પ્રણવ જપ સર્વ ઈન્દ્રિયોનો પ્રત્યાહાર કરે છે, અને બિંદ્વન્ત પ્રણવજપ પ્રત્યાહાર પછી સમાધિને ઉત્પન્ન કરે છે. ધ્યાન જપપૂર્વક થાય છે અને ધારણાપૂર્વક પણ થાય છે. મન્ત્રજપ સાથે ધ્યેય રુદ્રમાં ચિત્તવૃત્તિનો સજાતીય પ્રવાહ ચલાવવો તે જપપૂર્વક ધ્યાન છે; વિદ્યાના અનુગ્રહથી સંસ્કાર પામેલી બુદ્ધિવડે ચિત્ત નિરાલંબન થઈ પોતાની મર્યાદામાં સ્થપાઈ જાય અને રુદ્રત્વ સ્ફુટ થાય તે ધારણા સહિત ધ્યાન કહેવાય.

આ પાંચ ઉપાયોથી પ્રાપ્ત થતા પાચ લાભો પાંચ પ્રકારના દેશનિયમથી

સત્વ સિદ્ધ થાય છે ગુરુના નિવાસમા વર્ણાશ્રમ ધર્મનુ પાલન કરનાર સજ્જનો રહેતા હોય ત્યા, નિર્જન ગુફા વિગેરે સ્થાન, સ્મશાન, અને મહેશ્વરની નિત્ય સ્મૃતિ નિર્બંધ-એ પાચ દેશમા પાચ લાભ પ્રાપ્ત થાય છે

જેવા પાચ મલ હોય છે તેમ પાચ પ્રકારની શુદ્ધિઓ મેળ્યે છે અજ્ઞાનની હાનિ, અધર્મ નિવૃત્તિ, વિષયાસક્તિનો ત્યાગ, ગૌરવપદથી નહી વિચ્યુતિ ન થવા દેવી અને પશુત્વનો નિરોધ-એ પાચ શુદ્ધિઓ છે

આ પશુના પશુભાવની નિવૃત્તિવાળી પાચ અવસ્થાઓ હોય છે પ્રથમ અવસ્થા વ્યક્તાવસ્થા એટલે પોતે પાશુપત છે એવા ભસ્મધારણાદિ ચિન્હથી સમજાય તેવી, બીજી અવ્યક્તાવસ્થા એટલે ગુપ્ત અવસ્થા, ત્રીજી ઇન્દ્રિયો ઉપરની જયાવસ્થા, ચોથી પાશોની છેદવાની અવસ્થા, પાચમી નિષ્ઠાવસ્થા

આ અવસ્થામા લઈ જનાર દીક્ષા પચક છે દ્રવ્ય, કાલ, ક્રિયા, મૂર્તિ અને ગુરુ આ પાચ વડે દીક્ષાયોગ સિદ્ધ થાય છે, અને તે દીક્ષા પાશુપત ધર્માનુયાયી આચાર્ય આપે છે ત્યારથી અવસ્થાઓનો ક્રમશ ઉદય થાય છે

પરતુ આ દીક્ષા ક્રમથી પાચ લાભનુ સ્વરૂપ જાણ્યા છતા, હેયપંચક એટલે મલપચક જાણ્યા છતા, ઉપાય પચકનુ ભાન છતા અને દેશપચક મળ્યા છતા સાધક બલ વિનાનો હોય તો સિદ્ધિ પ્રાપ્ત થતી નથી તેથી ગુરુભક્તિ, બુદ્ધિપ્રસાદ દ્વદ્વજય ધર્મ અને અપ્રમાદ એ ગુણો સાધકે અવશ્ય સપાદન કરવા જોઈએ

આ આઠ પચકવી યુક્ત માહેશ્વર મતાનુયાયીનુ જીવન શી રીતે ચાલે તેનો નિર્ણય આ ત્યાગપ્રધાન ધર્મમા લક્ષ્ય ઉત્કૃષ્ટ અને યથાલબ્ધ અન્નવડે વૃત્તિ ચલાવવી એવો કર્યો છે

આ સક્ષેપથી સમજાય છે કે પાશુપત દીક્ષા તીવ્ર વૈરાગ્ય અને ત્યાગ પ્રધાન ધર્મવાળી છે તેમા નૈષ્ઠિક બ્રહ્મચારી, વની અને સન્યાસીનો મુખ્યાધિકાર છે, અને ગૃહીઓનો ગૌણાધિકાર છે

પાશુપતની બીજી બે શાખાઓ કારુણિક એટલે સ્વપ્રસાદ ઉપર અધારેલી અને કાપાલિક એટલે ઘોરતન્ત્ર ઉપર બધાયેલી પ્રચલિત હતી આ

અઘોર અને યોગ મતના માહેશ્વરોના ભેદ વણે બાગે તેમની ચર્ચા અને યોગ ઉપર બધાયેલા હતા સિદ્ધાન્તોમા મુખ્ય ભેદ ન હતો પરતુ માહેશ્વર મતની શૈવ શાખામા સ્વતંત્ર આગમના વિચારો છે

## (૪) શૈવ સિદ્ધાન્ત અથવા આગમાન્ત શૈવ દર્શન.

જેવી રીતે લકુલીશ પાશુપત દર્શન પશ્ચિમ હિન્દુસ્થાનમા પ્રકટ થયુ છે, તેવી રીતે દાક્ષિણાત્યોમા તામીલ પ્રદેશમા શૈવાગમ દર્શન પ્રગટ થયુ છે. જેવી રીતે વેદવાદીઓની ઋગ્વેદાદિ સહિતાઓ છે, તેમ આ તામીલ શૈવોની સહિતાઓ છે દ્રાવિડોની બે મુખ્ય સહિતાઓ તામીલ ભાષામા છે એકનુ નામ દેવારામ અને બીજીનુ નામ તિરુવાચકમ્ છે તામીલ શૈવો આ આગમોને વેદ જેટલુજ પ્રમાણભૂત માને છે જેમ શ્રુતિ એટલે વેદની સહિતાઓ વેદ ત્યાસે રચી તેમ આગમ સાહિત્યના ઘડનારા ત્રણ મુખ્ય આચાર્યો થયા છે સમધર, આપ્પરસ્વામી અને સુદર નાત નામના શૈવ આચાર્યોના પદ્યો ઈ સ પછી છઠ્ઠા આઠમા સૈકામા રચાયા જણાય છે તેમા ૭૮૭ પદ્યોની સહિતા આદારતબીએ ઇ સ ૧૦૦૦ ના અરસામા ગોઠવી બીજી સહિતા માણિક્ય વાચકે (મનીક્ક વાસહરે) રચી અને તે નવમા અને દશમા સૈકા વચ્ચે રચાઈ તામીલોમા આ સહિતા પ્રતિ પુજ્ય ભાવ ઘણો છે સૂક્તો અથવા પદ્યોને પદિગમ કહે છે અને તે દશદશ શ્લોકનુ હોય છે

આર્યોના રુદ્રની અને દ્રાવિડોના શિવની ભાવનાનું સમેલન રામાયણ પહેલા થયેલુ જણાય છે ઇ સ પૂ ૫૦૦ના અરસામા હિન્દુઓનો વૈદિક ધર્મ તામીલ દેશમા પ્રવેશ પામ્યો ત્યારે વિષ્ણુ અને શિવ સબધી ભક્તિભાવના ક્રમશ પ્રસાર અને ત્યાગને પોષનારી દાખલ થવા પામી બન્ને પ્રણાલિકા અવિરોધી ભાવથી ટકી રહી પરતુ જ્યારે બૌદ્ધોએ અને જૈનોએ તે બે દેવોની ભાવનાને ડગાવવા પ્રયત્ન કર્યા, ત્યારે પ્રત્યેક પ્રણાલિકાએ પોતપોતાના દેવની મહત્તા વધારી અનુયાયીઓમા વિરોધ જગવ્યો વૈષ્ણવ અથવા સાત્વત-તન્ત્ર વાળાઓમા આલવારો થયા, અને શૈવ અથવા પાશુપત તન્ત્રવાળામા શૈવ આચાર્યો થયા શ્રી શકરાચાર્યે જે દ્રાવિડાચાર્યનો ઉલ્લેખ કરે છે તે

દ્રાવિડ સૂત્રના કર્તા હતા આ દ્રાવિડના શૈવાગમનું તત્ત્વદર્શન અદ્વૈત છાયા-વાળુ પણ શિવપ્રધાનતા ધરાવે છે, અને તેનું સમર્થન શ્રીકંઠ શિવાચાર્યે તેમના બ્રહ્મસૂત્રના ભાષ્યમાં કર્યું છે

આ દ્રાવિડોના તામીલ સાહિત્ય ઉપરાન્ત શૈવ સિદ્ધાન્તનું પ્રતિપાદન આગમાન્ત શૈવમતમાં સ્વતંત્રરીતે સંસ્કૃત ભાષામાં થયું છે ઉપર કહેલા પંચ-મુખના મહેશ્વરના ઊર્ધ્વ મુખમાંથી પાંચમો આમ્નાય પ્રગટ થયો તે પાંચમો રહસ્ય આમ્નાય અઠ્ઠાવીસ આગમ ગ્રન્થોમાં પ્રસિદ્ધ થયો છે આ અઠ્ઠાવીસ આગમ ગ્રન્થો નીચે પ્રમાણે છે –

(૧) કામિકાગમ, (૨) યોગાગમ, (૩) ચિન્ત્યાગમ, (૪) કારણાગમ, (૫) અજિતાગમ, (૬) દીપ્તાગમ, (૭) સૂક્ષ્માગમ, (૮) સહસ્રાગમ (૯) અંશુમાનાગમ, (૧૦) સુપ્રભેદાગમ (૧૧) વિજયાગમ, (૧૨) વિજયાગમ, (૧૩) નિઃશ્વાસાગમ, (૧૪) સ્વાયંભુવાગમ, (૧૫) અનલાગમ, (૧૬) વીરાગમ, (૧૭) રૌરવાગમ, (૧૮) મુકુટાગમ, (૧૯) વિમલાગમ, (૨૦) ચન્દ્રજ્ઞાનાગમ, (૨૧) મુખબિમ્બાગમ (૨૨) પ્રોદ્ગીતાગમ, (૨૩) લલિતાગમ, (૨૪) સિદ્ધાગમ, (૨૫) સાન્તાગમ (૨૬) નારસિંહાગમ, (૨૭) કિરણાગમ, (૨૮) વાતુલાગમ

આ આગમાન્ત શૈવમતમાંથી વીરશૈવ સંપ્રદાય અથવા લિંગાયત સંપ્રદાય બસવે પ્રગટ કર્યો જણાય છે લિંગાયત વીરશૈવો સિદ્ધાન્તમાં અદ્વૈતી જણાય છે કારણ કે આગમસાર સંગ્રહમાં " વીરશૈવની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે કહી છે

**વી શબ્દેનોચ્યતે વિદ્યા શિવજીવૈક્ય બોધિકા ।**
**તસ્યાં રમન્તે યે શૈવા વીરશૈવાસ્તુ તે સ્મૃતા ॥**

વી વડે જીવશિવનું એકપણું જણાવનાર વિદ્યા સમજવી તેમાં જે શૈવો રમે છે તે વીરશૈવ છે આ વીરશૈવો શિવતત્ત્વને સ્થાન ( સ્થાવર ) અને જંગ (જંગમ) એ બે ભાવથી ભજે છે

## (૫) આગમ એટલે શું ?

આગમ પદાર્થનું નિર્વચન વાચસ્પતિમિશ્ર યોગભાષ્યની ટીકામાં એવું કરે છે : કે "**आगच्छन्ति बुद्धिमारोहन्ति यस्मादभ्युदयनिःश्रेयसोपायाः स आगमः**"–જેવડે ભોગમોક્ષના ઉપાયો બુદ્ધિમાં ચઢી શકે છે તે આગમ. આ ઉપરથી સમજાય છે કે કેવલ શબ્દ શરણ થવાને બદલે જે ગ્રન્થ ભોગ-મોક્ષના ઉપાયોનું બુદ્ધિપૂર્વક પ્રતિપાદન કરે, તે **આગમ.** જે ગ્રન્થ પોતાના પ્રામાણ્યનો આધાર પોતાના ઉપર જ રાખે તે નિગમ. આ ઉપરથી સ્વતઃપ્રમાણ વેદ અથવા નિગમ, અને બુદ્ધિથી વ્યવસ્થા થાય તે આગમ. કર્મ, ઉપાસના અને જ્ઞાનનું સ્વયંભૂ ઉંડાપણું જણવે તે **નિગમ;** તેના ઉપાયોનું બહોળાપણું જણવે તે **આગમ.** જેવી રીતે બૌદ્ધોમાં હીનયાનમાં સુગતના મૂલ વિચારો રહ્યા, અને મહાયાનમા દેશકાલને અનુસાર બોધિનો વિસ્તાર થયો, તેમ બ્રાહ્મણોએ નિગમની એટલે શ્રૌતવાઙ્મયની ખોટ આગમથી પૂરી પાડી છે. આ ચાર વેદ ઉપરાન્તના પાંચમા સાહિત્યનો ઉદય છાન્દોગ્ય ઉપનિષદ્‌ના સમય પહેલા થયો હતો અને તેનો ઈ. સ. ૧૦૦૦ સુધી પ્રવાહ ચાલ્યો જણાય છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌મા આદિત્ય દેવ મધુ છે, અને તે આદિત્યમંડલના મધપુડાની ઊર્ધ્વ કિરણો રૂપ મધુનાડીમા "ગુહ્યઆદેશો" મધુકરની પેઠે રસ લાવે છે. તેને તાપ લગાડવાથી જે યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય, અન્ન વિગેરે ઉત્પન્ન થાય છે તે સમરસ થઈ મધુ બને છે. આ પાચમા અમૃતરસ ઉપર સાધ્યો એટલે સિદ્ધજનો જીવે છે. તે પ્રણવરૂપ મુખવડે તે સિદ્ધદેવો તે અમૃત જમે છે. તેઓ સામાન્ય અન્નને અને પાનને લેતા નથી. માત્ર આ પ્રણવદ્વારથી ગુહ્ય આદેશોના મધુરસને જોઈ તૃપ્ત થાય છે,. વિગેરે, વિગેરે વળી નારદ અને સનત્કુમારના સંવાદમા તેજ ઉપનિષદ્‌મા ચાર વેદ ઉપરાન્ત–ઈતિહાસ પુરાણ જે વેદોનો પાચમો વેદ, પિતૃકલ્પ, દૈવકલ્પ, નિધિકલ્પ, વાકોવાક્ય, એકાયન-વિદ્યા, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, દેવજન-વિદ્યા નારદ જાણે છે. પરંતુ અધ્યાત્મવિદ્યા જાણતા નથી; તેથી અનુશોચ કરે છે.- આ વિદ્યાની નામાવલિમાં જે લૌકિક અને અલૌકિક વિદ્યાનાં વર્ણન છે તે સર્વક્રમશઃ સંહિતાના રૂપમાં ઘડાવા લાગ્યાં. તેમાં ઇતિહાસ, પુરાણો, રામાયણ,

મહાભારત, અષ્ટાદશઉપપુરાણ વિગેરે રૂપોમા પેલ એકાયન શાખાના વેદમાથી સાત્વત તંત્ર પ્રકટ થયુ, એમ આગળ જણાવવામા આવશે નક્ષત્રાદિવિદ્યા, જ્યોતિર્ નામના ઉપવેદની શાખામા ગઇ સર્પવિદ્યા અથવા ગારુડવિદ્યા આયુર્વેદમા ગઇ ભૂતવિદ્યા, દેવજનવિદ્યા, અંજનાદિ અદ્ભુત તંત્રોમા ગઇ પિતૃકલ્પ, દૈવકલ્પ, ધર્મસંહિતાઓમા પેઠા અવશિષ્ટ બ્રહ્મવિદ્યા અને અધ્યાત્મવિદ્યા (સર્વવિદ્યાની મૂર્ધન્ય) તે આગમ ગ્રન્થોમા પેઠી આ આગમનુ પૂર્વતત્વ શ્રીગૌડપાદના અને શંકરાચાર્યના પરમ ગુરુના સમયમા સિદ્ધ હતું, કારણ કે માડૂક્ય કારિકાના ચાર પ્રકરણરૂપ ગ્રન્થના પહેલા પ્રકરણનું નામ તેમણે આગમ પ્રકરણ આપ્યુ છે, એટલે તે પ્રણવવિદ્યા આગમ ઉપર બધાયેલી છે એવુ સ્પષ્ટ થાય છે, અને તેને ટેકો છાન્દોગ્ય ઉપનિષદ્ના ઉપરના અવતરણો આપે છે પતંજલિના યોગસૂત્ર પહેલા આ આગમ પ્રણાલિકા સિદ્ધ હતી કારણ કે વ્યાસ ભાષ્યમા વિગેરે આધાર તરીકે આગમ વાક્યોના અવતરણો આવે છે

આ વિપુલ સાહિત્ય શિવના ઉર્ધ્વમુખમાથી નીકળ્યુ અને તેની અસીમ મહિમાઓ થઇ એમ શૈવો કહે છે તાન્ત્રિકો એટલે શાક્તો કહે છે કે આ સાહિત્ય છ વ્યૂહમા વહેચાયુ છે —(૧) આગમ (૨) રહસ્ય, (૩) સંહિતા, (૪) યામલ (૫) અર્ણવ, અને (૬) તન્ત્ર આ પ્રત્યેક વર્ગના શુદ્ધ મિશ્ર, અશુદ્ધ એવા ત્રણ વર્ગ પડે છે તેમા શુદ્ધ વર્ગના ગ્રંથો વેદના અવિરોધી હોવાથી પ્રમાણભૂત છે મિશ્રસાહિત્ય તેવુ પ્રમાણભૂત નથી અશુદ્ધ સાહિત્ય વૈદિકોને સ્વીકારવા યોગ્ય નથી ત્રૈવર્ણિક પ્રજા વિનાની પ્રજાનું તે શોધક ઉપયોગી સાહિત્ય છે તેથી તેમના અર્થે તે પ્રમાણભૂત છે

આગમ ઉપરાત શિવરહસ્ય શ્યામારહસ્ય ત્રિપુરારહસ્ય વિગેરે ગ્રન્થો મારા જોવામા આવ્યા છે દત્તસંહિતા સૂતસંહિતા બૃહત્સંહિતા, શુકસંહિતા, વિગેરે શુભાગમ પંચકના ખંડો મે જોયા છે રુદ્રયામલ વિષ્ણુયામલ વિગેરેના ખંડો જોયા છે અર્ણવ ગ્રન્થ મે જોયા નથી તન્ત્ર ગ્રન્થો જોયા છે

આગમ અને નિગમ (વેદ)—એ બન્ને સાહિત્યમા આગમો ઘણે ભાગે દ્રાવિડ દેશમા (દક્ષિણાપથમા) પ્રકટ થયા અને નિગમ (વેદ) ઉત્તરાપથમા

ઘડાયા આ બન્ને સાહિત્યની સરિતા આચાર કાંઠે બાજુ ઉપર મુકયા પછી વિચારકોમા સેળભેળ થઈ ગઈ જણાય છે, અને પાછળથી આગમ શબ્દ વેદનો પણ પર્યાય થઇ ગયો છે ત્રણ પ્રકારના પ્રમાણમાલામા પ્રત્યક્ષ અનુમાને, અને **આગમ** એવી ગણના થવા લાગી અને જેને શ્રુત અથવા અનુમિત અર્થ જે જે જણાવે છે એવા આપ્ત પુરુષનુ વાકય તે આગમ પ્રમાણ એવા નિર્ણય ઉપર તર્કશાસ્ત્ર ચાલ્યુ છે

આગમ અને નિગમની એકવાકયતા કરવાનો પ્રયત્ન શ્રી માચાર્યે બ્રહ્મસૂત્ર ભાષ્યમા કર્યો છે તેમનો અભિપ્રાય નીચે પ્રમાણે છે —

'અમે વેદ (નિગમ) અને શૈવ આગમનો ભેદ જોતા નથી વેદને પણ શિવાગમ સજ્ઞા લગાડી વ્યવહાર કરવો યોગ્ય છે, કારણ કે વેદ પણ શિવનુ અથવા પરમેશ્વરનુ કાર્ય છે આવી શિવાગમ બે પ્રકારનો છે—એક ત્રૈવર્ણિક પ્રજાને લગતો અને એક સર્વ પ્રજાને લગતો વેદ અથવા નિગમ ત્રૈવર્ણિક પ્રજાને અર્થે છે અન્ય સર્વ પ્રજાને અર્થે છે બન્નેના એકજ કર્તા શિવ છે **ईशान सर्वविद्यानाम्** એ વેદમન્ત્ર પરમશિવને સર્વ વિદ્યાના ઈશ્વરરૂપે વર્ણવે છે વળી **अस्य महतो भूतस्य निश्वसितम्** વિગેરે મન્ત્ર સ્પષ્ટ જણાવે છે કે ઋગ્વેદાદિ શાસ્ત્ર આ મોટા પુરુષના નિશ્વાસરૂપ છે સ્મૃતિ પણ કહે છે કે આ અગાધ પ્રકારની વેદવિદ્યા ભિન્ન ભિન્ન માર્ગમા વહે છે તેના આદિકર્ત્તા સાક્ષાત શિવજ કવિ છે આ પ્રમાણે શ્રુતિ-સ્મૃતિ વેદશાસ્ત્રને શિવની કૃતિ માને છે આગમ શાસ્ત્ર તો શિવનીજ કૃતિ છે એવુ આરભથી જ જણાવે છે આ પ્રમાણે એક કર્તા હોવાથી બન્ને શાસ્ત્ર અર્થ સબધમા પ્રમાણભૂત છે

વળી **सद्योजात, वामदेव, अघोर, तत्पुरुष, ईशान**—એ પાચ બ્રહ્મ-મન્ત્રો યજુર્વેદના આરણ્યકમા ગવાયા છે **नमः शिवाय** એ પચાક્ષરી મન્ત્ર યજુસહિતામા ગવાયો છે, પ્રાસાદ મન્ત્ર વેદ વાઙ્મયમા છે, પશુ, પતિ, પાશ, વિગેરે શૈવ પરિભાષા શ્વેતાશ્વતર શાખાના ઉપનિષદમા સ્વીકારાઇ છે, ભસ્મધારણ, ત્રિપુડ્ર કરવાનુ, શિવલિગનુ પૂજન, રુદ્રાક્ષધારણ વિગેરે બાહ્ય આચાર વૈદિકોનો તેમ આગમાત શૈવોનો સમાન છે, તેથી ઉભયશાસ્ત્ર-વેદ

અને આગમ-પ્રમાણભૂત છે. આ પ્રમાણે એક કર્તા હોવાથી અને અર્થતાત્પર્ય સમાન હોવાથી **पत्युरसामंजस्यात्**-પશુપતિનું દર્શન યોગ્ય નથી-" એ સૂત્રથી આરંભ પામતા બ્રહ્મસૂત્રના અધિકરણનું તાત્પર્ય કેવલ નિમિત્તકારણ ઈશ્વર છે એવું માનનારા હિરણ્યગર્ભની યોગસ્મૃતિ (એટલે પતંજલિની અનુશાસનરૂપ સ્મૃતિ જે તેના ઉપર બંધાયેલી છે) ના 'અનુયાયીઓના ખંડનમાં છે એટલે હિરણ્યગર્ભ (બ્રહ્મા)ની યોગસ્મૃતિના ખંડનમાં અધિકરણનું તાત્પર્ય છે એ માનવું યોગ્ય છે.

અથવા જેમ આકાશાદિ પણ નિત્ય નથી પરંતુ જન્ય અથવા બ્રહ્મકાર્ય છે એવું પ્રતિપાદન કરવામાં વિયદધિકરણનું તાત્પર્ય છે, તેમ કેવલ નિમિત્ત કારણ નથી એ અમારો સિદ્ધાન્ત છે."

આ કર્તાના એકપણા ઉપર અને અદ્વૈત સિદ્ધાન્તમાં વેદનું અને આગમનું તાત્પર્ય હોવાથી વેદ સમાન આગમો પ્રમાણ છે-એ નિર્ણય શૈવાચાર્યોનો હતો તેમાં અપ્પય્યદીક્ષિતે વધારો કર્યો છે કે જે શ્રુતિ એટલે વેદથી અવિરોધી આગમાંશ છે તે સર્વાંશ પ્રમાણ છે ત્યારપછી વામાચારવાળા પાશુપતોનો સિદ્ધાન્ત સ્વીકાર કરવા યોગ્ય નથી અવૈદિકોએ તે પણ સ્વીકારવા યોગ્ય છે

---

## (૬) આગમવાદીઓનું પ્રમાણ સાહિત્ય.

આગમવાદી શૈવોનું પ્રમાણ સાહિત્ય શ્રી માધવાચાર્યના સમય પહેલા (ઈ. સ ૧૩૩૧-૧૩૮૭) ઘડાઈ ગયું હતું. તેમના સર્વદર્શન સંગ્રહના શૈવ દર્શનમાં સિદ્ધગુરુ, બૃહસ્પતિ, મૃગેન્દ્ર, પૌષ્કર, સોમનાથ, શ્રીમત્કરણ, સોમશમ્ભુ, અઘોરશિવાચાર્ય, રામકંઠ, વિગેરે પ્રાચીન વિચારકોના નામો આવે છે, અને તત્ત્વપ્રકાશ, બહુદૈવત્ય, તત્ત્વસંગ્રહ, કાલોત્તર, સૌરભેય, જ્ઞાનરત્નાવલિ ઈત્યાદિ ગ્રન્થોના નામ આવે છે આથી અઠ્ઠાવીસ આગમ ગ્રંથો ઉપરાંત બીજું વિપુલ સાહિત્ય ઇ સ ના ચૌદમા સૈકા પહેલા રચાઇ ચૂક્યું હતું શ્રીકંઠાચાર્યાદિ તત્ત્વચિંતકોએ પ્રસ્થાનત્રયીનું તાત્પર્ય શિવાગમાનુસારી તારવ્યુ છે અને ઈ. સ ના ૧૫૫૦ થી ૧૬૦૦ સુધીમા થયેલા શ્રીમદ્ અપ્પય્ય દીક્ષિત અને તેમના વંશજો નીલકંઠ દીક્ષિત વિગેરે એ આ આગમાન્ત શૈવ-

મતને કેવલ ધર્મ પ્રણાલિકારૂપે નહિ, પરંતુ તત્ત્વવિદ્યાના આધારભૂત બનાવ્યો છે. આ સંબંધમાં અવલોકન કરવા યોગ્ય ગ્રન્થો-(૧) अनुभवसूत्र (૨) नंदीश्वर कारिका (૩) श्रीकंठाचार्यकृत ब्रह्मसूत्र भाष्य (૪) विशेषार्थप्रकाश (૫) शिवज्ञानदीपिका (૬) शिवज्ञानबोध (૭) शिवतत्वरत्नाकर, (૮) शिवाद्वैतम् (૯) रत्नत्रयपरीक्षा (૧૦) शैवपरिभाषा (૧૧) निगमागमसारसंग्रह.

આગમાત શૈવ સિદ્ધાન્ત ચારપાદમાં અને ત્રણ પદાર્થમા સમાપ્ત થાય છે. વિદ્યાપાદ, ક્રિયાપાદ, યોગપાદ અને ચર્યાપાદ-એ ચાર શાસ્ત્રના પ્રતિપાદ્ય વિષયો ઉપર બંધાયેલા પાદ અથવા ખંડ છે. તેમા ક્રિયાપાદ, યોગપાદ, અને ચર્યાપાદ-એ ત્રણ ધર્મપર હોવાથી અત્ર સવિશેષ વર્ણવવા યોગ્ય નથી. પરંતુ વિદ્યાપાદ જે તત્ત્વજ્ઞાનને લગતો છે તે સંબંધમા અધિક ચિંતનની જરૂર છે. વિદ્યાના એટલે જ્ઞાનના વિષય ત્રણ છેઃ-(૧) પતિ એટલે સ્વતંત્ર શિવ અથવા પરમેશ્વરતત્ત્વ, (૨) પશુ એટલે સચેતન છતા અસ્વતંત્ર જીવ, અને પાશ એટલે બંધના હેતુઓ આ શૈવ સિદ્ધાન્તના વિદ્યાસૂત્રોમા સૃષ્ટિના ત્રણ પ્રકાર માનવામા આવે છે-(૧) શબ્દ સૃષ્ટિ, (૨) અર્થ સૃષ્ટિ, અને (૩) પ્રત્યય સૃષ્ટિ. પહેલી સૃષ્ટિ જ્ઞાનનું સાધન બને છે, બીજી જ્ઞાનનો વિષય એટલે જ્ઞેય બને છે, અને (૩) ત્રીજી સૃષ્ટિ જ્ઞાનરૂપ બને છે. શબ્દ-અર્થ અને પ્રત્યય-એ ત્રણનું એકત્વવત્ થયેલુ મૂલરૂપ તેને નિષ્કલ પરમશિવ અથવા પરમેશ્વર કહે છે. આ **પરમશિવની** બાહ્યભાવના પરબિંદુ અથવા પૂર્ણ અનુસ્વાર ચિહ્ન વડે દર્શાવવામા આવે છે. આ પરબિંદુ કેન્દ્રભાવને પામી આંતર ક્ષોભવાળું થાય અને જે અવ્યક્ત રવ અથવા નાદ ભીતર ઉત્પન્ન કરે તેને પ્રણવ અથવા અપરબિંદુ કહે છે. આમા પરબિંદુ શાન્ત્યતીત કલાનો અને અપરબિન્દુ શાંતકલાનો હોય છે. જ્યારે અપરબિંદુ આંતર ભેદથી ભેદાઈ ફુટત્રોડી પ્રથમ બાહ્યભાવને પ્રકટ કરે ત્યારે શક્તિ તત્ત્વ જાગે છે. આ શક્તિતત્ત્વ પ્રણવદ્વારથી સ્રવે છે, અને તેના પ્રસવ સ્રોતસ્‌ને પ્રણવના નાદ, બિંદુ અને કલા એવાં ત્રણ નામ આપવામાં આવે છે. જ્યારે અપરબ્રહ્મરૂપ પ્રણવ વિભક્ત થવાના સંધિઉપર હોય છે ત્યારે તે પરાશક્તિ અથવા પરાવાણી કહેવાય છે,

અને જ્યારે પ્રથમાંકુર કાઢે છે ત્યારે શબ્દ, અર્થ અને પ્રત્યય જ્ઞાનસાધન, જ્ઞેય અને જ્ઞાન એવાં ત્રણદલ પ્રકટ કરે છે, આને ત્રિનેત્ર, ત્રિદલ વિગેરે રહસ્ય સંજ્ઞા આપવામાં આવે છે, અને તેના બાહ્ય પ્રતીક તરીકે બીલીનાં ત્રિદલ લેવાય છે. પરશિવ અથવા પરજ્યોતિરૂપબિન્દુ, અથવા લિંગ આ ત્રણ દલવડે, પ્રણવ ભેદવડે, પ્રસ્રવતા શાક્તરસથી આપણને સમજાય છે. આ ત્રણ દલથી પરશિવનું અપરબિન્દુદ્વારા ગોચર થતું રૂપ પરશિવ જેવું કેવલ શાન્ત્યતીત અથવા અવ્યક્ત નથી, પરંતુ વ્યક્તાવ્યક્ત એટલે અર્ધનિમીલિત નેત્ર જેવું ઉઘડેલું નહિ ઉઘડેલું-કંઇક સ્વતન્ત્ર સત્ છે-એવું ભાન કરાવનારૂં, બીડાયલા કમલપુષ્પ જેવું હોય છે. આ શક્તિયુક્ત ત્રીજાતત્ત્વને સદાશિવ એટલે સત્તત્વ કહે છે. આની બાહ્ય પ્રતીકરૂપે પ્રતીતિ સાંબમૂર્તિ એટલે જલાધારીવાળા શિવલિંગવડે કરાવવામા આવે છે. કેવલલિંગ નહિ, કેવલ યોનિ રૂપ નહિ, પરંતુ સંમિશ્ર સાંબચિહ્ન તે સદાશિવતત્ત્વનું જ્ઞાપક છે. આ તત્ત્વમા વિદ્યાકલા જાગે છે. આ સદાશિવ તત્ત્વ અર્ધનારીશ્વરપદનું સર્વ વિદ્યાના ઈશાનરૂપ ત્રિનયન અને પંચમુખવાળું મન્ત્રમય ચિતરવામાં આવે છે. આ તત્ત્વ નામરૂપાત્મક, સંજ્ઞાસંજ્ઞીના સામાન્ય ભેદવાળું પોતાની પીઠમા શાક્તબલને ધારણ કરનારૂ અને પોતાના પરમશિવ સ્વરૂપને કદી નાહ વિસરતું પંચમુખવડે પાંચ આમ્નાયને પ્રવર્તાવતું ભુવન એટલે શરીરને ધારણ કરે છે. આ શરીર મંત્રાત્મક એટલે શબ્દચિત્રમય હોય છે. અને તે તેના સ્વરૂપની ઉકેલ (ઉન્મીલન) અર્થે હોય છે પ્રણવના નાદ, બિંદુ, કલાવાળું આ સદાશિવ તત્ત્વનું ભુવન અકાર, ઉકાર, મકારવાળા પ્રણવના ત્રણ અક્ષરાત્મક વ્યઅન-માત્રાને, સત્ત્વાદિ ત્રણ ગુણધર્મોને, બ્રહ્માદિ ત્રણ ગુણ મૂર્તિઓને, એ ત્રણ દેવની સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર રૂપ ત્રિવિધ શક્તિઓને; ધર્મ-અર્થ-કામ રૂપ ત્રણ પુરુષાર્થને, ભૂરાદિ ત્રણ વ્યાહાત બીજોને, ત્રિપદા ગાયત્રીના ત્રણ ભર્ગ સંજ્ઞાવાળા હિરણ્ય ગર્ભથી સચેતન પાદત્રયને, લોકત્રયી, વેદત્રયી, પ્રાણત્રયી-વાળા નામ, રૂપ અને કર્મના સારને પોતાના સાબ એટલે અર્ધમાત્રાવાળા સ્વરૂપમાથી જગવે છે, અને પોતે **પરોરજા** પદમાં તુરીય ભાવે એટલે નિર્વિકારભાવે સ્થિત રહે છે. આ સદાશિવ તત્ત્વ પતિભાવે પોતાના મંત્રમય શરીર વડે પશુના ઉદ્ધાર અર્થે મોક્ષરૂપ ચતુર્થ પુરુષાર્થના સાધનોની ઘટના

પણ કરે છે, અને તેનુ પ્રત્ટીકરણ સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરુષ, ઈશાન સંજ્ઞાવાળા પોતાના પંચમુખથી કરે છે, અને તેમા પ્રણવના શબ્દ અને અર્થનો વિપુલ વિસ્તાર કરે છે આ શબ્દરાશિ અથવા શાસ્ત્રને આગમ કહે છે આ આગમનો બોધ પ્રણવાદિ નામવાળા દશમ નામ્બ્રક્ષોને ( જેને **શિવ** સંજ્ઞા આપવામા આવે છે ) અને અનાદિ રુદ્ર વિગેરે અગાઢ રુદ્રોને સદાશિવ દ્વારા થાય છે આ રહસ્યનો ઉપદેશ અઠ્ઠાવીસ દેવોને થાય છે તેનો ઉપશ્રોતા સ્કંદ નામનો મુનિ કહેવાય છે, એટલે જે સાંકેતિક શબ્દના મર્મને સમજે છે તે **રુદ્ર** આ મર્મ ગ્રાહક આગમ મનુષ્ય પ્રાણીના વર્ગમા દિવ્યદ્વારથી સિદ્ધદ્વારથી, અથવા મનુષ્યદ્વારથી પ્રગટ થાય છે, અને જે પદ્ધતિની પ્રાપ્તિ થાય છે તેને દીક્ષા પદ્ધતિ કહે છે

સ્કંદ નામના મુનિએ આ વિજ્ઞાનના સૂત્રોને બાર ગાથાના રૂપમા રચ્યા છે, અને તે ગ્રન્થને **શિવજ્ઞાનબોધ** અથવા **અનુભવસૂત્ર** કહે છે મૂલ ગ્રન્થ દેવનાગરી લિપિમા માત્ર જોવામા આવ્યો નથી પરંતુ તામીલ લિપિમા તે ગ્રંથ છે અને તેના ઉપર મહાશિવ શિવાચાર્યની શૈવસિદ્ધાન્ત સૂત્રવૃત્તિનો કેટલોક ભાગ માત્ર અવલોકનમા આવ્યો છે તેનો સાર નીચે પ્રમાણે છે —

પહેલા ચાર સૂત્રોમા પરમેશ્વરનુ કર્તૃત્વ પ્રમાણ લક્ષણ અને મહાર કૃત્ય પ્રતિપાદન કરવામા આવ્યુ છે પાચમા સૂત્રમા જીવ પશુના અન્તર્યામી પશુપતિનુ પાલકપણુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે છઠ્ઠા અને સાતમા સૂત્રમા સત્પદાર્થ અને અસત્પદાર્થનુ નિરૂપણ કરવામા આવ્યુ છે આઠમા અને નવમા સૂત્રમા પરમેશ્વરનો અનુગ્રહ અથવા પ્રસાદ કી રીતે વરસે છે, અને તે અનુગ્રહ વડે પ્રાણીઓ શ્રવણ, મનન, નિદિધ્યાસન સાક્ષાત્કાર, અને મોક્ષરૂપ ફલને મેળવવા કી રીતે સમર્થ થાય છે તેનુ વિધાન છે દસમા સૂત્રમા ઉપર કહેલા અમોઘ ફલને આપનાર પરમેશ્વરની પ્રપત્તિ અથવા ભક્તિ કરવાનુ, પશુના મલ, માયા, કર્મ, અને તત્ત્વનુ આવરણ ચાર પાશની વાસનાનો ક્ષય કરવાનુ, અને આગામી એટલે ક્રિયમાણ કર્મોના સમ્ભારો કી રીતે બન્ધને ઉત્પન્ન ન કરી શકે એવા સાધનોનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે

• અગીયારમા અને બારમા સૂત્રોમા અંતરંગ બાહ્ય અને બાહરંગ ભક્તિના અનુક્રમે પ્રતિપાદ્ય યોગ, ક્રિયા અને ચર્યાના ક્રમનું પ્રતિપાદન છે

• આ આગમાત શૈવ સિદ્ધાન્ત શાસ્ત્રો મુખ્ય વિષય પતિ-પશુ-પાશ અથવા ઇશ્વર જીવ અને જગત્-એ ત્રણનો વિવેક છે તે શાસ્ત્રનું પ્રયોજન બધ હેતુઓ અથવા પાશને તોડી ના રીતે અખણ્ડ સચ્ચિદાનંદ પરિપૂર્ણ શિવતત્ત્વમા અહભાવના આવેશ વડે સાયુજ્ય મેળવવુ તે છે પરમેશ્વરની અનુગ્રહ શક્તિનો પાત અથવા છાટ જેને લાગી છે તેઓ આ શાસ્ત્રના અધિકારી છે પ્રત્યેક જીવાત્માનો શિવાત્મા સાથેનો તાદાત્મ્ય અથવા અનન્ય અનુભવ જાગવો એ શાસ્ત્ર અને શિષ્યનો સંબંધ છે

આ સાસંગ્રહ ઉપરથી સમજાય છે કે આગમાત શૈવસિદ્ધાન્ત અને નિગમાત (વેદાન્ત) બ્રહ્મસિદ્ધાન્તમા બહુ ફેર નથી માત્ર આગમ શૈવસિદ્ધાન્ત પરમેશ્વરના ઉપાસ્ય સ્વરૂપ ઉપર ભાર મૂકે છે ત્યારે નિગમાન્ત સિદ્ધાન્ત એટલે વેદાન્તદર્શન તેના ક્ષેત્રસ્વરૂપ ઉપર ભાર મૂકે છે આગમાન સિદ્ધાન્ત ભક્તિપ્રધાન છે અને તેનો મોક્ષ સાયુજ્ય પદ છે, ત્યારે નિગમાત સિદ્ધાત જ્ઞાનપ્રધાન છે અને તેનો મોક્ષ કૈવલ્યપદમા છે અને અદ્વૈતાનુસારી છે આ કારણથી આગમાત શૈવમત અને બ્રહ્મમત જેવી રીતે સાખ્ય-યોગ એક તત્રાત્મક છે તેમ એક તત્રાત્મક જણાય છે અપ્પય્ય દીક્ષિત શિવાર્ચન ચન્દ્રિકામા લખે છે કે—

"શૈવો શિવપૂજન આત્મનાનાય કરે છે એટલે અનાત્મ સ્વર્ગાદિ સુખને મેળવવા નહિ પરતુ પોતાનુ શુદ્ધ સ્વરૂપ કેવુ છે તેના બોધ અર્થે કરે છે આ શિવાત્મભાવના શુદ્ધ અને મિશ્ર એમ બે પ્રકારની છે શક્તિ વિનાની શિવની ભાવના તે કેવલ વૈદિક અથવા શુદ્ધ છે શક્તિ સાથેની શિવની મિશ્ર ભાવના થાય છે આ મિશ્રભાવનામા **શક્તિપ્રધાનવાળી** સૂર્યપૂજકોની સૌરમતની સાવિત્રી ભાવના છે કેવલ શક્તિપૂજન તે વામ પદ્ધતિ છે, સ શક્તિ શિવપૂજન તે દક્ષિણ પદ્ધતિ છે સામ્બશિવનું એટલે શક્તિસહિત શિવનુ નિગમ અને આગમમા વર્ણવેલા નામ, રૂપ, ગુણ અને કર્મના અર્થ ચિન્તથી વિશિષ્ટ પૂજન અને ધ્યાન તે ભોગ મોક્ષરૂપ ઉભય પુરુષાર્થને સમમતે

અને સમરસથી આપે છે, માટે વેદ માર્ગમા આગમનું મિશ્રણ એ દોષ નથી, પરંતુ અલંકાર છે. જ્યારે તેમા પાશુપતમતનો દ્વૈતવાદ આવે ત્યારે દોષવાળું થાય છે." જેવી રીતે પ્રત્યક્ષ માતાપિતા સાથે આપણો સપિંડ સંબંધ છે. તેવી રીતે પરમેશ્વર સાથે પણ આપણો અંશાશિ સબંધ છે. એક આગમ ગ્રન્થમાં કહ્યું છે કે:—

> त्रयं च मातृसंबद्धं रक्तमांसं च मेदसा ।
> त्रयं च पितृसंबद्धं अस्थि चर्मंच शुक्रगम् ।
> चैतन्यं वायुरग्निश्च त्रयसंबंध ईश्वरात् ।

માતા તરફથી લોહી માસ અને મેદ પ્રાપ્ત થાય છે, પિતા તરફથી અસ્થિ, ચર્મ અને શુક્ર વારસામા મળે છે, પરંતુ ચૈતન્ય, પ્રાણવાયુ અને અગ્નિતત્વ ઇશ્વરનો વારસો છે.

---

## (૭) આગમ શૈવમતમાંથી વીર શૈવમત (લિંગાયત સંપ્રદાય)નો ઉદય.

આગમ શૈવમત દ્રાવિડોમા સ્વતંત્ર પ્રકટ થયેલો, અને તે અદ્વૈતવાદી હતો. તેનો પ્રસાર બીજાપુર ડીસ્ટ્રીક્ટમા લગભગ ઈ. સ ૧૧૦૦ થી ૧૧૬૨ સુધીમા લિંગાયત પંથમા રૂપાંતરથી થયો જણાય છે. ચાલુક્ય વંશના પરાક્રમી રાજા વિક્રમાદિત્ય છઠ્ઠો અથવા વિક્રમાંક દેવ ઇ. સ. ૧૦૭૬મા રાજ્યારૂઢ થયા. તેમની રાજધાની હાલના નિઝામ રાજ્યમા આવેલી કલ્યાણી હતી આ રાજાના સઘળા વિજયનું મહાકાવ્ય કવિ બિલ્હણે વિક્રમાંક દેવચરિત નામનું લખ્યું છે. તેમના મરણ પછી તૈલ ત્રીજાના હાથમા રાજ્યસત્તા આવી. તેનો સેનાપતિ બિજ્જલ અથવા વિજ્જલે રાજવિરોધ કરી બળવો ઉઠાડી રાજ્યસત્તા પોતાને હસ્તગત કરી. આ સત્તા તેના વંશમા ઈ. સ. ૧૧૮૩ સુધી રહી તે અરસામાં સોમેશ્વર ચોથાએ ચાલુક્ય રાજ્યમાથી બહાર ગયેલા. કેટલાક દેશો પાછા મેળવ્યા પરંતુ ચાલુક્ય રાજ્ય ઇ. સ. ૧૧૯૦મા અસ્ત થઇ ગયું અને થોડા નામના રાજાઓ રહ્યા.

બળવાથી રાજ્ય મેળવનાર બિજ્જલે બસવ નામના શૈવધર્મી એક વિદ્વાન બ્રાહ્મણને મંત્રીપદ આપ્યું બસવ શબ્દનો કાનડી ભાષામા અર્થ નંદી અથવા વૃષભ થાય છે, અને તે ઉપરથી બસવમા નંદિકેશ્વરના અવતારની ભાવના દાખલ થવા પામી છે બીજાપુર તાલુકામા બાગવાડી ગામમા બસવનો જન્મ થયો હતો તેમના પિતાનુ નામ મદિરાજ હતું માતાનુ નામ મદલાંબિકા હતું બસવ પુરાણની હકીકત પ્રમાણે બસવની વિદ્વત્તાથી આકર્ષાઈ રાજા બિજ્જલે પ્રથમ પોતાના મૂલમંત્રી બલદેવની દીકરી ગંગાંબી તેને પરણાવી પછીથી બિજ્જલે પોતાની નાની બહેન નીલલોચનાને પણ તેની વેરે પરણાવી, અને તેને મંત્રીપદે નીમ્યો બસવની કુંવારી બહેન નાગાંબિકાને શિવસ્પર્શથી પુત્ર થયો અને તેનું નામ “ચન્નબસવ” પાડ્યું બસવ અને ચન્નબસવે પ્રાચીન વર્ણાશ્રમ ધર્મ જે વૈદિક બંધનવાળો હતો તેના જાતિબંધનો તોડી સ્વતંત્ર શૈવધર્મની સુધારણા દાખલ કરી અને તેઓએ જૈનો સામે બલવાન્ પ્રતિપક્ષ કર્યો કેટલાક શિલાલેખો ઉપરથી આ પુરાણની વાતમા ઐતિહાસિક સત્ય સાબીત થયું છે તે શિલાલેખોમાંથી એવી હકીકત મળી આવે છે કે ઇ સ ૧૧૫૬મા બાગેવાડી નજીક મનગોળી ગામમા એક દેવળ બસવે બંધાવ્યું હતું અને તે ગામના આગેવાન મદિરાજ પ્રભુ હતા આ મદિરાજ પુરાણમા બસવના પિતા વર્ણવ્યા છે બીજો લેખ ધારવાડ ડીસ્ટ્રીક્ટમા અબ્લુર ગામમાંથી મળ્યો છે તે ઈ સ ૧૨૦૦નો છે તેમા શિવભક્ત એકાન્ત રામય્યાને જૈનો સાથે વિગ્રહ થયો અને તેમને હરાવ્યા આ જૈનોને હરાવવામા રામય્યાએ ધર્મનો ચમત્કાર કર્યો હતો તે વાત રાજા બિજ્જલના જાણવામા આવી અને તેણે રામય્યાને બોલાવ્યો તેને ઘણી જમીન ધર્માદામા આપી અને શૈવોનો તેણે સત્કાર કર્યો ઘણુંકરી રામય્યાએ શિવભક્તિ પ્રસારેલી, બસવે વિદ્વત્તાથી તે ધર્મમા તત્ત્વજ્ઞાનની ચમત્કૃતિ પુરી અને રાજા બિજ્જલે પોતે બળવાથી રાજ્યસંપાદન કરેલું તેનો ટકાવ સારૂ જૂના વર્ણાશ્રમવાળા વૈદિક ધર્મ તથા જૈનો અને બૌદ્ધો સામે નવા શૈવધર્મનો સ્વીકાર કરી તે નવા સંપ્રદાયને રાજધર્મરૂપે સ્વીકાર્યો જણાય છે બસવ વીર શૈવમતના મૂલસ્થાપક નથી પરંતુ બીજાપુર ડીસ્ટ્રીક્ટના ઐહોલ ગામમા ૫૦૦ શૈવસ્વામીઓ સ્વતંત્ર શૈવધર્મીઓ હતા

તેઓ વૈદિક ધર્મના ચુસ્ત હીમાયતી ન હતા તેમણે મૌદ્ધવિજ્ઞાનવાદને ટેકો આપ્યો હતો આ સ્વામીઓના મર્મ પ્રસારણમા બસવે બિજ્જલના રાજ્યાશ્રયથી આગેવાન કરી તે ઉપરથી લિંગાયત અથવા વીરશૈવ મત તેમણે સ્થાપ્યો એની બાબતમા રૂઢ થઇ છે—એવુ મી ફ્લીટનુ મત છે

ર બા પી મી જોરી ઉપરનો ઇતિહાસ કાઇ જૂદા રૂપમા આપે છે મી રેવીન્સનના ધર્મજન્ય અત્યાચાર હિન્દુસ્થાનમા ઘણો થયો છે તે આરોપના ઉત્તરમા "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"મા જે પત્ર વ્યવહાર થયો છે તે નીચે પ્રમાણે જણાય છે –

"બસવ એક આરાધ્ય બ્રાહ્મણનો પુત્ર હતો તે બ્રાહ્મણ શૈવ હતો, અને શિવના પ્રસાદથી પુત્ર પ્રાપ્ત થયો તેથી તેનુ નામ બસવ (નંદી) પાડવામા આવ્યુ હતુ જનોઇ આપવાના પ્રસગે બસવે તકરાદી કર્યા ઉપરથી બસવને તેના બાપે ઘર બહાર કાઢી મૂક્યો બસવ પોતાની રૂપાળી બહેન "એકમ્મા"ને લઇ કલ્યાણના રાજા બિજ્જલ જે જૈન ધર્મી હતો, તેના મત્રી જે પોતાના મામા થાય તેને ત્યા ગયો ત્યા તેણે પોતાની બહેનને જૈન રાજા બિજ્જલ સાથે પરણાવી, અને તેને લીધે તેની આર્થિક સ્થિતિમા ઘણો સુધારો થયો ત્યાર પછી બસવને રાજા બિજ્જલે મત્રીપદે સ્થાપ્યો અને તે સાથે સેનાપતિ પણ બનાવ્યો બસવે તે પછી જૂના નોકરોને કાઢી મૂક્યા, અને પોતાના અનુયાયીઓને નોકરીમા ગોઠવ્યા આ રાજ્યસત્તાના મદમા તેણે તથા તેના અનુયાયીઓએ પ્રજામા શૈવધર્મ બળાત્કારથી દાખલ કરાવ્યો રાજાને ગુસ્સો ચઢયો બસવ નાસી ગયો, અને તેણે બળવો ઉઠાવ્યો જૈનો અને લિંગાયતો આટલે સુધી ઇતિહાસની હકીકતમા એકમત છે પરતુ ત્યાર પછી જૈન અને લિંગાયત ઇતિહાસ બદલાય છે

જૈનોના કહેવા પ્રમાણે જૈનરાજા બિજ્જલે બસવને માફી આપી, અને પુન મત્રી પદે સ્થાપ્યો આ ઉપકારના બદલામા બસવે પોતાના રાજાનુ જ્યારે તે કોલ્હાપુર જીતી પાછો આવતો હતો ત્યારે ઝેર દઇ ખુન કર્યું રાજા બિજ્જલના દીકરા રાયમુરારિએ પોતાના પિતાના ખુનનુ વેર લેવા બસવની પૂઠ પકડી બસવ ઉલવીમા ભરાઈ પેઠો ઉલવી ઉપર રાય મુરારિએ ઘેરો

ધાસ્યો, અને તેમાથી છૂટવાનો પ્રસગ નથી એમ સમજી બસવે નિગગાથી કૂવામા પડી આત્મઘાત કર્યો આ પ્રમાણે બિજ્જલ કરતા મઠી બસવની પૂર્તિપૂર્વક ઘણી હોયપાત હતી

લિગાયતોના કહેવા પ્રમાણે રાજા બિજ્જલે બે લિંગાયત સાધુને મારવા પ્રયત્ન કર્યો તેના બદલામા બસવના મળતીયા ગમય્યા અને જગદેવે કટારી-આગે વડે રાજા બિજ્જલને એકાન્તમા મારી નાખ્યો, અને લોકમા પ્રસિદ્ધ કર્યું કે લિગાયત સાધુએ ઉપર અત્યાચાર કર્યો તેથી રાજા મરી ગયો

આ લિગાયત ધર્મમા (૧) ગુરૂ (૨) લિગ, (૩) વિભૂત, (૪) રુદ્રાક્ષ, (૫) મત્ર, (૬) જગમ (૭) તીર્થ (ગુરુપાદજલ) અને (૮) પ્રસાદ—એટલા અષ્ટવર્ણ સસ્કારો પૂર્ણ વીર શૈવ દીક્ષાના છે વીરશૈવોનુ ધર્મ સાહિત્ય મેં જોયુ કે તેમા તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત અદ્વૈતગામી છે અને આગમાન્ત શૈવમત તેમણે સ્વીકૃત જણાય છે તેમના બીજા આચારો વડે તેઓ વૈદિક ત્રૈવર્ણિક પ્રજાથી જુદા પડે છે

વીરશૈવમતમા મૂલ ચિન્માત્રનુ નામ અથવા સજ્ઞા **સ્થલ** કહે છે આ નામની ભાવના વેદાનુયાયી શૈવોની **સ્થાણુ** સમાન છે અણુચિન્માત્ર **સ્થલ** બે રૂપમા વ્યક્ત થાય છે (૧) લિગ અથવા ઉપાસ્યરૂપ (૨) અગ અથવા ઉપાસકનુ રૂપ સ્થલતત્ત્વની અન્તર્ગત શક્તિ પણ બે પ્રકારની થાય છે (૧) લિગ-સ્થલને આશ્રયે રહેનારી તેનુ નામ **કલા**, કારણ કે તેરડે કાર્ય(દેહ) અને કરણનુ (ઈન્દ્રિયો)રૂપ કલ્પિત થાય છે એટલે મનાય છે શિવરૂપ (લિગ-સ્થલ) જીવમા (અગ-સ્થલમા) કલાદ્વારા પેસે છે, અને જીવ (અંગ-સ્થલ) શિવ(લિગ-સ્થલમા) ભક્તિદ્વારા એકીભાવને પામે છે

આ સિદ્ધાન્તને લક્ષ્યમા લઈ અગ-સ્થલે એટલે જીવે લિગ-સ્થલ વિના કદી રહેવુ નહિ—એ લિગાયતનુ ભક્તિસૂત્ર ઘડાયેલુ છે લિગ-સ્થલ અગસ્થલમા ત્રણ રૂપે સબધમા આવે છે (૧) ઈષ્ટલિગ એટલે સ્થૂલ શરીર સાથે સબધમા રહેનાર, (૨) પ્રાણલિગ એટલે સૂક્ષ્મ શરીર સાથે સબધમા રહેનાર, (૩) ભાવલિગ એટલે કારણ શરીર સાથે સબધમા રહેનાર, અગ-સ્થલ એટલે જીવના ત્રણ શરીરને લગતા ત્રણ દોષો હોય છે તેને પાશ કહે છે

સ્થૂલને લગતો પાશ અથવા બંધન તે **કર્મ**; સૂક્ષ્મને લગતો પાશ તે **માયા**; અને કારણને લગતો પાશ તે **મલ.** કર્મના પાશવડે પુણ્યાપુણ્ય થાય; માયાવડે ભેદવાળું જીવન ભોગવાય. મલવડે લિંગ-સ્થલથી (શિવથી) હું જુદો છું એવું ભાન અંગસ્થળને (જીવને) વળગી રહે. આ ત્રણ લિંગો–ઇષ્ટ, પ્રાણ અને ભાવ–પરસ્પર સંબદ્ધ અને વિશિષ્ટ છે, અથવા પૃથક્ રહી શકે તેવા નથી. ત્રણ પાશને કાપનાર તે ત્રણ વિશિષ્ટ લિંગો છે. તે લિંગોના સંબંધથી અંગસ્થળ મોક્ષને મેળવે છે. તેના ઉપાયનો ક્રમ નીચે પ્રમાણે છે:—

ઇષ્ટલિંગમાં પ્રીતિ ઉત્પન્ન થવાનાં બે નિમિત્તો છે. (૧) **શ્રદ્ધા** અને (૨) **નિષ્ઠા.** તે બે નિમિત્તોથી ભસ્મરુદ્રાક્ષ વિગેરે ધારણ કરી પરમેશ્વરમાં નિષ્ઠા બંધાય છે. પરમેશ્વરના પોતે અંકિત છે તેવું ભાન લાગેલું રહે છે.

પ્રાણલિંગમાં **અવધાન** અને **અનુભવ** વડે શક્તિનો અનુગ્રહ મળે છે.

ભાવલિંગમા **આનંદ** અને **સામરસ્ય** ભોગવાય છે.

શ્રદ્ધા, નિષ્ઠા, અવધાન, અનુભવ, આનંદ અને સામરસ્ય–એ છ સાધનો અંગસ્થલે એટલે જીવે સેવવા જોઇએ. તે સાધનના અભ્યાસના સમકાલે લિંગ-સ્થલ (શિવ) ભસ્મરુદ્રાક્ષવાળા ભક્તના અંગસ્થલમાં, ષડક્ષરી મંત્રના માહેશ્વર સ્થલમાં, પ્રસાદ આપનાર સાધુના સાવધાનવાળા હાથના સ્થલમા, અનુભવ આપનાર પ્રાણલિંગમા, શરણ આપનાર આનંદસ્થલમાં અને સમરસ ઉત્પન્ન કરનાર ઐક્યસ્થલમાં પ્રકટ થાય છે. જેવી રીતે વૈદિકોનું યજ્ઞોપવીત સંસ્કાર અને વેદાધિકારનું ચિહ્ન છે, તેવી રીતે વીર શૈવનું લિંગધારણ એ શિવદીક્ષાનું ચિહ્ન છે. જેમ સવ્ય, અપસવ્ય અને કંઠે એમ ત્રણ પ્રકારે યજ્ઞોપવીત ધારણ થાય છે, તેમ શિવલિંગ પણ, મસ્તક, કંઠ, કેડ, છાતી, પાસામાં અથવા હાથ ઉપર એમ છ સ્થાનમા ધારણ કરાય છે.*

---

* બેલગામના કનવરગી મઠના અધ્યક્ષ શ્રી શિવમૂર્તિ સ્વામી સાથે કરેલા પત્રવ્યવહારથી આ વીરશૈવ સિદ્ધાન્તનો સારસંગ્રહ લખ્યો છે મૂલ ગ્રન્થો ઘણે ભાગે કાનડી લીપિમાં અને દ્રાવિડલીપિમાં હોવાથી વીરશૈવમત ઉપર જોઇયે તેવો પ્રકાશ પડયો નથી.

## (૭) ત્રિકદર્શન અથવા પ્રત્યભિજ્ઞા દર્શનનો ઇતિહાસ ઈ. સ. ૯૦૦ થી ૧૪૦૦ સુધીનો.

પશ્ચિમ દિશામાં લાકુલીશ પાશુપતમત અને દક્ષિણ દિશના આગમાંત શૈવમત ઉપરાંત એક સ્વતંત્ર શૈવ મતનું સ્થાપન ઉત્તરમાં કાશ્મીર પ્રદેશમાં લગભગ આઠમા સૈકામાં થયું હતું. કાશ્મીર દેશમાં કર્કોટક રાજ્યની સ્થાપના દુર્લભવર્ધને કરી હતી. તેમના પ્રપૌત્ર મુક્તાપીડ જેનું બીજું નામ લલિતાદિત્ય હતું, તેણે દિગ્વિજયનો આરંભ ઇ. સ. ૭૦૦ માં કર્યો હતો. તેણે મધ્યહિન્દ અથવા અન્તર્વેદી ઉપર ચઢાઈ કરી હતી અને કનોજના રાજા યશોવર્માને તેણે હરાવ્યો હતો. આ લલિતાદિત્યના દિગ્વિજયના પ્રસંગમાં કાશ્મીરમાં બૌદ્ધમહાયાનની અસર ઉપરાંત મધ્યહિન્દુસ્થાનની તત્ત્વજ્ઞાનની પ્રવૃત્તિનો પ્રવેશ થયો જણાય છે. અત્રિગુપ્ત નામના એક ઉત્તમ પંડિતને તે રાજાએ અન્તર્વેદીમાંથી પોતાના દેશમાં આણ્યો હતો, અને ઓખાગઢથી તેણે ચખુણ નામના એક રસસિદ્ધને આણ્યો હતો. શ્રી નગરમાં તેણે આ પંડિતોને વાસ આપ્યો હતો. કાશ્મીરમાં આ પ્રકારના પંડિતો અને સિદ્ધોની ધાર્મિક અસર અદ્‌ભુત થઈ અને ત્યાંના ધાર્મિક ધર્મ ઉપર તાન્ત્રિક છાયા દાખલ થઇ. આ તાન્ત્રિક છાયાને લીધે તે દેશમાં બૌદ્ધધર્મ ઉપરાંત શૈવધર્મના તત્ત્વદર્શનો ઉદ્‌ભવ પામ્યા જણાય છે અને જેવી રીતે સમગ્ર ભારત વર્ષમાં ગૌડપાદ-ગોવિંદ અને શંકર ભગવત્પાદે બ્રહ્મસૂત્રને આધારભૂત લઈ બ્રહ્માદ્વૈત દર્શનની સ્થાપના ઈ. સ. ૭૫૦ થી ૮૨૦ સુધીમાં કરી, તેવી રીતે શિવસૂત્રના આધારે વસુગુપ્તે શિવાદ્વૈત દર્શનનું બીજ નાખ્યું. શિવના પ્રતિબિમ્બમાંથી સિદ્ધ વસુગુપ્તને સ્વપ્નમાં શિવસૂત્રોનો આવિર્ભાવ થયો, અને તે સૂત્રો ઉપરથી સ્પન્દકારિકા શ્રી કલ્લટ ભટ્ટે રચી. સૂત્રદ્રષ્ટા વસુગુપ્ત અને ત્રિક અથવા પ્રત્યભિજ્ઞા દર્શનના આદ્યસ્થાપક સોમાનંદ વચ્ચે કાશ્મીરના રાજ્યવંશમાં ઘણી ઉથલપાથલ થઇ જણાય છે. લલિતાદિત્ય પછી અવન્તિવર્મા (૮૫૫-૮૮૩) અને શંકરવર્મા (૮૮૩-૯૦૩) થયા અને ત્યાંથી કર્કોટક વંશ લય પામ્યો, અને બ્રાહ્મણવંશ યશસ્કરથી સને ૯૩૯ માં સ્થપાયો, અને ત્યારથી શૈવધર્મની ચાર પીઠિકાઓ રચાઈ જણાય છે (૧) ત્ર્યમ્બકપીઠ-અદ્વૈતવાદી, (૨) આમ-

ર્કપીઠ–દ્વૈતવાદી. (૩) શ્રીનાથપીઠ (દ્વૈતાદ્વૈતવાદી). અને (૪) અર્ધત્ર્યમ્બકપીઠ– અદ્વૈતવાદી, પણ તે યોગિની એટલે સિદ્ધ સ્ત્રીઓની હતી. આ ચાર પીઠિકામાં દીક્ષિત થયેલા જ્ઞાનસિદ્ધો, મંત્રસિદ્ધો, મેલાપાસદ્ધો, શાક્તસિદ્ધો, અને સ્વભાવ બળના શાંભવસિધ્ધો પ્રકટ થયા, અને તેમાં શિવાનંદ નામના અવતારી સિદ્ધની ત્રણ દીક્ષિત યોગિનીઓ હતીઃ-(૧) કેયૂરવતી, (૨) મદનિકા, (૩) કલ્યાણી. તેમાં મદનિકા યોગિનીદ્વારથી ગોવિંદરાજ દીક્ષિત થયા, અને તેઓ ત્ર્યમ્બકપીઠના અદ્વૈતવાદી હતા. તેમના શિષ્ય **સોમાનંદ** થયા અને તેમણે **શિવદૃષ્ટિ** શાસ્ત્ર ૭૪૦ શ્લોકનું શિવસૂત્રના આધારે રચ્યું, અને ત્યાથી ત્રિકદર્શન અને પ્રત્યભિજ્ઞા દર્શનનો પાયો નંખાયો. નર એટલે જીવચેતન, શક્તિ એટલે જગદાકાર આભાસ પામવાનું સામર્થ્ય અને શિવ એટલે પરમેશ્વરચેતન એ ત્રણને લગતા અદ્વૈત સિદ્ધાન્તનું નામ ત્રિકદર્શન છે. વિજ્ઞાનવાદના સિદ્ધ સોમાનંદના શિષ્ય **ઉત્પલદેવ** (સ્પંદકારિકાના ટીકાકાર વૈષ્ણવ ઉત્પલથી આ જુદા છે) થયા. તેમણે **શિવદૃષ્ટિને** અનુસાર **ઈશ્વરપ્રત્યભિજ્ઞાની** ૧૯૦ કારિકાઓ રચી. ઉત્પલ દેવના પિતાનું નામ ઉદયાકર હતું. તેના પુત્રનુ નામ વિભ્રમાકર હતું. તે વિભ્રમાકરના સહાધ્યાયી પદ્મનાભ થયા. પુત્ર અને તેનો મિત્ર–બંને ઉત્પલ દેવ પાસે શિવસૂત્રનો અભ્યાસ કરતા. તેમને સરલ બોધ થવા અર્થે **શિવદૃષ્ટિ** ઉપર ઉત્પલદેવે ટીકા લખી હતી. ઉત્પલદેવના એકંદર નીચે પ્રમાણે ગ્રંથો મારા જોવામા આવ્યા છેઃ–(૧) સિદ્ધિત્રયી, જેમા ઇશ્વરસિદ્ધિ, અને અજડ સંબંધસિદ્ધિ પ્રમાતૃસિદ્ધિનો સમાસ થાય છે. આ ત્રણ સિદ્ધિઓમા પરમેશ્વરની સાબીતી, પરમેશ્વર સ્વયં સિદ્ધજ્ઞાનવાળા અથવા પ્રકાશમય હોઈ પોતે વિશ્વાકાર બને છે, અને તેમાં સંકુચિત પ્રમાતા એટલે જીવચેતન રૂપ પોતે જ થાય છે અને તેવા સ્વયંપ્રકાશવાળા પરમેશ્વર વિશ્વાકાર બની મચેતન જીવચેતન સાથે અને વિશ્વસાથે કેવા પ્રકારનો સંબંધ ધરાવે છે, અને ઇશ્વર જગત્ અને જીવનો પરસ્પર વ્યવહાર સિદ્ધ કરાવનાર સંબંધ કેવા પ્રકારનો ઉભો થાય છે તેનું તાંત્રિક દૃષ્ટિથી પ્રતિપાદન ઉત્તમ કાવ્ય દ્વારા કર્યું છે; (૨) શિવદૃષ્ટિ ઉપર વૃત્તિ અથવા ટીકા, (૩) ઇશ્વર પ્રત્યભિજ્ઞા; (૪) ઇશ્વર પ્રત્યભિજ્ઞા કારિકા વૃત્તિ; (૫) ઇશ્વર પ્રત્યભિજ્ઞા વિવરણ (૬) ઉત્પલ સ્તોત્રાવલિ.

ઉત્પલદેવના સુપ્રસિદ્ધ શિષ્ય અભિનવ ગુપ્તાચાર્ય ઈ સ ૯૯૩ માં થયા ઈશ્વરાદ્વૈતમતના નિદર્શનને આ મહાપુરુષે શિખર ઉપર આણી મૂક્યુ જણાય છે ગજા લલિતાદિત્યે જે અત્રિગુપ્ત નામના પંડિતરત્નને કાશ્મીરમાં આણ્યુ હતું, તેના તે વંશજ થાય તેમના પિતામહ વરાહગુપ્ત અને પિતા નરસિંહગુપ્ત (બીજુ નામ ચુખ્ખુલક) થાય માતાનુ નામ વિમલાદેવી હતુ તેમણે સર્વશાસ્ત્રમા નિપુણતા મેળવી હતી પિતા પાસે વ્યાકરણ શાસ્ત્ર શિખ્યા હતા ભટ્ટેન્દુરાજ પાસે અલંકાર શાસ્ત્ર શિખ્યા હતા બૌદ્ધધર્મ અને તેના દર્શનોનો તથા લાકુલ પાશુપત મતનો પણ સારો અભ્યાસ કર્યો હતો તેમના પ્રસિદ્ધ ગ્રન્થો નીચે પ્રમાણે છે —(૧) પ્રત્યભિજ્ઞા વિમર્શિની-ઉત્પલદેવના ગ્રન્થ ઉપર ટીકા (૨) પ્રત્યભિજ્ઞા બૃહતી મોટી ટીકા, (૩) ધ્વન્યાલોક (અલંકાર શાસ્ત્રનો ગ્રન્થ) (૪) પરમાર્થસાર અથવા આધારકારિકા ઉપર ટીકા (૫) બોધપંચદશિકા, (૬) તન્ત્રાલોક સાડત્રીસ આન્હિકવાળો મોટો ગ્રન્થ (૭) તન્ત્રસાર (તન્ત્રાલોકનો ૨૨ આન્હિકવાળો સંક્ષેપ ગ્રન્થ) (૮) તન્ત્રવટધાનિકા તન્ત્રાલોકનો વધારે સંક્ષેપમા સાર (૯) પરાત્રિંશિકા નામના આગમ સૂત્ર ઉપર ટીકા તેઓ ઘણા તન્ત્રગ્રન્થોના અવતરણો આપે છે બૃહદારણ્યક અને ભગવદ્ગીતાનો ઉલ્લેખ કરે છે પાણિનિ પતંજલિ ભર્તૃહરિ વિગેરેનો નામ નિર્દેશ પણ કરે છે પોતાની શાખાના પ્રાચીન ગુરુઓ ભટ્ટ નારાયણ ઉત્પલદેવ વિગેરેના અવતરણો આપે છે પરંતુ કોઈ જગાએ શાંકર મતનો સ્પષ્ટ નામ નિર્દેશ કરતા નથી તેથી બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા અને ઉપનિષદો ઉપરના શ્રી શંકરાચાર્યના ભાષ્યો ઇ સ ૮૨૦ ના અરસામા થયેલા તે તેમના જોવામા આવ્યા નહિ હોય શ્રી શંકરાચાર્ય (૮૨૦ અવસાન) અને અભિનવ ગુપ્ત ॥ તન્ત્રાલોક (૯૩૯) વચ્ચે લગભગ સો સવાસો વર્ષનો ગાળો પડે છે માહેશ્વરમતની દ્વૈતવાદી કાશ્મીરની અમર્દકમતની શાખાનો અભ્યાસ ઐરંભરના પુત્ર રમાનાથ દ્વારા અભિનવગુપ્તે કર્યો હતો શ્રીનાથમતની દ્વૈતાદ્વૈત વિદ્યા ભૂતિરાજના પુત્ર દ્વારા મેળવી હતી, અર્ધત્ર્યંબકમતની વિદ્યા સુમતિનાથના શિષ્ય શંભુનાથ દ્વારા મેળવી હતી, અને પોતાના ત્ર્યંબકમતની અદ્વૈત વિદ્યા તેમણે પોતાના ગુરુ લક્ષ્મણગુપ્ત દ્વારા મેળવી હતી આ પ્રમાણે કોઈપણ વિદ્યા મેળવવામા તેમણે

કચાશ રાખી જણાતી નથી. જેવું તેમનું અધ્યયન ઉંડું અને વ્યાપક હતું, તેવું તેમનું અધ્યાપન પણ મર્મવાળું અને વિશુ હતું. તંત્રાલોક નામનો વિપુલગ્રંથ જોતાં સમજાય છે કે કાસ્મીરમાં વિદ્યાપ્રાપ્તિનો રસ પુરપોજ લેતા એટલું નહિ પરંતુ સુશીલ સ્ત્રીઓ પણ તેમાં ભાગ લેતી હતી. યશસ્કર-રાજના મંત્રી વલ્લભના પુત્ર સૌરિનાં પત્ની વત્સાલિકાએ આ તત્ત્વચિંતકને નિવાસસ્થાન આપ્યું હતું; તેમની પરિચર્યા યોગેશ્વરદત્તનાં વૃદ્ધ માતા આવાએ કરી હતી, અને તેમાં સૌરિના પુત્ર કર્ણની વધૂએ મદદ કરી હતી. દીક્ષિત મંડળીમાં સૌરિના પુત્ર કર્ણ, પોતાના નાનાભાઈ મનોરથ, કર્ણના બંધુવર્ગના મંદ્ર, પોતાના સંબંધી વર્ગના ઉત્પલ,ચક્રક, અભિનવ અને પદ્મગુપ્ત વિગેરે દશબાર શિષ્યોના રહસ્યબોધ અર્થે આ અદ્વૈતાચાર્યે આ તન્ત્રાલોક ગ્રંથ રચ્યો હતો.

અભિનવગુપ્ત પછી ત્રિકદર્શનના પ્રબલ સ્વતંત્ર વિચારક **ક્ષેમરાજ** થયા જણાય છે. તેઓ અભિનવગુપ્તના શિષ્ય થાય. તેમણે (૧) સ્પંદસંદોહ (૨) શિવસૂત્ર વિમર્શિની, (૩) પ્રત્યભિજ્ઞા હૃદય અને (૪) વિજ્ઞાનભૈરવ ઉપર ટીકા લખી છે. ત્યાર પછી સ્વતંત્ર સંસ્કૃત સાહિત્ય નવા નવા ભાવવાળું આ શાખામા ખાસ જાગ્યુ નથી. અને તેનું કારણ એવું જણાય છે કે ઈ. સ. ૧૩૩૯ મા કાશ્મીરમા મુસલમાન વંશની સ્થાપના થઈ હતી. અને ઈ. સ. ૧૫૮૭મા અકબર બાદશાહે કાશ્મીરમંડળને મોગલ રાજ્યમાં જોડી દીધું હતું. પરંતુ આ ઈશ્વરાદ્વૈત મતની એટલી બધી ત્યાંની પ્રજા ઉપર ઉંડી અસર થઈ હતી કે આબાલવૃદ્ધ ત્યાં શૈવો થયા. અને કાશ્મીરી ભાષામાં આ શૈવાદ્વૈતનું સાહિત્ય ઘણું પ્રસર્યું છે. આપણે ત્યા જેના મીરાંબાઈ વિષ્ણુ-ભક્ત તેવા કાશ્મીરમાં લલ્લેશ્વરી શિવભક્ત થયા. એકે વિષ્ણુની ભક્તિ ઉપર ભેખ લીધો, બીજાંએ શિવભક્તિ ઉપર ભેખ લીધો.

**લલ્લાવાક્** અથવા **લલ્લેશ્વરી**ના વાક્યો કાશ્મીરીઓના મુખમા રમતાં વાક્યો છે. શ્રીનગર પાસે ૭ માઈલ ઉપર આવેલા શિંપુરા ગામમા તે બાઈ જન્મ્યા હતા. પદ્મપુર અથવા પાંપુરમા તે બ્રાહ્મણ કુટુંબમાં પરણ્યાં હતાં. નાનપણથી તે અદ્વૈત ખુમારીમા ઘુમતા હતા. સાસુએ ઘણું દુઃખ દીધું હતું. તેના સંબંધમા ઘણી ચમત્કારી વાતો ચાલે છે. કહે છે કે તેણે "લલ્લા ત્રાગ"

નામનું સરોવર એકદમ ઉત્પન્ન કર્યું હતું તે બાઈ પોતાના પિતા સિદ્ધ શ્રીકંઠ (સિદ્ધમોલ) છે એમ કહેતી હતી. હસન નામના મુસલમાને કાશ્મીરનો ઇતિહાસ લખ્યો છે તેમાં તે યોગિની ઈ. સ. ના ચૌદમા સૈકામાં જીવંત હતા એવો ઉલ્લેખ છે. તે એટલા બધા જ્ઞાનમગ્ન હતા કે દિગંબર દશામાં ફરતા હતા. તેમના વાક્યોની સંસ્કૃતમાં ગાથા બનાવી ભાષાન્તર કરી છે, પરંતુ મૂળભાવો જેવા જોઈએ તેવા સ્પષ્ટ તેઓ કરી શક્યા નથી. સૈયદ અલી હમદાની નામના મુસલમાન ઓલીઆએ કાશ્મીરમાં મુસલમાન ધર્મનું પ્રસારણ કરવા માટે પ્રયત્ન કર્યો હતો ત્યારે લલ્લાયોગિની શિવાદ્વૈતનું પ્રસારણ કરતા હતા. વર્ણ કરીને બન્નેની પ્રવૃત્તિ સમકાલીન હતી અને પરસ્પરના મન ઉપર ઉંડી અસર થઈ હતી. છ વર્ષ સુધી અલીહમદાનીએ કાશ્મીરમાં ઇસ્લામ ધર્મના પ્રસારણનો પ્રયત્ન કર્યો હતો અને લલ્લેશ્વરીએ પોતાના ઇષ્ટના ગુણ ગાયા હતા. નીચેના વાક્યો આ યોગિનીના અદ્વૈત ભાવને દર્શાવવા બસ થશે —

तूरि सलिल् खटुताय् तूरि
ह्यम्यत्रिगैय् भिन्नाभिन्न् विमर्शी ।
चैतन्य रय् भाति सव् समे
शिवमय चराचर जग पश्या ॥

માયાની જડતારૂપ જગત્ બરફના કટકા જેવું છે. તુરીય બોધ જળ જેવો છે. ભિન્નાભિન્ન વિમર્શો-ટુકડાના અભિમાનો-ઝાકળના ફોરાં જેવા છે એ ત્રણે, જ્યારે રવિ ઉગે છે ત્યારે, સઘળા શમી જાય છે, અને એક શિવ-રસ બને છે. આ ચરાચર જગતને શિવમય જુઓ.

अकुय औंकार युसनाभि दरे
कम्बुय् ब्रह्मांडस् सुमूगरे ।
अकुय् मन्तर् युस च्यतस् करे
तस् सास् मन्तर क्याह् जन करे ॥

જેણે નાભિમંડળમાં અખંડ ઓંકારનો નાદ જગાડ્યો છે, અને સઘળા બ્રહ્માંડનો નાદ પ્રસરેલો સાંભળ્યો છે, તેણે અખંડ મંત્ર ચિત્તમાં ધર્યો સમજવો. તેને બીજા સહસ્રમંત્રો શું ઉપયોગના?

यिह् यिह् करसुय् अर्चुन्
यिहरस उच्चर्यम् तिय मनथ्र् ।
इय् यिथ लग्यम् देहस परिचय्
सुय् परमशिवुन् तनथ्र् ॥

જે જે હું કરું તે મારી અર્ચા છે, જે જે હું વાણીવડે બોલું તે મારા મન્ત્ર છે, જે જે દેહ સાથે પરિચયમાં આવે તે તે મારો પરમશિવ સાથેનો તન્મયોગ છે

લલ્લેશ્વરીના વાક્યોમાં ઉંડી ભક્તિ અને શિવનું સ્વરૂપજ્ઞાન ઝળકે છે ગુજરાતી ભાષામાં તેના વાક્યોનો અનુવાદ સરલતાથી થઈ શકે તેવી આ જૂની કાશ્મીરી ભાષા છે

---

## (૮) ત્રિક અથવા પ્રત્યભિજ્ઞા દર્શનનો સાર.

આ શિવાદ્વૈત શાસ્ત્રમાં વિજ્ઞાનવાદનો આધાર લેવામાં આવ્યો છે મૂલ શિવસૂત્રો જે વસુગુપ્તને સ્વપ્નમાં પ્રકાશિત થયા હતા, અને જે મહાદેવગિરિ ઉપર કોતરેલા વિદ્યમાન છે, તેમાં શિવની ત્રણ દૃષ્ટિના જેવા ત્રણ ઉન્મેષો છે પ્રથમ ઉન્મેષમાં **चैतन्यमात्मा**–આત્મા સ્વયપ્રકાશ ચૈતન્ય છે, એ સિદ્ધાન્તનું પ્રતિપાદન છે, બીજા ઉન્મેષમાં **चित्तं मंत्रः** આત્મ ચૈતન્ય ઘનીભાવને પામી મન્ત્રરૂપ બને છે એ સિદ્ધાન્તનું પ્રતિપાદન છે, અને ત્રીજા ઉન્મેષમાં **आत्माचित्तम्** એટલે સંસારી જીવ ચિત્તરૂપ છે એ સિદ્ધાન્તનું પ્રતિપાદનમાં છે જેમ અગ્નિ તત્ત્વ વિભુરૂપે અરણિ વિગેરેમાં ગુપ્ત છે તેમ સામાન્ય **ચિતિ** અથવા જ્ઞાનપ્રકાશ આ સર્વ વિશ્વમાં ગુપ્ત છે, જેમ ઉત્તર અને અધર અરણિના ઘર્ષણવડે ગુપ્ત અગ્નિ પ્રકટ થાય છે તેમ સામાન્ય ચિતિ અથવા પરમાત્મ પ્રકાશ સ્ફુલિંગ જેવું રૂપ પકડે છે આને વિમર્શ અથવા શક્તિ કહે છે ચિતિનું **સામાન્ય** પ્રકાશ જેવું રૂપ તે શિવતત્ત્વ, તેનું **વિશેષ** પ્રકાશવાળું વિમર્શ નામનું રૂપ તે ચૈતન્ય શક્તિતત્ત્વ શિવતત્ત્વમાં સામાન્યજ્ઞાન હોય છે અને તે પોતાના સ્વરૂપને દર્પણમાં પ્રતિબિમ્બ પેઠે સંમુખ જોવાને કેન્દ્રિત થાય તે આત્મ પરામર્શ કરનારી શક્તિ કહેવાય શિવ એટલે ચિત્,

શક્તિ એટલે ચૈતન્ય અને અવિભક્ત દ્રવ્ય છે ચિતિ વિના ચૈતન્ય નથી, શિવ વિના શક્તિ નથી, તેવી જ રીતે ચૈતન્ય વિના ચિતિ અનુભવમા આવતી નથી, શક્તિ વિના શિવ અસ્પષ્ટ છે જગત્‌નો કોઇ પણ પદાર્થ જ્ઞાનપ્રકાશથી વીંટળાયા વિના અનુભવમા આવતો નથી સારાશ પદાર્થમાત્રનુ અસ્તિત્વ જ્ઞાનપ્રકાશ ઉપર આધાર રાખે છે આથી આ શાસ્ત્રનો આદ્ય-સિદ્ધાન્ત એ છે કે —

**चितिः स्वतंत्रा विश्वसिद्धिहेतु ॥**

ચિતિ શક્તિ પોતાના જ નિયત્રણમા રહી આ સમગ્ર વિશ્વની સિદ્ધિનુ કારણ છે જેવી રીતે બ્રહ્મસૂત્રમા બ્રહ્મકારણતાવાદમા બ્રહ્મને માયાનો આધાર લેવો પડે છે, તેવો આધાર આ શાસ્ત્રમા માનવામા આવતો નથી આ શૈવસૂત્રના શિવકારણવાદમા શિવ પોતે જ શક્તિસપન્ન છે, અને તેમા સર્વ ઐશ્વર્યનો સાર રહેલો છે, એવુ મતવ્ય છે આ કારણથી કેવલ અથવા શાતબ્રહ્મનો વિવર્તવાદ આ શાસ્ત્રમા નથી, પરતુ સ્ફુરત્ અથવા સ્પદભાવવાળો વિજ્ઞાનવાદ આ શાસ્ત્રમા છે આ અશમા શાકર અદ્વૈતથી કઇક ભેદ વાળો છે તેની સાથે જેમ રામાનુજના વિશિષ્ટ અદ્વૈતમા ચિત્ અને અચિત્ જીવ અને જગતરૂપ નિત્યતત્ત્વોરૂપ વિશેષણોથી વિશિષ્ટ થયેલા નારાયણ અથવા વાસુદેવનો સ્વીકાર છે તેવો આ શિવાદ્વૈતમા નથી મૂલ વસ્તુ પોતેજ પોતાના શાક્ત બલવડે વિશ્વરૂપે ભાસે છે, અને પોતેજ સકુચિતરૂપ ધરી અણુ અથવા જીવરૂપ બને છે, આ પ્રમાણે બ્રહ્માદ્વૈત, વાસુદેવાદ્વૈત, અને શિવાદ્વૈતમા સૂક્ષ્મભેદ છે પ્રથમમા મૂલતત્ત્વ નિર્વિશેષ ચિતિરૂપ છે, અને તે અનાદિ અનિર્વચનીય માયાવડે જગત્ કારણ બને છે, એવુ મતવ્ય છે, બીજામા મૂલતત્ત્વ સવિશેષ ચિતિરૂપ છે, પરતુ વિશેષ્ય જે નારાયણ અથવા વાસુદેવ તેનાથી ભિન્ન અસ્તિત્વ, ચિદ્ અચિદ્રૂપ વિશેષણોનુ નથી એવું મતવ્ય છે, ત્રીજામા મૂલતત્ત્વ પોતે જ પ્રકાશ અને વિમર્શ એટલે સામાન્ય પ્રકાશ અને વિશેષ પ્રકાશરૂપ છે, અને તે સ્વેચ્છાથી વિશ્વરૂપે ભાસે છે, સ્વેચ્છાથી નિયત્રિત અથવા સંકુચિત થઇ જીવરૂપ બને છે, અને સ્વેચ્છાથી પુન અનિયત્રિત સ્વાતત્ર્યવાનુ એટલે પરમવિકાસવાનુ થઈ શિવરૂપ બને છે,—એ પ્રકારનું મતવ્ય છે

આ અનંત ચિતિ અથવા સ્પંદશાળી શિવ ચૈતન્ય ત્રણભાવમાં પ્રગટ થાય છે (૧) પ્રમાતૃભાવ એટલે જ્ઞાતૃત્વ અભિમાનશાળી (૨) પ્રમાણભાવ એટલે જ્ઞાનસાધનરૂપ અને (૩) પ્રમેયભાવ એટલે જ્ઞેયરૂપ

આ ત્રણ ભાવશાળી સ્પંદતત્ત્વ અથવા શિવચૈતન્ય જે વિલસે છે તેનું નામ વિશ્વ અથવા જગત્ તે વિશ્વ નાના ભેદશાળી ભાસે છે, અને તે ભાસવાના ક્રમમાં પોતાને અનુકૂલ આકારનું રૂપ ધારણ કરે છે આ ત્રણ અવભાસનના ક્રમને અધ્વા અથવા માર્ગ કહે છે એક અધ્વા શુદ્ધ છે જેમાં આ પ્રમેય અને પ્રમાતૃ વર્ગ મૂલ શિવતત્ત્વ સાથે અભિન્ન છે એવું ભાન પ્રમાતાને હોય છે, બીજો અધ્વા શુદ્ધાશુદ્ધ છે જેમાં પ્રમેય અને પ્રમાતૃવર્ગ ચિદ્-ચિદ્‌થી મિશ્ર ભાસે છે, ત્રીજો અધ્વા અશુદ્ધ છે જેમાં પ્રમેય જડ છે અને પ્રમાતા જુદો છે, અને શિવપ્રમાતા જાણે નથી એવું સ્પષ્ટ ભેદભાન હોય છે શિવ-શક્તિરૂપ ચૈતન્યના સ્ફુરણના આ ત્રણ અધ્વામાં પ્રમેયવર્ગ તત્ત્વ, કલા અને ભુવન એવા ત્રણરૂપ પકડે છે, પ્રમાણ વર્ગ-વર્ણ પદ અને વાચ્ય અથવા મંત્ર એવા ત્રણ રૂપ પકડે છે અને પ્રમાતૃ વર્ગ-અનુભવ કરવાના અભિમાનવાળો હોય છે

જ્યારે વિશ્વમાન હું છું એવા સ્ફુટ અહંતાવાળા ભાવનો આવેશ જાગે ત્યારે સદાશિવતત્ત્વ ઉદય થયું સમજવું, જ્યારે હું વિશ્વરૂપ છું એવું સ્પષ્ટ "આ"પણાનું ભાન અસ્ફુટ "હું" ભાવમાં ગ્રસ્ત થયેલું હોય ત્યારે ઈશ્વરતત્ત્વનો ઉદય સમજવો, અને જ્યારે "હું" અને "આ" સમબલે ભાસે ત્યારે શુદ્ધ વિદ્યાતત્ત્વ અથવા વિવેકનો ઉદય થયો સમજવો આ પ્રમાણે જે અભિમાનીઓને વિશ્વોત્તીર્ણ, વિશ્વમય અને ભિન્ન વસ્તુમય-એવા ક્રમશ ભેદ, ભેદાભેદ અને અભેદવાળો અનુભવ જાગતો રહે, તેઓ સદાશિવતત્ત્વ, ઈશ્વરતત્ત્વ અને શુદ્ધ વિદ્યાતત્ત્વમાં હોઈ કાર્યકરણની કલાનો આશ્રય લઈ ભુવન રચી રહેનારા શુદ્ધ પ્રમાતાઓ કહેવાય આ શુદ્ધ પ્રમાતાઓ અથવા અભિમાનીઓને **વિજ્ઞાનાકલ** એવી સંજ્ઞા આપવામાં આવે છે, કારણકે તેમને કર્તૃત્વ ભાવ વિનાના શુદ્ધ બોધનું અભિમાન હોય છે

આ શુદ્ધ અધ્વા મૂક્યા પછી શિવચૈતન્ય માયાવડે સ્વત આવૃત થાય

છે આ આવૃત શિવચૈતન્યમા પણ અનાત્મ-શૂન્યનું ઝાખુ ભાન હોય છે આ માયાતત્ત્વથી આવૃત થયેલા અભિમાનીને **શૂન્યપ્રમાતા** અથવા **પ્રલયાકલ** કહે છે, કારણકે તેમા તે "અભિમાનીનું ચિત્તરૂપ સાધન સુપ્ત અથવા લીન જેવુ હોય છે" આ આવૃત ભૂમિકામાથી નકલ જાગેલો અભિમાની સ્વપ્નતુલ્ય અવસ્થાઓ ભોગવે છે, અને જાગ્રત અવસ્થામા પણ શિવચૈતન્યની સ્વાભાવિક શક્તિઓને કૃત્રિમ મર્યાદિત થયેલી ભોગવે છે "પરમ શિવની સ્વાભાવિક બોધિ" માયાશક્તિથી દબાઈ પોતે શૂન્યવત ભાસે છે, પરમ શિવના સ્વાભાવિક અનત કર્તૃત્વ અથવા ક્રિયાશક્તિ કલાશક્તિથી હણાઈ જઈ પોતે અલ્પકર્તા ભાસે છે, પરમશિવની સ્વાભાવિક સર્વજ્ઞતા વિદ્યાશક્તિ એટલે અલ્પ જાણવાના બળથી દબાઈ તેને પોતામા અલ્પજ્ઞતા ભાસે છે, પરમશિવની સ્વાભાવિક નિત્યતૃપ્તિ રાગ શક્તિવડે દબાઈ તે પોતાને અતૃપ્ત માને છે. પરમશિવની નિત્યોદિત શક્તિ કાલશક્તિ વડે હણાઈ આયુની મર્યાદામા બધાયેલો પોતાને જુએ છે, પરમશિવની સ્વાભાવિક સ્વતંત્રતા નિયતિ શક્તિવડે દબાઈ તે પોતાને અમુક મર્યાદામા જ ઈચ્છા, જ્ઞાન અને ક્રિયાને નકલ બનાવતો જુએ છે માયા, કલા, વિદ્યા, રાગ, કાલ અને નિયતિ તત્ત્વો શિવચૈતન્યના કંચુક અથવા આવરણો બને છે આ ૭ કંચુકો અથવા આવરણોથી ઢંકાયેલો અભિમાની સકલ કહેવાય છે

આ શુદ્ધ શુદ્ધાશુદ્ધ અને અશુદ્ધ અધ્વાના પ્રમાતાઓ અથવા અભિમાનીઓ પુન સાત વર્ગમા પડે છે –(૧) શિવાભિમાની જેઓને પોતાનુ પૂર્ણ સ્વરૂપ સ્ફુટ છે તેઓ, (૨) મન્ત્ર મહેશ્વરાભિમાની જેઓ સદાશિવ તત્ત્વમા ભુવન રચી રહે છે, (૩) મન્ત્રેશ્વરાભિમાની જેઓ ઈશ્વર તત્ત્વમા ભુવન રચી રહે છે, (૪) મન્ત્રાભિમાની જેઓ શુદ્ધ વિદ્યાતત્ત્વમા ભુવન રચી રહે છે, (૫) વિજ્ઞાનાકલ એટલે માયાથી ઉપરના અભિમાની, (૬) પ્રલયાકલ માયામા લીન અભિમાની, (૭) સકલ એટલે સર્વ કંચુકોથી ઢંકાઇ પ્રકૃતિથી પૃથ્વીપર્યંતના સાખ્ય તત્ત્વોમા પોતાનું અભિમાન બાધી રહેનારા સંકુચિત પચીસમા પુરુષ

આ સાત પ્રમાતાવર્ગના અભિમાનીઓ શુદ્ધ અધ્વાના–શિવ શક્તિ, સદા-

શિવ, ઇશ્વર અને શુદ્ધ વિદ્યા—એ પાંચ તત્ત્વો, મિશ્ર અધ્વાના માયાદિથી નિયતિ પર્યંતના છ કંચુક તત્ત્વો અને અશુદ્ધ અધ્વાના પુરુષથી માંડી પૃથ્વી પર્યન્તના સાંખ્યશાસ્ત્રના પચ્ચીસ તત્ત્વો મળી એકંદર છત્રીસ તત્ત્વોમાં પોતાને અનુરૂપ પ્રમાણવર્ગ અને કરણને અથવા વ્યાપારને મેળવી તે વડે કાર્યકરણ વર્ગનું ભુવન રચી મુક્ત અથવા ઉદ્‌ભવી બદ્ધાબદ્ધ અથવા ભવોદ્‌ભવી અને બદ્ધ એટલે ભવી દશા ભોગવે છે

સકલ અથવા બદ્ધ પ્રમાતા અથવા સંસારી જીવ, ઉપર પ્રમાણે સ્વતંત્ર શિવચૈતન્ય રૂપ છતાં, ચિતિના સંકોચવાળો, પોતામાં સર્વ વિશ્વને ગુપ્ત કરી રહેલો છે જો એ અસંકુચિત થાય તો વિશ્વને સર્જશે, પૃથ્વીથી માંડી શિવ પર્યંતના છત્રીસ તત્ત્વોને અવભાસ કરી, જાણી શકે

જેવી રીતે શિવની ચિતિશક્તિના સંકોચવાળું ચેતનમય જીવનું સ્વરૂપ છે, તેવીજ રીતે તે ચિતિશક્તિ ચૈત્ય અથવા ચેત્ય (આંતર અથવા બાહ્ય) ભાવવડે સંકોચ પામે તેનું નામ ચિત્ત જેમ પુષ્પની કલિકા વિકસિત થાય તેમ ચૈત્યથી સંકુચિત થયેલું ચિત્ત વિકસિત થઇ ચેતનરૂપ જીવને વિશ્વનો અવભાસ કરાવે આ પ્રમાણે નીચેની ત્રિસૂત્રીમાં આ વિજ્ઞાનવાદનો સાર છે —(૧) **ચૈતન્યમાત્મા**—પરમાત્મા ચૈતન્યરૂપ એટલે સ્વતંત્ર અમર્યાદ શક્તિવાળા છે

(૨) **ચિત્તં મંત્ર**—ચૈત્ય વડે સંકોચ પામેલી ચિતિશક્તિથી ઘડાયેલું ચિત્ત તે ચૈતન્યને ઉઘાડવાનો એક મંત્ર છે

(૩) **આત્મા ચિત્તમ્**—સંકોચ પામેલી ચિતિશક્તિરૂપ જીવાત્મા ચિત્તરૂપેજ દેખાય છે ટુંકામાં પરમશિવની ચિતિશક્તિનું પ્રથિમય સ્વરૂપ તે **ચિત્ત** તેને પ્રથિરૂપે અનુભવ કરનાર તે પ્રમાતા**ચેતન** તેને મંત્રનામના ઉપાય વડે ઉકેલી પૂર્ણ શિવભાવ જગવે એ પરપ્રમાતારૂપે સ્થિતિ આ પૂર્ણ ખ્યાતિ અથવા પૂર્ણ શિવભાવને પ્રકટ કરવાના ત્રણ ઉપાયો છે —(૧) શાંભવ ઉપાય જેમાં માત્ર પૂર્ણ ખ્યાતિવાળા અનુભવી ગુરુની માત્ર શાંભવી દીક્ષણ-દીક્ષાથી સ્વરૂપનું ભાન જાગે તેવો ક્રમ, (૨) શાક્ત ઉપાય જેમાં દીક્ષાના ક્રમથી પ્રાપ્ત થયેલા મંત્રની ભાવના વડે સિદ્ધિ કરી સ્વરૂપનું ભાન કરવાનો ક્રમ હોય છે, અને (૩) આણવ ઉપાય એટલે જેમાં બદ્ધ જીવના દીક્ષાક્રમાદિ

તેના સર્વ અંશોનુ શોધન કરી જપ, હોમ, અર્ચન, ધ્યાન વિગેરે સમગ્ર ક્રિયાકલાપવડે સ્વરૂપનું ભાન કરાવવાની પદ્ધતિ હોય છે આ ત્રણે ઉપાયોમા તીવ્રતર, તીવ્ર અને મંદ શક્તિપાતની અપેક્ષા પૂર્ણ પ્રબુદ્ધ ગુરુદ્વારથી રહે છે

શુદ્ધ શિવ ચૈતન્યનુ અભિમાન સદાશિવ, ઇશ્વર, અને શુદ્ધવિદ્યાની તત્ત્વભૂમિકામા સ્પષ્ટ રહે છે, સંકુચિત પ્રકાશ અભિમાન માયાભૂમિકામા રહે છે, સંકુચિત પ્રકાશનાણુ અભિમાન માયાથી નીચેની કલા, વિદ્યા, રાગ, કાલ, અને નિયતિવાળી પંચ કંચુકોની ભૂમિકામા રહે છે, અને કેવલ ભેદનુ અભિમાન પુરુષને, પ્રકૃતિથી પૃથ્વી પર્યન્તની ચોવીસ તત્ત્વ મર્યાદામા, રહે છે આ સર્વ ભૂમિકામા શિવપ્રકાશ પોતે અવિકૃતભાવે વિદ્યમાન રહે છે, પરંતુ આણુમલ, કર્મમલ અને માયામલવડે ઢંકાયેલા પ્રમાતાને તે ઓળખાતો નથી

પોતાના શુદ્ધશિવ સ્વરૂપને ભૂલી જઇ, હુ ભિન્ન અસ્તિત્વવાળો પ્રકાશ રૂપ છુ આવુ પ્રથમ સંકોચવાણુ જે પ્રકાશનુ રૂપ ઘડાવુ, તેનું નામ આણુમલ આ એટલા આણુમલવાળા અભિમાનીને વિજ્ઞાનાકલ કહે છે, કારણ કે તેમા માત્ર શિવપ્રકાશ એટલે વિજ્ઞાનમાત્ર સંકુચિત રૂપ ધારણ કરે છે, અને કર્તૃત્વ ગૌણ રહે છે વેદાન્તીઓની પિંડસ્થ સાક્ષીપણાની સ્થિતિ તે આ ત્રિકદર્શન-વાળાની વિજ્ઞાનાકલ અવસ્થા જેવી છે આ સ્થિતિ તુરીય છે જો કે શિવ જેવી તુરીયાતીત નથી તેમા અહંનું શુદ્ધ સ્ફુરણ હોય છે, પરંતુ તે મર્યાદિત હોય છે

આ મલ પછી પોતાનુ શુદ્ધ સ્વરૂપ છે જ નહિ એવી ભાવના જાગે, અને જે છે તે કલાથી માંડી પૃથ્વીપર્યંતના તત્ત્વોજ છે એવુ પ્રકાશનુ આ-વરણ થવુ તેને માયામલ કહે છે આ માયામલ સાથેના આણુમલવાળા પ્રકાશને પ્રલયાકલ પ્રમાતા અથવા જીવ કહે છે, કારણ કે તેમા આણુપ્રકાશ મૂર્છિત અથવા પ્રલયગ્રસ્ત હોય છે આ સ્થિતિ તે વેદાન્તીઓના સુષુપ્ત આત્મમાની અથવા પ્રાયણ એટલે મરણ સમયના મૂર્છિત જીવની અવસ્થા જેવી છે અવાન્તર પ્રલય અથવા મહાપ્રલયમા પણ સમગ્ર પ્રમાતા વર્ગ અથવા જીવ સમૂહ આવી પ્રલયાકલ અવસ્થામા જ રહે છે સાંખ્ય શાસ્ત્રમા આ અભિમાનીને પ્રકૃતિલીન કહે છે

માયાની અંધારીમાંથી કંઈક વિદ્યાતત્ત્વનો પ્રકાશ જાગે, અને અલ્પકર્તૃત્વ દર્શાવનાર કલા જાગે, તૃપ્તિભંગ કરનાર ઇચ્છા અથવા રાગ જાગે, નિત્યત્વનો ભંગ કરનાર કાલ અથવા પ્રમેયોની ક્રમવાર પ્રતીતિ કરાવનાર બન જાગે અને કાર્યકારણની સાંકળમાં જકડાયેલા પ્રમેયો નિયતિવડે પગ નતાવાળા દેખાય ત્યારે છ કંચુકેથી આવૃત સંસારી કર્મપાશથી બંધાયેલો અથવા કર્મમલપંકથી લેપાયેલો થાય આ ત્રણે મલવાળી સ્થિતિ ભોગવનાર તે સકલ તેમાં માત્ર છ કંચુકો વડેજ વ્યવહાર કરે ત્યારે સ્વપ્નાવસ્થા, અને પ્રકૃતિથી માંડી પૃથ્વી પર્યંત નીચે ઉતરે ત્યારે જાગ્રદવસ્થા

આ પ્રમાણે આપણા અભિમાની અથવા સંસારી જીવની નીચેથી ઉંચે ચડતી પાયરીઓ આ પ્રમાણે થાય છે —

૧ સકલ— { ૧ પુરુષપ્રકૃતિમાં તન્મયબની પૃથ્વી પર્યંતના ચોવીસ તત્ત્વોમાં રમે
૨ કલાથી માંડી પુરુષ પર્યંત નીચે ઉતરી વ્યવહાર કરે }

૨ પ્રલયાકલ—૩ માયાપુટમાં ઢંકાઈ લીન થાય

૩ વિજ્ઞાનાકલ—૪ માયાથી ઉપર જાય અને શુદ્ધવિદ્યાના સ્પર્શથી પોતાના ત્રણ મલોને તોડે અને માયાથી પુરુષનો વિવેક કરે

૪ મંત્રાભિમાની—જેઓ પોતાના મર્યાદિત અણુભાવને તોડી વિભુતાને ધારણ કરવાના ચૈતન્યના કિરણોવડે સંકુચિત ચિત્તને ભેદી શુદ્ધ વિદ્યાભિમાન જગવે જેમ લૌકિક પરમાણુ ભેદાવાથી "ઈલેક્ટ્રોન" છુટા પડી વિદ્યુતનો અવભાસ થાય એવી અર્વાચીન વિજ્ઞાનની સંભાવના છે, તેવી અલૌકિક અણુની (Monad) આ વિકાસની સંભાવના છે તેમાં દીક્ષામાં મળેલા પોતાના વાચક શક્તિવાળા મંત્રવડે તે મંત્રના વાચ્ય દેવતાનો સ્ફોટ થાય, અને પોતાનું અપુરુષ બોધ છે, અને વિભુશિવરૂપ હું છું એવું ભાન જાગે, અને પોતાની મંત્રાત્મક ક્રિયાશક્તિ સફલ થઈ અનુભવે એવી પ્રક્રિયા છે

૫ મંત્રેશ્વર—શુદ્ધ વિદ્યાનો પ્રદેશ વટાવી સ્વયં મારો ઉદ્ધાર કરવા સમર્થ છું અને અન્યનો ઉદ્ધાર કરી શકું છું એવું જ્ઞાનશક્તિનું ભાન જેમાં જાગે તેવી ઈશ્વરભૂમિકાના વિહારવાળા અભિમાનીઓ

૬ મન્ત્રમહેશ્વર —ઈશ્વરભૂમિકાનું ઉલ્લંઘન કરી પ્રમાતા ચેતન અથવા ઉચ્ચ ચેતન સઘળા નીચેના તત્ત્વોનો પોતામાં ગ્રાસ કરે, અને તે સર્વ તત્ત્વો, કલાઓ અને ભુવનો માત્ર ઉન્મેષવડે જાગે છે, અને માત્ર નિમેષથી લીન થાય છે એવી શુદ્ધ ઈચ્છાશક્તિ અથવા સંકલ્પ વડે સૃષ્ટિ તથા સંહાર કરવાના સામર્થ્યવાળા સદાશિવ તત્ત્વમાં વિહાર કરનાર અભિમાનીઓ

૭ પૂર્ણ પ્રમાતા —પોતાની ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ અને ઈચ્છાશક્તિના વિભવ ઉપરાંત પોતામાં સાહજિક પૂર્ણ આનંદના ઉદયવાળા અને તે સાથે આ ચારે શક્તિના અખંડ પ્રકાશવાળા શિવયોગીઓ જેઓ પોતામાં શક્તિતત્ત્વ અને શિવતત્ત્વનો સમકાળે અનુભવ કરી રહે છે તેવા અભિમાનીઓ હોયછે

આ પ્રમાણે પૂર્ણ પ્રમાતા અથવા પૂર્ણખ્યાતિવાળા શિવયોગીનું પદ પ્રાપ્ત થવાના માહેશ્વર દર્શનના ક્રમમાં નીચેની સઘળી દર્શન શ્રેણીઓની પરંપરા આવી જાય છે એમ ક્ષેમરાજ કહે છે

(૧) ચૈતન્ય વિશિષ્ટ શરીરજ આત્મા છે—એવું ચાર્વાકોનું મતવ્ય છે તેઓ વાયુ, તેજ, જલ, અને પૃથ્વી તત્ત્વોમાંજ અભિમાન ધરનારા છે

(૨) ન્યાયવૈશેષિક મતમાં જ્ઞાન, સુખ દુખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર એ નવ ગુણના આશ્રયવાળા આત્માને માનનારા મહત્ અથવા બુદ્ધિતત્ત્વ પર્યંત ચઢી શકયા છે

(૩) હું છું—એ પ્રકારના અનુભવથી જેનું સ્વરૂપ અનુમેય થાય છે અને સુખ દુખાદિ ધર્મોથી જે સ્વરૂપ ઢંકાય છે તે આત્મા છે એવું માનનારા મીમાંસકો—અહંકારદ્રવ્ય અને મહત્તત્ત્વ પર્યંત વિચાર કરવા સમર્થ થયા છે

(૪) હું છું—એ પ્રકારના ક્ષણિક વિજ્ઞાનની ધારા અથવા સંતાન એજ પરમતત્ત્વ છે એવું માનનાર બૌદ્ધો બુદ્ધિતત્ત્વની વૃત્તિરૂપ જ્વાલામાં પ્રવેશ પામેલા છે

(૫) પ્રાણ એજ આત્મા છે, એવા હિરણ્યગર્ભના મતવાળા ક્રિયા-શક્તિના સ્પંદમાંજ લુપ્ત થઈ આત્માભિમાન ધરનારા છે

(૬) આ સર્વ અસત્ છે—એવું અભાવાત્મક જગતનું રૂપ માનનારા શૂન્યવાદીઓ માયાતત્વની શૂન્યકોટિમાં રહેનારા છે.

(૭) તેવીજ રીતે માધ્યમિક બૌદ્ધો પણ પ્રકૃતિ અથવા પ્રધાનની સામ્ય ભાવવાળી સ્થિતિમાં રહેલા છે.

(૮) પરાપ્રકૃતિ ભગવાન્ વાસુદેવ છે, અને તેના તણખા જેવા જીવો છે એવું માનનારા પાંચરાત્રો પરમપ્રકૃતિનો પરિણામ માનતા હોવાથી અવ્યક્ત પ્રકૃતિમાં શમનારા છે.

(૯) સાખ્ય-યોગ દર્શનવાળા વિજ્ઞાનાકલ ભૂમિકામા રમનારા છે.

(૧૦) આ સમગ્ર વિશ્વસહરૂપે છે—એવું માનનારા ઔપનિષદો ઇશ્વર-તત્ત્વમા નિષ્ઠાવાળા છે.

(૧૧) શબ્દ બ્રહ્મમય પશ્યંતીરૂપ આત્મતત્ત્વ છે એવું માનનારા વૈયાકરણો સદાશિવતત્ત્વમા આવી અટક્યા છે.

(૧૨) આત્મતત્ત્વ વિશ્વથી પર છે એટલે વિશ્વોત્તીર્ણ છે એવું તાન્ત્રિકો માને છે, અને તેઓ શાક્તતત્ત્વમા નિષ્ઠાવાળા છે.

(૧૩) આત્મતત્ત્વ વિશ્વમય છે, અને તે આનંદમય છે એવું કૌલમત-વાળા માને છે તે પણ શક્તિતત્ત્વમા નિષ્ઠાવાળા છે.

(૧૪) પરંતુ શુદ્ધ આત્મતત્ત્વ વિશ્વોત્તીર્ણ અને વિશ્વમય છે, તે પોતે સામાન્ય પ્રકાશ અને વિશેષ પ્રકાશ અથવા વિમર્શરૂપ છે, અથવા પોતેજ શિવરૂપ અને શક્તિરૂપ છે એવું માનનારા ત્રિકદર્શનના માહેશ્વરો છે. તેઓ પૂર્ણખ્યાતિવાળા છે.

આ સર્વ ભૂમિકાનો જેમા અંતર્ભાવ થાય તેવા ત્રિકદર્શનમા જ્યારે પ્રમાતાને પૂર્ણ ક્રિયા અને ઇચ્છાશક્તિ ઉપરાત આનંદશક્તિ અને સ્વયંસ્ફુરણ-શાક્ત ( ચિતિ ) જાગે ત્યારે જીવન્મુક્તિનો સદ્ભાવ સ્વીકાર્યો છે. જ્ઞાનશક્તિ બુદ્ધિતત્ત્વને લગતી છે એ ભેદ લક્ષ્યમાં રાખવાનો છે.

જીવન્મુક્તિનું માહેશ્વરોએ ઉપર પ્રમાણે સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે એટલુંજ નહિ, પરંતુ તેના ઉપાયોનું વર્ણન પણ સવિસ્તર કર્યું છે.

જેમ સર્વ વાહનાદિ સંપત્તિવાળા રાજા સ્વેચ્છાથી પગે ચાલી શકે છે તેમ ચિતિ શક્તિ અથવા શિવચૈતન્ય સ્વેચ્છાથી સંકુચિત પ્રમાતા અથવા જીવભાવને પ્રાપ્ત કરી પૃથ્વી પર્યંત નીચે ઉતરે છે આ નીચે ઉતરવાના ક્રમમા તે પ્રાણ શક્તિનું રૂપ ધરે છે આ પ્રાણ શક્તિ પ્રત્યેક પ્રાણીના પિંડમા મૂલાધારથી બ્રહ્મરંધ્રપર્યંત આવી રહેલી મધ્યમ નાડી અથવા સુષુમ્ણામા પ્રધાન ભાવે રહે છે અને બીજી શાખા પ્રશાખાવાળી નાડીઓ અને સ્રોતોજાળમા ગુણભાવે રહે છે આ મધ્યમ નાડી અથવા સુષુમ્ણા પ્રાણવહા મુખ્ય નાડી છે તે બદ્ધ પશુઓમા ગ્રંથિવાળી એટલે ઉંઘતી હોય છે તેને વિકાસાવવાથી ચિદાનંદનો લાભ થાય છે

આ મધ્યમનાડી સુષુમ્ણામા પ્રાણશક્તિ જેનું બીજું નામ કુંડલિની છે તેનો વિકાસ કરવાના ઉપાયો વિમર્શનમા -(૧) વિકલ્પોનો લય (૨) મધ્યનાડી શક્તિનો સંકોચ અથવા આકુંચન અને તેનું મધ્યમાર્ગમા ષટ્ચક્રના ભેદપૂર્વક ઊર્ધ્વબ્રહ્મરંધ્ર પર્યન્ત પ્રસારણ (૩) પ્રાણ અને અપાનના પ્રવાહને હૃદય વિશ્રાંતિમા લાવી કેવલ કુંભકવડે તેના સ્પન્દનો રોધ કરવો (૪) હૃદ અને આદિકોટિમા લઈ દ્વાદશાંતને અંતકોટિમા લઈ પ્રાણશક્તિના પરમ વિકાસવડે ચિત્તનું આત્મસ્વરૂપ અંતર્મુખ અથવા ઉન્મેષદશામા સ્થિત થવું (૫) કોઈ પણ રમણીય વિષયમા ભોગવાસના વિના સ્વરૂપ ચમત્કારની દૃષ્ટિવડે નિમગ્ન થવું

આ સરલ ઉપાયો વડે મધ્યમનાડી અથવા સુષુમ્ણાનો વિકાસ થાય ત્યારે પ્રાણસ્પંદ સાથે ચિત્તસ્પંદ એકતાર થાય છે અને તે સ્થિતિમા ચિદાનંદની અભિવ્યક્તિ થાય છે

આવી અભિવ્યક્તિની ધારાવડે સમાધિસંસ્કાર પોષાય છે અને તેથી વ્યુત્થાન સમયે પણ શિવચૈતન્યના એકપણાની સ્મૃતિ પ્રકટ રહેવાથી તે મુક્ત પુરુષને નિત્ય નિત્ય ઉદયમા રહેનારી એટલે સહજ સમાધિની પ્રાપ્તિ થાય છે જેમને આવી સહજસમાધિ પ્રાપ્ત થાય છે તેમને પોતાના સિદ્ધશિવસ્વરૂપનો પરામર્શ રહે છે એટલું જ નહિ પણ તેનામા સમાવેશજન્યમન પણ રહે છે પૂર્ણ શુદ્ધ અહંભાવવડે તે જ્યાં ત્યાં શુદ્ધચિતિ અને શુદ્ધસ્વ

સ્વરૂપનો આનંદ મહામંત્રના વીર્યની પેઠે પ્રસરાવી શકે છે. તે ચિદાનંદના આવેશવાળા આભિમાનિક બલથી તે પરમશિવયોગી પોતામાં તેમ પરપિંડમાં સર્વ વસ્તુના સર્ગ અને વિસર્ગને-ઉત્પાત્ત અને લયને પ્રકટાવવાના ચૈતન્યના પ્રભાવને જગાવી શકે છે.

પોતાનું સ્વરૂપ આ પ્રકારે શિવમય છે એટલે પૂર્ણ ચિતિ, પૂર્ણ આનંદ, પૂર્ણ ઇચ્છા, પૂર્ણજ્ઞાન, અને પૂર્ણક્રિયા-એવા પાંચ શક્તિમંડલના સામર્થ્યવાળું છતાં પશુભાવમાં સંકુચિત અવસ્થા ભોગવે છે. તેને મૂલરૂપે ઓળખવું-પ્રત્યભિજ્ઞા કરવી-ભૂલેલા પદની પુનઃ સ્મૃતિ કરી તે પદનો સાક્ષાત્કાર કરવો તેનું નામ "પ્રત્યભિજ્ઞાદર્શન." નિત્યપ્રાપ્ત શિવપદ જ્યારે પુનઃ અનુભવમાં આવે છે ત્યારે જ તે સ્વરૂપનો આનંદ જામે છેઃ ઉત્પલદેવ કહે છે કેઃ-

> तैस्तैरप्युपयाचितैरुपनतस्तन्व्याः स्थितोऽप्यन्तिके
> कान्तो लोकसमान एवमपरिज्ञातो न रन्तुं यथा ।
> लोकस्यैष तथानवेक्षितगुणः स्वात्मापि विश्वेश्वरो
> नैवालं निजवैभवाय तदियं तत्प्रत्यभिज्ञोदिता ॥
> (प्रत्यभिज्ञाकारिका)

જેમ કોઈ નાયિકા પાસે તે તે દૂતીઓની વિનતિ વડે તેના કાન્તને લાવી ઉભો કર્યો હોય પરંતુ જ્યાં સુધી ગુણધર્મ વિશિષ્ટ-"આજ મારા પ્રિયતમ" એવી રીતે તે નાયિકા ઓળખે નહિ ત્યાં સુધી તેની રતિ સફળ થતી નથી, તેમ આ લોકમાં પોતાનો આત્મા વિશ્વેશ્વર છતાં તેના ગુણોનું અવલોકન કરવામાં ન આવે ત્યાં સુધી તે પોતાનો પૂર્ણવૈભવ દર્શાવી શકતો નથી-આ કારણથી ફરી ઓળખાણ કરવાનો પ્રત્યભિજ્ઞાનો-આ ઉપદેશ છે.

---

## (૯) પ્રત્યભિજ્ઞા દર્શન સાથે જર્મનીની "વિવેચક તત્ત્વ દર્શન" (Critical Philosophy) ની સરખામણી.

સ્વયંપ્રકાશ આત્મચૈતન્ય વડે સઘળી વિશ્વની વ્યવસ્થા કરવાનો કાશ્મીરના વિજ્ઞાનવાદીઓનો ઈ. સ. ૭૦૦ થી ૧૪૦૦ સુધીમાં કરેલો પ્રયત્ન

( Hegel 1777-1831 A. D.) પર્યન્તના વિચારકોની શ્રેણી સાથે ઘણો મળતો આવે છે. જ્યારે આપણા દેશના પ્રત્યભિજ્ઞાવાદીઓએ "ચિતિ શક્તિ સ્વતંત્ર વિશ્વસિદ્ધિનો હેતુ છે" એ સનાતન સત્યસૂત્ર-શૈવધર્મની ભાવના અને યોગપ્રત્યક્ષ વડે પ્રાપ્ત કર્યું હતું, ત્યારે પશ્ચિમના વિવેચક તત્ત્વદર્શીઓ (Critical philosophers) ને તેજ સૂત્ર અન્ય શબ્દોમા સ્ફુર્યું હતું. એટલે કે તેમને પણ "સ્વયં પ્રકાશ આત્મચૈતન્ય પૂર્ણ અદ્વૈત તત્ત્વ છે, જેના વડે અને જેના સંબંધમા રહેવાથી આ વિશ્વનો ખુલાસો થઈ શકે છે. ( Self-consciousness itself was the ideal unity by which, or in reference to which, the world must be explained).

આ વિશ્વ સુવ્યવસ્થિત નાટક છે અને તેને સમજવાની બે પદ્ધતિ છે:-એક વિજ્ઞાન શાસ્ત્રની ( Scientific ) અને બીજી અધ્યાત્મ શાસ્ત્રની ( Philosphic or Metaphysical ). વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિ આ દૃશ્ય જગતની મર્યાદિત ભાવનાને સ્વીકારે છે. દૃશ્ય કારણમાં વિશ્વના વ્યતિકરોનું કાર્ય અને તેનાવડે મર્યાદીકરણ થઈ, તેમા સિદ્ધ નિયમનું સામ્રાજ્ય પ્રવર્તે છે, એટલે નિયતિ શક્તિનુજ પ્રાધાન્ય છે, અને તેમા કંઈપણ ફેરફાર માનુષી બુદ્ધિ કરી શકે તેમ નથી પ્રકૃતિના સિદ્ધ નિયમોના જ્ઞાનમાર્ગવડે પ્રકૃતિ પોતાના જે જે અગમ્ય રહસ્યો પ્રકટ કરે તે સ્વીકારવા, પરંતુ જ્ઞાતા પુરુષ તેથી આગળ જવા પ્રયત્ન કરે તો તે મિથ્યા હવામા બાચકા ભરવા જેવું છે-આ નિર્ણય અર્વાચીન વિજ્ઞાન શાસ્ત્રનો આપણી ત્રણ ઉંડી અધ્યાત્મ ભાવનાને તૃપ્ત કરી શકતો નથી-(૧) વિશ્વની પીઠમાં કોઈ સર્વજ્ઞ પરમેશ્વરની સત્તા છે (૨) આપણે સચેતન પુરુષો અથવા જીવાત્માઓ દેહાદિના બંધનમા છતા સ્વતંત્ર છીએ, અને (૩) આપણે ચૈતન્યરૂપે અમર છીએ પરમેશ્વર, આત્મસ્વાતંત્ર્ય અને આત્માનું અમૃતત્વ (Freedom and Immortality) આ ત્રણ ભાવનાઓ શું કેવલ વિકલ્પ છે કે વસ્તુસત્ય છે-આ પ્રશ્ન અધ્યાત્મ વિદ્યાનો છે તત્ત્વ વિદ્યાનો મોટો પ્રશ્ન એ છે કે—આ પૂર્ણ વિશ્વ જેમા અનંતવિકારો અને પરિણામો જણાય છે, તે સ્વયંમર્યાદિત છે (Self-determined) કે અન્યવડે મર્યાદિત છે, અને પૂર્ણવિશ્વમય તત્ત્વ કોઈ રીતે

જ્ઞાનના વિષયરૂપ થઇ શકે એમ છે એટલે કે અનુભવમા આવે એવું છે કે નહિ ? આ પ્રશ્નનું ઉત્તર વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિથી કદી મળી શકે તેમ નથી પરન્તુ અધ્યાત્મ શાસ્ત્રની દૃષ્ટિથી ઉકલી શકે છે વિશ્વનિયમની આપણે નાનામા નાનું અથવા મોટામાં મોટું જ્ઞાન એટલું નિર્વિવાદ સાબીત કરે છે કે દૃશ્ય કોઈ દૃષ્ટાને અર્થે છે કોઈ પણ દૃશ્ય કોઈના પણ જ્ઞાનના વિષયભૂત ન થતું હોય તો તેના અસ્તિત્વની સાબીતી બુદ્ધિમા ઉતરતી જ નથી આ જ્ઞાતાને નહિતો ય જ્ઞાતાને ય ને નહિતો પને . એમ કોઇપણ જ્ઞાતાના જ્ઞાન-મર્યાદામા તે દૃશ્ય આવવુ જ જોઇએ છે હવે આ સમગ્રવિશ્વને સમષ્ટિરૂપે એક તત્ત્વ માનીએ તો તે સમષ્ટિ પોતે પોતાના અનુભવનાર જોઇએ આ વિચારના પરિણામમા વિશ્વનું અસ્તિત્વ અથવા સત્તા કોઇ ચૈતન્યસ્વરૂપના અર્થે છે એ નિર્ણય નિકળે છે સત્તા ચિદર્થે છે તેથી ચિદ્ તેનો આત્મા છે એમ કહીએ તો ચાલે પ્રમેયનો આત્મા પ્રમાતામા છે, પરન્તુ પ્રમાતાનો આત્મા પ્રમેયમા નથી, પ્રમાતા સ્વયસિદ્ધ પ્રકાશરૂપ છે પ્રમેય પરવડે પ્રકાશિત થાય છે હવે જ્યારે પ્રમેય અથવા દૃશ્ય પ્રમાતાવડે જ પ્રકાશિત થાય છે, ત્યારે પ્રમેયનુ સ્વત સત્ત્વ પ્રમાતાના પ્રકાશના સ્પર્શવિનાનુ કઈ રહી શકે છે ? કેન્ટ આવા દૃશ્યને Thing in itself સ્વલક્ષણ અથવા સ્વત સિદ્ધ વસ્તુ કહે છે, પરન્તુ તે અનુભવના વિષયરૂપ નથી એટલે આ દ્વૈત સદ્ભાવ પ્રમાતાના સ્વયસિદ્ધ સ્વરૂપ સાથે બધબેસતો થતો નહિ પ્રમાતાનો પ્રકાશ એ પ્રમેયની સત્તાની સ્ફુરતા કરનાર હોવાથી પ્રમેયનો આત્મા કહીએ તો ચાલે, પરન્તુ પ્રમેયના સ્વરૂપનો છેવટ નિર્ણય આથી થઈ શકતો નથી પ્રમાતાના પ્રકાશ વિના પ્રમેય અનુભવાતો જ નથી આ સત્ય સ્વીકારવામા ત્રણ પરિણામો પ્રકટ થાય

(૧) પ્રમેયનુ (વિશ્વનુ અથવા પ્રકૃતિનુ) સત્ત્વ ગૌણ અને પ્રમાતાનુ (જીવનુ અથવા પુરુષનુ) સત્ત્વ પ્રધાન આ પરિણામમા વિશ્વનુ વ્યાવહારિક સત્યત્વ અને આત્માનુ પારમાર્થિક સત્યત્વ આવી રહે પરન્તુ વ્યવહાર સત્યત્વ પણ છેવટ પરમાર્થદૃષ્ટિની અપેક્ષાથી આભાસમય અથવા માયામય ગણાવાનુ, અને મર્યાદિત પ્રમાતા પણ માયામય દૃશ્યની બાદબાકી કરતા જે અવશિષ્ટ રહે તે અમર્યાદિત પ્રમાતા (Absolute) રૂપે ગણાય આ કક્ષા ઉપર ફીક્ટ (Fichte)

નો સિદ્ધાન્ત વળ્યો વેદાન્તનો માયાવાદ આ કોટિપ્રતિ વળેલો જણાય છે

(૨) બીજો માર્ગ એ નીકળે કે પૂર્ણ પ્રમાતૃચૈતન્ય દૃશ્ય અને મર્યાદિત દ્રષ્ટાને પોતામા અંતર્ગત કરે દૃશ્યવિશ્વ (અચિત્) અને દ્રષ્ટા (ચિન્મય જીવ) જે પરસ્પર વિરોધી છે, તે સૂર્યના પૂર્ણ પ્રકાશમા, જેમ ચંદ્ર અને તારાઓના પ્રકાશ શમી જાય, તેમ દૃશ્ય અને દ્રષ્ટાનો ગ્રાસ કરે દૃશ્ય અને દ્રષ્ટા–પ્રકૃતિ અને પ્રમાતા–અચિત્ અને ચિત્ આ પૂર્ણ પ્રમાતાના પ્રકાશમા ગ્રસ્ત થઈ જાય તે પૂર્ણ પ્રમાતાના પ્રકાશમા તે બંને સ્વપ્ન તુલ્ય આભાસ જ રહે આ કક્ષા ઉપર શેલિંગ (Schelling) નો વિચાર પ્રવાહ વળ્યો

(૩) પરન્તુ પહેલા માર્ગમા દૃશ્યને ગૌણ બનાવી જગત્ માયામય થાય છે, અને બીજા માર્ગમા દૃશ્ય અને મર્યાદિત દ્રષ્ટા–બંને સમાન આભાસમય કોટિમા પડે, ત્યારે ત્રીજો માર્ગ એવો પણ હોય કે મૂલ પૂર્ણતત્ત્વ (Absolute) કંઈ ચૈતન્યના અધિકરણ રૂપ (દ્રવ્ય) નહિ પરન્તુ પોતે પોતાના સ્વરૂપને જાણે એવું પૂર્ણ પ્રમાતારૂપ હોય પોતે સ્વતન્ત્ર હોવાથી પોતાનું મર્યાદીકરણ કરે અને વિશ્વરૂપે તથા સંકુચિત પ્રમાતા અથવા જીવરૂપે અવભાસ પામે આ કક્ષા પ્રતિ હેગેલ (Hegel) નો મત વળ્યો

આ ત્રણેમા અદ્વૈતભાવના જો વિજ્ઞાનવાદ ખરો પરન્તુ પહેલામા પ્રમાતા ઉપર ઝોક, બીજામા પર પ્રમાતાનો સ્વીકાર અને તેમા પ્રમેય અને માયા–પ્રમાતા સમન્વયનાગ સમાઈ જાય અને ત્રીજામા સર્વ ભેદોનો ખુલાસો ક્રમશ વિવિક્ત થતા પૂર્ણ પ્રમાતાનો સ્વચ્છન્દ વિશ્રામ ગણાય કાશ્મીર ત્રિક દર્શનના વિચારકોમા અને તેમા મુખ્યત્વે કરીને ઉત્પલદેવ અને અભિનવ ગુપ્તના ગ્રંથોમા પૂર્ણ પ્રમાતા (શિવ) પ્રમેય (વિશ્વ) અને સંકુચિત પ્રમાતા (જીવ) આ ત્રિક તે મહેશ્વરનો વિશ્વમય થવાનો અને તે સાથે વિશ્વોત્તીર્ણ રહેવાનો સ્વાભાવિક વિલાસ છે–આ નિર્ણય થયો છ અને તે ઘણે ભાગે હેગેલના અંતિમ નિર્ણયના સરખો છે

# પ્રકરણ ૭ મું

## શાક્ત દર્શન

शक्तिज्ञान विना देवि मुक्तिर्हास्याय कल्प्यते ॥

### (૧) શૈવદર્શન અને શાક્તદર્શનનો પરસ્પર સંબંધ

શૈવદર્શન અને શાક્તદર્શનનો પરસ્પર સંબંધ આત્મા અને દેહ જેવો છે શૈવો ને શાક્તો તત્ત્વસિદ્ધાન્તમાં લગભગ મળતા છે શૈવોના છત્રીસ તત્ત્વો શાક્તોને સ્વીકૃત છે ગયા પ્રકરણમાં ત્રિકદર્શનના પ્રતિપાદનમાં આપણે જોયું છે કે આપણા સ્વરૂપની પ્રત્યભિજ્ઞા થવામાં ત્રણ ઉપાયો છે (૧) શાંભવ ઉપાય, (૨) શાક્ત ઉપાય અને (૩) આણવ ઉપાય તેમાં બીજા અને ત્રીજા ઉપાયના વર્ણનમાં શૈવ દર્શન શાક્તતત્ત્વનું રૂપ પકડે છે

મૂલ તત્ત્વ **પ્રકાશ** અને તેની સંજ્ઞા શિવ આપવામાં આવે છે તે તત્ત્વ જ્યારે આત્મપરામર્શ કરે એટલે પોતાના સ્વરૂપને ઓળખવાને ઉન્મુખ થાય ત્યારે **વિમર્શ** અથવા શક્તિતત્ત્વ જાગે પ્રકાશ અને વિમર્શ–શિવ અને શક્તિ–એ બે એક જ વસ્તુના બે વાલની બાજુ જેવા સ્વરૂપો છે પ્રકાશ એ વસ્તુસ્વરૂપ છે તોપણ તે જ્યાંસુધી શક્તિરૂપ બનતો નથી એટલે પોતાના સ્વરૂપને ઓળખતો હોતો નથી ત્યાંસુધી **અનુભવ** પ્રકટ થતો નથી સારાંશ પરમેશ્વરનું હૃદય “શક્તિ” છે, એવું માર્મિક સૂત્ર શાક્તો વાપરે છે

આ ઉપરથી સહજ સમજાશે કે શક્તિ તે કંઈ જડ પદાર્થનું ભૌતિક બલ (Force) નહિ પરંતુ પરમેશ્વરનો પોતાના સ્વરૂપને બહાર પ્રકટ કરવાનો સ્વતંત્ર વેગ આ આદ્ય શક્તિ **ચિન્મયી** છે એટલે સ્વરૂપને ઓળખનારૂં બલ છે જ્યારે તે આદ્યશક્તિ પ્રકાશતત્ત્વ એટલે શિવના સ્વરૂપની તરફ વળવા ઉન્મુખ થાય છે, ત્યારે પ્રકાશ અને વિમર્શ–શિવ અને શક્તિના સામરસ્યને પ્રાપ્ત થાય છે, અને શક્તિના આ બીજા રૂપને **આનંદમયી** કહે છે આનંદમય ભાવમાં આવેલી ચિન્મયી શક્તિને શાન્તબિંદુ અથવા પરનાદ

કહે છે આ સ્થિતિ પણ અનુભવની છે જેમા " હું " અને " આ "-નાના અને ગ્રેય-સમરસ બની પરમ આનંદને પ્રકટાવે છે નાદબિંદુ જ્યારે ભિન્ન થાય છે, ત્યારે તેના બીજનો ક્ષેત્ર, જે અવ્યક્ત નાદનું રૂપ પકડે છે, તેને નાદબ્રહ્મ કહે છે આ શબ્દબ્રહ્મને અપર બ્રહ્મ અથવા અપરબિંદુ પણ કહે છે **हंस सोऽहम्** હું પરમેશ્વર છુ અને 'પરમેશ્વર હું છુ'-એ પ્રકારના સ્વરૂપબોધક, બાહ્ય શ્વાસ પ્રશ્વાસના વેગથી ઉત્પન્ન થતા, અજપા-મંત્રના **सोऽहम्** મહાવાક્યમાથી વ્યંજનાશ બાદ કરતા જે સમસ્ત સ્વરનો સાર ૐ અથવા પ્રણવ રહે છ તે આ શબ્દબ્રહ્મનું પ્રતીક અથવા મૂર્તિ છે તે મૂલબીજનો આશ્રય કરી નામતત્ત્વ સૃષ્ટિ તથા નકાર ક્રમમા વિસર્ગ અને બિંદુભાવને-વિકાસ અને સંકોચને સેવે છ આ સંકોચ વિકાસમા અપરબિંદુ બીજી ત્રણ શક્તિઓને પ્રકટ કરે છે (૧) ઈચ્છાશક્તિ અથવા સંકલ્પ શક્તિ છે (૨) જ્ઞાનશક્તિ અથવા ઉત્પન્ન કરવાના પ્રાણી પદાર્થના મરસ્કાર સામગ્રીને જાણવાની શક્તિ જ્યારે સંકલ્પ અથવા ઈચ્છા શક્તિ માત્ર ઝાખી રેખારૂપ હોય છે, ત્યારે આ જ્ઞાન શક્તિ સૃષ્ટવ્ય પ્રાણી પદાર્થના રૂપ-ગુણ ધર્મોનું સ્વરૂપ સ્પષ્ટ ટામા મોટા ચિત્ર રૂપે ખડું કરે છે (૩) ક્રિયાશક્તિ એટલે સંકલ્પિત પદાર્થને જે વિજ્ઞાન બુદ્ધિમા ચિતરવામા આવે તેને મૂર્તરૂપ આપવાનુ બળ દ્રવ્યના ભેદ વિનાશ અથવા પૃથક્કરણ વિના મૂર્તરૂપ લઈ શકાતુ નથી આ ત્રણ શાક્ત રેખાવડે જે ત્રિકોણ બને તેને યોનિ અથવા આધારચક્ર અથવા યંત્ર કહે છે આ યોનિ જ્યારે ઉપર કહેલા ચિન્મયી અને આનંદમયીના સંપુટવાળા બિંદુથી સગર્ભ હોય તો જ નૈપુર બીજ કાર્ય પ્રસવ કરી શકે છે આ પ્રમાણે △ આ ચિહ્ન અથવા પ્રતીક વડે શાક્ત દર્શનમા પાચ પ્રકારના આપણા સ્વયંપ્રકાશ શિવ ચૈતન્યની પચવા શક્તિનો સ્ફોટ કરાવવામા આવે છે

---

## (૨) શાક્તબીજ વિવરણ અથવા શાક્ત બ્રહ્મવાદ

પરાવાક્ જ્યારે ' હું " અને " આ " ભાવમા અંકુર કાઢે ત્યાર પછી જે ચિતિ, આનંદ, ઈચ્છા, જ્ઞાન અને ક્રિયા-એ પચધા શક્તિ ચક્રવાળા

જે શબ્દબ્રહ્મને અથવા પ્રણવને વ્યક્ત કરે તેને મૂલમંત્રબીજ કહે છે, કારણકે આ આદ્યબીજને ચિત્તમા રોપી જે મનન કરવામા આવે તો તે સાધકનુ પરમપદમા લઇ જવાવડે ત્રાણ એટલે રક્ષણ કરે છે જેવી રીતે પ્રણવ એ મંત્રબીજ છે તેવી રીતે ઐં એ વાગ્બીજ, ક્લીં—એ કામબીજ, સૌઃ એ શક્તિબીજ, હ્રીં એ માયાબીજ શ્રીં—એ લક્ષ્મીબીજ, વગેરે ઘણા મંત્ર બીજ હોય છે આ સર્વ બીજો દીક્ષાના ક્રમથી પૂર્ણખ્યાતિવાળા ગુરુવડે શક્તિપાત સહિત જે સાધકને મળે તેઓ જપ, હોમ, અર્ચન, ઉપાસન, ધ્યાન વિગેરે ક્રિયાકલાપથી તેને સેવે તો, જેમ બાહ્ય ભૂમિમા નાખેલુ બીજ મોટા વૃક્ષને ઉત્પન્ન કરી ફુલ ફલને આપે છે, તેમ સાધકના ચિત્તમા ઇષ્ટ ફલને આપવા યોગ્ય વૃક્ષને ઉગાડે છે પરાવાક્માથી આ મંત્રબીજનુ પ્રથમાંકુર જે નીકળે તેને પશ્યન્તી વાક્ કહે છે, અને બુદ્ધિ અથવા મહત્તત્ત્વ સાથે બીજાક્ષર અથડાય છે ત્યાર પછી તે મધ્યમાવાણીની ભૂમિકામા આવે છે, અને તેમા આંતર મન સાથે અને કંઠસ્થ પ્રાણતત્ત્વ સાથે તે અથડાય છે ત્યારપછી તે વૈખરી વાણીના અક્ષરરૂપે મુખના કંઠ તાલુ જીહ્વા, ઓષ્ટ વિગેરે સ્થાનોમા પ્રાણતત્ત્વવડે બહાર ખરતો હોય તેમ સ્પષ્ટ બોલી સાંભળે તેવી વાણીરૂપે બ્હાર પડે છે સ્ફુટ ઉચ્ચારના રૂપમા બીજાક્ષર વ્યક્ત થવાના પ્રસવક્રમમા શબ્દબ્રહ્મ દશ પ્રસવ ભૂમિઓમા અવતરે છે

સકલ પરમેશ્વર જેમા શક્તિબલ કેન્દ્રિત થયેલુ હોય તેને પરબિંદુ અથવા પરાશક્તિ કહે છે આ કેન્દ્રબિંદુ ભેદાવાથી ત્રણ પેટાવિભાગ થાય છે, (૧) અપરબિંદુ, (૨) નાદ, (૩) બીજ તેમા અપરબિંદુ શિવપ્રધાન એટલે પ્રકાશ પ્રાધાન્યવાળુ હોય છે બીજ એ શક્તિપ્રધાન એટલે વિમર્શ પ્રધાનવાળુ હોય છે અને નાદ તે બિંદુ—બીજનો સમવાય કહેવાય છે અપરબિંદુમાથી રૌદ્રીશક્તિ નાદ તત્ત્વમાથી જ્યેષ્ઠા અને બીજમાથી વામા—એવી ત્રણ પુનઃ શક્તિઓ પ્રકટે છે એ ત્રણ અપરાશક્તિમાથી ક્રમશઃ રુદ્ર, બ્રહ્મા અને વિષ્ણુ દેવતાઓનો પ્રાદુર્ભાવ થાય છે આ ત્રણ દેવ અને દેવીઓ જ્ઞાન ઇચ્છા અને ક્રિયાશક્તિનો વૈભવ દર્શાવે છે અને તેમા ત્રણજ્યોતિઓ અગ્નિ, સોમ અને સૂર્ય સંતાનાળા થાય છે આ પ્રમાણે દૈવીસૃષ્ટિ નીચે પ્રમાણે રચાય છે —

## (अ) દૈવી સૃષ્ટિ.

|

નિષ્કલશિવ

|

સકલશિવ (સચ્ચિદાનંદ વિભવશાળી પરમેશ્વર)

|

શાક્ત અથવા પરબિંદુ

अ |



अ અપરબિંદુ

ब નાદ

क બીજ

કાર્યબિંદુ

अ-ब રૌદ્રી રુદ્ર

ब-क જ્યેષ્ઠા બ્રહ્મા

क-अ વામા વિષ્ણુ

રૌદ્રી-રુદ્ર નામના જોડામા જ્ઞાનશક્તિનુ પ્રાધાન્ય, સંહારકર્મ અગ્નિજ્યોતિ અને તમસ્‌ગુણ જ્યેષ્ઠા-બ્રહ્માના યુગ્મમા ઇચ્છાશક્તિનુ પ્રાધાન્ય, ઉત્પત્તિક્રમ સોમજ્યોતિ અને રજોગુણ, વામા-વિષ્ણુના યુગ્મમા ક્રિયાશક્તિનુ પ્રાધાન્ય પાલનકર્મ, સૂર્યજ્યોતિ અને સત્વગુણ

## (ब) શબ્દ સૃષ્ટિ

પરશક્તિબિંદુના સંચરસમાથી શબ્દબ્રહ્મનામનું તત્ત્વ પ્રગટે છે આ તત્ત્વનુ સ્વરૂપ એવુ છે કે શબ્દ વડે જે સમગ્ર અર્થ વ્યક્ત કરી શકે તે તત્ત્વ ' શબ્દ બ્રહ્મ ' चैतन्य सर्वभूताना शब्दब्रह्मेतिकीर्त्यते ॥ એવુ શારદાતિલકનુ મન્તવ્ય છે અને તેનો ભાવ એવો છે કે સર્વભૂત પ્રાણીઓના અંતર્ગતમાંરૂપ ચૈતન્ય તે જ શબ્દબ્રહ્મ ( Logos ) છે શબ્દબ્રહ્મનો ઉત્પ

ક્રમ પ્રણવ અથવા તાર બીજને આધારરૂપે લઇ આપણે રચીએ તો નીચે પ્રમાણે થાય છે:—

(૧) ઉન્મના (શાંતભાવ), (૨) સમના (શાક્તભાવ), (૩) વ્યાપિકા (વિદ્યુધ્વનિ) (૪) આંજની (માદક રણકાર), (૫) મહાનાદ અથવા નાદાંત, (૬) નાદ, (૭) નિરોધિની અથવા નિરોધિકા, (૮) અર્ધચંદ્ર, (૯) બિંદુ, (૧૦) મકાર, (૧૧) ઉકાર, (૧૨) અકાર.

પ્રણવનો પ્લુત ઉચ્ચાર કરતા અકાર; ઉકાર અને મકાર આપણને સ્પષ્ટ પર્ણમાત્રારૂપે સમજાય છે. ત્યાર પછી અકાર પ્રધાન સમસ્ત પ્રણવનો ઉચ્ચાર અનુનાસિકરૂપ પકડે છે, અને અમુક ક્ષણ પર્યંત મસ્તિષ્કના આધારમા રહેલા દ્વાદશાંત ચક્ર પર્યંત તેનુ અનુરણન થાય છે. અને તે પછી સમસ્ત પ્રણવનો ધ્વનિ આપણને નિરોધ પામ્યો હોય તેવો સમજાય છે. પર્ણ પ્રણવનો ધ્વનિ તે બિંદુ, તેનુ અર્ધમાત્રામા સમજાતું આનુનાસિક રૂપ તે અર્ધેન્દુ, અને તેનું દ્વાદશાતમા લયસ્થાન તે નિરોધિકા. પુન: પ્રણવનો ઉકાર પ્રધાન ઉચ્ચાર કરીએ ત્યારે નિરોધિકામા લીન થયેલું શબ્દતત્ત્વ પુન ક્ષોભથી જાગે છે, અને સહસ્રારમા એટલે મોટા મગજના મધ્યમા તે પોતાને સમજાય તેવા નાદનું રૂપ પકડે છે. અને તે ષોડશાંત ચક્રમા ફરી નાદાંત પદમાં લીન થાય છે. પ્રણવનો ત્રીજીવારનો મકાર પ્રધાન ઉચ્ચાર ષોડશાંતમા નાદાંત ભાવે શમેલા શબ્દતત્ત્વને અર્ધ જાગ્રત અવસ્થાવાળો કરે છે તે ચતુર્વિંશતિ ચક્રમા ફરી સહસ્રારના સર્વદલોમા અને અણુઓમા આંજનીરૂપે પ્રવેશે છે, એટલે તેને શબ્દ તત્ત્વનો તામસ સંસ્કાર વળગે છે પુનઃ સમસ્ત પ્રણવ તુરીય બીજરૂપે ઉચ્ચાર કરતા સહસ્રારના ઉપરિભાગમા એટલે આપણા ભાલ અથવા કપાલના ઉર્ધ્વભાગમા વ્યાપક કલામા પેસે છે. અને છત્રીસ ક્ષણ પર્યંત બ્રહ્મરંધ્રના નીચેના સોમ–સૂર્ય–અગ્નિના મિશ્ર ત્રણ જ્યોતિની જ્વાલામા એટલે સમના શક્તિમા લીન થાય છે. પ્રણવ અથવા તારબ્રહ્મનો આ સમના પર્યંતનો જપ અથવા લયયોગ છેવટે બ્રહ્મરંધ્રભેદી સૂર્ય–મંડલના મધ્યમા રહેલી સુષુમ્ણા રશ્મિમા ઉન્મના ભાવે સાધકને લીન કરે છે. આ તારાવલિ, અથવા શબ્દબ્રહ્મનુ દીર્ઘ ઉચ્ચાર પૂર્વક અનુસંધાન કરવાથી શબ્દ

તત્વનો ઉદય અને અસ્ત બાર ભૂમિકામા સારી રીતે સમજાય છે અકાર, ઉકાર, અને મકાર એ વૈખરીવાણીની ત્રણ માત્રાઓ બાદ કરીએ તો બિંદુ પર્યંતની નવ પ્રસવ ભૂમિમા થઈ, જેમ આપણે દેહ ગર્ભાવસ્થામાથી બહાર આવે છે, તેમ શબ્દબ્રહ્મનુ તન આપણા કંઠસ્થાનમા પ્રથમ વ્યક્ત થાય છે

પ્રણવના બાર સ્થાનોમા અકાર, ઉકાર મકાર, બિંદુ, નાદ, શક્તિ અને શાંત એ પૂર્ણ વિગમ સ્થાનો છે, અર્ધેન્દુ અને નિરોધની એ અર્ધ વિગમ સ્થાનો છે, નાદાન્ત અને આજ્ઞની એ એક ચતુર્થાંશ વિગમ સ્થાન છે, વ્યાપિકા ઉન્મેષક્ષણ જેવી છે સમનાપદ નિમેષક્ષણ જેવી છે, ઉન્મના એ નિત્યોદિત સૂર્ય જેવી છે

અકારનો વિમર્શ કરતા માયાકલા જાગે છે, ઉકારનો વિમર્શ કરતા પ્રકૃતિશક્તિ જાગે છે, મકારનો વિમર્શ કરતા માયાશક્તિનુ સ્વરૂપ સમજાય છે, બિંદુમા શુદ્ધ વિદ્યાતત્ત્વ સમજાય છે, અર્ધચંદ્રમા અને નિરોધિકામા ઈશ્વર તત્ત્વ જાગે છે, નાદ, નાદાન્ત, આજ્ઞની પર્યંતમા સદાશિવતત્ત્વ જાગે છે, વ્યાપિકા અને સમનામા આદ્યશક્તિ તત્ત્વ જાગે છે, ઉન્મના શિવભાવમા લઈ જાય છે

આક્રમ જેવો પ્રણવબીજને લાગુ પડે છે તેવો પ્રત્યેક એકાક્ષર અથવા પિંડમંત્રમા લાગુ પડે છે માત્ર પિંડમંત્રની ઇષ્ટ દેવતા ભિન્ન ભિન્ન હોઈ શકે છે પરંતુ શબ્દ તત્ત્વ અને અર્થ તત્ત્વના ઉદય અને અસ્તનો ક્રમ લગભગ સમાન હોય છે

## (ક) અર્થ સૃષ્ટિ.

ઉપર વિવિક્ત થયેલા શબ્દ બ્રહ્મ વડે જે તે ત્રણ પ્રકારના હોય છે (૧) મંતવ્ય અર્થ, (૨) વાચ્ય અર્થ, (૩) બાહ્ય અથવા દૃશ્ય અર્થ જેમકે **ઘટ** એ શબ્દવડે બાહ્ય ચક્ષુ રિન્દ્રિયથી અનુભવાતો દૃશ્ય પદાર્થ, ઘકાર તથા ટકાર વડે જે આંતર અર્થ આપણને સ્ફુરણ થાય તે વાચ્યાર્થ, અને આપણી બુદ્ધિમા તેનુ જે વિચારાત્મક રૂપ પકડે તે મંતવ્ય અર્થ કેટલાક અર્થો બાહ્ય વર્ગમા પડતા જ નથી, પરંતુ પિંડના

અંતઃપાતિ હોય છે, જેવાકે તે સુખ દુઃખ વિગેરે વિકારો. તે કેવળ વાચ્ય અર્થ છે, અને તે મંતવ્ય અને વાચ્ય–એ બે કોટિમા જ ઉતરી આવે છે. મંતવ્ય અર્થને સ્પર્શ કરનારી વાણી તે પશ્યન્તી; વાચ્ય અર્થને સ્પર્શ કરનારી વાણી તે મધ્યમા; અને બાહ્ય અર્થને સ્પર્શ કરનારી વાણી તે વૈખરી. કેટલીક વખતે વૈખરી વાણી પણ આપણામાં આંતર વાચ્યાર્થ ઉદય કરે છે, પરંતુ તે પરપ્રબોધ સારૂ. પોતાના પ્રબોધમા એટલે બીનર વાચ્યાર્થના ઉદયમાં વૈખરીની જરૂર પડતી નથી.

બાહ્યાર્થના એટલે રૂપી પદાર્થના સમૂહને લોક કહે છે, અને તે તેના દ્રવ્યના તારતમ્ય ઉપરથી, સત્ય, તપ, જન, મહર્, સ્વ, ભુવર્ અને ભૂ–એ સંજ્ઞાવાળી સાત ભૂમિકાના હોય છે, અને તે ભુવનોમા અનેક દ્રવ્યની કલાઓથી ઘડાયેલા નાના મોટા ભૂત એટલે પ્રાણિઓના પિંડ હોય છે, પરંતુ તે પ્રત્યેક પિંડ ભુવનેશ્વરના પિંડ સાથે સંબદ્ધ હોય છે. સકલ પરમેશ્વરના શાક્તબલથી પ્રકટ થયેલી અર્થ સૃષ્ટિમા લોકો, તેના આવરણ, તેના લોકપાલ, અને લોકપાલની શક્તિઓ હોય છે. નીચેના કોષ્ટકમા તે અર્થ સૃષ્ટિના સ્વરૂપનો સંક્ષેપમા ચિતાર આપ્યો છે —

| લોક | લોકનું આવરણ કરનાર પ્રધાનતત્ત્વ | લોકપાલ | તેની શક્તિ. |
|---|---|---|---|
| ૧ સત્ય | પ્રકૃતિ તત્ત્વ | પરશિવ અથવા પર વિષ્ણુ | આદ્યાશક્તિ महाकाली |
| ૨ તપ | મહત્ તત્ત્વ | શંભુ | સિદ્ધકાલી |
| ૩ જન. | શબ્દ તન્માત્રા | સદાશિવ (અર્ધ-નારીશ્વર) | મહાગૌરી |
| ૪ મહર્ | સ્પર્શ તન્માત્રા | ઈશાન | ભુવનેશ્વરી |
| ૫ સ્વર્ | રૂપ તન્માત્રા | રુદ્ર | ભદ્રકાલી |
| ૬ ભુવર્ | રસ તન્માત્રા | વિષ્ણુ | રાધા |
| ૭ ભૂ | ગન્ધ તન્માત્રા | બ્રહ્મા | સાવિત્રી |

શબ્દ બ્રહ્મનો વિસ્તાર આ પ્રમાણે શબ્દ સૃષ્ટિમા અને અર્થ સૃષ્ટિમાં થાય છે. તેને પ્રત્યક્ષ સૃષ્ટિ[illegible] મર્યાદામા લાવવો તે આ શાક્ત

૭. આ સર્વ સાહિત્યમાં ઉગ[illegible]

પ્રશ્ન કરે છે અને તેના ઉત્તરરૂપે શાસ્ત્રનુ અવતરણ થાય છે પ્રસંગે ઉમાના મુખથી શાસ્ત્રનુ અવતરણ હોય છે પહેલા પ્રકારના તંત્રને આગમ કહે છે, બીજાને નિગમ કહે છે આ તંત્ર સાહિત્યની ગણના નીચે પ્રમાણે છે —

चतुःषष्टि च तन्त्राणि मातृणामुत्तमानिच ।
१ २
महामाया शंबरच योगिनी जालशंबरम् ॥
३ ४ ५-१
तत्त्वशंबरक चैव भैरवाष्टकमेव च ।
१२-२० २१-२८
बहुरूपाष्टक चैव यमलाष्टकमेव च ॥
२८ ३० ३१
चन्द्रज्ञानं मालिनी च महासंमोहन तथा ।
३२ ३३ ३४ ३५
वामजुष्ट वामदेव वातुल वातुलोत्तरम् ॥
३६ ३७ ३८ ३९
हृद्भेदं तन्त्रभेदं च गुह्यतंत्रं च कामिकम् ।
४० ४१ ४२
कलापाद कलासार तथाऽन्यत्कुब्जिकामतम् ॥
४३ ४४ ४५ ४६
मतोत्तरच वीतहव्य वीतल वीतलोत्तरम् ।
४७ ४८
पंचामृत ( रूपभेद भूतोड्डामरमेव ) च ॥
४९ ५० ५१
कुलसार कुलोड्डीशं कुलचूडामणिस्तथा ।
५२ ५३
सर्वज्ञानोत्तर चैव महाकालीमतंतथा ॥
५४ ५५ ५६
अरुणेश मोहिनीश विकुलेश्वरमेव च ।
५७ ५८ ५९ ६० ६१
पूर्व पश्चिम दक्ष च उत्तर च निरुत्तरम् ।
६२ ६३ ६४
विमलं विमलोत्तरम् देवीमतमत परम् ॥

ઉપરની નામાવલિ ચતુશતી ઉપરથી લીધી છે સૌન્દર્યલહરીના ટીકાકાર લક્ષ્મીધર આજ નામાવલિનો સ્વીકાર કરે છે કેટલાક પાઠભેદ તંત્રોના અવતરણ ઉપરથી જણાય છે ઉદાહરણ તરીકે તત્ત્વશંબર પછી મહેન્દ્રજાલ-

શબર નામ આવે છે, વામકેશનામનુ ત ત્ર નથી પ ન્તુ ત્યા **મહાદેવ**-એવે। સમોધનવાળા પાઠ છે વળી **મહાકાલીમતમ્** પછી ઉપર આપ્યા છે તેને બદલે નીચે પ્રમાણે તન્ત્રોના નામ આવે છે —

**૫૪ મહાલક્ષ્મીમતં ચૈવ સિદ્ધ ૫૫ યોગેશ્વરીમતમ્।**
**૫૬ કુરૂપિકામતં દેવરૂપિકા ૫૭ મતમેવચ ॥**
**૫૮ સર્વવીરમતં ચૈવ ૫૯ વિમલામતમુત્તમમ્।**
**૬૦ તત્ર વૈશેષિકજ્ઞાન ૬૧ વીરાવલિતથાપરમ્।**
**અરુણેશં મોહિનીશં વિશુદ્ધેશ્વરમેવચ ॥**

લક્ષ્મીધરના અભિપ્રાય પ્રમાણે ઉપરના ત ત્રોના વિષયો નીચે પ્રમાણે છે -

૧ મહામાયા શબર ત ત્રમા માયા પ્રપ ચના નિર્માણનુ ફ્લ છે સર્વની ચક્ષુરિન્દ્રિયને આવૃત કરી પદાર્થનુ અન્યથા કરાવનારી જાદુગરી તેમા છે

૨ યોગિની જાલતન્ત્રમા સ્મશાનમા યોગિનીની હાર દેખાય તેવુ માયા પ્રધાનવર્ણન છે ૩-૪ તત્ત્વભેદ અને મહેન્દ્રજાલ શમ્બરમા પૃથિવ્યાદિ તત્ત્વોમા જલાદિ તત્ત્વોમા ભાસ થાય તેવી ક્રિયાઓ છે

૫-૧૨ ભૈરવાષ્ટકમા અ સતાગ રુરુ, ચ ડ, ક્રોધ, ઉન્મત્ત, કપાલી, ભીષણ અને સહાર અથવા સિદ્ધભૈરવ બટુકભૈરવ, કકાલભૈરવ, કાલાગ્નિ-ભૈરવ, યોગિનીભૈરવ, મહાભૈરવ અને શક્તિભૈરવ એ નામના આઠ ભૈરવોની કાપાલિક વિદ્યા આવે છે

૧૩-૨૦ બહુરૂપાષ્ટકમા-બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી વૈ ષ્ણવી, વારાહી, માહેન્દ્રી, ચામુડા, અને શિવદૂતી એવી આઠ દેવીઓના રૂપ, ગુણો અને પરાક્રમોનુ વર્ણન છે

૨૧-૨૮ યામલાષ્ટકમાં-બ્રહ્મયામલ, વિ ષ્ણુયામલ, રુદ્રયામલ, લક્ષ્મી-યામલ, ઉમાયામલ સ્કન્દયામલ, ગણેશયામલ અને ગ્રહયામલ એવા આઠ દેવ-દેવીના જે જે ને લગતી વિદ્યા અથવા ઉપાસનાનુ સવિસ્તર વર્ણન છે

૨૯ ચન્દ્રજ્ઞાનનુ બીજુ નામ નિત્યાષોડશી છે તેમા સોળ નિત્યકાનુ પ્રતિપાદન છે

૩૦ માલિનીમા કેટલાકના કહેવા પ્રમાણે યોગ અને યોગના નિવારણના ઉપાય છે, લક્ષ્મીધર કહે છે કે તેમા મદ્યપાનનું વર્ણન છે **માલિનીવિજય** અને આ માલિની કદાચ ભિન્ન ગ્રંથ હશે

૩૧ મહાસંમોહનમા જગતના મનુષ્યને નિદ્રિત અથવા મૂર્છિત કરવાના પ્રયોગો છે. અને તેમા પણ બાલહત્યા વિગેરે કુમાર્ગનું વર્ણન છે

૩૨-૩૩ વામજુષ્ટ તથા વામદેવ તંત્રમા વામાચારનું વર્ણન છે

૩૪-૩૫-૩૬ વાતુલ, વાતુલોત્તર અને કામિક તંત્રોમા દેવી મંદિરોમા મૂર્તિ, મંત્ર, વિગેરેનુ પીઠકર્મપૂર્વથી માડી પ્રાણપ્રતિષ્ઠાપર્યંતની વિધિ છે

૩૬ હૃદ્ભેદ તંત્ર કાપાલક મતનુ છે તેમા ષટ્ કમલભેદ અને સહસ્રારમા પ્રવેશ વિગેરે સ્થૂલ કાપાલિક દૃષ્ટિથી છે માત્રક રહસ્ય દૃષ્ટિથી નથી

૩૭-૩૮ મંત્રભેદ અને ગુહ્યતંત્રમા ખુલ્લીરીતે અને ગુપ્તરીતે પારકાએ કરેલા આભિચારિક પ્રયોગોથી બચવાની સામી પ્રતીકારની ક્રિયાઓ છે

૪૦ કલાવાદમા ચતુઃષષ્ટિકલા કામનાભ્યને લગતી છે

૪૧ કલાસારમા વર્ણના ઉત્કર્ષની વિધિ છે

૪૨ કુંડિકામત અથવા કુબ્જિકામતમા ઔષધિઓના પ્રયોગો અને આયુર્વેદનો વિષય છે

૪૩ મતોત્તરમા પારદરસની સિદ્ધિ છે

૪૪ વીણાતંત્રમા તે નામની યક્ષિણીના પ્રયોગ કામન અને લગતો છે

૪૫-૪૬ ત્રોતલ-ત્રોતલોત્તરમા ગુટિકા, અંજન અને પાદુકાની સિદ્ધિના વર્ણન છે

૪૭ પંચામૃતમા પૃથિવ્યાદિ તત્ત્વોના પરમાણુઓ અજરામર દેહમા કઈ રીતે રહે તેનુ વર્ણન છે

૪૮-૫૧ રૂપભેદ વિગેરે પાચતંત્રો મારણ પ્રયોગના છે

૫૨-૫૬ સર્વજ્ઞાનોત્તરથી શરૂ થતા પાચ તંત્રો કાપાલિકના છે

૫૭-૬૪ પર્વ વિગેરે આઠ તંત્રો દિગંબર જૈનોના છે

ઉપરની યાદી પી સહજ સમજાય તેમ છે કે ચોસઠ તંત્રોના ખાચરાવાળા સાહિત્યમા વિષયોનુ પૃથક્કરણ કરીએ તો નીચેના વિષયોનુ પ્રતિપાદન આવે છે —

(૧) બ્રહ્મનું સ્વરૂપ, (૨) બ્રહ્મવિદ્યા અથવા શક્તિતત્ત્વ, (૩) આગમ અને તંત્રોની નામાવલિ, (૪) જગતના સૃષ્ટિ અને સંહારક્રમનું વર્ણન (૫) જ્યોતિર્વિદ્યા, (૬) ગોળ પ્રકારના ચક્રો, (૭) તેને લગતા મંત્રો, (૮) મંત્રનો ઉપયોગ, (૯) યંત્રો, (૧૦) તેના ઇષ્ટ દેવતાનું વર્ણન, (૧૧) ચાર યુગનાં પ્રાણીઓના સ્વભાવનું વર્ણન, (૧૨) દેવોની ઉત્પત્તિ, (૧૩) બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું વર્ણન (૧૪) ગંગાદિ તીર્થો (૧૫) વર્ણધર્મો, (૧૬) જૂના ઇતિહાસ, વાર્તાઓ, (૧૭) પર્વ તિથિઓ, (૧૮) શુચિ અને અશુચિ દ્રવ્યો, (૧૯) તત્ત્વવિભાગ, (૨૦) ઔષધિના ગુપ્ત ગુણો (૨૧) દ્રવ્યના ગુણધર્મો વિગેરે. આ એકવીસ વિષયોમા નં. ૧, ૨, ૪, ૧૯ એટલા વિષયો તત્ત્વજ્ઞાનના વર્ગમાં પડે છે અને અન્ય સર્વ ધર્મના, આયુર્વેદના, જ્યોતિષ વિગેરે ભિન્ન શાસ્ત્રની મીમાસામર્યાદામા પડે છે. આ મિશ્ર સાહિત્ય માનનારાના મુખ્ય આ ચાર ભેદથી પાચ વર્ગ પડે છે—(૧) વૈદકાચારવાળા, (૨) વામાચારવાળા, (૩) દક્ષિણાચારવાળા, (૪) સામયિકો, (૫) કૌલ. લક્ષ્મીધર તાન્ત્રિકોના મિશ્ર, કૌલ અને સામયિક એવા ત્રણ ભેદ પાડે છે. તેમા કુલમત અને સમયમતના સમિશ્રણવાળા તે મિશ્ર; કુલમતમા વામાચાર હોવાથી અને અવૈદિક હોવાથી તે નિંદ્ય ગણે છે; સમયમત વૈદિક હોવાથી તે ઉપાદેય ગણે છે.

સામયિક મતનુ પ્રમાણ સાહિત્ય પાચ શુભાગમમા છે, અને વસિષ્ઠ, સનક, શુક, સનંદન અને સનત્કુમાર એ પાચ મુનિઓની રચેલી સંહિતામાં સમાયેલું છે. આ શુભાગમ પચકને અનુસરતા શાક્તો તે સામયિક કહેવાય છે. આ સમયમતાનુસારી શાક્તમાર્ગનો સમુદ્ધાર શ્રીશંકરાચાર્યે **श्रीविद्या**ના પ્રતિપાદક સૌન્દર્યલહરી નામના ગ્રન્થમા કર્યો છે. આ વિદ્યાને **कादि** મત પણ કહે છે, કારણ કે તે વિદ્યાના મન્ત્રો **क**થી શરૂ થાય છે. **श्रीविद्या**ની બીજી શાખા **हादि**મતની પણ છે, જેમા મંત્રનો આરંભ **ह**કારથી થાય છે; અને ત્રીજી શાખા **कहादि**મતની છે અને તે ઉત્તરામ્નાય છે. તેમા **क** અથવા **ह**થી આરંભ પામતા મત્રનો આશ્રય લઇ શક્તિનો શિવ સાથે યોગ અથવા સંમેલન કરવામા આવે છે. **तन्त्रराजतन्त्र**મા **कादि, हादि**

અને **કાદિ** મનની શ્રીવિદ્યાનું ત્રણ ખંડમાં પ્રતિપાદન છે. આ મિશ્રમાર્ગની શ્રીવિદ્યાના પ્રતિપાદક તંત્રો આઠ છે. (૧) ચંદ્રકલા, (૨) જ્યોત્સ્નાવતી, (૩) કલાનિધિ, (૪) કુલાર્ણવ, (૫) કુલેશ્વરી, (૬) ભુવનેશ્વરી, (૭) બાર્હસ્પત્ય, (૮) દુર્વાસામત. આ આઠ તંત્રમાં ત્રૈવર્ણિક સારૂ દાક્ષણાચાર, અને શૂદ્રાદ સારૂ વામાચાર રીતે શક્તિજ્ઞાન અને શક્તિઉપાસનાનું વર્ણન છે.

---

## (૪) શાક્તદર્શનના વિચારકો.

શાક્તતંત્રો આ પ્રમાણે સર્વસ્વ અને સર્વ વિદ્યાને સ્પર્શ કરતાં છે. પરંતુ તે તંત્રોનો સંપૂર્ણ અભ્યાસ કરી પૂર્ણાભિષેકવાળા કેટલાક પ્રસિદ્ધ વિચારકો થઈ ગયા છે

(અ) બૌદ્ધ તન્ત્રાચાર્યો (નાગાર્જુન–ઈ. સ. બીજા સૈકામા.)

બૌદ્ધધર્મના શૂન્યવાદના હીમાયતી નાગાર્જુન પણ તંત્રમાર્ગના રહસ્યને જાણનાર હતા. અને તેમના નામે રસસિદ્ધિના ગ્રંથો આરોપાયેલા છે, મહાયાનમાં બુદ્ધની કાયા સંબંધમા ત્રણ ભાવનાઓ ઉભી થઈ છે–(૧) ધર્મ-કાય એટલે મનવાણીથી અગોચર બુદ્ધભગવાનનું અરૂપી શુદ્ધ નિત્ય સ્વરૂપ (૨) સંભોગકાય એટલે રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન સ્કન્ધવાળું રૂપી શરીર જે બોધિસત્ત્વોના અનુભવમા આવે છે, અને (૩) નિર્માણકાય એટલે સ્વેચ્છાથી મનુષ્યશરીર ધારણ કરેલું તે આ ત્રણ ભાવનાનું પરિ-પોષણ મહાયાનના વજ્રયાન મતમા શૂન્યવાદીઓએ નાગાર્જુનના સિદ્ધાન્તને અનુસરી ચિન્તવ્યું છે જે પદને હિંદુધર્મના તાન્ત્રિકો શૂન્ય કહે છે તેને વજ્રયાની બૌદ્ધો શૂન્યતા કહે છે નામરૂપ વિનાનું શૂન્ય અથવા નિર્ગુણ બ્રહ્મતત્ત્વ અને બૌદ્ધોનું "તથાગતગર્ભ" વસ્તુરૂપે એક છે. જેવી રીતે હિંદુઓનું નિર્ગુણ બ્રહ્મ અથવા પરપ્રકાશરૂપ શિવતત્ત્વ સગુણબ્રહ્મ અથવા વિમર્શરૂપા શક્તિ બને છે, તેમ બૌદ્ધોની શૂન્યતા કરૂણાના બલવડે ઉન્મુખી થાય છે. આ કરૂણા શક્તિવડે (ટીબેટન થાબ્સ Thabs) શૂન્યતા (ટીબેટન શેરાબ She-rab) જોડાય છે, ત્યારે નિર્વાણ પ્રકટ થાય છે. શેરાબ એટલે (શૂન્યપ્રજ્ઞા) થાબ્સ એટલે કરૂણાશક્તિવડે નિર્વાણ સાધે છે. કરૂણા તે ઉપાય છે, અને પ્રજ્ઞા તે

ઉપેય છે. આ ઉપાય ઉપેયના યોગ ઉપર **શ્રીચક્રસંભાર** નામનું બૌદ્ધતંત્ર ઘડાયેલું છે. તેનું ટીબેટન ભાષામાંથી ભાષાન્તર થયેલું છે, અને તેનું અવલોકન કરતા સમજાય છે કે આપણા હિંદુધર્મને શાક્તવાદ બૌદ્ધધર્મમાં ટીબેટ વિગેરે દેશોમા રૂપાંતરે પેઠો છે. (જુએ Tantric texts–Vol VII.)

## (घ) સામયિક મતના તંત્રાચાર્યો.

આ મતના પ્રસિદ્ધ તાત્રિક વિચારકોમાં કવિ કાલિદાસની ગણના થાય છે. પરંતુ તેમના નામે ચઢાવેલી લઘુસ્તવી, ચર્ચાસ્તવ, અને સકલજનનીસ્તવ બીજાની કૃતિએ છે એવું પણ જણાય છે. કવિ કાલિદાસ કાલીના ઉપાસક હતા, અને તેમને વિદ્યાનો પ્રસાદ ભગવતીની કૃપાથી મળ્યો હતો એવું પરાપૂર્વનું મંતવ્ય છે. પરંતુ તેમના તંત્ર ગ્રંથો ખાસ મારા જેવામા આવ્યા નથી.

ગૌડપાદ (ઇ. સ. ૮૦૦) જેઓ કેવલઅદ્વૈતના આચાર્ય અને શ્રીશંકરાચાર્યના પરમગુરુ હતા તેઓ વ્યવહારમા શાક્ત અદ્વૈત મતના હતા. ગૌડપાદ કેવલવેદવાદી ન હતા, પરંતુ તંત્રવાદી પણ હતા. શ્રીગૌડપાદનાં સ્વતંત્ર શક્તિસૂત્રો છે અને જો કે તે પ્રસિદ્ધ થયા નથી તોપણ તેનું Ms. મારા હાથમા આવ્યુ છે, અને જેના ઉતારા ભાસ્કરરાય લલિતાસહસ્રનામ ભાષ્યમા ઘણા આપે છે. પ્રણવવિદ્યાના માણ્ડૂક્ય ઉપનિષદ્ ઉપરનું આગમ પ્રકરણ કેવલજ્ઞાન પર નથી, પરંતુ ઉપાસના પર પણ છે, અને તેમા પ્રણવવડે જ્ઞાનસિદ્ધિ ઉપરાત ધ્યાનસિદ્ધિનુ પણ વર્ણન છે, અને તે પક્ષમા ગૌડપાદ આગમાત મતના જણાય છે.

શ્રી ગૌડપાદના શિષ્ય ગોવિન્દાચાર્યે અને તેમના શિષ્ય આદ્ય શંકરાચાર્યે શ્રી ગૌડપાદ પાસે બ્રહ્મવિદ્યાનો બાર વર્ષ અભ્યાસ કર્યો પછી કેવલઅદ્વૈતવાદ ઉપર બ્રહ્મસૂત્ર, ઉપનિષદો અને ભગવદ્ગીતાનાું તાત્પર્ય છે એવું પ્રતિપાદન કર્યું હતું. પરંતુ સગુણબ્રહ્મવાદની વ્યાવહારિક ભૂમિકામા તેઓ શક્તિવાદના હીમાયતી હતા એમ તેમનો સૌન્દર્યલહરી નામનો અપૂર્વ ચમત્કૃતિ વાળો કાવ્યગ્રન્થ જેવાથી સમજાય છે. તે ગ્રન્થમા **શ્રીવિદ્યાનું** સામયિક મતથી પ્રતિપાદન છે. શ્રીશંકરાચાર્યે લલિતાત્રિશતી ઉપર ભાષ્ય રચ્યું છે, અને તે શક્તિપર છે. તેમનો પ્રપંચસાર નામનો ગ્રંથ પ્રકટ થયો છે અને

તા ઉપર પદ્મપાદાચાર્યની ટીકા છ એમ બાણ્કગચના ભાગ ઉપરથી સમજાય છે પદ્મપાદાચાર્ય શ્રીશંકરાચાર્યના પ્રત્યક્ષ શિષ્ય હતા, અને તેમણે પ્રપંચાર્થદીપિકા નામનો ગ્રંથ ઉપાસના ઉપર લખ્યો છે

## (ક) ત્રિકદર્શનના તાંત્રિકો.

કાશ્મીરના ત્રિકદર્શનના પ્રસિદ્ધ આચાર્ય અભિનવગુપ્ત (ઈ સ ૯૯૩) થઈ ગયા છે તેમનો તંત્રાલોક નામનો મોટો ગ્રન્થ હાલ કાશ્મીર સંસ્કૃત ગ્રંથાવલિમાં પ્રગટ થાય છે તેના છ વિભાગ મારા જોવામા આવ્યા છે તેમા તેઓ શક્તિતત્ત્વને ઉપાસ્ય દેવતાના વર્ગમા પ્રાધાન્ય આપે છે, અને મંત્રશાસ્ત્રના પણ અચિંત્ય પ્રદેશો ઉપર તાત્ત્વિક પ્રકાશ નાખે છે અભિનવગુપ્તનુ જીવનચરિત્ર ગયા પ્રકરણમા આપ્યુ છે તેથી અત્ર વિશેષ જણાવવાનુ નથી તેમના શિષ્ય ક્ષેમરાજે પ્રત્યભિજ્ઞાના શક્તિસૂત્રો લખ્યા છે, અને તેમા કેવલ પ્રકાશરૂપ શિવ કરતા વિમર્શ એટલે આત્માનુભવ રૂપ (Self-consciousness) શક્તિને પ્રાધાન્ય આપ્યુ છે

લક્ષ્મીધર (ઇ સ ૧૨૬૮–૧૩૭૦) જેમણે શ્રીશંકરાચાર્યની સૌન્દર્યલહરી ઉપર સમયાચારને અનુસરતી ટીકા લખી છે તે તંત્રશાસ્ત્રમા ઘણા નિપુણ જણાય છે

## (ખ) કૌલમતના પ્રસિદ્ધ લેખકો.

પૂર્ણાનંદ અથવા જગદાનંદ (ઈ સ ૧૪૪૮–૧૫૨૬) નામના ગૌડાચાર્યે શ્રીતત્ત્વચિંતામણિ નામનો પચ્ચીસ પ્રકરણવાળો ગ્રંથ લખ્યો છે પહેલા પ્રકરણમા તત્ત્વબોધ, બીજામા દીક્ષાના પ્રકાર, ત્રીજામા દીક્ષાલાયક સ્થાનો, મંડપો, વાસ્તુયાગ વિગેરેનુ પ્રતિપાદન છે ચોથામા મંડપની રચનાનુ વર્ણન છે પાચમામા અંગદેવતા અને દીક્ષામા તેમનુ સ્થાન કયા આવે તેનુ વર્ણન છે ત્યારપછી છઠ્ઠુ પ્રકરણ આવે છે તેમા ષટ્ચક્ર નિરૂપણ છે તેમા કુંડલિની એ વસ્તુ શી, દેહમા ષટ્ચક્રો ક્યા અને કેવી રીતે ગોઠવાયેલા છે, તેનો ભેદ શી રીતે થાય, ચક્રમા વર્ણવિન્યાસ દેવતાવિન્યાસ વિગેરે અને પરશિવ સાથે કુંડલની શક્તિનુ સામરસ્ય શી રીતે થાય છે ઈત્યાદિ

ગકનધ્યાન યોગની પ્રક્રિયા ઘણી કા યચમત્કૃતિવાળી ભાષામા પ્રતિપાદન કરવામા આવે છે આ ગ્રન્થ ઉપર કાલીચરણ અને વિશ્વનાથની ટીકાઓ છે પૂર્ણાનદસ્વામીના બીજા ગ્રથો શ્યામારહસ્ય શાક્તક્રમ, તત્ત્વાનદતરગિણી, યોગસાર અને કાલિકાકારકૂટ ટીકા તારવી શકાય છે આ વિદ્વાન્ બગાળાના મીમેન્સીગ ડીસ્ટ્રીક્ટના પાકર્ષિ ગામના કાશ્યપ ગોત્રના રાઢરી બ્રાહ્મણ હતા તેમને દીક્ષા આપનાર ગુરુનુ નામ બ્રહ્માનદ હતુ ગૌડ બ્રહ્માનદીના કર્તા તે આ બ્રહ્માનદ કે બીજા તે ચોખ્ખુ થઈ શક્યુ નથી દીક્ષા લીધા પછી તેઓ કામરૂપ દેશમા (આસામમા) રહેવા ગયા હતા ત્યા ગૌહતીથી સાત માઇલ ઉપર આવેલા એક ઉપવનમા તેમણે વનવાસ કર્યો હતો તેમના આશ્રમનુ નામ અદ્યાપિ વાસષ્ટાશ્રમ નામથી પ્રસિદ્ધ છે કામરૂપમાથી તેઓ અગાઉ પાછા આવ્યા ન હતા તેઓ પરમહંસરૂપે જીવન ગાળતા હતા. તેમનો જીવનકાલ ઇ સ ૧૪૪૮ થી ૧૫૨૬ સુધીમા હતો

કૈલાચાર્ય સદાનંદે ઈશાવાસ્ય ઉપનિષદ્ ઉપર શક્તિવાદને અનુસરતું ભાષ્ય રચ્યુ છે

ભાસ્કરરાય નામના તાંત્રિકાચાર્ય (ઇ સ ૧૭૨૪)ના અરસામા ગુજરાતમા થઇ ગયા છે તેમણે સુરતમા આદ્યદીક્ષા અને પૂર્ણાભિષેક મેળવ્યો હતો તેઓ મીમાસક નારાયણભટ્ટના સમકાલીન હતા તેમણે લગભગ ૩૯ ગ્રથો લખ્યા છે, તેમા શક્તિતત્ત્વના પ્રતિપાદક ગ્રથો નીચે પ્રમાણે છે —

(૧) કાદિમતને અનુસરતુ ભાવનોપનિષદ્ છે તેના ઉપર તેમનુ સુદર ભાષ્ય છે (૨) શ્રીસૂક્ત ઉપર ભાષ્ય, (૩) કૌલઉપનિષદ્ ઉપર ભાષ્ય, (૪) ત્રૈપુરમહોપનિષદ્ ભાષ્ય, (૫) લલિતાસહસ્રનામ ભાષ્ય જેનુ બીજુ નામ સૌભાગ્યભાસ્કર છે (૬) ગુપ્તવતી નામની સપ્તશતી ઉપર ટીકા અને નિત્યાષોડશિકાર્ણવ ઉપર ટીકા

---

## (૫) શાક્તઅદ્વૈત અને કેવલઅદ્વૈત.

શક્તિવાદ અને માયાવાદમા શો તફાવત છે તે અગત્યનો પ્રશ્ન છે તે સબધમા ભાસ્કરરાય નીચે પ્રમાણે જણાવે છે —

"ઔપનિષદ મતના અનુસરનારા અદ્વૈતીઓનો પક્ષ એવો છે ચિદ્રૂપ પરમાત્માની શક્તિનું નામ માયા છે તે પોતે જડ છે તે માયા શક્તિ જગતનું પરિણામી ઉપાદાન કારણ થાય છે પરબ્રહ્મ વિવર્તોપાદાન થાય છે. આથી જગત્ માયાનો પરિણામ હોવાથી જડ છે અને મિથ્યા છે અદ્વૈતને જણાવનારી શ્રુતિઓ પારમાર્થિક વસ્તુ એક જ છે એવું પ્રતિપાદન કરે છે આ સર્વ બ્રહ્મ છે–એ ભાવની, જગત્‌નુ અને બ્રહ્મનું સામાનાધિકરણ્ય જણાવનારી, શ્રુતિ જગત્‌નું મિથ્યાત્વ બાનવ કરતા અવશિષ્ટ બ્રહ્મ છે એ પ્રકારે બાધ સામાનાધિકરણ્યથી બધ બેસે છે.

તાન્ત્રિકોનો પક્ષ એવો છે કે ચિન્શક્તિ જે ઔપનિષદોને પણ ઇષ્ટ છે, તે જ અનંત રૂપ ધારણ કરનારી માયા છે તે પરમેશ્વરની પરાશક્તિ વિવિધ બાવનાળી છે, માયા અને અવિદ્યારૂપે પોતે જ થાય છે–ઈત્યાદિ શ્રુતિ આ રહસ્યને જણાવે છે તે મૂલશક્તિનો જ પરિણામ તે પ્રપચ અથવા જગત્ છે તેથી જગત્ ચિદ્રૂપ છે આ પ્રપચ ચિદ્વિલાસ છે–એ યોગવાસિષ્ઠનું વાક્ય આ પ્રકારે બધ બેસે છે આથી આ વિશ્વ સત્ય હોવાથી "આ સર્વ બ્રહ્મ છે" એ શ્રુતિ મુખ્ય સામાનાધિકરણ્યથી બધ બેસે છે આમ થવાથી અદ્વૈત શ્રુતિને બાધ આવતો નથી, કારણકે વિરોધને ઉત્પન્ન કરનાર ભેદને જ અમે મિથ્યા માનીએ છીએ, (ભેદને પ્રકટ કરનાર શક્તિ તો ચિન્મયી જ છે) બાદરાયણના સૂત્રો–"આ જગત્‌નું બ્રહ્મ ઉપાદાન કારણ પણ છે, કારણકે પ્રતિજ્ઞા વાક્ય અને દૃષ્ટાન્તના પાઠોથી ઉપનિષદ્‌ના વાક્યો તે રીતે બધ બેસે છે" "આ જગત્ આત્મકૃતિનું પરિણામ છે" "આ જગત્ બ્રહ્મથી અભિન્ન છે, કારણકે કાર્યરૂપે તેમાથી તે આરંભ પામેલુ છે વિગેરે વેદવાક્યો તે ભાવમા બધ બેસે છે"–આ પ્રકારના અદ્વૈતમા સરળતાથી તાત્પર્ય બોધક થાય છે

આ પ્રકારે બને પક્ષમા પ્રપચના કારણરૂપે શક્તિનો સ્વીકાર હોવાથી, પરશિવને (અથવા પરબ્રહ્મને) વચમા સાકરના કડકા જેવા ઔપનિષદોને માનવાની જરૂર નથી ઘરના સબધમા પરિણામી ઉપાદાન કારણ મૃત્તિકા વિના બીજું કોઇ જનનુ વિવર્ત કારણ અમે જોઇ શકતા નથી આથી એક

જાણવાથી સર્વ જણાય એ પ્રકારની શ્રુતિમા કરેલી પ્રતિજ્ઞા—હે પુત્ર શ્વેતકેતુ જેવી રીતે માટીના પિંડથી સર્વ ઘટનુ સ્વરૂપ સમજાય છે તેમ સતબ્રહ્મ જાણવાથી જગતનુ સ્વરૂપ સમજાય છે એ દૃષ્ટાન્ત છાંદોગ્ય ઉપનિષદ્‌મા બંધુ બેસે છે" ( નિત્યાષોડશિકાર્ણવ ટીકા ઉપરથી )

વળી લલિતાસહસ્રનામના ભાષ્યમા ભાસ્કરરાય લખે છે કે—"બ્રહ્મ બે પ્રકારનુ છે (૧) સકલ, (૨) નિષ્કલ એ પ્રકારનુ બ્રહ્મ જાણવા યોગ્ય છે એક પર અને બીજુ અપર, તે પણ પુન બે પ્રકારનુ છે (૧) જગ નિયામક અને (૨) જગદાત્મક ( આ વિભાગના ટેકામા શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણવાક્યો આપે છે ) જગદાત્મક બ્રહ્મ ચર અને અચર એમ બે પ્રકારનુ છે તે બે પ્રકારનુ પણ હિરણ્યગર્ભથી માંડીને ઘણા ચર જીવો વડે અને આકાશાદિ તત્ત્વોના ભેદવડે અનેક પ્રકારનુ છે જગન્નિયામક બ્રહ્મ વસ્તુત એક છતા નિયમનના સૃષ્ટિ, સ્થિતિ, લય, તિરોધાન, અનુગ્રહ વિગેરે ભેદોને લીધે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇશાન, સદાશિવ વિગેરે અનેક પ્રકારનુ થાય છે

નિષ્કલ બ્રહ્મ સદાસર્વદા એક જ પ્રકારનુ છે × × × આ પ્રમાણે સગુણબ્રહ્મમા શબ્દશક્તિનો પ્રવેશ હોવાથી તેના સ્વરૂપના બોધક નામો સાર્થક છે કારણ કે શબ્દ પ્રવૃત્તિના નિમિત્તો ( ગુણ, ક્રિયા, જાતિ, રૂઢિ ) તેના સગુણબ્રહ્મમા લાગુ પડે છે નિર્ગુણબ્રહ્મમા શબ્દની વાચકશક્તિ પ્રવર્તતી નથી તોપણ લક્ષણાવૃત્તિ પ્રવેશે છે આ પ્રમાણે નામ અથવા શબ્દ-ગ્રાહ્ય સકલ બ્રહ્મ છે

સકલબ્રહ્મનુ વિમર્શરૂપ એટલે સ્વાનુભવરૂપ સ્વરૂપ તેને દેવી અથવા શાક્ત કહે છે તે ચૈતન્ય શક્તિના સ્થૂલ, સૂક્ષ્મ અને પર એવા ત્રણ રૂપો હોય છે કરચરણાદિ અવયવવાળુ રૂપ તે સ્થૂલ મત્રમય શરીર તે સૂક્ષ્મ, અને ઉપાસકની બુદ્ધિની વાસનાથી ઘડાયેલુ તે પર × × × સૂક્ષ્મરૂપ પણ સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ એમ ત્રણ પ્રકારનુ હોય છે પહેલુ તે પચ દશાક્ષરીવડે ઘડાયલુ, બીજુ કામકલાક્ષર ( ईं ) વાળુ અને ત્રીજુ પિંડમા રહેલી કુડલિની શક્તિવાળુ આ સર્વ પ્રકારના રૂપો નામાદિવડે ઉલ્લેખી તેનુ ભક્તિપુરસર ચિંતન કરવાથી શક્તિસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે"

ભાસ્કરરાયના શિષ્ય ઉમાનંદનાથ હતા, અને તેમણે શ્રીવિદ્યા સંપ્રદાયમાં નિત્યોત્સવ નામનો નિબંધ લખ્યો છે તેની શિષ્ય પરંપરામાં રામેશ્વર થયા (ઇ સ ૧૮૩૧) તેમણે પરશુરામ કલ્પસૂત્ર વૃત્તિ લખી છે નિબંધકાર અને વૃત્તિકાર વચ્ચે કલ્પસૂત્રના તાત્પર્યમાં વિવાદ છે સને ૧૮૮૮ માં લક્ષ્મણ રાનડે લખે છે કે બન્ને ટીકાકારોએ કલ્પસૂત્રના વિવરણમાં સ્ખલન કર્યું છે, અને ત્રિપુરારહસ્ય નામના ગ્રન્થ ઉપરથી જણાવે છે કે હાલનું ઉપલબ્ધ કલ્પસૂત્ર દત્તાત્રેયની ઘણું સંક્ષિપ્ત છે મૂલદત્તસંહિતા ૧૮૦૦૦ શ્લોકની હતી તેનો પરશુરામે ૬૦૦૦ સૂત્રમાં સંક્ષેપ કર્યો, અને તેમાં ૫૦ કાંડ હતા હારિત ગોત્રના સુમેધા પરશુરામના શિષ્ય થાય તેમણે સંહિતા અને સૂત્ર બન્નેનો સંક્ષેપ કર્યો આ સંક્ષેપ દત્તાત્રેયી કલ્પસૂત્ર તરીકે વ્યવહરાય છે

## (૬) પરશુરામ કલ્પસૂત્રમાં શક્તિવાદનો સાર.

આ શાસ્ત્રનો સિદ્ધાન્ત આ પ્રમાણે છે તત્ત્વો છત્રીસ* છે પરશિવનો "તે હું છું" એ પ્રકારની પ્રત્યભિજ્ઞાથી સાક્ષાત્કાર કરવો અથવા વિમર્શ કરવો તે પુરુષાર્થ છે શબ્દો વર્ણાત્મક નિત્ય છે મંત્રોમાં અચિંત્ય શક્તિ રહેલી છે મંત્રસિદ્ધિના સહકારી કારણો સંપ્રદાયનું અનુસરણ અને શ્રદ્ધા છે અત્યન્ત વિશ્વાસવાળા પુરુષવડે આ શાસ્ત્રનું પ્રામાણ્ય સમજાય છે ગુરુ મંત્ર, દેવતા આત્મા, મન અને પ્રાણનો એકીભાવ કરવાથી અંતરાત્માનું ભાન થાય છે અનુભવી ગુરુ અને દેવતાનું ઐક્ય મંત્ર અને દેવતાનું ઐક્ય, દેવતા અને આત્માનું ઐક્ય, મન અને પ્રાણની એકતા બરાબર સાધકે સમજવી જોઇએ બ્રહ્મનું રૂપ આનંદ છે તેથી તે આનંદના અભિવ્યંજક ઉપાયો, અર્ચનના ક્રમમાં, સરહસ્ય સેવાવા જોઇએ પોતાની દેવતાની ભાવનાની દૃઢતા સિદ્ધ કરવાથી સાધકને આજ્ઞાસિદ્ધિ મળે છે એટલે તે નિગ્રહ-અનુગ્રહ કરવા સમર્થ થાય છે કોઈ પણ દર્શનની નિંદા કરવી નહિ એટલે સ્વાનુભવની પ્રતિભામાં રહેવું યોગ્ય શિષ્ય મળે તો આ વિદ્યાનું રહસ્ય કહેવું આંતરવિદ્યાનુસંધાન જપ અને ધ્યાનવડે ચાલુ રાખવું સર્વદા

* જુઓ ગયા પ્રકરણનો આઠમો ખંડ ત્રિકદર્શનનો સાર

પોતે શિવરૂપ છે એવો ભાવાવેશ રાખવો. કામ, ક્રોધ, લોભ, મોહ, મ
માત્સર્ય, અવિહિત હિંસા, ચોરી અને લોકવિદ્વેષણ થાય તેવા વર્તનથી
રહેવું. એક સદ્ગુરુની ઉપાસનામાં તત્પર રહેવું. સર્વત્ર અપરિગ્રહ બુદ્ધિ રાખ
એટલે કોઈની પણ યાચના કરવી નાહ. ફલાભિસંધિ વિના કર્મ કરવ
નિત્યકર્મનો લોપ થવા દેવો નાહ. વિહિત દ્રવ્ય ન મળે તો પ્રતિનિધિ દ્ર
વડે પૂજન કરવું. સર્વત્ર નિર્ભયતા સેવવી. સર્વ વેદ્ય અથવા જ્ઞેયવર્ગ હ
નીય દ્રવ્ય, ઇન્દ્રિયો હોમ કરવાનાં સાધનો છે, શક્તિઓ જ્વાલા છે, પોતા
અંતરાત્મા શિવ અગ્નિ છે, અને પોતે સાધક હોતા છે. આ ભાવના
નિત્યહોમ સેવવો. આ ભાવનાના પ્રભાવથી નિર્વિકલ્પ ચિતિની સ્ફુર્તિ થ
છે અને તે પરમફલ છે. આ સંસારમાં શુદ્ધ આત્મલાભ થાય તેના જેવો બી
કોઇ લાભ નથી—આટલો આ શાસ્ત્રનો સાર છે. પરંતુ આ વિદ્યા સર્વ દર્શનોગ
ગુપ્ત છે, અને વેદાદિ પ્રકટવિદ્યા વેશ્યા જેવી છે, માટે આ વિદ્યાનું રક્ષણ કર

પરશુરામ કલ્પસૂત્રની શ્રીવિદ્યા કૌલમાર્ગની છે અને સામયિકમ
જેવી અત્યંત નિર્દોષ નથી, કેમકે તેમા મદ્યાદિપંચકનું વિધાન છે. તો પ
તેની પ્રતિપાદન શૈલી કાલીતંત્રો જેવી જુગુપ્સાભરેલી નથી.

## (૭) કૌલ અને સામયિક મતની સરખામણી.

શાક્ત સંપ્રદાયના આચારભેદથી ઘણા ભેદ પડે છે, પરંતુ તે સર્વ સિદ્ધ
ન્તમાં એકમત છે. ચૈતન્યરૂપા બ્રહ્મની પરાશક્તિ સાથે જીવાત્માની પિંડ
મર્યાદિત ચૈતન્ય શક્તિનું ઐક્ય સાધી અદ્વૈત દશાના સમરસભાવને એટ
સ્વરૂપાનંદને શી રીતે મેળવવો તેના ઉપાયો શક્તિવાદમાં અનંત વર્ણવ્યા છે
તેમાં મદ્યાદિ પંચકનો સાહાયક નિમિત્ત તરીકે જેઓ સ્વીકાર કરી પ્રવૃ
થાય છે તેઓ કૌલ એટલે શક્તિથી માંડી પૃથ્વીપર્યંતના પાંત્રીસ તત્ત્વો
કુલ એટલે સમુદાય તેના શક્તિનો વિભવ બાહ્ય અનુષ્ઠાનવડે કરનાર
કૌલ; જેઓ આ સામરસ્યને મેળવવા તેવા દ્રવ્યાદિની અપેક્ષા રાખ્યા વિ
પરાશક્તિ સાથે પોતાનું અધિષ્ઠાનસામ્ય, અવસ્થાનસામ્ય, અનુષ્ઠાનસામ્ય
રૂપસામ્ય અને નામસામ્ય—એ પાંચ પ્રકારનું સામ્ય **આંતર** યાગવડે સાધ

શિવ–શક્તિનો–પ્રકાશ અને વિમર્શનો યોગ સાધે તે સામયિક જ્યારે કૌલો બાહ્યચક્ર, મદ્યાદિ દ્રવ્ય પંચક, લતાસાધન વિગેરે સાધનો વડે બુદ્ધિ વૃત્તિને ઉન્મત્ત બનાવી યોગ સાધે છે, ત્યારે સામયિકો પિંડની અંદરના પદ્મચક્રોમાં બાહ્યદ્રવ્યાદિ સાધન વિના ચાર પ્રકારનું ભગવતી સાથે ઐક્ય સાધે છે આ ચાર પ્રકારનુ ઐક્ય આ પ્રમાણે છે —

(૧) પિંડનુ અને બ્રહ્માંડનું તે તે કેન્દ્રોદ્વારા ઐક્ય
(૨) લિંગશરીર અને બ્રહ્માંડના સૂત્રાત્માનુ ઐક્ય
(૩) કારણશરીર અને અવ્યાકૃતથી રંગાયેલા ઈશ્વરનુ ઐક્ય
(૪) શુદ્ધ ક્ષેત્રજ્ઞ અથવા સાક્ષી આત્માનુ પરમાત્મ ચૈતન્ય સાથે ઐક્ય

આ ચતુર્વિધ ઐક્યવડે પિંડાંડ બ્રહ્માંડ જેવો ભાસે છે, અને પિંડાભિમાની બ્રહ્માંડના અભિમાની સાથે સાયુજ્ય સબંધથી જોડાય છે આ સિદ્ધિ મેળવવાની વિદ્યાને **શ્રીવિદ્યા** કહે છે કૌલોને તેમ સામયિકોને આ વિદ્યા ઈષ્ટ છે, માત્ર કૌલો તે વિદ્યાનો બાહ્યપૂજામાં વિનિયોગ કરે છે અને સામયિકો માનસપૂજામાં વિનિયોગ કરે છે જે ચિતિશક્તિ સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ–એવા ત્રણ પુરમાં વાસ કરી રહેલી તેના પિંડસ્થ મર્યાદિત રૂપને **હ્રીઁ** એટલે ભુવનેશ્વરી અથવા માયાશક્તિ કહે છે, અને તે પિંડસ્થ સંકુચિત શક્તિ જ્યારે ઉપાસનાના ક્રમવડે વિકાસને પામી પોતાની પરમવિભુતાને મેળવે છે ત્યારે તે **શ્રીઁ** કહેવાય છે એક જ આદ્યાશક્તિ સંકુચિત ભાવે **હ્રીઁ** અને વિકસિત ભાવે **શ્રીઁ** એ બીજ અક્ષરોવડે ઓળખવામાં આવે છે આ શક્તિનો સંકોચ અને વિકાસ આપણા પિંડમાં મજ્જાવ્યૂહ અને મસ્તિષ્કમાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા નામના ૭ કુલ ચક્રોમાં થાય છે અને તે ચક્રોના યોગજન્ય વેધવડે પિંડની મર્યાદિત શક્તિ પોતાના અધભાવને અથવા બદ્ધકુંડલિની ભાવને મૂકી અમર્યાદ બલવાળી એટલે મુક્તકુંડલિની બને છે આ મર્યાદિત શક્તિનુ વિસર્જન અથવા છૂટવુ જે સ્થાનમાં થાય છે તેને સહસ્રાર અથવા સહસ્રદલ પદ્મ કહે છે, અને તે મસ્તિષ્કના મુખ્ય મગજ (Cerebrum) સાથે સંયુક્ત છે જ્યારે બંધનની પરાકાષ્ઠાવાળુ કેન્દ્ર મૂલાધાર છે, ત્યારે મોક્ષની પરાકાષ્ઠાનુ કેન્દ્ર

સહસ્રાર છે. આ ષટ્ચક્રવેધની પદ્ધતિમાં શાક્તાગમમાં આપણી સઘળી શારીર-માનસ (Physiological Psychology) શાસ્ત્રની પ્રક્રિયા આવી જાય છે, અને પ્રસિદ્ધ ન્યાય-વૈશેષિક, સાંખ્યયોગ, અને બે મીમાંસા મળી ૭ આસ્તિક દર્શનોમાં જે દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને જીવાણુ-એ ૭ પદાર્થોનું રૂપ અને ચેષ્ટા સમજાવવામાં આવી નથી તેનું, ગહન છતાં અભ્યાસથી વ્યક્ત થઇ શકે તેવું, વર્ણન આ પદ્ધતિમાં આપવા આવ્યું છે. શરીર તથા માનસધર્મોનો પરસ્પર સંબંધ કેવા પ્રકારનો છે, પ્રાણ અને મનનો દુગ્ધાંબુવત્ સંબંધ કેવી રીતનો છે; દેહની પ્રાણવહા (Motor) અને મનોવહા (Sensory) નાડીઓ ક્યાં કેવી રીતે જોડાયેલી છે; તેની શાખા અને પ્રશાખાઓ શાં શાં કામ કરે છે; અધ્યક્ષ ચેતનનો તે નાડીઓ ઉપર આજ્ઞાચક્રદ્વારા કેવા પ્રકારનો અંકુશ છે; અધ્યક્ષ ચેતન આ સર્વ પ્રાણવહા અને મનોવહા નાડીના વ્યૂહ ઉપર ષટ્ચક્રબંધ વડે અંકુશ સ્થાપી સહસ્રારમાં પોતાની મુખ્ય અમૃતકલા જે એટલે ષોડશીકલા વડે બ્રહ્માડના અધ્યક્ષ ચેતન સાથે એકતાર અથવા તન્મય શી રીતે થાય છે; તેવી રીતે સમાહિત સ્થિતિમાંથી ઉત્થાન પામ્યા પછી યોગજ ધર્મ વડે તે યોગીજન શાં શાં પરાક્રમ કરી શકે છે; તે કેવી રીતે ભૂતજય, ઇન્દ્રિયજય, અવાતર પ્રકૃતિજય, મૂલપ્રકૃતિજય વગેરે સિદ્ધિઓ મેળવી શકે છે, અને છેવટે સિદ્ધપદે પહોંચ્યા પછી ઇતર અધિકારી જનોનો ગુરુભાવથી શી રીતે ઉદ્ધાર કરી શકે છે એ સર્વ પ્રક્રિયા શ્રીવિદ્યાના અધ્યાત્મ પટલમાં છે, અને તેને ઉકેલવામાં ( ઉત્કીલન કરવામા ) તત્ત્વજ્ઞાનની મર્યાદામાથી ધર્માનુષ્ઠાનની મર્યાદામાં જવાનો પ્રસંગ હોવાથી અત્ર એટલુંજ કહેવું બસ થશે કે સામયિક મતના અભ્યાસમાં તત્વોનું જ્ઞાન માત્ર પરોક્ષ નાહ રહેતાં અપરોક્ષ પદમાં આવે છે, અને તે જ્ઞાન કેવલ સાખ્ય જેવું નથી તેમ કેવલ યોગ જેવું નથી, પરંતુ વ્યવહારમાં આચારમા મૂકી ડગલે ડગલે તેના પ્રામાણ્યની અનુભવ-વડે પરીક્ષા થઈ શકે તેમ છે. જેમ ખગોલવિદ્યા, આયુર્વેદની વિદ્યા, પોતાનાં પ્રમેયોને સાબીત કરી બતાવે છે, તેમ આ સમયમાર્ગની શ્રીવિદ્યા અનુષ્ઠાન બલવડે અધ્યાત્મવિદ્યાનાં રહસ્યોને પગલે પગલે સાબીત કરે છે. પરંતુ

શક્તિવાદની કૌલમાર્ગની અર્વાચીન અથવા અસભ્ય આચાર પદ્ધતિના વાતાવરણમા સામયિકોના શુદ્ધ અદ્વૈતબોધ આપનાર મત્રયોગ અને લયયોગને જેવો જાણવો તેવો અર્વાચીન વિચારકોએ ન્યાય મળ્યો જણાતો નથી. શાસ્ત્ર આગમો અને તન્ત્ર ગ્રથોમા ઘણા કોયલા છે પરંતુ તેમા હીરાની રજકણો પણ ગુપ્ત રહેલી છે તે ધ્યાન બહાર જવુ જોઇતું નથી

## પ્રકરણ ૮ મુ.

### वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ (गीता)

### (૧) વૈષ્ણવ દર્શન અથવા સાત્વત તન્ત્ર.

આ દર્શનનુ મૂલ બીજ ' એકાયન ' વેદમા અને તેમાથી પાચરાત્ર સિદ્ધાન્તમા છે

વૈદિક દર્શનની અધિદૈવ શાખાના શૈવ અને શાક્ત દર્શનોનુ સ્વરૂપ આપણે વિચારી ગયા તે દર્શનમા મોક્ષસિદ્ધિમા જ્ઞાન-વૈરાગ્ય ઉપર વધારે ભાર મૂકવામા આવે છે શાક્ત દર્શનમા ભોગને પણ ધર્મથી અવિરોધીપણા વડે સેવન કરવાની છૂટ છે પરંતુ ઐશ્વર્ય સહિત ભક્તિ મોક્ષમાર્ગમા હોઈ શકે છે અને તેવા ભક્તિ પ્રધાન માર્ગનુ પ્રતિપાદન કરનારા તન્ત્રને ભાગવત, સાત્વત અથવા વૈષ્ણવ દર્શનો કહે છે આ દર્શનો જેટલા અશમા વેદના ઉપાસના અને જ્ઞાનકાડ ઉપર આધાર રાખે છે તેટલા અશમા તેઓ ઉપનિષદ્ ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રના પ્રસ્થાનને અનુસરતા છે, અને તે સબંધમા તેમનુ તાત્વિક પ્રતિપાદન વેદાન્ત દર્શનના પ્રકરણમા આવશે, પરંતુ જેટના અશમા દેવતાના પ્રાધાન્ય ઉપર તે ઘડાયેલા છે તેટના અશમા તેઓ વિચારમા કઇક સ્વતન્ત્ર શાખાના છે

વેદનો મધ્યમભાગ જેનુ નામ ઉપાસનાકાડ છે તેને દેવતાકાડ પણ કહેવામા આવતુ હતું આ દેવતાકાડની સકર્ષણરચિત ચતુરધ્યાયી મીમાસા હતી કર્મકાડની મીમાસા બાર અધ્યાયની દેવતાકાડની ચાર અધ્યાયની

અને જ્ઞાનકાંડની ચાર અધ્યાયની એમ એક દર વીસ અધ્યાયનું વિપુલ મીમાંસા દર્શન છતું પહેલા બાર અધ્યાયની જૈમિનિ સૂત્રાનુસારી પૂર્વ મીમાંસા ચાલી અને જ્ઞાનકાંડની ચાર અધ્યાયની બાદરાયણ સૂત્રાનુસારી ઉત્તરમીમાંસા ચાલી, વચલા દૈવતકાંડની મીમાંસા નારદાદિ મહર્ષિઓએ કરી હતી એમ શારદાતિલક ટીકાકાર જણાવે છે મધુસૂદન સરસ્વતી પણ આ વચના દેવતાકાંડનો ઉલ્લેખ પ્રસ્થાન ભેદના નિબંધમાં કરે છે પરંતુ દૈવતકાંડના સૂત્રો, ભાષ્યો, વાર્તિકો મંત્રમાર્ગના ગુપ્ત-ગ્રહમાં પડેલા હોવાથી કાંતો લોપ પામ્યા છે, અથવા પ્રસિદ્ધિમાં આવ્યા નથી પરંતુ આ દૈવતકાંડનું ઉપબૃંહણ પુરાણોમાં અને સંહિતામાં થયેલું છે

છાંદોગ્ય ઉપનિષદ્‌માં નારદ–સનત્ કુમાર સંવાદમાં નારદ પોતે જે જે વિદ્યા ભણ્યો છે તેનું વર્ણન કરે છે, અને પોતે માત્ર મંત્રવિદ્ છે, પરંતુ શોકસાગરનો પાર પામવાનો માર્ગ અધ્યાત્મવિદ્યાનો છે અને તે પોતાને પ્રાપ્ત નથી તેથી તે વિદ્યા સનત્કુમાર પાસે મેળવવા તેઓ ગયા છે તે પ્રસંગમાં નારદ "એકાયન" ને જાણે છે, એવું વર્ણન છે આ એકાયન એટલે નીતિશાસ્ત્ર એવું વિવરણ શ્રીશંકરાચાર્ય ભાષ્યમાં કરે છે પરંતુ તે અર્થ સંતોષકારક નથી ઘણા દેવોને માની પ્રાણીઓ તે તે ફલને મેળવે, પરંતુ મોક્ષરૂપ પરમફલને એક પુરૂષ જે આદિત્યના વર્ણવાળો છે, અને જે અજ્ઞાનરૂપી અંધારાથી પર છે તેના જ્ઞાનવિના મનુષ્ય સમર્થ થતો નથી **નાન્યઃપથા વિદ્યતે અયનાય**–પરમગંતવ્ય પ્રાપ્ત કરવામાં પરમપુરૂષનો આશ્રય એ જ સર્વોત્તમ સાધન છે એવું યજુર્વેદના નારાયણ સૂક્તમાં તથા શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં સ્પષ્ટ વિધાન છે અનેક દેવભાવનાને ત્યજી એક પરમેશ્વરને શરણ થવાનો જે દૈવત માર્ગ તેનું જેમાં પ્રતિપાદન છે તે શબ્દ રાશિને "એકાયન" વેદ કહેવામાં આવ્યો હતો અને નારદે તેનો જ ઉલ્લેખ સનત્કુમાર પ્રતિ કર્યો છે લોક પ્રસિદ્ધ વેદત્રયી અથવા વેદચતુષ્ટય ઉપરાંત એક ભગવાનને શરણ થવાનું વિધાન કરનારા શાસ્ત્રને "એકાયન" નામે ઈશ્વર સંહિતા નામના ગ્રંથમાં કહ્યું છે કે "આ શાસ્ત્ર વિના મોક્ષનો માર્ગ બીજો નથી તેથી બુદ્ધિમાનો તેને એકાયન કહે છે" આ એકાયન

શાસ્ત્રના ત્રણ મુખ્ય વિભાગ પડે છે: (૧) દિવ્યશાસ્ત્ર, (૨) મુનિશાસ્ત્ર, (૩) પૌરુષશાસ્ત્ર. આ એકાયન શાખાના મંત્રને અનુસરનાં દિવ્યશાસ્ત્રો ત્રણ છે:-(૧) સાત્વત, (૨) પૌષ્કર અને (૩) જય. મુનિશાસ્ત્ર પણ સાત્વક, રાજસ, અને તામસ, એમ ત્રણ પ્રકારનું છે. ભગવાન્‌નારાયણે જેવું દિવ્યશાસ્ત્ર સમજાવ્યું તેવું શુદ્ધ બુદ્ધિમાં મનનવડે પ્રકટ થયેલું તે સાત્વિક મુનિશાસ્ત્ર કહેવાય. તેમા સંક્ષેપમા અને વિસ્તારમા વિધાનું પ્રતિપાદન કરવામાં આવે છે. મૂલ દિવ્યશાસ્ત્રના એક બે અંશ પકડી પોતાની બુદ્ધિથી વિસ્તાર કરેલું તે રાજસ મુનિશાસ્ત્ર કહેવાય અને તેના બે પેટાવિભાગ પડે છે-(૧) પાંચરાત્ર, (૨) વૈખાનસ. પોતાની બુદ્ધિને પ્રાધાન્ય આપી ઘડેલું શાસ્ત્ર તે તામસ મુનિશાસ્ત્ર કહેવાય. કેવલ માનુષી બુદ્ધિથી ઉત્પન્ન થયેલું શાસ્ત્ર તે પૌરુષશાસ્ત્ર

એકાયન વેદનું જ્ઞાન ભગવાન્ નારાયણે જે દિવ્યશાસ્ત્રમા પ્રવર્તાવ્યું તે તેમણે પાંચ બ્રહ્મર્ષિઓને શીખવ્યુ હતું તે પાચ બ્રહ્મર્ષિઓ તે શાંડિલ્ય, ઔપગાયન, મૌંજ્યાયન, કૌશિક અને ભારદ્વાજ-એ પાચ યોગીશ્વરો છે. મૂલ એકાયન વેદ આ પાચ બ્રહ્મર્ષિઓએ પાચ શાખામા પ્રવર્તાવ્યો; અને એક એક દિવસ અને રાત્રિમા તેઓ સિદ્ધાન્તનું શુદ્ધ સત્ત્વબલથી અધ્યયન કરી ગયા તેથી આ શાસ્ત્રનુ નામ પાચરાત્ર* પડ્યું.

## (૨) એકાયન શાસ્ત્રનો નારાયણ, વાસુદેવ, કૃષ્ણ વિગેરે શબ્દ વાચ્ય દેવતા સાથે સંબંધ શી રીતે થયો?

મૂલવેદના આરણ્યક ગ્રંથોમા લોકમા તે કાલે પૂજ્ય ગણાતા દેવનાનાં નામો આવે છે કાઠક સંહિતા ૧૭-૧૧ મા તથા મૈત્રાયણીય સંહિતા (૨-૯-૧) તથા કૃષ્ણયજુર્વેદના આરણ્યકના છેવટના ભાગમા આવેલા નારાયણ ઉપનિષદ્‌મા રુદ્રદંતિ અથવા ગણપતિ, સ્કંદ, બ્રહ્મા (હિરણ્યગર્ભ), નરસિંહ વિગેરે દેવતાના નામ અને તેને લગતી ગાયત્રી જેની ધ્યાન મંત્ર માલા આવે છે સંહિતા અને આરણ્યકમા આ દેવતા આવે છે, તેથી વેદનું સંહિતીકરણ જે શ્રીગૌતમ બુદ્ધ પહેલા થયું હતું તે સમયમા ભિન્ન ભિન્ન

* જુઓ ईश्वरसंहिता 21-531-533 शास्त्रमुक्तावलि Series.

દેવતાના યજન, પૂજન, થતા હતા એવુ સ્પષ્ટ થાય છે એટલે વેદના દૈવતકાંડનો ઉદય ઋગ્વેદના દેવતાઓ જેઓ ઘણે ભાગે અવિભૂત શક્તિઓના અધ્યક્ષ છે તેમા થયો હતો, અને પછીથી તે તે દેવતાઓની ભાવના તે તે સ્થાનના પૂજનના દેવોમા અ તર્ગત થવા લાગી, અને છેવટે તે સઘળા દેવો એક જ પરમેશ્વરના ભિન્ન ભિન્ન રૂપો છે એવુ એકીકરણુ થવા લાગ્યુ જ્યારે બૃહદ્દેવતામા એટલે ઋગ્વેદના સહિતાને અનુસરતા શૌનકમુનિના ગ્રથાનુસાર એક પરમદેવતા—અગ્નિ, વાયુ અને સૂર્ય એ ત્રણ ભૂલોક, અતરિક્ષલોક અને સ્વર્લોકના ત્રણ અધ્યક્ષોમા વિભક્ત થઈ, અને બીજા જે જે દેવો ઋગ્વેદમા આવે તે તે ત્રણ વ્યૂહમા અવાતર દેવતા અથવા પરિવાર દેવતા તરીકે અતર્ગત થવા લાગ્યા યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદની સહિતાઓ અને બ્રાહ્મણો ઘડાયા પછી આ ત્રણ વ્યૂહો બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રમા રૂપાતર પામ્યા, અને મૂલ વિશ્વની અતર્ગત આત્મદેવતાને પરબ્રહ્મ, પરવિષ્ણુ અથવા નારાયણ અને પરશિવ અથવા મહેશ્વર એવી સજ્ઞા આપવામા આવી વેદના ચાર વિભાગને સ્પર્શ કરતુ હિરણ્યગર્ભ અથવા બ્રહ્માનુ રૂપ સ્થૂલ કાર્ય વિરાટ્ અને કારણદ્રવ્ય અ યાકૃત—એ બે વચમા ગર્ભસ્થાને રહ્યુ તેથી તે પદને હિરણ્યગર્ભ, સૂત્રાત્મા વિગેરે નામ આપવામા આવ્યુ આ પ્રમાણે વિચારતા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રની ત્રિમૂર્તિની ભાવના અને તેની પીઠમા અન્તર્યામીરૂપે રહેલા અધ્યક્ષ ચેતનનો સદ્ભાવ પુરાણોમા પાછળથી ઉભો થયેલો છે એ સમજવુ ભૂલભરેલુ છે મૂલવેદથી પુરાણોના ઉદય સુધીમા આ અનેક દેવની ભાવના ત્રિમૂર્તિમા અને છેવટે "એકાયન"મા ઐતિહાસિક રીતે ખીલી નીકળેલી છે ઋગ્વેદ સહિતાના દશમા મડલમા નીચેના મત્રો આવે છે

परोदिवा परएना पृथिव्या परोदेवेभिरसुरैर्यदस्ति
कस्विद् गर्भं प्रथमंद् ध्र आपो यत्रदेवाः समपश्यन्त विश्वे ॥
तमिद्गर्भं प्रथम दध्र आपः
यत्रदेवा समगच्छन्त विश्वे ।
अजस्य नाभावध्येकमर्पित
यस्मिन् विश्वानि भुवनानि तस्थु ॥

સ્વર્ગથી પર પૃથિવીથી પર દેવો અને અસુરો જેને પહોંચી શકે નહિ તેવું જે કંઈ તેજ અથવા વીર્ય છે, તેને પ્રથમ ગર્ભરૂપે-આપો દેવીએ (જલ અથવા જગતની મૂલ દ્રવરૂપ અવસ્થા) ધારણ કર્યું અને તે ગર્ભમાં સર્વ દેવીએ તે પરમતત્ત્વને મૂર્તિમત જોયુ જલદેવતાએ તે આ પ્રથમ ગર્ભને ધારણ કર્યો, અને જેના પ્રતિ સર્વ દેવો પોતાના માતૃત્વને જોવા લાગ્યા તે ગર્ભ અજન્મા દેવના નાભિમાંથી ઉત્પન્ન થયેલા એક કમળમાં મૂકાયેલો દેખાયો અને તેમા સઘળા ભુવનો ગોઠવેલા જણાયા "

આ મન્ત્રોમા આપો દેવી એટલે મનુસ્મૃતિની "નાર" નામનું જલ જેને સાખ્યાચાર્યો મહદ્‌યોનિ કહે છે, તેનુ, તે "નાર" અથવા ક્ષીર-સાગરમા સૂતેલા "અજ" એટલે નારાયણનુ અને તેના નાભિકમલમાથી આદિપુરુષ બ્રહ્માનુ ભાવરૂપ વિગેરે પૌરાણિક રૂપકના બીજનો સ્પષ્ટ સમજાય તેમ છે

આ ઋગ્વેદના અજ નારાયણમા સર્વ દેવોનો અને સર્વ નરોનો લય છે, એવી ભાવના બ્રાહ્મણોમા અને આરણ્યકમા ખીલવા લાગી અને તે "નારાયણ" એજ પરમાત્મા, એ જ પરબ્રહ્મ, અને એ જ પરમેશ્વર એવી એકવાક્યતા જે શાસ્ત્રમા થઇ તે શાસ્ત્રને "એકાયન" એવી સંજ્ઞા મળી

મહાભારતમા નારાયણીય આખ્યાન શાન્તિપર્વમા આવે છે આ આખ્યાન જો કે મૂલ ભારતનો અથવા જય સંજ્ઞાવાળા ભારતનો કદાચ અંશ નહિ હોય, પરંતુ તેમાના શ્લોકોના અવતરણો શ્રીશંકરાચાર્યે પ્રમાણ વાક્ય તરીકે લીધા છે, તેથી આશરે આઠમા સૈકા પહેલા તે મહાભારતના ઇતિહાસ ગ્રથમા પેઠેલો ભાગ છે આ આખ્યાન વાચતા સમજાય છે કે એકાયન માર્ગના ઉપાસકોને ભાગવત કહેવામા આવતા હતા, તથા તેઓ વાસુદેવ નામવાળા દેવના ઉપાસકો હતા તે ધર્મ ભારતવર્ષમા શ્વેતદ્વીપમાથી દૈવી પુરુષ ઉપરિ-ચરવસુ મારફત પ્રવેશ પામ્યો અને તે દેવના મુખ્ય સ્થાનિક ઉપાસકો ક્ષીરસાગરમા આવેલા શ્વેતદ્વીપમા રહેતા હતા આ આખ્યાનની અંતર્ગત ઉપરિચરવસુની કથામાથી નીચેના અગત્યના મુદ્દા તારવી શકાય છે

(૧) ઉપરિચરવસુના યજ્ઞપ્રસંગમા પશુવધ કરવામા આવ્યો ન હતો

(૨) યજ્ઞવિધિ આરણ્યક ગ્રંથ, જેમા ઉપનિષદો અંતર્ગત થાય છે, તેમાં દર્શાવેલા માનસયાગના વિધિ પ્રમાણે થયો હતો.

(૩) મુખ્યદેવ હાર અથવા વિષ્ણુ હતા.

(૪) આ દેવમાં દર્શન કેવળ બાહ્યયજ્ઞ કરનારને થતાં નથી, એમ બૃહસ્પતિ જે યજ્ઞ કરાવનાર હતા તેને ન થયાં, અને રહસ્ય જણનાર વસુરાજાને થયાં એ સારથી સમજાય છે.

(૫) આ દેવતાનું દર્શન ભક્તિવડે થાય છે અને બીજા ઉપાયથી થતું નથી. આ પ્રમાણે યજ્ઞક્રિયામાં હિંસાનો નિષેધ ભગવાન્ ગૌતમબુદ્ધના પૂર્વકાલના આ ભાગવત સંપ્રદાયમાં હિંદુઓએ કર્યો જ હતો, અને કર્મ અને તપની નિરુપયોગિતાપર જે ભાર ભગવાન્ ગૌતમબુદ્ધે મૂક્યો હતો તેવો ભાર આ ભાગવતોએ મૂક્યો હતો અને તે ઉપરાંત ભક્તિનો સિદ્ધાન્ત હિન્દુધર્મમાં તેમણે અપૂર્વ દાખલ કર્યો હતો.

આ ભાગવત સપ્રદાય બુદ્ધના પહેલા પશ્ચિમ હિંદ અને વાયવ્ય કોણના દેશમા પ્રચલિત હતો; અને તે સંપ્રદાયમા દેવાધિદેવ તરીકે જે આરણ્યકના "નારાયણ" હતા તે "વાસુદેવ" સંજ્ઞાથી પૂજાતા હતા, અને તે વાસુદેવનો કૃષ્ણાવતારના વાસુદેવ સાથે અભેદારોપ થયો હતો. **નિદ્દેશ** નામના બૌદ્ધ પાલી પુસ્તકમા પરમેશ્વર જગત્કર્તા નથી એમા બૌદ્ધ અને જૈન સિદ્ધાન્ત એકમત થઇ બ્રાહ્મણ સિદ્ધાન્તથી વિરોધી પડે છે તે ઉપર ભાર મૂકવાના હેતુથી લખે છે કે "કેટલાક આજીવકો આજીવકને માને છે, કેટલાક નિગ્રંથને માને છે, કેટલાક હાથી, ઘોડા, ગાય, કુતરા, વાસુદેવ, બળદેવ વિગેરેને માને છે." આ અવતરણ ઉપરથી વાસુદેવ, બળદેવને ગાય, કુતરા સાથે બેસાડવામા આ બૌદ્ધ ગ્રંથમાં ઈશ્વરવાદની ઉઘાડી નિંદા છે, પરંતુ ઈ. સ પૂ. ૪ થા સૈકામા વાસુદેવ, બળદેવની પૂજા તથા ઉપાસના લોકમા પ્રચલિત હતી એ નિર્વિવાદ સાબીત થાય છે.

પાણિનીની અષ્ટાધ્યાયીમા ૪-૩-૯૮ ના સૂત્રમાં "વાસુદેવ" નામ આપ્યું છે. તે ભાષ્યકાર પતંજલિ પૂજ્ય વ્યક્તિનું નામ એવું વિવરણ કરે

છે આથી પાણિનિ અને પતંજલિના સમયમા વાસુદેવ પૂજા ઘણા જૂના વખતથી પ્રચારમા હતી એમ સમજાય છે

રજપુતાનાના ઘોસુડી સ્થાનમા મળેલા ઇ સ પૂ. ૨૦૦ ના વર્ષના શિલાલેખમા વાસુદેવ અને સકર્ષણના નામનો નિર્દેશ છે

વળી બેસનગરમા પ્રાપ્ત થયેલા શિલાલેખમા વાસુદેવના સમાનાર્થે યવન હેલીઓડોરસે ગરુડધ્વજ ઉભો કર્યાનો ઉલ્લેખ છે આ લેખ ઈ સ પૂ. ના બીજા સૈકાનો છે, અને તે ઉપરથી વાસુદેવ પૂજા વાયવ્ય કોણમા હિંદુસ્થાનમા પ્રચલિત હતી અને પરદેશના ગ્રીક લોક પણ તેમા સામેલ થતા હતા એવુ સ્પષ્ટ અનુમાન થાય છે

વેદકાલીન નારાયણદેવ વસુરાજાના ઇષ્ટ હોવાથી વાસુદેવ થયા, અને તે દૈવતાનુ પૂજન સાત્વત અથવા વૃષ્ણિ અથવા યાદવકુલના રાજાઓનો કુલ ધર્મ હતો, અને તે ધર્મનુ કૃષ્ણાવતારી વાસુદેવે પાલન કર્યું અને પ્રચાર કર્યો તેથી તે ભાગવત સપ્રદાય સાત્વતતત્ર કહેવાયો મનુ-ઇલાના વશમા યયાતિ રાજાને દેવયાની અને શર્મિષ્ઠા નામની બે રાણીઓ હતી તેમા દેવયાનીના યદુ અને તુર્વશ એવા બે અને શર્મિષ્ઠાના દ્રુહ્યુ, અનુ અને પુરુ એ ત્રણ પુત્રો હતા આ યદુ-તુર્વશ વશ પર્યન્ત દાશરાજ્ઞ યુદ્ધ સમયના ચિત્રમા ઋગ્વેદ સહિતામા ઉલ્લેખ આવે છે ત્યારપછી યદુનો અવિચ્છિન્ન યાદવ-વશ ભગવાન્ શ્રીકૃષ્ણ પર્યન્ત મહાભારતમા વર્ણવાયો છે પુરાણો ઉપરથી તારવવામા આવેલી વશાવલિમા યાદવવશના સાત્વત સૂર્યવશના દાશરથિ રામ, વિદેહવશના સીરધ્વજ જનક અને અનુવશના લોમપાદ લગભગ સમકાલીન જણાય છે સાત્વત વશમા ત્રીજી પેઢીએ વૃષ્ણિ અને પદરમી પેઢીએ શ્રીકૃષ્ણ આવે છે જ્યારે યદુવશ મહાભારતના યુદ્ધ સુધી શ્રીકૃષ્ણ પર્યન્ત અવિચ્છિન્ન ચાલ્યો છે ત્યારે પુરુવશમા છેદ પડ્યો છે તેમા કુરુ નામના પ્રતાપી રાજાની એક શાખામા પાડવ-કૌરવ થયા અને બીજી શાખામા મગધવંશ ચાલ્યો, તે કૃષ્ણ સમકાલીન જરાસધ અને સહદેવ પર્યન્ત ચાલ્યો અનુવશમા સુદક્ષને કર્ણ હતો પાડવ-કૌરવોના મહાભારત યુદ્ધમા સમકાલીન યદુ-તુર્વશ

વંશમાં શ્રીકૃષ્ણ, પુરુવંશમાં પાંડવ–કૌરવો અને અનુવંશમાં કર્ણ વિદ્યમાન હતા. સૂર્યવંશમાં બૃહદ્બલ વિદ્યમાન હતા.

યદુવંશમાં પ્રતાપીરાજા સાત્વત, તેની પેઢીમાં વૃષ્ણિ અને પુનર્વસુ થઇ ગયા છે. તેમની કુલદેવતા નારાયણ–વાસુદેવ હતી. શ્રીકૃષ્ણનું નામ વાસુદેવ હતું, અને કૃષ્ણ એ ગોત્ર સંજ્ઞા હતી. તેમણે આ વાસુદેવ ધર્મ સંપ્રદાયનો એટલે ભાગવત ધર્મનો સમુદ્ધાર કર્યો. તેમાં વેદકાલીન વિષ્ણુદેવતાની ભાવના અંતર્ગત થઈ તેથી આ એકાયન શાખાના ધર્મનાં સાત્વત તંત્ર, ભાગવતમત, વાસુદેવમત, નારાયણમત, વૈષ્ણવમત વિગેરે નામ પડયાં છે. આ સાત્વતતંત્રની ભાગવતી ઉપાસના જ્યારે પ્રચલિત હતી ત્યારે આભીર જાતિના અનાર્ય લોકો મથુરાં પાસેના મધુવનમાં, દ્વારકાં પાસેના અનૂપદેશમાં તથા આનર્તદેશમાં, અપરાંત અથવા કોંકણમાં અને સૌરાષ્ટ્રની આસપાસના પ્રદેશમાં વસતા હતા, એટલુંજ નહિ પણ તેઓ ભટકતું જીવન ગાળવાને બદલે રાષ્ટ્ર બાંધી રહેવા લાગ્યા હતા. આ આભીર જાતિમા ગોપાલ નામના બાલદેવની પૂજા ચાલતી હતી. વૃષ્ણિકુલના યાદવોનો નાશ થયો અને શ્રીકૃષ્ણ સ્વધામે પહોંચ્યા ત્યારે યાદવોની વિધવાઓને અર્જુન કુરુક્ષેત્ર તરફ લઈ જતા હતા, ત્યારે તે બાઇઓનું આ આભીર જાતિના લોકોએ હરણ કર્યું અને તેના વંશમાં જાડેજા રજપૂતો થયા આ આભીર અથવા આહીર જાતિમાં ઈશ્વરસેન, રુદ્રમૂર્તિ વિગેરે પ્રતાપી રાજાઓ થયા છે. તેમા વૈદિક વિષ્ણુ, આરણ્યકકાળના નારાયણ, હરિવંશના વાસુદેવ અને આભીર જાતિના બાલગોપાળ–એ સર્વ દેવતાઓ શ્રીકૃષ્ણ વાસુદેવ નામની વ્યક્તિમાં પૂજ્યભાવથી અભેદભાવને પામ્યા, અને તેથી સર્વ વૈષ્ણવ સંપ્રદાયોમાં શ્રીકૃષ્ણ પ્રધાન પૂજ્યમૂર્તિ મનાવા લાગી. આ પ્રમાણે ભાગવત સંપ્રદાયમાં–વિષ્ણુવાસુદેવ, નારાયણવાસુદેવ, કૃષ્ણવાસુદેવ, અને બાલગોપાળ કૃષ્ણ–એવી ચાર દૈવત ભાવના પેઠી છે. તેમાં વિષ્ણુવાસુદેવની ભાવના શ્રીશંકરાચાર્યના સ્માર્તમતમાં એટલે કેવલ અદ્વૈતમાં સ્વીકૃત છે. નારાયણ વાસુદેવની ભાવના શ્રીરામાનુજાચાર્યના શ્રી વૈષ્ણવમાં વિશિષ્ટ અદ્વૈતસિદ્ધાન્તરૂપે પ્રવેશ પામી છે; કૃષ્ણવાસુદેવની ભાવના મધ્વાદિ દ્વૈતમતમાં પેઠી છે અને બાલગોપાળ કૃષ્ણની

ભાવના શ્રી વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતમા પેરી છે આ પ્રમાણે વેદકાયના વિષ્ણુ અને આરણ્યકના નારાયણ દેવનું ઐતિહાસિક વ્યક્તિ શ્રીકૃષ્ણ વાસુદેવ સાથે અને આભીરોના બાલગોપાલ સાથે એકીકરણ થવાથી વૈષ્ણવ સપ્રદાય હાલ શ્રીકૃષ્ણની મૂર્તિમા કેન્દ્રિત થયો છે એમ કહીએ તો ચાલે જ્યારે શૈવસપ્રદાય ઐતિહાસિક વ્યક્તિમા કેન્દ્રિત થયો નથી, ત્યારે વૈષ્ણવ સપ્રદાય શ્રીકૃષ્ણ સત્તાવાળા વિષ્ણુના પૂર્ણાવતારમા કેન્દ્રિત થયો છે

---

## (૩) ભાગવત અથવા પાંચરાત્ર સંપ્રદાયનુ પ્રમાણ સાહિત્ય.

મહાભારતના નારાયણીય આખ્યાનમા પાચરાત્ર સિદ્ધાન્તનુ જૂનામા જૂનું રૂપ હાલ ઉપલબ્ધ છે પરતુ આ શાસ્ત્રની પરપરાગત ૧૦૮ સહિતાઓ છે મી ઓટો શ્રે' ની તારવણી પ્રમાણે લગભગ ૨૧૫ સહિતાઓ અગ્નિપુરાણ તથા બીજી સહિતામાથી આ સપ્રદાયના સિદ્ધાન્તને ચર્ચતી જણાય છે હાલ નારદ પાચરાત્રના નામથી બગાળાની રોયલ એશીઆટીક સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયેલો ગ્રથ પ્રમાણગ્રથ નથી, પણ નવીન ગ્રથ છે. શ્રી કાચીની શાસ્ત્રમુક્તાવલિમા ઘણી સહિતાઓ પ્રસિદ્ધ થઇ છે આ પૈકી ઈશ્વરસહિતા, કપિલ્જલસહિતા, પારાશરસહિતા, પદ્મતત્ર ભારદ્વાજસહિતા, લક્ષ્મીતત્ર, વિષ્ણુતિલક, શ્રીપ્રશ્નસહિતા, સાત્વતસહિતા, પ્રસિદ્ધિમા આવી છે મી શ્રેડરના અભિપ્રાય પ્રમાણે પૌષ્કર, સાત્વત અને જય-એ ત્રણ છે તે ઉપરાત અહિર્બુધ્ન્ય, પારમેશ્વર, પદ્મ અને ઈશ્વર સહિતાઓ આરમા સૈકા પહેલાની રચાયેલી છે

શૈવ આગમ પેઠે આ પાચરાત્ર સહિતાના પ્રતિપાદ્ય વિષયો જ્ઞાન, યોગ, ક્રિયા અને ચર્યા-એવા ચાર હોય છે જોકે તે વર્ગીકરણ પ્રમાણે ઘણી સહિતાઓ ઘડાયેલી નથી આદર્શભૂત સહિતાઓનુ અવલોકન કરતા સમજાય છે કે તેમા નીચેના દશ મુદ્દાઓનું વર્ણન આવે છે –

૧ તત્ત્વવિદ્યા
૨ મત્રશાસ્ત્ર.
૩ યત્રશાસ્ત્ર

૪ માયાયોગ અથવા જાદુગીરી.
૫ યોગ.
૬ મંદિરનિર્માણ.
૭ પ્રતિષ્ઠાવિધિ.
૮ સંસ્કાર–આન્હિક.
૯ વર્ણાશ્રમ ધર્મ.
૧૦ ઉત્સવ.

વિષય નં. ૧ જ્ઞાનપાદનો છે. નં. ૨,૩,૪, ૫–યોગપાદના વિષયો છે, નં. ૬,૭–ક્રિયાપાદના વિષયો છે; અને નં. ૮–૯–૧૦–ચર્યાપાદના વિષયો છે. મેં પોતે **ઈશ્વરસંહિતા, ભારદ્વાજસંહિતા** અને **અહિર્બુધ્ન્ય સંહિતા** અવલોકી છે. તેમાં પ્રથમ પચ્ચીસ અધ્યાયોમા નીચેની બાબતો આવે છેઃ–

(૧) શાસ્ત્રાવતાર, (૨) માનસયાગવિધિ, (૩) વિમાનદેવતા અર્ચનવિધિ, (૪) નીરાંજનાતવિધિ, (૫) ભોજ્યાસનઆગ્નકાર્યવિધિ, (૬) પિતૃસંવિભાગિ શયનોત્સવાંતવિધિ, (૭) લક્ષ્મીસુદર્શનાર્ચનવિધિ, (૮) ગરુડાદિપરિવારાર્ચનવિધિ, (૯) દ્વારાવરણદેવતાલક્ષણાદિવિધિ, (૧૦) મહોત્સવ ધ્વજારોપણાંતવિધિ, (૧૧) મહોત્સવવિધિ, (૧૨–૧૩) પક્ષોત્સવ વિધિ, (૧૪) પવિત્રોત્સવવિધિ, (૧૫) સ્નપનવિધિ, (૧૬) પ્રાસાદાદિ પ્રતિષ્ઠા વિધિ, (૧૭) પ્રતિમાલક્ષણ, (૧૮) પ્રતિષ્ઠાવિધાન, (૧૯) પ્રાયશ્ચિત્તવિધિ, (૨૦) યાદવાચલમાહાત્મ્ય, (૨૧) દીક્ષાવિધિ, (૨૨) નિયમવિધાન, (૨૩) મંત્રોદ્ધારવિધિ, (૨૪) મુદ્રાલક્ષણભગવદ્ધ્યાનાદિ પ્રકાર, (૨૫) કુંડ, સ્રુક, સ્રુવ, લક્ષણ હવિઃ પાકવિધાન.

આ સિદ્ધાન્તના ગ્રંથોને પાંચરાત્ર કેમ કહે છે? ઉપર આપણે જણાવી ગયા તેમ મૂળ એકાયન વેદનો રહસ્ય આમ્નાય શાંડિલ્યાદિ પાંચ યોગીશ્વરોએ પાંચ અહોરાત્રમાં શ્રીભગવાન પાસે શીખ્યા તેથી આ શાસ્ત્રને પાંચરાત્ર કહે છે. પરંતુ પાંચ સિદ્ધાન્તો–તત્ત્વને લગતા, મુક્તિને લગતા, ભક્તિને લગતા, યોગને લગતા અને વૈશેષિક એટલે પ્રત્યક્ષ વિષયોને લગતા તેમાં ચર્ચવામાં આવેલા હોવાથી તે શાસ્ત્રને પાંચરાત્ર કહે છે. મૂલ "રાત્ર" શબ્દ રાત્રિનો

વાચક, તે પાંચ વિષયોના સિદ્ધાન્તને પ્રતિપાદન કરનાર શાસ્ત્રનો લક્ષણાથી વાચક થયો જણાય છે. કેટલાકનું એમ માનવું છે કે વૈદિક પાંચરાત્ર સત્ર એટલે પાંચ દિવસ ચાલનારો "પુરુષનારાયણ"નો યજ્ઞ હતો. તે યજ્ઞદેવતા શ્રી નારાયણનાં પાંચ રૂપોઃ–(૧) પરવાસુદેવ, (૨) વ્યૂહદેવતા, (૩) વિભવદેવતા, (૪) અંતર્યામીદેવતા, અને (૫) અર્ચાદેવતાઓમાં ગુંથાયેલાં હોવાથી તે યજ્ઞવિદ્યાનું રહસ્ય પ્રતિપાદન કરનાર શાસ્ત્ર પાંચરાત્ર કહેવામાં આવ્યું.

---

## (૪) પાંચરાત્રનું તત્ત્વજ્ઞાન.

પાંચરાત્રિઓના શાસ્ત્ર ગ્રંથોના મુખ્ય દશ વિષયોમાં આપણે આ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં ચર્ચવા યોગ્ય સિદ્ધાન્ત તેના જ્ઞાનપાદનો છે. આ જ્ઞાનપાદનો સિદ્ધાન્ત બ્રહ્મસૂત્ર પૂર્વભાવી છે, તેથી ઉપનિષદ્ ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રના પ્રસ્થાનત્રય ઉપર ઘડાયેલા વિશિષ્ટાદ્વૈતના સિદ્ધાન્તની આધારપીઠ આ પાંચરાત્રિઓનું તત્ત્વજ્ઞાન છે.

આ સિદ્ધાન્તમાં આ વિશ્વનું પરમધામ નારાયણ અથવા પરવાસુદેવ એ સંજ્ઞાથી ઓળખાવવામા આવે છે. આ પરમતત્ત્વને પ્રસ્થાનત્રય ઉપર બંધાયેલા વિશિષ્ટ અદ્વૈતમા પરમબ્રહ્મ કહે છે. આ પરતત્ત્વ શાંકર વેદાન્તના પરબ્રહ્મ જેવું નિર્ગુણ અથવા નિષ્કલ નથી. તેમાં જોકે પ્રાકૃત ગુણો નથી તોપણ તેમા અપ્રાકૃત ગુણોના આધારવાળી શક્તિ રહી છે. આ નારાયણતત્ત્વને પરમાત્મા, ભગવાન્, અવ્યક્ત, પ્રધાન, નિત્ય, અનંત, અક્ષર, અચ્યુત, સમ, અચિંત્ય, અવ્યય, બ્રહ્મ, કપિલ, હિરણ્યગર્ભ, શિવ–ઇત્યાદિ અપ્રાકૃત ગુણના પ્રબોધક શબ્દો વડે ઓળખાવવામા આવે છે.

વેદાદિ શાસ્ત્રમા આ પરબ્રહ્મ અથવા નારાયણ સંજ્ઞાવાળું તત્ત્વ નિર્ગુણ કહેવાય છે, પરંતુ તેનો અર્થ સર્વ ગુણ વિનાનું એવો નથી. પરંતુ આપણા અનુભવમા આવતા પ્રાકૃત ગુણ વિનાનું છે એવું એનું તાત્પર્ય છે. એ સાથે તે તત્ત્વમા જેમ શૈવાગમમા સર્વજ્ઞતાદિ ૭ અંગો શિવમાં રહેલા મનાય છે તેમ આ પાંચરાત્રસિદ્ધાન્તમા નારાયણમાં ૭ અપ્રાકૃત ગુણો નિત્યનિવાસ કરી રહેલા હોય છે.

નારાયણ તત્ત્વમાં પ્રથમ ગુણ **જ્ઞાન** નામનો છે. આ જ્ઞાન બે પ્રકારનું છે. એક સ્વરૂપાત્મક જ્ઞાન અને બીજું ગુણરૂપ જ્ઞાન. સ્વરૂપજ્ઞાન તે નિત્યોદિત ચૈતન્ય છે, અને ગુણજ્ઞાન ઉદય અને અસ્તવાળું છે.

આ તત્ત્વનો બીજો ગુણ **શક્તિ** છે. વિશ્વની ઉત્પત્તિનું ઉપાદાન અથવા સમવાયી કારણ અથવા યોનિ તેનું નામ શક્તિ છે.

તેનો ત્રીજો ગુણ **ઐશ્વર્ય** છે. પોતાની મેળે સર્વ ક્રિયાઓનું કરવાનું સામર્થ્ય તેને ઐશ્વર્ય કહે છે.

ઐશ્વર્યથી અનન્ત જગતના વ્યતિકરોને ઉત્પન્ન કરતા છતાં તે તત્ત્વને થાક લાગતો નથી. આ ગુણને **બલ** કહે છે.

જગતનું શક્તિદ્વારા ઉપાદાન થયા છતા તે તત્ત્વ પોતાના શુદ્ધ સ્વરૂપથી બદલાતું નથી એટલે તેમા વાસ્તવ વિકાર થતો નથી. આ ગુણને **વીર્ય** કહે છે, તેનું બીજું નામ અચ્યુતત્વ છે.

અનન્તકાર્યો કરવામાં તે તત્ત્વ સહકારી અથવા નિમિત્ત કારણોની અપેક્ષા રાખતું નથી. આ ધર્મને **તેજ** કહે છે.

વાસ્તવે અથવા નારાયણતત્ત્વ **સ્વરૂપભૂત ધર્મ** જ્ઞાન અથવા ચૈતન્ય છે, પરંતુ તેના **ગુણ-રૂપ** ધર્મો જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, બલ, વીર્ય અને તેજ એવા છ છે.

નારાયણ અથવા પરબ્રહ્મ અથવા પરમાત્મા પુરુષની મહાપ્રલયના અંતમા કાલ વિભાગમા, જેને લયાતિમ રાત્રિ કહે છે તે સમયે, તેની પાડ્ગુણ્યથી ભરેલી આત્મભૂતા શક્તિ ઉન્મેષ અવસ્થાને સેવે છે. હું એક અવિભક્ત છું તે બહુ વિભક્ત થાઉં—આ પ્રથમ સંકલ્પનો જે પ્રથમ ઉદય થાય છે તેને સુદર્શનચક્ર—એવું હેતુગર્ભ નામ આપવામા આવે છે, કારણકે તેવડે તે ભાવિ જગતના પુનઃલય થવા પર્યન્તના વિસ્તૃત ચિત્રને પ્રતિભામાં એકી વખતે ખડું કરે છે.

નારાયણની પાડ્ગુણ્યથી ભરેલી જગતની યોનિરૂપા શક્તિ જેમ ચન્દ્રમાની જ્યોત્સ્ના પ્રકાશે છે તેમ તે પોતાના પુરુષના સ્વરૂપ જ્ઞાનથી સ્ફુરણાવાળી થાય છે. નારાયણની આ જગન્મયી શક્તિ ઉદય અને અનુદયાકાર વાળી,

તેના નેત્રના ઉન્મેષ અને નિમેષ જેવી, સર્વદા નાગયણ સાથે સયુક્ત રહે છે તે શક્તિ કોઈની અપેક્ષા રાખતી નથી તેથી સ્વતન્ત્ર આનન્દમયી કહેવાય છે, તેને કાલની મર્યાદા નથી તેથી નિત્યા કહેવાય છે, તેને આકાર નથી તેથી પૂર્ણા કહે છે, જગત્ પર તેનું લગાણ સમજાય છે તેથી તે લક્ષ્મી કહેવાય છે, તે પરમ વૈષ્ણવભાવને એટલે સર્વમા પેસી જવાના સ્વભાવવાળી હોવાથી શ્રી કહેવાય છે, તેમા અવ્યક્ત, કાલ, અને પુરુષ-એ ત્રણે સયુક્ત થાય છે તેથી પદ્મા કહેવાય છે, તે સર્વ પ્રાણીઓની કામનાને પૂરી કરે છે તેથી કમલા કહેવાય છે, તે વ્યાપનશીલ વિષ્ણુની શક્તિ હોવાથી તથા વિષ્ણુના વૈષ્ણવ ભાવનું પાલન કરે છે તેથી વિષ્ણુ શક્તિ અથવા વિષ્ણુપત્ની કહેવાય છે, જગતના વિસ્તાર પછી સકુચિત કરી તે સર્પિણીની પેઠે ગુપ્ત રહે છે માટે તેને કુડલિની કહે છે, મન વાણીથી તે અથાગવા છતા હણાતી નથી તેથી અનાહતા કહેવાય છે, ને પરમાનંદનો બોધ કરે છે એટલે શુભભાવવાળી થાય છે, તથા મન્ત્રભાગ પોતાના પતિના વૈભવને દર્શાવે છે, તથા શુદ્ધ સત્ત્વનો આશ્રય કરે છે માટે, ગૌરી કહેવાય છે, તેને કોઈ નિશાણ આપનામા આપણે પાછા પડીએ છીએ તેથી તે અદિતિ કહેવાય છે, સર્વપુણ્ય અને મોગ ભાવવાળી હોવાથી તે મહી કહેવાય છે, સર્વ જગતને પ્રાણ આપનારી હોવાથી જગત્ પ્રાણા કહેવાય છે, પોતાના શુદ્ધ સ્વરૂપને અહભાવે જગવનાર હોવાથી તેને મન્ત્રમાતા કહે છે, તેના સ્વરૂપનું મનન કરનારનું તે ત્રાણ એટલે રક્ષણ કરે છે તેથી તે ગાયત્રી કહેવાય છે, અદ્ભુત જગતને ઉત્પન્ન કરનાર હોવાથી પ્રકૃતિ કહેવાય છે, જગતનુ માપ કાઢે છે અને જગતમા વિસ્તૃત થાય છે માટે તે માતા કહેવાય છે, સર્વનું કલ્યાણ કરવાનો તેનો સ્વભાવ હોવાથી તે શિવા કહેવાય છે, તેને સર્વ કોઈ ઝખે છે તેથી તરણી કહેવાય છે, સંસારમાથી તારે છે માટે તારા કહેવાય છે, વ્યવહાર સત્ય અને પરમાર્થ સત્ય (સત્+ત્યત્) તેમા રહ્યા છે તેથી સતી અથવા સત્યા કહેવાય છે, સર્વ વિકારોને શમાવે છે તેથી તે શાતા કહેવાય છે, તે જગતમા આત્મભાવ બાધનારને મોહ પમાડે છે માટે મોહિની કહેવાય છે, હવિરાદિ ભોજ્ય

પદાર્થોને દેવો પ્રતિ લઈ જાય છે તેથી ઈડા કહેવાય છે, સર્વને રમાડે છે તેથી રતિ કહેવાય છે, સત્પુરુષો તેને વારવાર બોલાવે છે તથા સભારે છે તેથી વિશ્રુતિ અને **સરસ્વતી** કહેવાય છે, અનત ભેદવાળા જગતને પ્રકટ કરે છે તેથી **મહાભાસા** કહેવાય છે ટૂકામા જેમ સમુદ્રનુ ગાભીર્ય, આકાશની મહત્તા, સૂર્યની પ્રભા ચન્દ્રમાની જ્યોત્સ્ના છે, તેમ નારાયણ અથવા વિષ્ણુની આ સર્વાંગ સપૂર્ણ સર્વ ભાન અને અભાવોમા પેઠેલી ચૈતન્યાત્મિકા નારાયણી શક્તિ સર્વ સિદ્ધાન્તમા સ્વીકૃત થયેલી છે

પરતુ શૈવતત્રોમા શિવ અને શક્તિ—એ એકજ તત્ત્વના બે રૂપો મનાય છે તેમ વૈષ્ણવતત્રમા નથી આ તત્રમા શક્તિમાન્ અને શક્તિ એ બે ભિન્ન વસ્તુ છે, જોકે તે પરસ્પર છૂટા રહી શકતા નથી તેઓ અભિન્નવત્ ભાસે છે પણ સ્વરૂપે ભિન્ન છે તે બે વચ્ચે અવિનાભાવ અથવા સમવાય સબધ છે જેમ વૈશેષિકો દ્રવ્ય અને ગુણ વચ્ચે માને છે તેમ શૈવો અને શાકર અદ્વૈતીઓ તાદાત્મ્ય સબધ માને છે તે ભેદ ખાસ લક્ષમા રાખવા યોગ્ય છે

આ ભેદાભેદ વાળી અથવા અવિનાભાવ સબધવાળી નારાયણની શક્તિ નારાયણમા ગુણ ચૈતન્યથી અથવા જ્ઞાનસામર્થ્યથી સ્ફુરત્તાવાળી થાય છે, ત્યારે ધર્મ અને ધર્મી, ગુણ અને ગુણી ભાન અને ભાવવાળો પદાર્થ, અહતા અને અહ—એવા ભેદભાવને પ્રકટ કરે છે

નારાયણ પુરુષના જ્ઞાનગુણથી ભરેલી શક્તિને સુદર્શન સજ્ઞાવાળો ઉન્મેષ થાય છે એટલે "હુ એક છુ તે બહુ થાઉ"—એવા આદ્ય સકલ્પનો ઉદય થાય છે ત્યારે તે બે રૂપ પકડે છે શક્તિની બે શાખાઓ થાય છે (૧) ક્રિયાશક્તિ અને (૨) ભૂતિશક્તિ હુ એક છે તે બહુ થાઉ—એ પ્રકારનો સુદર્શન નામનો સકલ્પ ક્રિયાવડે ભૂતિને એટલે ઉત્પત્તિને પ્રકટાવે છે આ ભૂતિશક્તિ ત્રણ રૂપમા પ્રકટ થાય છે (૧) અવ્યક્ત એટલે જગતનુ બીજ, (૨) કાલ તે અવ્યક્તને વ્યક્ત કરવાનુ બીજનુ વિકાસ કરવાનુ સામર્થ્ય અને (૩) તે બન્નેમા ભોક્તારૂપે રહેનાર પુરુષ ભોગ્યભોક્તૃ, ભોગ્યવિપાક, અને ભોક્તા—આ ત્રણ રૂપમા ભૂતિશક્તિ વિસ્તારને પામે છે આ પ્રમાણે નારાયણના ઉન્મેષના પરિણામો નીચે પ્રમાણે થાય છે —




સુદર્શન એટલે અમોઘ જ્ઞાનની શક્તિ વડે નારાયણની ક્રિયાશક્તિ પ્રકટે છે, અને તે વડે જગત્ સર્જનની ભૂતિશક્તિ વ્યાપારવાળી થાય છે, અને જેના સંબંધમાં વ્યાપાર કરે છે તે અવ્યક્ત, કાલ, અને પુરુષ છે. વૈષ્ણવ તંત્રમા સુદર્શન ચક્ર તે વિષ્ણુનું મોટું આયુધ છે. તે વસ્તુતઃ જ્ઞાન, ઈચ્છા અને ક્રિયાશક્તિનું કેન્દ્ર સ્વરૂપ છે. ક્રિયાશક્તિ આંતર રહે છે અને તે નિષ્કલા કહેવાય છે, અને તેના અંશરૂપે ભૂતિશક્તિ બાહ્ય પ્રકટ થાય છે અને તે સકલા કહેવાય છે. આ પ્રમાણે વિષ્ણુની સુદર્શન ( ચૈતન્યાત્મક જ્ઞાનશક્તિ ) ક્રિયાશક્તિનુ રૂપ પકડી, ભૂતિરૂપે પ્રકટ થાય છે. ક્રિયાશક્તિની માત્ર એકજ કલા ભૂતિશક્તિરૂપે જગત્નું નિયમન કરે છે.

આદ્ય સુદર્શનના અંશરૂપ ક્રિયાશક્તિ અને તેની કલારૂપ ભૂતિશક્તિ વડે નારાયણ ઘણી ચમત્કૃતિઓ કરે છે, અને તે સામર્થ્યને જણાવવાનાં ચિન્હોને નારાયણના અંગ, પ્રત્યંગ, આયુધ, પરિવારરૂપે દર્શાવવામાં આવે છે. તે સર્વ ભગવાનના ગુણ ધર્મોના સૂચક છે. ચક્ર અને પદ્મ–એ પાલન અને આનંદ આપવાના ક્રિયાશક્તિના સૂચક ચિન્હ છે; સૂર્ય, ચંદ્ર અને અગ્નિ મંડલવડે પ્રકાશ, આહ્લાદ અને પાક કરવાના બલને જણાવનારાં ભગવાનનાં આયુધો અથવા અસ્ત્રો છે; હયલાંછન એ શાસ્ત્રવિકાસ કરનાર બલને સૂચવે છે; ગરુડ એ કાલચિન્હ છે; લીન સૃષ્ટિના સારભૂત તત્ત્વ તે ક્ષીરોદધિ

છે; તેમાં આધાર દ્રવ્ય તે શેષ નાગ છે...વિગેરે સર્વ નારાયણના લૌકિક શરીરને લગતાં ચિન્હો તે અધ્યાત્મભાવ અને ગુણનાં સૂચક ચિન્હો છે, તે વડે ભાવોનું ધ્યાનયોગમાં ઉકીલન એટલે ઉકેલ થાય છે.

## શુદ્ધ સૃષ્ટિવર્ણન.

નારાયણના ૭ ગુણો અપ્રાકૃત ભૂમિકાના ઉપર કહ્યા છે. તેમાં જ્ઞાન, ઐશ્વર્ય અને શક્તિ—એ ત્રણ વિશ્રામભૂમિકાના છે અને બલ, વીર્ય અને તેજ તે શ્રમભૂમિકાના છે. પ્રથમના ત્રણ ગુણ આંતર હોય છે; બીજા ત્રણ ગુણો બહિર્લિંગવાળા હોય છે. તોપણ મનુષ્ય પ્રાણીઓ શ્રમ કરી જેમ થાકે છે, પોતાના સામર્થ્યને ખુએ છે, અને તેથી મદદની અપેક્ષા રાખે છે તેમ નારાયણને જગત્ સર્જનમાં થતું નથી, તેથી તે બલ, વીર્ય અને તેજ—એ નિત્ય રહે છે. આ ૭ ગુણોના ચાર વ્યૂહ થાય છે:—

(૧) જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બલ, વીર્ય, તેજવાળું રૂપ તે વાસુદેવવ્યૂહ.
(૨) જ્ઞાન+ બલવાળું રૂપ તે સંકર્ષણ વ્યૂહ અથવા બલરામનું રૂપ.
(૩) ઐશ્વર્ય+ વીર્યવાળું રૂપ તે પ્રદ્યુમ્ન વ્યૂહ.
(૪) શક્તિ+ તેજવાળું રૂપ તે અનિરુદ્ધ વ્યૂહ.

પ્રથમ નારાયણના રૂપમાંથી તેના આત્મભૂત છ ગુણોના વ્યૂહ બંધાય છે અને તે ભગવાનમાંથી બિમ્બરૂપે અથવા વ્યૂહરૂપે પ્રકટ થાય છે. આ ચાર વ્યૂહો અથવા બિમ્બો નારાયણના ષાડ્ગુણ્યનાં વિશિષ્ટ સ્વરૂપો છે, અને તે સર્વ અવિકૃત પરિણામવાળાં હોવાથી પરમશુદ્ધ કોટિનાં હોય છે.

'૭ દૈવી ગુણોની ત્રણ ભૂમિકાઓ હોય છે; (૧) વ્યાપ્તિ એટલે સર્વ-સામાન્ય પ્રસરેલી, (૨) ઉન્મેષ એટલે સહજ ઉઘરેલી, (૩) અને મૂર્તિ એટલે સ્પષ્ટ આકૃતિ-ઉપરનાં સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ વંશાવાળા ત્રણ ભગવદ્-વ્યૂહોમાં એ ગુણો સ્પષ્ટ હોય છે અને ચાર અનુવૃત્તિવાળા હોય છે.'

વ્યૂહમાં સમાયેલી ૭ દૈવી ગુણોની અનુવૃત્તિ તથા બબ્બે ગુણોની ઉન્મેષવાળી ભાવનાનું મૂર્તરૂપ આપવામાં પાંચરાત્રસિદ્ધાન્તમાં ઐતિહાસિક શ્રીકૃષ્ણ, તેમના ભાઇ બલભદ્ર, તેમના પુત્ર પ્રદ્યુમ્ન અને તેમના પુત્ર અનિરુદ્ધને

આલંબનરૂપે લીધા જણાય છે, જ્યારે શૈવાગમમાં શુદ્ધાધ્વાની સૃષ્ટિનાં તત્ત્વો-(૧) શિવ, (૨) શક્તિ, (૩) સદાશિવ, (૪) ઈશ્વર, અને (૫) શુદ્ધવિદ્યા એ નામ વડે સૂચવાય છે ત્યારે વૈષ્ણવાગમમાં આ સુધાસૃષ્ટિનાં (૧) નારાયણ, (૨) વાસુદેવ, (૩) સંકર્ષણ, (૪) પ્રદ્યુમ્ન, અને (૫) અનિરુદ્ધ—એ ઉપર કહેલા છ દિવ્ય ગુણવાળા પરમચેતનનાં મૂર્તરૂપો મનાય છે. ચેતન, તેની શક્તિ અને તેના ગુણો મૂર્તરૂપ ધારણ કરે છે એવું આ ભાગવત મતનું મન્તવ્ય છે ઐતિહાસિક વ્યક્તિઓ લીન થાય તોપણ આ નિત્યસિદ્ધ ચતુશ્યા દેવનાં દિવ્ય વિગ્રહો સુધાસૃષ્ટિમાં વિદ્યમાન રહે છે. આ ધાર્મિક મન્તવ્ય વડે ભાગવત સંપ્રદાયનું તાત્ત્વિક દર્શન સાંપ્રદાયિક વલણવાળું રહે છે, જ્યારે શૈવમતનું તત્ત્વોને લગતું સંજ્ઞા પ્રકરણ સંકુચિત ભાવવાળું રહેતું નથી શિવ એટલે પ્રકાશ; શક્તિ એટલે આત્મપરામર્શ કરનારો અનુસન્ધ વિગેરે વિવરણ શૈવોના તાત્ત્વિક ભાવોને માનુષી ભાવનામાં (Anthropomorphic) ગુંચવતું નથી, જ્યારે વૈષ્ણવ મત તેની માનુષી ભાવનામા તત્ત્વ દર્શનને ગુચવે છે

બીજું આ વ્યૂહોની મૂર્તભાવનાની પીઠમા, વાસુદેવમાં પરમાત્મભાવના, સંકર્ષણમા જીવભાવના, પ્રદ્યુમ્નમાં મનની ભાવના અને અનિરુદ્ધમા અહંકારની ભાવના પ્રાચીન નારાયણીય આખ્યાનમા છે તે સંહિતામાથી ધીમે ધીમે લોપ પામેલી જણાય છે, તે ઉપરથી એવું પણ અનુમાન જાય છે કે જેમ રીતે શૈવોની શિવ, શક્તિ, સદાશિવ, ઈશ્વર, શુદ્ધ વિદ્યા—એ તત્ત્વદર્શક પરિભાષા છે, તેવી રીતે પાંચરાત્રોની પણ શુદ્ધચૈતન્ય, તેની શક્તિ, તેના ત્રણ ગુણોના ઉન્મેષના વ્યૂહોની વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ વિગેરે પરિભાષા છે, અને તે શ્રીકૃષ્ણના અવતાર પૂર્વભાવી હશે અને તે તે દેવોની ગુણમયી ભાવનાને તે તે વ્યક્તિઓમા ભક્તિવડે અભેદભાવે માનવાની પ્રથા ચાલી હશે. પુરાણોમા એવી પણ વાત આવે છે કે શ્રીકૃષ્ણ વિગેરે પોતાની કુલ દેવતાની ઈષ્ટ મૂર્તિઓ પૂજામા રાખતા હતા. પાછળથી ભક્ત અને ભજનીય વસ્તુના તાદાત્મ્યભાવવડે તે તે નામો વ્યક્તિવાચક સમજવા લાગ્યાં, અને તેમાં રહેલું જાતિવાચકપણું લોપ પામ્યું આમ જાતિભાવ

માથી વ્યક્તિભાવમા અને વ્યક્તિભાવમાથી જાતિભાવમા શબ્દોની ગતિ આ ગતિ હિંદુઓના ધર્મમા એવી તો પ્રસરી છે કે પરધર્મીઓને મૂર્તિની પીઠમા તત્ત્વભાવના હિંદુઓ માને છે તે વાત માનવી આશ્ચર્ય જેવી થઈ પડે છે પરંતુ પરમેશ્વરની યાહુદી ભાવનાનુ મૂર્તરૂપ ઐતિહાસિક ક્રિસ્તમા જેવી રીતે વ્યક્તિરૂપે અને વિભુરૂપે સમજવામા આપણને ક્રીસ્તી ધર્મના મર્મ ઉકેલવાનુ કષ્ટ પડે છે, તેમ વાસુદેવાદિ તત્ત્વભાવનાને ઐતિહાસિક શ્રીકૃષ્ણ વિગેરે મૂર્તિથી પરપ્રદેશમા લઈ જવામા પરધર્મીઓએ કઈ ઉદાર-ભાવે સમજણ મેળવવી જરૂરની છે મનુષ્યની વાણી તત્ત્વના ભાનનો સ્ફોટ કરવામા વ્યક્તિપરવશ થાય એ વાણીનુજ મર્યાદિત સામર્થ્ય સૂચવે છે આપણે તુટક ખન્ડતા વાણીજ (વૈખરી) બોલીએ છીએ, અને તત્ત્વની ભાવના આપણી પશ્યન્તી ભૂમિકામા હોય છે આથી પશ્યન્તી વાણીના ભાવ વૈખરી વડે દર્શાવવામા આપણે મૂર્તિ અથવા આકૃતિને આલમ્બનરૂપે લઇએ છીએ

પ્રસ્તુત વિષય ઉપર ઉતરતા આ ચાર વ્યૂહો, જે ખરી રીતે દિવ્ય પડ્ગુણોનો ચેતનમા પ્રકટ થવાનો ગર્ભ જણાવે છે તે પુન ત્રણ પેટા વ્યૂહમા આવી જાય છે વાસુદેવ વ્યૂહમાથી કેશવ, નારાયણ અને માધવ–એવા ત્રણ વ્યૂહ જાગે છે સંકર્ષણ વ્યૂહમાથી ગોવિંદ, વિષ્ણુ અને મધુસૂદન, પ્રદ્યુમ્ન વ્યૂહમાથી ત્રિવિક્રમ, વામન, શ્રીધર અને અનિરુદ્ધમાથી હૃષીકેશ, પદ્મનાભ અને દામોદર–એવા પેટા વ્યૂહો પ્રકટે છે આ બાર પેટા વ્યૂહો તે બાર માસના બાર આદિત્ય અથવા સૂર્યના શક્તિ ચક્રને સૂચવનારા નામો છે આ બારે પેટા વ્યૂહની મૂર્તિઓ, રગો, આયુધો વિગેરેને માનુષી ભાવના વડે પાચરાત્રો ચિતરે છે

પદ્મતંત્રમા વર્ણવ્યુ છે કે આ બાર ઉપરાત મૂલ ચતુર્વ્યૂહમાથી બીજા બાર પ્રકાશમય સ્વરૂપો જાગે છે જેમ એક દીવામાથી અનેક દીવા થાય તેમ બાર અવાતર વ્યૂહો અને બાર વિદ્યેશ્વરો મળી મૂર્તિની ચક્રચોવીસમૂર્તિમય બને છે

મૂલ ચતુરાત્માના વ્યૂહોના, તેના અવાતર વ્યૂહોના અને વિદ્યેશ્વરોના સુધાસૃષ્ટિમા વિભવો અથવા અવતારો થાય છે, અને તે વિભવો અમુક અમુક ગુણો અથવા શક્તિઓનો પ્રસાર કરવા મિશ્રસૃષ્ટિ અથવા ભૂતસૃષ્ટિ પર્યંત ઉતરે છે.

જેમ શૈવ મતમાં મંત્રમાહેશ્વરો, મન્ત્રેશ્વરો અને મન્ત્રો એવી સંજ્ઞાના શુદ્ધ અધ્વાના અભિમાનીઓ સ્વીકારવામાં આવે છે તેમ આ વૈષ્ણવ માર્ગમાં વિભવો અને અવતારોમાં વિષ્ણુની શક્તિ અને ગુણોનું અવતરણ થાય છે, અને તે નીચેની પ્રજાના ઉદ્ધાર અર્થે થાય છે, એવું માનવામાં આવે છે.

આ ચતુરાત્મ વ્યૂહો, અવાંતર વ્યૂહો, વિભવો અને અવતારો, જે આકાશમાં પ્રકટ થાય છે, તે આકાશ પણ સુધાસૃષ્ટિનું હોય છે, અને તે ભૂતાકાશથી જુદા ગુણધર્મવાળું હોય છે. આ "પરમવ્યોમ"ને વૈકુંઠ સંજ્ઞા આપવામાં આવે છે, અને પૌરાણિકનું સ્વર્ગ, અને શૈવોના કૈલાસ જેવું આ સ્થાન માનવામાં આવે છે.

આ પરમવ્યોમ અથવા વૈકુંઠ અને તેમાં પ્રકટ થયેલા વ્યૂહો, અવાંતર વ્યૂહો વિગેરે બ્રહ્માંડના અંડકટાહથી પર હોય છે, તેથી મહાપ્રલયકાળે તે સંકોચ પામી નારાયણી શક્તિમાં લીન થાય છે.

આ સુધાસૃષ્ટિનાં વ્યતિકરો પ્રકટ કરનાર દ્રવ્યને સુધાસત્વ કહે છે આ દ્રવ્ય ભવિષ્યમાં થનાર સત્વ, રજસ્ અને તમસથી ઘડાયેલા પ્રકૃતિ દ્રવ્યનું બનેલું નથી, પરંતુ એક ભિન્ન જાતિનું દ્રવ્ય છે. જેમાં ઉત્પન્ન થતા વ્યતિકરો વાસુદેવના કેટલાક નિત્યવિભૂતિ રૂપ હોય છે, અને કેટલાક લીલા વિભૂતિરૂપ હોય છે. આ અપ્રાકૃતદ્રવ્ય અથવા સુધાદ્રવ્ય જ્ઞાન અને બળ નામના ગુણોનું પ્રમારણ કરનાર સૂક્ષ્મપ્રભાના મંડલ જેવું હોય છે.

આ સુધાદ્રવ્યમાં વાસુદેવની બે પ્રકારની મૂર્તિ હોય છેઃ એક નિત્યોદિત એટલે અખંડ કાયમ રહેનારી, અને બીજી શાંતોદિત એટલે શાંત થાય અને ઉદય પામે તેવી. શાંતોદિત મૂર્તિ તે વ્યૂહ વાસુદેવની અને નિત્યોદિત મૂર્તિ તે પરવાસુદેવની એવો ભેદ સમજાવવામાં આવે છે.

પરવાસુદેવ શ્રી સહિત હોય છે. વ્યૂહવાસુદેવ શ્રી, તથા ભૂમિ અથવા ત્રણ, આઠ અથવા બાર શક્તિ સહિત હોય છે. ઘણે ભાગે શ્રી, ભૂમિ અને નીલા—એ ત્રણ સંજ્ઞાવાળી શક્તિઓ ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા સંજ્ઞાવાળી માહેશ્વર મતની શક્તિઓના બીજાં નામ છે. શ્રી, ભદ્ર અથવા કલ્યાણભાવને પ્રસારનાર છે; ભૂમિ પ્રભાવને પ્રકટ કરે છે, અને નીલા એ

સૂર્ય, ચંદ્ર અને અગ્નિ—એ ત્રણ જ્યોતિર્મંડલની જનક થાય છે શ્રી શક્તિ પુન યોગ, ભોગ અને વીરત્વને પ્રકટ કરનારી પણ ગણાય છે

કીર્તિ, શ્રી, વિજયા, શ્રદ્ધા, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા—આઠ વીરશક્તિઓ છે લક્ષ્મી, પુષ્ટિ, દયા, નિદ્રા, ક્ષમા, કાન્તિ, સરસ્વતી, ધૃતિ, મૈત્રી, રતિ, તુષ્ટિ, મતિ—આ બાર શક્તિઓ તે તે અવતારોમા પ્રકટ થાય છે

વાસુદેવના વ્યૂહ, અવતાર, વિભવ અને તેની અર્ચા કરવા યોગ્ય મૂર્તિઓ ઉપરાંત આ વૈકુંઠમા નિત્ય અને સૂરિ નામના દિવ્ય અભિમાનીઓ હોય છે આ દૈવી અભિમાનીઓ મુક્ત જીવો કરતા ચઢીઆતા હોય છે, કારણ તેમને કદાપિ સંસાર બંધનોનો સ્પર્શ થયેલો હોતો નથી અને તેઓ આધિકારિક પદ ઉપર હોય છે આ અભિમાનીઓના અનન્તનામ પાડવામા આવ્યા છે પ્રભુની આજ્ઞાથી નિત્ય અથવા સૂરિઓ ભૂલોકમા અવતરે છે

વૈકુંઠ લોકના છેલ્લા વર્ગના વસનારાને મુક્ત જીવ કહે છે તેમનુ સ્વરૂપ અણુમાત્ર હોય છે, અને જ્ઞાન અને આનંદથી ભરપૂર હોય છે, અને ત્રસરેણુ પ્રમાણવાળા કિરણધારી તેઓ હોય છે આ ઉપરથી મુક્તજીવો પ્રાકૃત દેહ વિનાના હોય છે જીના અમુક જાતનો દેહ તો તેમને વળગેલો સુધાલોકમા હોય છે

પાછળના વિશિષ્ટ અદ્વૈતમા એવુ માન્યુ છે કે આ નિત્ય અને ભોગયુક્ત મુક્ત જીવો ઉપરાંત કેવલ મુક્તો આલોકમા હોય છે, જેઓ વિધવા જેવા કોઈ ખૂણે વૈકુંઠમા રહે છે

## શુદ્ધાશુદ્ધ સૃષ્ટિ.

ભૂતિશક્તિનો બીજો વ્યાપાર શુદ્ધાશુદ્ધ વર્ગની ભૂમિકામા હોય છે તેમા કૂટસ્થ પુરુષ અને માયાશક્તિના પરિણામો હોય છે આ કૂટસ્થ પુરુષની ભાવના શાંકર વેદાન્તના કૂટસ્થસાક્ષી પુરુષ કરતા જુદા પ્રકારની છે અનાદિ વાસનાથી રંગાએલા અભિમાનીઓનો મધપૂડા જેવો વ્યૂહ તે ભાગ ચેતોનો કૂટસ્થ પુરુષ છે બદ્ધ જીવોના સ્થૂલ શરીર વિનાની નિવાસ ભૂમિ તે આ કૂટસ્થ પુરુષ છે તે પુરુષ પોતે શુદ્ધ છે છતા અશુદ્ધ જીવોને આશ્રય

સ્થાન આપે છે. આ કૂટસ્થ પુરુષ અને માયાશક્તિ પ્રદ્યુમ્નવ્યૂહમાંથી પ્રકટ થાય છે. પુરુષસૂક્તની રૂપકવાળી ભાવનાને અનુસાર બ્રાહ્મણ અને બ્રાહ્મણી, ક્ષત્રિય-ક્ષત્રિયાણી, વૈશ્ય-વૈશ્યા, અને શૂદ્ર-શૂદ્રાણીનાં જોડકાવાળાં આઠ મનુઓ પ્રકટ થાય છે, અને તે અશુદ્ધ સૃષ્ટિના જન્ય પ્રાણીઓના સમષ્ટિરૂપ પિતામહ અને પિતામહી હોય છે. આ મનુઓજ પિતૃઓ, દેવર્ષિ, મનુષ્યો વિગેરે જાતિના ઉત્પાદક હોય છે.

માયાશક્તિ જેના બીજા નામ મૂલ પ્રકૃતિ, વિદ્યાશક્તિ, વિગેરે છે તે સાંખ્યશાસ્ત્રની પ્રકૃતિ કરતા જૂદા પ્રકારની છે. જ્યારે સાંખ્યશાસ્ત્રની પ્રકૃતિ અથવા આગળ ઉપર કહેવામાં આવશે તે અશુદ્ધ માર્ગની સૃષ્ટિનો આરંભ કરનારી પ્રકૃતિ સત્ત્વાદિ ત્રણ ગુણો વડે ઘડાયેલી છે, ત્યારે આ માયાશક્તિ, કાળ, નિયતિ, અને ગુણ એ ત્રણથી ઘડાયેલી હોય છે.

કૂટસ્થ પુરુષ અને માયાશક્તિનો ઉદય થયા પછી તેનાં પરિણામોનો પ્રવાહ અનિરુદ્ધ વ્યૂહના તાબામા જાય છે. ત્યાં માયાનું પૃથક્કરણ થઈ શક્તિ, નિયતિ, કાલ, સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ગુણોનો ઉદય થાય છે. આ તત્ત્વપ્રવાહમા પ્રજાના પ્રવાહના પ્રવર્તક મનુઓ પડે છે.

માયા, નિયતિ, અને કાલ-આ ત્રણ ભાગવત તત્ત્વો પાચરાત્રોનાં જૂનાં છે, અને તેમા માહેશ્વરોએ વિદ્યા, કલા અને રાગ ઉમેરી ૭ કંચુકોની ભાવના ઉભી કરી જણાય છે. તે ત્રણ તત્ત્વોને મહાલક્ષ્મી, મહાવિદ્યા અને મહાકાળી એ સપ્તાવડે લક્ષ્મીતન્ત્રમા જણાવવામા આવે છે. માયા અને પ્રકૃતિનો ભેદ ઉપર દર્શાવ્યો છે.

નિયતિ શક્તિ ભવિષ્યમા થનાર પ્રાણીના જ્ઞાન, તેનુ રૂપ, તેની યોનિ-સ્થાન, તેના કર્મનો વેગ, અને તેના સ્વભાવનુ સ્વરૂપ મર્યાદિત કરે છે. આ લક્ષણવડે વૈષ્ણવોની નિયતિ શક્તિમા શૈવોની વિદ્યા, રાગ, અને કલા-એ ત્રણનો અંતર્ભાવ થાય છે. તેમા વૈશેષિકોની દિગ્ભાવના પણ અંતર્ગત થાય છે.

કાલ તત્ત્વ નિયતિ શક્તિમાથી જાગે છે, અને તે પ્રાણી પદાર્થોને પ્રવાહમાં ધક્કે મારી ચલાવે છે. કાલતત્ત્વ અખંડ અને સખંડ એમ બે પ્રકારનું છે. તેમા અખંડ કાલતત્ત્વ તે કારણદ્રવ્યમાં વિપાકજનક અંતર્ગત

સામર્થ્ય છે અને તે નિયતિનું વ્યક્તરૂપ છે, અને ખંડકાલ ક્ષણ, લવ, ત્રુટિ વિગેરેથી પ્રકટ થતો તે પ્રાકૃત વ્યતિકરો પછી ઉદય થાય છે. પરમેશ્વરના વ્યૂહમાં રહેલું કાલતત્ત્વ, મધ્ય સૃષ્ટિમાં રહેલું કાલતત્ત્વ અને આપણી સ્થૂલ સૃષ્ટિમાં પ્રકટ થતું કાલતત્ત્વ ત્રણ રૂપમાં હોય છે. પ્રથમ ભૂમિકામાં કાલતત્ત્વ-એ અખંડ વર્તમાન ક્ષણ છે; બીજી ભૂમિકામાં તત્ત્વોનો વિપાક કરી કાર્યોને ઉદય કરનારૂં અંતર્યામી સ્વરૂપ છે; અને ત્રીજી ભૂમિકામાં ભૂત, વર્તમાન અને ભાવિ એવા ત્રણરૂપમાં જણાતું ખંડરૂપ છે. પ્રથમને મહાકાલ કહીએ, બીજાને નિયતિ અથવા તત્ત્વપરિણામોનો નિયામક કાલ કહીએ, અને ત્રીજાને ભૌતિક કાલ કહીએ

નિયતિજન્યકાલમાથી અનિરુદ્ધવ્યૂહ ત્રણ ગુણો સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને પ્રકટ કરે છે, અને તેમાંથી વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્ર રૂપ પુરુષોનાં અને લક્ષ્મી, સરસ્વતી અને ગૌરી રૂપ શક્તિના વિગ્રહો પ્રકટે છે આ ત્રણ પુરુષ અને શક્તિઓને ધારણ કરનાર અવ્યક્ત દ્રવ્યને પ્રસૂતિકોશ કહે છે.

આ ત્રણ ગુણોના બીજકોમાથી અવ્યક્ત નામની મૂલ પ્રકૃતિ અથવા પ્રસૂતિકોશ અથવા ગર્ભસ્થાન ઉત્પન્ન થાય છે. આ પ્રસૂતિકોશના અવ્યક્ત, તમસ્, ગુણસામ્ય, અવિદ્યા, સ્વભાવ, અક્ષર, યોનિ, અયોનિ, ગુણમય યોનિ વિગેરે અન્વર્થ નામો આપવામા આવે છે

## ભૂતસૃષ્ટિ અથવા અશુદ્ધસૃષ્ટિ.

મનુઓ અથવા મનુષ્ય પ્રજાના આદિ મિથુનો ક્રમશ શુદ્ધાશુદ્ધ સૃષ્ટિમાંથી કૂટસ્થ પુરુષમાથી પૃથક્ પડી તત્ત્વોમા ઉતરતા ઉતરતા અવ્યક્ત ગુણમયી અંધારી યોનિમાં આવે છે, અને ત્યાર પછીનો સૃષ્ટિનો ક્રમ સાખ્ય શાસ્ત્રને અનુસરતો છે, તેથી પુન. વર્ણન કરવા યોગ્ય નથી.

માત્ર એટલું વિશેષ જણાવવાનુ કે પાચરાત્ર સિદ્ધાન્તમા મૂલ પ્રકૃતિના પ્રથમ વિકાર મહતમાં બુદ્ધિ, પ્રાણ, અને ભૌતિક કાળનો સમાવેશ થાય છે. સાખ્યશાસ્ત્રમા બુદ્ધિ, અહંકાર અને મન-એ ત્રણ કરણોનો સંવાદી વ્યાપાર તે પ્રાણ છે, અને તે સ્વતંત્ર તત્ત્વ નથી. પાચરાત્ર સિદ્ધાન્તમાં તે

મહત્ તત્ત્વમાંથી પ્રકટ થાય છે. વળી આપણા અનુભવમાં આવતો કાલ બાહ્ય અર્થ નથી, પરંતુ મહત્ અથવા વિદ્યાનું મૂલ કારણ અથવા ઇન્દ્રિયોનો વ્યાપાર છે એટલે તે અન્તઃસ્થ વસ્તુ છે—એ ભાવના પાંચરાત્રીઓની, Kantની તત્ત્વવિદ્યાના ઉદય પહેલાંની, ઘણી પ્રાચીન છે એ જોઈ આશ્ચર્ય થાય છે. આ મહત્ તત્ત્વને વૈષ્ણવ તંત્રમાં પદ્મનું રૂપ આપવામાં આવે છે. પ્રસવકોશ ઉપર વ્યક્ત થયેલું પ્રાણસ્પંદવાળું અધિકરણ તે પદ્મ, તેમા વ્યાપાર કરનારી સ્ત્રીનું રૂપ તે બુદ્ધિ અને પુરુષનું રૂપ તે પુરુષચેતન આ ત્રણેનો આ તત્ત્વમા સમાસ થયેલો હોવાથી તે તત્ત્વને **મહત્*** કહે છે, અને ભગવદ્‌ગીતામા ભગવાનની તે ભૌતિક યોનિ કહેવામા આવે છે.

કાઠક ઉપનિષદ્‌મા વર્ણન થયેલા જ્ઞાનાત્મા, મહાન્ આત્મા અને શાંતઆત્મા—એ ત્રણમા કેવલ બુદ્ધિ ઉપરાંત મહાન્ આત્મામાં ચઢીઆતા ધર્મો રહ્યા છે એવુ સમજાવવામા આવ્યુ છે. પરંતુ સાંખ્યશાસ્ત્રમા મહત્ એટલે બુદ્ધિ—એવો અર્થ દાખલ થવામા ઉપનિષદ્‌કાલના પ્રાણતત્ત્વનો એકદમ લોપ શી રીતે થયો તે સમજાતું ન હતું તે આ પાંચરાત્ર સિદ્ધાન્તમાથી સ્પષ્ટ થાય છે મહત્‌ના પર્યાય શબ્દો અહિર્બુધ્ન્ય સંહિતામા આ પ્રમાણે છે—

વિધા, ગૌ, યુવતિ ( અવની ), બ્રાહ્મી, વધૂ, વૃદ્ધિ, મતિ, મધુ, અખ્યાતિ, ઈશ્વર, પ્રાજ્ઞ, વિદ્યા, ત્રયી.

આ યાદીમા ગૌ, યુવતિ ( અવની ), બ્રાહ્મી, વધૂ, વૃદ્ધિ અને મધુ એ ફળ ધારણ કરનારી પ્રકૃતિના વાચક છે

મતિ, વિદ્યા, ત્રયી—એ બુદ્ધિવાચક છે

અખ્યાતિ, પ્રાજ્ઞ, ઈશ્વર—એ ઉપનિષદ્ શાસ્ત્રના અવ્યાકૃત મુખ્ય પ્રાણના વાચક છે.

આ પ્રમાણે "મહત્" મા કાલ, બુદ્ધિ અને પ્રાણ એ ત્રણ તત્ત્વનો સમાસ થાય છે, અને સાંખ્યના કેવળ બુદ્ધિવાચક **મહત્** કરતા વધારે વ્યાપક ભાવવાળો છે.

---

* पद्मपुंस्त्रीसमालंभान्महत्त्व तस्य शब्द्यते ॥ (લક્ષ્મીતંત્ર.)
मम योनिर्महद् ब्रह्म । तस्मिन् गर्भं दधाम्यहम् (ભગવદ્‌ગીતા.)
मणिपद्मेहुम् એ બૌદ્ધમંત્ર પણ આ ભાવની છાયાને વહન કરે છે

આ મહત્‌શબ્દ ઉપનિષદ્‌મા બહુ વપરાયો નથી, પરંતુ તેના મૂલ મહાન્ આત્મા, મહદ્ ભૂતમ્ વિગેરે પદોમા ઉપનિષદોમા આવે છે. વળી "પ્રતિમેવિ વિજ્ઞાન" માતાના ગર્ભમા પ્રથમ પ્રવેશ થવા પામે છે એ બૌદ્ધ દર્શનમા આ મહત્ તત્ત્વમા પ્રાણની અથવા જીવનની ભાવના છે, અને કેવલ બુદ્ધિ એટલે સ્પષ્ટ જ્ઞાનની ભાવનામા તે શબ્દ સમાપ્ત થતો નથી તે આપણને સમજાય છે

---

## જીવનું પ્રાસવ્યપદ.

પરમાસુદેવ સાથે મસારી જીવ તેને પ્રાકૃત પુરુષ સંજ્ઞા આપવામા આવે છે તેનો કેવા પ્રકારનો સબધ છે તે બાબત જોવી જોઇએ તેવી સ્પષ્ટતા નથી નારાયણદેવ પોતાના સુદર્શન અથવા જ્ઞાનચક્ર વડે શક્તિનો ઉદય કરી ચતુરાત્મ વ્યૂહ પ્રકટ કરી, વિભવ, અમતાર રૂપે પ્રકટ થાય છે, અને શુદ્ધ, શુદ્ધાશુદ્ધ અને અશુદ્ધ સૃષ્ટિનો ઉદય કરી સહારક્રમથી પોતામા સકોચી લયની અભિવ્યક્તિ કરે છે. ત્યારે ક્ષીરસાગરમા એક વટપત્ર ઉપર શૂન્ય સત્તાવાળું બાળક પોતાના પાદાગુષ્ઠને ધાવતુ પૂર્ણ યોગનિદ્રામા સુપ્ત હોય તેવી રીતે આ સમસ્ત દૃશ્ય જગત્ તેની અદર લીન થાય છે ખરી રીતે વિનિદ્ર એટલે અખડ જાગતા આ "શૂન્ય" વિષ્ણુબાલ યોગનિદ્રામા ઉંઘતા હોય તેમ પ્રતીત થાય છે તેની કુક્ષિમા અનત જીવો ઉંઘે છે, તેના મસ્તક મડળમા અનત મુક્ત જીવો વસે છે; તેના મધ્ય શરીરમા મુક્તિયોગ્ય જીવો વસે છે, તેના નાભિસ્થાનમા નિત્યબદ્ધ જીવે વસે છે, અને તેના બસ્તિ પ્રદેશમા તમોયોગ્ય બદ્ધ જીવો વસે છે આ સર્વ જીવો "નારા" કહેવાય છે, અને તેને જલ, રસ, વિગેરે સજ્ઞા આપવામા આવે છે આ રૂપકમા પરતત્ત્વ અને જીવતત્ત્વ એ બે કેવલ એક પદાર્થ નથી, પરતુ આશ્રય અને આશ્રિત સબધ વાળા પદાર્થો છે તો પણ આ ચિત્તત્ત્વ અથવા જીવતત્ત્વનો અચિત્ તત્ત્વ અથવા જડજગત્ કરતા વધારે નિકટનો સબધ પરમાત્મા સાથે છે એવુ જણાય છે, કારણકે મમાતા ચેતન યોકો मत्सकोष, स उच्यते

જીવચેતન માટે સંકુચિત રૂપ છે એવુ લક્ષ્મીતન્ત્રનું વચન જડજગત્ કરતા જીવને પરતત્ત્વ સાથે અધિક નિકટ સબંધવાળુ જણાવે છે વળી અહિર્બુ-ધ્ન્ય સંહિતામા કહે છે કે –"અનાદિ અને પરિચ્છેદ વિનાનો ચિદાનન્દમય પુરુષ ભગવન્મય છે "

ભગવાનની આદ્યશક્તિના ભૂતિ અને ક્રિયા એવા બે પ્રકાર વર્ણવ્યા છે તેમા જેમ વાયુવડે અગ્નિની જ્વાળા પ્રવર્તે તેમ ક્રિયાવડે ભૂતિશક્તિ નાના ભેદવાળી વિભૂતિ થાય છે તેમા ઉપર કહેલા ક્રમથી નિવૃત્તિ દ્વારથી ઉત્પન્ન થયેલા જ્ઞાનશક્તિના વિભાગમા પડેલા મનુની માનવી વિભૂતિરૂપ જીવ સંસારી કહેવાય છે તે શાસ્ત્રીય માર્ગનુ સેવન કરી પુન જેવુ માહેશ્વરો જીવને શુદ્ધશિવનું સંકુચિત સ્વરૂપ માને છે, તેવુ ભાગવતો માનતા નથી ગ્રંથિવાળી દોરી અને ગ્રંથિ વિનાની દોરી જેવા જીવ-શિવના સ્વરૂપ માહેશ્વરો માને છે તેઓના અભિપ્રાય પ્રમાણે શિવનુ સર્વકર્તૃત્વ સર્વજ્ઞત્વ, પૂર્ણત્વ, નિત્યત્વ અને વ્યાપકત્વ માયાના પુટમા પડયા પછી કલાવડે અલ્પ કર્તૃત્વ વિદ્યાવડે અલ્પજ્ઞત્વ રાગવડે અપૂર્ણત્વ, કાલવડે અનિત્યત્વ અને નિયતિવડે અણુત્વ બને છે અને આ ભાવોવડે સંકુચિત થયેલી ચેતનશક્તિ તે જીવ, અને અસંકુચિત સ્વભાવનુ ચેતન તે શિવ ભાગવતો માયાકોશમા પડેલા જીવ ચેતનને સર્વાશે અભિન્ન વાસુદેવ સાથે માનતા નથી "જેમ અગ્નિમા મૂકેલુ સુવર્ણ અદર પૃથક્ પ્રકાશે છે તેમ જલમા લગ્ન પુરક મણિ જેવો અદર પૃથક્ ભાસે છે જેમ કૌસ્તુભ ભગવાનના વક્ષઃસ્થલમા સલગ્ન રહે છે તેવો જીવનો બ્રહ્મ સાથે સબધ છે " આવા ભાવના પદ્મતન્ત્રના વાક્યો જીવનો અને પરચેતનનો આત્યતિક તાદાત્મ્ય સબધ માનતા નથી પરતુ સાયુજ્ય પર્યન્ત લઇ જાય છે જેવો ચેતન અને ચૈત્યનો, દેહી અને દેહનો, ભોક્તા અને ભોગ્યનો તન્મયતાનો સબધ છે તેવો પાચરાત્રિકોનો પરવાસુદેવ સાથે જીવનો ભાવ પ્રકર્ષથી પ્રકટ થતો તન્મયતાનો સબધ છે શૈવો જ્ઞાનવડે કલ્પિત સકોચ ગ્રંથિને છેદી જીવને શિવરૂપે પુન ઓળખે છે, તેમ ભાગવતોની પુન ઓળખ એટલે પ્રત્યભિજ્ઞા નથી, પરતુ ભાવના ઉત્કર્ષવડે અત્યન્ત સામીપ્ય સબધ જીવને પ્રભુના શરીરમા મળે છે આ

કારણથી જીવનો પરવાસુદેવસાથે કેવલ અભેદ અથવા તાદાત્મ્ય સંબંધ નથી, પરંતુ ભેદાભેદ અથવા તન્મયતા સબંધ છે ગૈવો અને ભાગવતોમા આ સૂક્ષ્મ વિચારભેદ છે તે ધ્યાનમા રાખવા લાયક છે.

અદ્વૈતવાદનો શબ્દ પ્રયોગ પાચરાત્ર સિદ્ધાન્તમા છે, પરંતુ એ અદ્વૈતવાદ માયાવાદને અનુસરતો નથી, પરંતુ પાયામા દ્વૈતના સત્ત્વ ઉપર રચાયેલો છે આ કારણથી સાત્વત અથવા પાચરાત્ર તંત્ર ભેદાભેદવાળું અથવા વિશિષ્ટ અદ્વૈતવાળુ મનાય છે પાચરાત્ર સંહિતાઓ ઉપરથી તરવાયેલો આ ભાગવત તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત બ્રહ્મસૂત્રની મીમાસાની કસોટીએ શ્રી રામાનુજાચાર્યે પાછળથી ચઢાવ્યો છે, અને તેની મીમાસા વેદાન્ત દર્શનના પ્રકરણમા કરવામા આવશે અત્ર ભાગવત અથવા પાચરાત્ર અથવા સાત્વતતંત્રમા જગત્, જીવ અને પરમેશ્વર સબંધી શા તાત્ત્વિક નિર્ણયો થયા છે તે દર્શાવવામા આવ્યુ છે.

---

## (૫) ભાગવત પુરાણોને અનુસરતું વૈષ્ણવદર્શન.

વિષ્ણુદેવતાના વૈદિકરૂપ સાથે સબંધ કરતી ત્રણ ભાવનાઓ કાલક્રમે ઉદય થઈ હતી (૧) આરણ્યક ગ્રંથોમા આવિર્ભાવને પામેલી નારાયણની, (૨) વાસુદેવ કૃષ્ણની, અને (૩) ગોપાલકૃષ્ણની પહેલી ભાવના ઉપર મહાભારતનુ નારાયણીય આખ્યાન અને પાચરાત્રિઓનુ મૂલતંત્ર બંધાયેલું છે બીજી ભાવના ઉપર પાચરાત્ર સિદ્ધાન્તનુ ચતુર્વ્યૂહ તંત્ર બંધાયેલુ છે. ત્રીજી ભાવનામા આભીરોના ગોપાળ નામના કુલદેવતાનો શ્રી કૃષ્ણમા અભેદારોપ થવાથી ઉત્પન્ન થયેલું વૈષ્ણવત ન ઘડાએલુ છે આ ગોપાળકૃષ્ણને લગતી ત્રીજી ભાવનાને સંપોષ આપનાર ભાગવત પુરાણ છે. પુરાણોના સાહિત્યમાં આ ભાગવત પુરાણ ઘણું ઉંચુ સ્થાન ભોગવે છે તે ગ્રંથ વેદવ્યાસની કૃતિ હોય કે બોપદેવની કૃતિ હોય-ગમે તેની હોય તો પણ તે ગ્રંથમા જ્ઞાન, યોગ ને ભક્તિના અદ્ભુત સમન્વય સાથે ભક્તિના પ્રાધાન્યનુ જે તાત્ત્વિક નિરૂપણ છે તેવુ અન્ય કોઈ ગ્રંથમા નથી, અને તે સાથે પ્રાચીન સર્વ ધામક સાહિત્યની એકવાક્યતા વિષ્ણુપદમા લાવી મુકવાની ચમત્કૃતિ ભાગવતકારે

જેવી કરી છે તેવી અન્ય કોઈ ગ્રંથમા નથી આથી વિષ્ણુનપ્રદાયન શુદ્ધાદ્વૈત મતના પ્રવર્તક શ્રી વલ્લભાચાર્ય તથા બંગાળાના શ્રી ચૈતન્યના સંપ્રદાયનું પ્રમાણ સાહિત્ય જેવુ શ્રીમદ્ ભાગવત છે તેવુ અન્ય નથી ઉપનિષદ, ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્રના પ્રસ્થાનત્રય ઉપર જે શુદ્ધાદ્વૈત મતનુ બંધારણ છે તે મા ા તત્ત્વવિદ્યાની પી' બાંધવા અર્થે છે, ભક્તિમાર્ગની પ્રણાલિકામા તે ગ્રંથો ભાગવત જેવા પ્રમાણભૂત નથી પ્રસ્થાનત્રયી ઉપરનુ વૈષ્ણવાચાર્યોનુ ચિંતન વેદાંતદર્શન અથવા ઉત્તરમીમાંસામા આવશે, પરંતુ ભાગવત પુરાણમા જે ઈશ્વરતત્ત્વ સબંધી વિચારો છે તેનું એકીકરણ અત્ર કરવુ યોગ્ય છે

શ્રીમદ્ ભાગવત પુરાણમા જે તત્ત્વપદ્ધતિ અંતર્ગત છે તેનુ અપૂર્વ પ્રતિપાદન બોપદેવના મુક્તાફળ નામના ગ્રંથમા છે, અને તેનુ વિવરણ હેમાદ્રિએ પોતાની ટીકામા કર્યુ છે

---

### ભજનીય વિષ્ણુ સ્વરૂપ.

મનુષ્ય ચિત્તની ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા શક્તિઓ ઉપર ક્રમશ ભક્તિયોગ, જ્ઞાનયોગ અને કર્મયોગની સાધનપ્રણાલિકાઓ ઈશ્વર પ્રાપ્તિની બધાએલી છે જીવાત્મા પરમાત્માને પ્રાપ્ત કરવા મથે છે તે માત્ર જિજ્ઞાસા તૃપ્તિ અર્થે નહિ, તેમ તેના કર્તૃત્વાદિ અદ્‌ભુત સામર્થ્યની પ્રાપ્તિ અર્થે નહિ, પરંતુ તેનો પરમાત્મા સાથે આધ્યાત્મ સબંધ છે તેથી તે પરમાત્માના સ્વરૂપમા આકર્ષાઈ લીન થવા માગે છે આ પરમેશ્વરના પરનો પ્રેમ જીવોમા વસ્તુત ઈચ્છા શક્તિમા મૂલરૂપે રહેલો હોય છે આત્મા પ્રેમરૂપ છે અથવા આનંદરૂપ છે તેથી તેને પ્રાણીઓ ઝખે છે પરમાત્માના આ સ્વાભાવિક આનંદરૂપના ઉપર શ્રીમદ્ ભાગવતકારે ભાર મુકયો છે

આ પૂર્ણ આનંદમય તત્વ ચૈતન્યવાળુ અને સત્તામય છે પરંતુ જેવી રીતે જ્ઞાન માર્ગમા તેના ચૈતન્ય ઉપર ભાર મૂકવામા આવે છે અને કર્મ માર્ગમા તેની સત્તા ઉપર ભાર મૂકવામા આવે છે તેમ આ મતમા તેના પ્રેમ સ્વરૂપ ઉપર ભાર મૂકવામા આવે છે પરમતત્વ પ્રેમરૂપ છે તેથી પૃથક્ પડેલા પ્રાણી પદાર્થોને પોતામય કરવા તે મથે છે આ સ્વભાવભૂત પ્રેમની

છાલક જેઓ ઝીલી શકે છે અને જેઓ સામો પ્રેમ દર્શાવે છે તેઓ આનંદમય પરમાત્માને સત્વર પ્રાપ્ત કરી શકે છે આ કારણથી શ્રી ભાગવતમા પરવિષ્ણુનુ ભજનીય એટલે આપણી ઈચ્છાશક્તિની સપૂર્ણ સફળતા લાનનાર તત્ત્વરૂપે વર્ણન કરવામા આવ્યુ છે પરતુ ભજનીય વિષ્ણુ તેના માહાત્મ્યના જ્ઞાનવડે અને તેના દિવ્ય ગુણ કર્મ અને જન્મના પ્રભાવના ભાન વડે આપણા ચિત્તમા ગુપ્ત રહેલો છતા વહેલો પ્રગટ થાય છે

આનંદમય પરવિષ્ણુના બે મુખ્યરૂપ હોય છે—(૧) નિરાકાર અને (૨) સાકાર અમર્યાદિત ચૈતન્યવાળુ આનંદમય સ્વરૂપ તે નિરાકાર વિષ્ણુ, અને દ્રવ્ય, ગુણ અને કર્મની સત્તાથી મર્યાદિત થએલુ સ્વરૂપ તે સાકાર વિષ્ણુતત્ત્વ પુન ચાર પ્રકારનુ હોય છે—(૧) રજસ્, તમસ્‌થી મુક્ત સત્વવાળુ જેનુ નામ નારાયણ અથવા પુરુ છે, (૨) સત્તાવાળુ અપર વિષ્ણુનુ (૩) રજસવાળુ બ્રહ્માનુ, અને (૪) તમસવાળુ રૂદ્રનુ એકજ વિષ્ણુ તત્ત્વ પુરુષ, (અપર) વિષ્ણુ બ્રહ્મા અને રૂદ્ર એમ ચાર ભાવમા પ્રગટ થાય છે આ પ્રક્રિયા પાચરાત્રિઓના ચતુર્વ્યૂહ જેવી છે પરતુ પાચરાત્રિઓ જ્યારે પાશુપત અથવા માહેશ્વરની પેઠે સાખ્ય પ્રકૃતિના ઉપરના તત્ત્વજાળ, માયાશક્તિની અને ચિતિશક્તિની શુદ્ધાશુદ્ધ અને શુદ્ધસૃષ્ટિના રચે છે ત્યારે ભાગવત પુરાણ સાખ્ય શાસ્ત્રના ચોવીસ તત્ત્વો અને પચીસમા પુરુષમા છવીસમા પુરુષોત્તમનો ઉમેરો કરી પદાર્થોની સરળ સમજણ આપે છે મૂળ પ્રકૃતિ જે ગુણસામ્યવાળુ તત્વ છે તેમા રહેતા ત્રણ ગુણોનુ લક્ષણ આ પ્રમાણે શ્રી ભોપદેવ આપે છે અગોચર એટલે મનવાણી અને ઇન્દ્રિયોથી ન સમજાય તેવા વિષ્ણુપદને જે ગોચર એટલે અનુભવમા લાવી શકે તે પ્રકૃતિગુણને સત્વ કહે છે અને તે ચૈતન્યની સ્થિતિ અથવા પ્રતિષ્ઠા કરાવે છે ગોચર થએલા વિષ્ણુને બહુરૂપ આપે એટલે ચેતનને વિશ્વાકાર દર્શાવે તે પ્રકૃતિગુણને રજસ કહે છે, અને તે ચૈતન્યની વિશ્વમા ઉત્પત્તિ અથવા સૃષ્ટિ દર્શાવે છે બહુરૂપ થએલા વિષ્ણુસ્વરૂપને જે ઢાકી દે છે તેવા પ્રકૃતિ ગુણને તમસ્ કહે છે તેમા ચૈતન્ય જાણે અધારામા પડ્યુ હોય અથવા મૂર્છા પામ્યુ હોય અથવા સહાર પામ્યુ હોય એમ જણાય છે વળી સત્વ,

મિત્ર અને ઉદાસીન પ્રાણી પદાર્થોમાં તટસ્થતા લાવનાર અને શુદ્ધ દર્શન
કરાવનાર સત્ત્વ છે, ઉપકાર કરવાનું બળ આપનાર રજસ્ છે અને અપકાર
કરવાનો યોગ આપનાર નિમિત્ત તમસ્ છે પુરુષ અથવા નારાયણ જગતની
યોનિ અથવા ઉપાદાન કારણ છે, ત્રણ ગુણ મૂર્તિઓ બ્રહ્મા, વિષ્ણુ અને
રુદ્રની ઉત્પત્તિ સ્થિતિ અને લયમાં નિમિત્ત કારણ છે, અને નિરાકાર વિષ્ણુ
ચૈતન્ય ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો પ્રકટ કરનાર છે

આ ચાર વ્યૂહવાળું સાકાર સ્વરૂપ અને તે સાથે નિરાકાર વિષ્ણુ
સારભૂત તત્ત્વ છે અને તેને નામ, રૂપ, ગુણ, કર્મ, અને જન્મવડે આપણે
સમજી શકીએ છીએ અને તે પાચ ઉપાયોવડે મર્યાદિત દેખાય, પરંતુ તે
મર્યાદામાં અમર્યાદ તત્ત્વનો જ આપણને સ્પર્શ થાય છે જેમ વ્યાપક
સૂર્યને આપણે મર્યાદિત બિંબદ્વારા સમજી જાણીએ છીએ, તેમ નિરાકાર
પદ આપણે સાકાર નામ, રૂપ, ગુણ, કર્મ અને જન્મવાળા પ્રભુથી જાણી
શકીએ છીએ—આ પ્રભુને મેળવવાના વેદજ્ઞાન, ક્રિયા, યોગ, તપ, અને
સમાધિ નામના પાચ માર્ગો છે, જેનો આશ્રય ક્રમશ વૈદિકો, પાચરાત્રો,
સાંખ્ય વિચારકો, તપસ્વીઓ (શૈવ–પાશુપત વિગેરે) અને પાતંજલ યોગીઓ
લે છે ભજનીય વિષ્ણુ સ્વેચ્છાથી ભક્તના અનુગ્રહ અર્થે અને અધર્મીઓના
નિગ્રહ અર્થે નીચેની ભૂમિકામાં ઉતરે છે તે ઉતરવાના ક્રમને અવતાર કહે
છે તે અવતારોના પ્રકાર ચાર છે (૧) કલ્પાવતારો, (૨) મન્વતરાવતારો,
(૩) યુગાવતારો, (૪) સ્વલ્પાવતારો આવા અવતારો શ્રીમદ્ ભાગવતમાં
એકંદર ચાલીસ વર્ણવ્યા છે તેમાં મત્સ્યાદિ દશાવતારોનો સમાસ થાય છે
કલ્પાવતારો અસાધારણ ફેરફાર કરવા પ્રકટ થાય છે, મન્વતરાવતારો તે તે
મન્વતરમાં ઉતરી આવેલા દોષોના નિવારણાર્થે હોય છે, યુગાવતારો તે
યુગના ધર્મના પ્રવર્તક હોય છે અને સ્વલ્પાવતારો અમુક અમુક ગુણોના
ઉન્મેષ અર્થે હોય છે આ સર્વ અવતારોમાં હેમાદ્રિના અભિપ્રાય પ્રમાણે
શ્રીકૃષ્ણનો અવતાર "સર્વાન્તરાય દૂર કરવા અને સર્વકામની સિદ્ધિ કરવા
થયો હતો" ભાવિક વૈષ્ણવો શ્રી કૃષ્ણને વિષ્ણુના પૂર્ણ અવતાર માને છે

———

## ભક્તિ સ્વરૂપ.

આ ભજનીય વિષ્ણુના મૂલ સ્વરૂપ સાથે, અથવા સાકાર સ્વરૂપ સાથે, અથવા અવતાર સ્વરૂપ સાથે "ઉપાય પૂર્વક પ્રીતિ સાથે મનની સ્થિતિ બાંધવી" તેને ભક્તિ કહે છે આ ભક્તિ બે પ્રકારની હોય છે, વિહિત અને અવિહિત આ બને 'સાખાની ભક્તિના' નીચે પ્રમાણે પ્રકારો થાય છે—

ભક્તિ

- વિહિતા
  - મિશ્રા
    - કર્મમિશ્રા
      - સાત્વિકી
        - કર્મક્ષયાર્થી ૧
        - વિષ્ણુ પ્રીત્યર્થી ૨
        - વિધિ સિદ્ધ્યર્થી ૩
      - રાજસી
        - વિષયાર્થી ૪
        - યશાર્થી ૫
        - ઐશ્વર્યાર્થી ૬
      - તામસી
        - હિંસાર્થી ૭
        - દંભાર્થી ૮
        - માત્સર્યાર્થી ૯
    - કર્મજ્ઞાનમિશ્રા
      - ઉત્તમા ૧૦
      - મધ્યમા ૧૧
      - અધમા ૧૨
    - જ્ઞાનમિશ્રા (નિર્ગુણા) ૧૩
  - શુદ્ધા આત્યંતિકી પ્રીતિ ૧૪
- અવિહિતા
  - કામજા જેવી કે ગોપીઓની ૧૫
  - દ્વેષજા જેવી કે ચૈદ્યની ૧૬
  - ભયજા જેવી કે કંસની ૧૭
  - સ્નેહજા જેવી કે યાદવોની. ૧૮

સાધ્ય સાધનના જ્ઞાનવાળી ભક્તિ તે વિહિતા, અને નિદિધ્યાસનવડે વિષ્ણુ સાથે તન્મયતા થવાથી જે ચિત્તની ભગવાનમા સ્થિતિ થવી તે અવિહિતા અવિહિત ભક્તિ શુદ્ધ અવતાર હોય તો કારતાની ન્યારે ભગવાન્ સાથે સબધ થવાથી સફલ થાય છે તેવા અનતાની શરીરોનો સબધ સર્વદા મળે તેવો નિયમ નથી માટે અવિહિત ભક્તિ ગૌણ કોટિની નથી—એ સામાન્ય નિયમ બને છે, પરતુ ભાગવત વિષ્ણુની સ્થૂલ મૂર્તિના અધ્યાસ ચેતનમા કોઇ કોઇ મીરાબાઈ જેવી સ્ત્રીઓ બધાય છે તેથી તે ભક્તિપણ લોકદૃષ્ટિની નિંદા જેવી છતા ભજનીય શુદ્ધ સ્વરૂપને વળગેલી હોવાથી ભાગવતમા વર્ણવવામા આવે છે

આ અઢાર પ્રકારની ભક્તઓમા વિહિતા શુદ્ધ ભક્તિ એ સ્વાભાવિક પ્રેમરૂપ હોવાથી અને તેમા મોક્ષાદિ કોઇપણ પ્રકારના ફલ સબંધની અપેક્ષા નહિ હોવાથી સાધ્યરૂપ છે અને અન્ય સર્વ સાધનરૂપે છે ઉપરના કોષ્ટકમા ૧ થી ૯ સુધીના ભક્તિના પ્રકારો સાધવાના મુખ્યાધિકારી ગૃહસ્થો છે, ૧૦ થી ૧૨ સુધીના મુખ્ય અધિકારી વનીઓ છે, ૧૩ મીના મુખ્ય અધિકારી સન્યાસી છે, અને ૧૪ મીના અધિકારી સર્વ કોઇ છે, એટલે તેમા વર્ણ આશ્રમ જાતિ, ગુણ વિગેરે કશાની જરૂર નથી

સામાન્ય રીતે વૈરાગ્ય પ્રધાન અત કરણવાળા જ્ઞાનયોગના અધિકારી છે, સસારસુખની તીવ્ર કામનાવાળા કર્મયોગના અધિકારી છે, અને અત્યત વૈરાગ્ય નહિ તેમ રાગ પણ નહિ એવા વ્યવહાર–પરમાર્થને અથવા ભોગ–મોક્ષને મેળવવા ઇચ્છનારા ભક્તિમાર્ગના અધિકારી છે

વિષ્ણુમા પ્રેમસબધવડે ચિત્તની સ્થિતિ બાધવાના ભક્તિયોગના ઓગણીસ પ્રકારના ભેદો ગણાવ્યા છે તે સર્વમા ત્રિવર્ગ જેમાં શ્રવણ, **કીર્તન** અને સ્મરણ એ શિખરરૂપ છે ભગવાનના નામ રૂપ ગુણ, કર્મ, જન્મના સબધની અખડાકાર સ્મૃતિ રહેવાથી ભક્ત સર્વ દોષથી રહિત થાય છે

પ્રેમના પાચ મુખ્ય પ્રકાર છે (૧) શાત, (૨) દાસ્ય, (૩) સખ્ય, (૪) વાત્સલ્ય, (૫) માધુર્ય શાતભાવ જ્ઞાની ભક્તનો હોય, દાસ્યભાવમા

ભગવાન્ મોટા અને હુ નાનો—એવા પાયા ઉપર બધાયેલો હોય છે, સખ્યત્વ મૈત્રી ઉપર બધાયેલુ છે, વાત્સલ્ય પિતા-પુત્ર અથવા માતા-પુત્ર સબધ ઉપર બધાયેલુ હોય છે, અને માધુર્ય પતિ-પત્ની અથવા આશક-માશૂકના સબધ ઉપર ઘડાયેલુ હોય છે આ સર્વ ભાવોમા શ્રીમદ્ભાગવતમા માધુર્ય-ભાવ સર્વોત્તમ માન્યો છે

---

ભક્તસ્વરૂપ.

અલકારશાસ્ત્રના નવરસના આલબન રૂપે ભગવાનને લઈ જે પોતાના ચિત્તને વિષ્ણુપદમા સ્થિતિ આપે તે ભક્ત, અને તેના ચિત્તમા અભિવ્યક્ત થતો શ્રવણાદિજન્ય જે આનદનો ચમત્કાર તે ભક્તિરસ

આ ભોક્તાના આર્ત એટલે દુખી, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એવા ચાર વર્ગ પડે છે તેમા ભગવાનના સત્યસ્વરૂપને સર્વાંશ જાણી તે મનોહર પદાર્થ છે એવા અનુભવપૂર્વક ભક્તિ કરે તે જ્ઞાની શ્રી કૃષ્ણ ભગવાન્ “ આ ચારે ઉદાર ભક્તો છે, પરતુ જ્ઞાની તો મારો આત્મા છે ” એવી ઉત્તમતાની મુદ્રા જ્ઞાની ભક્તને આપે છે ભગવાન્ ભક્તિવડે વશ થાય છે, ભક્તો પાસેથી અદામદાની ભાવનાથી તે છેતરાય તેમ નથી આ ભગવાન્ પ્રતિ નૈસર્ગિક પ્રેમથી તણાવામા શુ રહસ્ય છે તે જણાવતા શ્રી પ્રહ્લાદ કહે છે કે—

> नैवात्मनः प्रभुरयं निजलाभपूर्णो
> मानं जनादविदुषः करुणो वृणीते ।
> यद्यज्जनो भगवते विदधीत मानम्
> तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्री ॥

પોતાના નિત્યનિરતિશય આનદરૂપ લાભથી પૂર્ણ ભગવાન્ પોતાના અર્થે અવિદ્વાન્ મનુષ્યના માનની લાલસા રાખતા નથી, પરતુ કરુણ સ્વભાવવાળા હોવાથી તે તે પૂજાનો સત્કાર કરે છે જે જે માન મનુષ્યો ભગ-

વાન્ પ્રતિ દર્શાવે છે તે તે માન તેમના પોતાના આત્માને મળે છે, કારણકે જેમ બિમ્બની શોભા પ્રતિબિમ્બમાં પાછી જણાય છે તેમ ભગવાન્ આપણા સત્યબિમ્બભૂત આત્મા હોવાથી આપણ કે જે પ્રતિબિમ્બ જેવા છીએ તે ભગવદ્ ભક્તિથી વધારે સુંદર દેખાઇએ છીએ.

## પ્રકરણ ૯ મું.

### કર્મ મીમાંસા દર્શન.

स्वं यदस्य देवैरध्ययनु मीमांस्यमेव। धर्मान्न प्रमदितव्यम् ॥

### (૧) મીમાંસાનુ પ્રાચીન રૂપ.

અધિભૂત અને અધિદૈવ દર્શનો પાછલા પ્રકરણોમા આપણે વિચારી ગયા. પરંતુ આ સર્વદર્શનો મૂલવેદમા સમાયેલા વિચારો ઉપર ઘણે ભાગે ઘડાયા છે. માત્ર જૈન અને બૌદ્ધ દર્શનો સ્વતત્ર તર્ક અને સ્વતત્ર આગમ ઉપર બંધાયેલા છે આ વેદરાશિ જે અપૌરુષેય વાઙ્મય છે તેના મુખ્ય પ્રમેયો બે છે. (૧) ધર્મ અથવા યજ્ઞ અને (૨) બ્રહ્મ અથવા વસ્તુતત્ત્વ. વેદમા સમાયેલા યજ્ઞકાડ અથવા કર્મકાડના તાત્પર્યનિર્ણય સારૂ જે દર્શન રચાયું તેને કર્મમીમાસા અથવા પૂર્વમીમાસા કહે છે. વેદમા સમાયેલા જ્ઞાનકાંડ અથવા બ્રહ્મકાડના તાત્પર્ય નિર્ણય સારૂ જે દર્શન રચાયુ તેને બ્રહ્મમીમાસા અથવા ઉત્તરમીમાસા કહે છે. પ્રાચીન ગ્રન્થોના અવલોકન ઉપરથી જણાય છે કે મીમાસા પ્રથમ એક દર્શનરૂપ હતું; જેમા કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણને લગતી મીમાસા હતી બાર અધ્યાયમા કર્મમીમાસા, ચાર અધ્યાયમા ઉપાસના ચિંતન અથવા દેવતામીમાસા અને ચાર અધ્યાયમા બ્રહ્મમીમાસા–મળી વીસ અધ્યાયમા સમગ્ર મીમાસાદર્શન હતું કાળે કરીને દેવતા મીમાસા સંકર્ષણ કાડરૂપે જૂદી પડી અને તેના ઉપર નારદાદિ મહર્ષિઓના ભાષ્ય અથવા વૃત્તિઓ હતી. પરંતુ આ કાડનું સાહિત્ય હાલ સર્વાંશે ઉપ-

લબ્ધ થતુ નથી આગમગ્રન્થોમા અને મત્રશાસ્ત્રમા મીમાસાના કેટલાક ખડોનુ જ્ઞાન સમાયેલુ છે

બાર અધ્યાયની કર્મમીમાસા શ્રી જૈમિનિએ રચી અને ચાર અધ્યાયની બ્રહ્મમીમાસા શ્રી બાદરાયણ મુનિએ રચી એવુ પરપરાગત મતવ્ય છે વેદરાશિ મત્રસહિતા અને બ્રાહ્મણરૂપમા ઘડાયા પછી તથા કલ્પસૂત્રોના ઉદય પછી વેદની યજ્ઞક્રિયા ભૂતકાળની સ્મૃતિરૂપ થવાના સધિએ તે યજ્ઞક્રિયા શી રીતે કરવી, અને વેદના તાત્પર્યનો નિર્ણય શી રીતે કરવો—આ પ્રશ્નના નિર્ણય અર્થે મીમાસાદર્શન ઉત્પન્ન થયુ જણાય છે જેવી રીતે બ્રહ્મકાડમા ઉપનિષદ એટલે નાની બેઠકમા રહસ્યનો બોધ ગુરુ શિષ્યને આપતા, તેમ યજ્ઞકાડમા પરિષદ એટલે યજ્ઞસભામા મીમાસકની આવશ્યકતા હતી હાલના મીમાસાસૂત્રનુ બધારણ જોતા સમજાય છે કે પરિષદ્‌મા વિષય એટલે તકરારી મુદ્દો, તેને લગતો સદેહ, તે સબધી પૂર્વપક્ષ તે સબધી ઉત્તરપક્ષ, અને નિર્ણય અથવા સિદ્ધાન્ત—એમ પાચ વર્ગમા યજ્ઞવિષયની ચર્ચા થતી હતી આ પાચ વિભાગને પચાગી અધિકરણ કહેવામા આવતુ આવા અધિકરણો માધવાચાર્યના અભિપ્રાય પ્રમાણે કર્મમીમાસા સૂત્રમા લગભગ ૯૧૫ છે અને તેના સાઠ પાદ છે એકદર સૂત્રો ૨૬૫૨ અને બીજી ગણત્રી પ્રમાણે ૨૭૪૨ થાય છે આ કર્મમીમાસા સૂત્રમા બાદરિ, આત્રેય બાદરાયણ વિગેરે મીમાસકના નામ આવે છે, તેવી રીતે બ્રહ્મમીમાસા સૂત્રમા પણ તે નામો જૈમિનિ ઉપરાત આવે છે બન્ને મીમાસાદર્શનમા એકદર અગીઆર મીમાસકોના નામ

---

*સર્વમતસગ્રહ નામના ગ્રથ ઉપરથી જણાયછે કે આ મન્ત્રકાડની મીમાસા ચાર અધ્યાયની હતી તેના સૂત્રકાર વ્યાસ અને ભાષ્યકાર સકર્ષ હતા તે મીમાસાના પહેલા અધ્યાયમા સર્વ વિધાનુ તાત્પર્ય દેવતાતત્ત્વના પ્રતિપાદનમા છે એવુ વર્ણન છે બીજા અધ્યાયમા વેદવાક્યોના વિધિ અર્થવાદ વિગેરેનુ તાત્પર્ય મત્રદેવતાના પરિપોષણમા છે એમ દર્શાવ્યુ છે ત્રીજામા દેવતા તત્ત્વ સ્વેચ્છાથી શરીર ધારણ કરી શકે છે તેનામા અનેક ગુણો હોય છે વિગેરે પ્રતિપાદન કરે ચોથામા તે તે દેવતાના પ્રસાદથી તે તે લોકના વિષય વિભૂષણ ઐશ્વર્ય આનદ વિગેરે ઉપાસનાના ફ્લનુ વર્ણન છે આ પ્રમાણે મધ્યમ મીમાસા સર્વ દેવતારૂપ હરિના સ્વરૂપમા ગુથાયેલી છે આ ગ્રથ ઉપલબ્ધ નથી

આવે છે:-(૧) જૈમિનિ, (૨) બાદરાયણ, (૩) બાદરિ, * (૪) આશ્મરથ્ય, (૫) આત્રેય (૬) કાર્ષ્ણાજિનિ, (૭) ઔડુલોમિ, (૮) કાશકૃત્સ્ન, (૯) ઐતિશાયન, (૧૦) લાબુકાયન, (૧૧) કામુકાયન. પહેલા બેનો નિર્દેશ બન્ને મીમાંસામાં આવે છે; સાતમા આઠમાનો બ્રહ્મસૂત્રમાંજ આવે છે; નવ, દશ અને અગિયારનો નિર્દેશ કર્મમીમાંસામાંજ આવે છે.

### કર્મમીમાંસા સૂત્રના રચનાર જૈમિનિ.

૭ આસ્તિક દર્શનોના સૂત્રોમાં કર્મમીમાંસા સૂત્રો ઘણાં પ્રાચીન જણાય છે. યોગસૂત્ર કરતાં પણ તે જૂનાં જણાય છે. આ સૂત્રોના ગ્રથન કરનાર આચાર્ય જૈમિનિ ગણાય છે. આ જૈમિનિ ગોત્રનામ છે કે વિશેષ નામ છે તે ચોક્કસ રીતે કહી શકાય તેમ નથી. સાંપ્રદાયિક મંતવ્ય એવું છે કે પરાશરના સત્યવતીથી ઉત્પન્ન થયેલા પુત્ર વેદવ્યાસે મૂલવેદને ચાર સંહિતા રૂપમાં ગોઠવ્યો, અને તેમણે સામવેદની સંહિતા જૈમિનિને ભણાવી. આ ઉપરથી વેદવ્યાસ જૈમિનિના ગુરુ થાય. સામાન્ય મંતવ્ય વેદવ્યાસ અને બાદરાયણ (બ્રહ્મસૂત્રકાર)ને એકજ વ્યક્તિરૂપે સ્થાપે છે, પરંતુ તે મંતવ્ય ખરૂં જણાતું નથી. સામવિધાન બ્રાહ્મણમાં ગુરુપરંપરા આ પ્રમાણે આપી છે—

"આ પ્રજાપતિને લગતો વિધિ છે તે વિધિનું જ્ઞાન પ્રજાપતિએ બૃહસ્પતિને આપ્યું, બૃહસ્પતિએ નારદને આપ્યું; નારદે વિષ્વક્સેનને આપ્યું; વિષ્વક્સેને પરાશરપુત્ર વ્યાસને આપ્યું; પરાશરપુત્ર વ્યાસે જૈમિનિને આપ્યું; જૈમિનિએ પૌષ્પિંડ્યને આપ્યું, પૌષ્પિંડ્યે પરાશર વંશના (પારાશર્યાયણ) પુરુષને આપ્યું, પારાશર્યાયણે બાદરાયણને આપ્યું, બાદરાયણે તાડિ-શાટ્યાયનિને આપ્યું, અને તાડિ-શાટ્યાયનિએ બીજા ઘણાને આપ્યું."

આ વાક્ય છાંદોગ્ય ઉપનિષદ્ જેમાં અંતર્ગત થયું છે તે બ્રાહ્મણ ગ્રંથનું છે અને તે મીમાંસા સૂત્રનું પૂર્વ ભાવી છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પારાશર્ય વ્યાસ (વેદવ્યાસ) અને બાદરાયણ વ્યાસ ભિન્ન વ્યક્તિઓ હતી અને પારાશર્યવ્યાસ (વેદવ્યાસ)ના શિષ્ય જૈમિનિ ખરા

---

* જુઓ Jaimini and Badarayana—Indian Antiquary May 1921.

પરંતુ બાદરાયણ વ્યાસના તે જૈમિનિ પરાત્પર ગુરુ હતા કદાચ તેઓ સમકાલીન હોય અને તેથી બન્ને સૂત્રોમા પરસ્પરના અભિપ્રાયો દર્શાવવામા આવ્યા હોય બ્રહ્મસૂત્રમા ઘણે ભાગે બાદરાયણ મધ્ય માર્ગ પકડે છે, અને તેઓ ઘણું કરી જૈમિનિ અને બાદરિ–એ બેની વચ્ચેનો માર્ગ સ્વીકારતા જણાય છે શ્રી શંકરાચાર્ય પોતે બાદરાયણ અને વેદવ્યાસ એક છે એવો સ્પષ્ટ ઉલ્લેખ કરતા નથી, પરંતુ બ્ર સૂ ૧–૩–૨૯ મા "વેદવ્યાસ આવુ સ્મરણ કરે છે"–એમ કહી બાદરાયણ સૂત્રના અર્થના સમર્થનમા વેદવ્યાસનુ વાક્ય વદે છે તે ઉપરથી તે બે ભિન્ન વ્યક્તિઓ હતી એમ માનતા જણાય છે સુરેશ્વરાચાર્યની નૈષ્કર્મ્યસિદ્ધિ ઉપરથી વિલક્ષણ પ્રકાશ પડે છે કે કર્મમીમાસા અને બ્રહ્મમીમાસાના કર્તા એકજ જૈમિનિ હતા.*

જૈમિનિના શ્રૌત સૂત્ર અને ગૃહ્યસૂત્રો પણ છે જૈમિનિશાખાના સામવેદ સહિતા અને બ્રાહ્મણ છે આ ઉપરથી સમજાય છે કે એકજ જૈમિનિ નહિ પણ અનેક જૈમિનિ થઈ ગયા છે ઘણું કરી જૈમિનિ નામના વેદઋષિ અને જૈમિનિ મીમાસક ભિન્ન હશે કર્મમીમાસા સૂત્રો ઇ સ. ના ૨૦૦ અરસામા ઘડાયા લાગે છે મહાભારતમા તે સૂત્રોનો ઉલ્લેખ નથી જોકે જૈમિનિનો ઋષિ તરિકે ઉલ્લેખ છે

## (૩) કર્મમીમાંસાનું સાહિત્ય

જૈમિનિના બાર અધ્યાયના સૂત્રગ્રંથ ઉપર પ્રથમ એક વૃત્તિ થઈ ગએલી જણાય છે આ વૃત્તિકાર 'કોણ' કેટલાકનુ એમ માનવુ છે કે તે ભગવાન્ ઉપવર્ષ હતા તેમણે પૂર્વ અને ઉત્તર મીમાસા ઉપર વૃત્તિ લખી હતી બીજો મત એવો છે કે વૃત્તિકાર તે બોધાયન, બોધાયન મુનિએ બ્રહ્મસૂત્ર ઉપર વૃત્તિ કરી હતી તે નિર્વિવાદ છે, કારણકે તે વૃત્તિને અનુસરતુ શ્રી રામાનુજાચાર્ય પોતાનુ ભાષ્ય કરે છે, એમ સ્પષ્ટ જણાવે છે કર્મમીમાસા સૂત્ર ઉપરની વૃત્તિ, પછી તે ઉપવર્ષની કે બોધાયનની હોય, તે હાલ ઉપલબ્ધ નથી

આ વૃત્તિ ઉપરાત ભવદાસ નામના પ્રાચીન ટીકાકાર હતા એમ

* જુઓ નૈષ્કર્મ્ય સિદ્ધિ

કુમારિલ કહે છે બીજા પ્રાચીન ટીકાકારોમા ભર્તૃમિત્ર અને (ભર્તૃહરિ)ના નામ ઇતિહાસમા નામશેષ રહ્યા છે

સૂત્રકાર પછી લગભગ બસે વર્ષે શ્રી શબરસ્વામી ઈ સ ૪૦૦ મા થઈ ગયા, અને તેમનુ શાબરભાષ્ય મીમાસા શાસ્ત્રનુ વર્તમાન આદ્ય પ્રધાન કહીએ તો ચાલે શબરસ્વામીના સબધમા વિશ્વસનીય હકીકત મળી આવતી નથી. પડિતોમા મતવ્ય ચાલે છે કે વિક્રમાદિત્ય અને ભર્તૃહરિના પિતા આદિત્યદેવ તેજ શબરસ્વામી–આદિત્યદેવની ક્ષત્રિયાણી સ્ત્રીથી વિક્રમાદિત્ય જન્મ્યા હતા અને જૈનોના ત્રાસથી તેઓ વનમા શબર એટલે ભીલનુ રૂપ ધારણ કરી રહેતા હતા તેથી શબરસ્વામી કહેવાતા હતા આમા ઐતિહાસિક સત્ય જણાતુ નથી

શાબરભાષ્ય ઉપરના મીમાસા દર્શનના મુખ્ય વિચારકો પ્રભાકર અને કુમારિલ ભટ્ટ થયા છે સપ્રદાયને અનુસરતુ મતવ્ય એવુ છે કે કુમારિલ ભટ્ટ અને પ્રભાકર વચ્ચે ગુરુ-શિષ્યનો સબધ હતો પરતુ તેમના વિચારોમા મુખ્ય ભેદ પડવાથી મીમાસાની બે શાખા ઉત્પન્ન થઈ હતી પ્રભાકરના વિચારો જો કે ગુરુમત કહેવાય છે તો પણ તેની પરપરા ઘણી ચાલી નહિ કુમારિલ ભટ્ટના વિચારો બળવાન ટકી રહ્યા જણાય છે

પ્રભાકરની બૃહતી નામની શાબરભાષ્યની ટીકા છિન્નભિન્ન છે તેના ઉપર શાલિકનાથની 'ઋજુ વિમલા' નામની ટીકા છે પ્રભાકરના તત્ત્વદર્શનના નિષ્કર્ષો 'પ્રકરણ પચિકા' મા સમાયેલા છે 'બૃહતી' પ્રાપ્ત થવાથી પ્રભાકર કુમારિલના શિષ્ય નહિ પરતુ પહેલાના મીમાસક હતા અને તેથી 'ગુરુમત' એ શબ્દ અન્વર્થ સજ્ઞા છે અને કુમારિલના અનુયાયીઓએ ઉભા કરેલા મશ્કરીનો શબ્દ નથી પ્રભાકર શાબર ભાષ્યને વળગીને અર્થ નિરૂપણ કરે છે કુમારિલના મતનુ તે પ્રત્યક્ષ ખડન કરતા નથી અને એક સ્થળે (કર્મમીમાસા ૪-૧-૨) કુમારિલના વિચારનુ ખડન કરતા જણાય છે ત્યા કુમારિલના શબ્દોનુ અવતરણ નથી પરતુ કોઇ પ્રાચીન મીમાસકના વિચારો જે કુમારિલે સ્વીકાર્યા છે તેના અભિપ્રાયનુ ખડન જણાય છે કુમારિલ ભટ્ટ શાબરભાષ્યને અક્ષરશ અનુસરતા નથી

પણ સ્વતંત્ર વિચારો દર્શાવે છે. પ્રભાકરની ભાષા શબરસ્વામી જેવી સરલ, પ્રસાદવાળી અને સૂત્રને પ્રત્યક્ષ સ્પર્શ કરનારી છે; કુમારિલની ભાષા પ્રૌઢ અને ચમત્કારવાળી છે. પૂર્વમીમાંસા ઉપરનું કુમારિલનું વાર્તિક બ્રહ્મસૂત્ર ઉપરના શાંકરભાષ્યનું સ્મરણ કરાવે છે.

શાબરભાષ્ય ઉપર કુમારિલના ત્રણ ખંડ ગ્રંથો છે. (૧) શ્લોકવાર્તિક (૨) તંત્રવાર્તિક અને (૩) તુપ્ટીકા. ભાષ્યના પ્રથમ અધ્યાયના પહેલા પાદ ઉપર શ્લોકવાર્તિક છે અને તેમાં મીમાંસાનું તત્ત્વજ્ઞાન સમાયેલું છે. તંત્રવાર્તિક ભાષ્યના પ્રથમાધ્યાયના બાકીના ત્રણ પાદને તથા બીજા તથા ત્રીજા અધ્યાયને લગતું છે, અને ત્રીજો ખંડ ભાષ્યના ચોથાથી બારમા અધ્યાય ઉપરની ટિપ્પણી છે.

કુમારિલભટ્ટના વાર્તિકોના પ્રથમ ખંડ ઉપર પાર્થસારથિમિશ્રનો "ન્યાય રત્નાકર" અને સુચરિતમિશ્રની "કાશિકા" લખાયા છે; બીજા ખંડ ઉપર સોમેશ્વરની "ન્યાયસુધા" લખાઈ છે; અને ત્રીજા ખંડ ઉપર વેંકટેશ દીક્ષિતનું "વાર્તિકાભરણ" લખાયું છે. કુમારિલભટ્ટ ભર્તૃહરિના વાક્યપદીયનો ઉલ્લેખ કરે છે. હુએનત્સાંગ તથા ઇત્સિંગ મુસાફરો તેમનો ઉલ્લેખ કરતા નથી, અને તેઓ ભર્તૃહરિ પછી મુસાફરીએ આવેલા જણાય છે. સમંતભદ્ર નામના જૈન વિચારકની આપ્તમીમાંસામાં સર્વજ્ઞ પુરુષના સદ્‌ભાવની જે સ્થાપના કરી છે તેનું ખંડન કુમારિલ કરે છે. આપ્તમીમાંસાના ટીકાકાર અકલંક તે ખંડનનું ઉત્તર આપતા જણાતા નથી, પરંતુ કુમારિલના વિચારોનું બલવાન્ ખંડન, વિદ્યાનંદ અને પ્રભાચંદ્ર જેઓ ઈ. સ. ૮૩૮ ના અરસામાં થયા હતા તેઓ કરે છે. શંકરાચાર્યના સમકાલીન પણ સાઠ વર્ષે મોટા કુમારિલ હતા. બૌદ્ધધર્મકીર્તિના (ઈ. સ. ૬૩૫–૬૫૦) વિચારોનું ખંડન કુમારિલ કરે છે. વળી આચાર્ય ધર્મકીર્તિએ કુમારિલ પાસે બ્રાહ્મણ ધર્મનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું એમ બૌદ્ધ ગ્રંથોથી સમજાય છે. (History of Lndian logic by Satish Chandra, Page 304.) તેથી ઈ. સ. ૭૦૦ થી ૭૮૮ સુધીમાં કુમારિલભટ્ટનો જીવનસમય સારી રીતે નિર્ણય થઇ શકે છે, અને તેઓ શ્રી શંકરાચાર્યના ઉદય સમયે અસ્ત થવાના સંધિ ઉપર હતા એમ સમજાય છે.

કુમારિલભટ્ટના શિષ્ય મંડનમિશ્રે "વિધિવિવેક" અને મીમાંસાનુક્રમણી રચ્યા છે. આ મંડનમિશ્ર તેજ શંકરાચાર્યના વેદાન્તવાદમાં આણી મૂકેલા સુરેશ્વરાચાર્ય ગણાય છે. જૈન વિદ્યાનંદ (ઈ. સ ૮૩૮) મંડનમિશ્રને "વેદાન્તવાદી" સંજ્ઞા આપે છે તે ઉપરથી અનુમાન થાય છે કે શાંકરભાષ્ય ઉપરના વાર્તિક રચનાર સુરેશ્વર તે પૂર્વાશ્રમના મંડનમિશ્ર મીમાંસક હશે.

મંડનમિશ્રના "વિધિવિવેક" ઉપર વાચસ્પતિમિશ્ર (ઇ. સ ૮૫૦) ની "ન્યાયકણિકા" થઈ છે વાચસ્પતિમિશ્રે વળી કુમારિલના વિચારો ઉપર "તત્ત્વબિન્દુ" નામનો નિબંધ લખ્યો છે.

પાર્થસારથિમિશ્રે "શ્લોકવાર્તિક" ઉપર "ન્યાયરત્નાકર" લખ્યો છે. તે ઉપરાંત "શાસ્ત્રદીપિકા", "તન્ત્રરત્ન" અને "ન્યાયરત્નમાલા" નામના ગ્રંથ લખ્યા છે "શાસ્ત્રદીપિકા"માં મીમાંસાસૂત્રનો સરળ અર્થ આપ્યો છે "તન્ત્રરત્ન"માં મીમાંસાસૂત્રના છેલ્લા નવ અધ્યાયના મુદ્દાઓ ઉપર ચર્ચા છે, અને "ન્યાયરત્નમાલા" એ સ્વતંત્ર મીમાંસાશાસ્ત્રનો નિબંધ છે. "શાસ્ત્રદીપિકા" ઉપર માધવપુત્ર રામકૃષ્ણભટ્ટે (ઇ. સ ૧૫૪૩) "યુક્તિસ્નેહ પ્રપૂરણી" લખી છે, અને વૈદ્યનાથ (ઇ સ ૧૭૧૦), ભટ્ટકર, ભટ્ટદિનકર, ભાસ્કરમલ્હાર વગેરે મીમાંસકોએ ટીકાઓ કરી છે. "ન્યાયરત્નમાલા" નામના નિબંધ ઉપર શ્રીરામાનુજાચાર્યે એક ટીકાગ્રંથ લખ્યો છે

ઈ સ ૧૬૬૫ માં કાશીમાં ખંડદેવ નામના મીમાંસક થયા હતા તેમની "ભાટ્ટદીપિકા" અને "મીમાંસાકૌસ્તુભ" સૂત્ર ઉપરના ટીકાગ્રંથો છે. "ભાટ્ટદીપિકા" ઉપર શંભુભટ્ટની ઇ સ ૧૭૦૮ માં ટીકા થયેલી છે રાઘવાનન્દસરસ્વતિ નામના મીમાંસકે "મીમાંસાસૂત્રદીધિતિ" અથવા "ન્યાયાવલિદીધિતિ" નામના ગ્રંથ લખ્યા છે, ભવનાથમિશ્રે "મીમાંસાનયવિવેક" નામનો શબરસ્વામીના ભાષ્ય ઉપરનો નિબંધ લખ્યો છે. મહાદેવ વેદાન્તી, કમલાકર, વૈદ્યનાથ વગેરે મીમાંસકોએ આ અરસામાં ટીકાઓ કરી છે રામેશ્વરની "સુબોધિની" અને વિશ્વેશ્વર અથવા ગાગાભટ્ટની "ભાટ્ટચિંતામણિ" પણ મીમાંસાસૂત્રની ટીકાઓ છે.

સૂત્ર ઉપરાંત સ્વતંત્ર પ્રકરણગ્રંથ તરીકે ચૌદમા સૈકામા માધવાચાર્યનો "જૈમિનીયન્યાયમાલાવિસ્તર" નામનો ગ્રંથ થયો છે સોળમા સૈકામા પ્રસિદ્ધ અપ્પયદીક્ષિતે "ઉપક્રમ પરાક્રમ" તથા "વિધિરસાયન" નામના ગ્રંથ લખ્યા છે. અને "વિધિરસાયન" ઉપર પોતાની "સુખોપયોજિની" નામની ટીકા જોડી છે "વિધિરસાયન" ઉપર ગોપાલભટ્ટની વિવેચના "વિધિરસાયન ભૂષણ" અને શંકરભટ્ટની "વિધિરસાયન દૂષણ" નામના ગ્રંથમા થએલી છે શંકરભટ્ટે "શાસ્ત્રદીપિકા" અને "મીમાંસાસારસંગ્રહ" નામના ગ્રંથો લખ્યા છે શંકરભટ્ટનો "મીમાંસા બાલપ્રકાશ" નામનો ગ્રંથ છે

આપદેવનો "મીમાંસાન્યાયપ્રકાશ" સત્તરમા સૈકામા થયો તેના પુત્ર અનન્તદેવે "સ્મૃતિકૌસ્તુભ" નામનો ગ્રંથ લખ્યો છે અનન્તદેવે પિતાના ગ્રંથ ઉપર "ભાટ્ટાલંકાર" અને તેના ભાઈ જીવદેવે "ભાટ્ટભાસ્કર" નામના ગ્રંથો લખ્યા છે, આ અરસામા લૌગાક્ષિભાસ્કરનો "અર્થસંગ્રહ" લખાયો છે તે જ લૌગાક્ષિભાસ્કરે ન્યાયવૈશેષિક દર્શનનો "તર્કકૌમુદી" નામનો ગ્રંથ લખ્યો છે કૃષ્ણદીક્ષિતની "મીમાંસાપરિભાષા" અને રઘુનાથના "મીમાંસારત્ન" નામના ગ્રંથમા ભિન્ન ભિન્ન મતની તુલના છે. નારાયણતીર્થ મુનિનો "ભાટ્ટભાષાપ્રકાશ" ગ્રંથ છે તેમા કુમારિલભટ્ટની પરિભાષાનો પ્રકાશ છે રામકૃષ્ણમહાચાર્યની "અધિકરણ કૌમુદી" મા કેટલાક અધિકરણનુ વર્ણન છે ખંડદેવે આ અરસામા "ભાટ્ટરહસ્ય" લખ્યુ છે સુપ્રસિદ્ધ શ્રીવલ્લભાચાર્ય બે તાત્ત્વિક ગ્રન્થોમા જૈમિનિના અભિપ્રાયનો સારસંગ્રહ "પૂર્વમીમાંસાકારિકા"મા કર્યો છે તે જ આચાર્યે જૈમિનિ સૂત્રભાષ્ય કર્યું છે જેમા સૂત્રના બીજા અધ્યાયના પહેલા પાદનુ વિવરણ છે વેંકટનાથ વેદાન્તાચાર્યે સૂત્રના પ્રથમ અધ્યાયના પહેલા પાદના અધિકરણોનો વિવેક "મીમાંસાપાદુકા"મા કર્યો છે, અને તે જ લેખકે "સેશ્વરમીમાંસા"મા વેદાન્ત સાથે કર્મમીમાંસાનો યોગ કરી બનાવ્યો છે. દક્ષિણાપથના વેંકટાધ્વરિએ "વિધિત્રયપરિત્રાણ" નામનો નિબંધ લખ્યો છે જેમા ત્રણ પ્રકારના વિધિનુ પ્રતિપાદન છે તેજ ગ્રંથકારનુ "મીમાંસા મકરંદ" છે, જેમા અર્થવાદના સ્વરૂપનો નિર્ણય કરવામા આવ્યો છે.

સોળમા સૈકાના અંતમાં કેરલદેશના નારાયણે "માનમેયોદય" નામનો નિબંધ લખ્યો છે.

મીમાંસાસૂત્ર ઉપરના ચોથા સૈકાના શાબરભાષ્યથી માંડી સત્તરમા સૈકા સુધીના મીમાંસાગ્રંથોની યાદીથી સ્પષ્ટ થાય છે કે તત્ત્વજ્ઞાનના ઈતિહાસમાં મીમાંસાશાસ્ત્રના મુખ્ય પ્રકાશક પ્રભાકર અને કુમારિલ છે, અને અન્ય સર્વ મીમાંસકો તેમના મતનું વિવરણ માત્ર કરે છે

## (૪) કર્મમીમાંસાદર્શનની જ્ઞાનપ્રક્રિયા.

જ્ઞાનના સ્વરૂપ અને ઉદય સંબંધમાં એક તરફ ન્યાય-વૈશેષિક અને બીજી તરફ મીમાંસા દર્શન ભિન્ન મત ધરાવે છે જ્યારે ન્યાય દર્શન જ્ઞાનનું **પરતઃપ્રામાણ્ય** માને છે ત્યારે મીમાંસા દર્શન તેનું **સ્વતઃપ્રામાણ્ય** માને છે. આપણું બાહ્ય વિષયનું અથવા આન્તરવિષયનું જ્ઞાન પોતાના ઉદય સાથેજ તે પોતાના સત્યપણાની ખાત્રીની (પ્રામાણ્ય) લેતું આવે છે જ્ઞાનના સત્યપણાનો અથવા મિથ્યાપણાનો નિર્ણય કોઈ બાહ્ય વસ્તુ ઉપર આધાર રાખતો નથી, તેમ બીજા જ્ઞાન ઉપર પણ તેની ખાત્રીનો આધાર નથી-આ સિદ્ધાન્તોનું નામ જ્ઞાનનું સ્વતઃપ્રામાણ્ય

ન્યાયદર્શનનું કહેવું એવું છે કે બાહ્ય નીલપદાર્થ આપણે જોયો અને "આ નીલ છે-" એવું પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થયું તે માત્ર ઈન્દ્રિય અને અર્થના સંયોગથી ઉત્પન્ન થાય છે આ જ્ઞાન ખરૂં છે કે ખોટું તેનો નિર્ણય પાછળથી થાય છે જો ઉત્પન્ન થયેલું જ્ઞાન અર્થક્રિયાને જન્મ આપે અથવા ફલજ્ઞાનને ઉત્પન્ન કરે તો તે પ્રમાજ્ઞાન છે અને તેની અર્થક્રિયાનો ઉદય ન કરે એટલે નિષ્ફલ જાય તો તે મિથ્યાજ્ઞાન કહેવાય છે સારાંશ ઉત્પન્ન થયેલા જ્ઞાનનો અર્થક્રિયામાં પ્રવાહ થાય તો તે જ્ઞાન પ્રમાજ્ઞાન કહેવાય અને નિષ્ફલ જાય તો અપ્રમા કહેવાય ઝાંઝવાના જળની પ્રતીતિ થાય છે તે જ્ઞાનનું મિથ્યાત્વ અર્થક્રિયાની નિષ્ફલતાથી આપણે સ્વીકારીએ છીએ જો જ્ઞાન ઉદયની સાથે સ્વતઃપ્રમાણ હોય તો સાચા જળનું જ્ઞાન અને ઝાંઝવાના જળના જ્ઞાનમાં પ્રમા અને અપ્રમાનો ભેદ શી રીતે થાય? આથી

જ્ઞાન પોતાના પ્રામાણ્ય એટલે સાબીતીમા અર્થના સવાદની અપેક્ષા રાખે છે ' અને તેથી તે "પરત પ્રમાણ"ભૂત ગણાતુ ધરે છે

આ પરત પ્રામાણ્યવાદનો આધાર જ્ઞાનની, બાહ્ય અર્થના સયોગથી જાણે તની ઉત્પત્તિ થાય છે એવા મત ય ઉપર રહેલો છે મીમાસાદર્શન કહે છે કે આપણે એવુ માની લઈએ છીએ કે બાહ્યઅર્થ આપણામા જ્ઞાનરૂપ ધર્મને ઉત્પન્ન કરે છે વસ્તુસ્થિતિ એવી ઉલટી છે આપણને પદાર્થનુ ભાન થવાની સાથેજ પદાર્થનુ અસ્તિત્વ સમજાય છે જ્ઞાનજ વસ્તુના અસ્તિત્વનુ ભાન કરાવે છે વસ્તુ જ્ઞાનને ઉત્પન્ન કરતી નથી ખરી રીતે જ્ઞાનજ આપણને વસ્તુના સત્વન ભાન કરાવે છે જ્ઞાનજ વસ્તુના પ્રતિબિમ્બને જાણે ધારણ કરે છે સત્વ અથવા અસત્વ એટલે પ્રમાણ અથવા અપ્રમાણ બુદ્ધિ એ જ્ઞાનનો ધર્મ છે વસ્તુનો ધર્મ નથી આપણે જ્ઞાનના સાચાપણા અથવા મિથ્યાપણાનો વિવેક સવાદદ્વારા કરીએ છીએ તે ખરુ પણ તેમા અર્થનો સવાદ થતોજ નથી, કારણ કે બાહ્ય વસ્તુ આપણને જ્ઞાનવિના સમજાતીજ નથી તેથી જે સવાદ થાય છે તે પૂર્વાનુભવ અથવા પૂર્વજ્ઞાન સાથેજ થાય છે, વસ્તુના સત્વ અથવા અસત્વ સાથે તે સવાદ થતો નથી જ્ઞાન પોતાના ઉદય સાથે તેના સત્યપણાનુ ભાન જ્ઞાતાને કરાવે છે, અને જ્ઞાતા પ્રવૃત્ત થાય છે પ્રથમ જ્ઞાનનુ મિથ્યાપણુ અથવા અપ્રામાણ્ય આપણને પ્રથમ જ્ઞાનના બીજા જ્ઞાનથી થતા બાધવડે સમજાય છે જ્ઞાનના ઉદય સમયે આપણે તેને સાચુ જ માનીએ છીએ સ્વપ્નકાલનુ જ્ઞાન ઉત્પત્તિ સમયે સત્યજ મનાય છે જાગ્રતકાલના આપણા બીજા જ્ઞાનથી તે બાધિત થાય છે આથી જ્ઞાનનુ પ્રામાણ્ય સ્વત છે, અને અપ્રામાણ્ય પરત એટલે બીજા જ્ઞાનથી થાય છે ઇન્દ્રિયોના અથવા કરણદોષના જ્ઞાનવડે પૂર્વજ્ઞાન બાધિત થાય છે પ્રત્યક્ષજ્ઞાન અથવા અનુમિત જ્ઞાન સ્વત સત્યજ ભાસે છે જ્યારે તે જ્ઞાન બીજા જ્ઞાનથી બાધિત થાય છે ત્યારે આપણે પૂર્વજ્ઞાનને મિથ્યા કહીએ છીએ જ્યારે અનુભવ થાય છે ત્યારે જ્ઞાન સ્વય પ્રમાણભૂત લાગે છે સ્મૃતિજ્ઞાન આ સ્વત પ્રમાણની મર્યાદામા નથી તે અપવાદ રૂપ છે કારણ કે પૂર્વ અનુભવના પ્રકાર અને સંસ્કાર ઉપર તે જ્ઞાન બધાયેલુ હોય છે

જેવી રીતે જ્ઞાનનું પ્રામાણ્ય સ્વતઃ છે અને પરતઃ નથી એ વિષયમાં મીમાંસક નૈયાયિકથી ભિન્નમત ધરાવે છે તેમ જ્ઞાનના ગ્રહણના પ્રસંગમાં પણ બે છે આ ઘટ છે—એ જ્ઞાન વ્યવસાય રૂપ છે, અને "આ ઘટ છે તે હું જાણું છું" આ જ્ઞાન અનુવ્યવસાયરૂપ છે—એમ નૈયાયિક માને છે એટલે કે પદાર્થનું જ્ઞાન અને પદાર્થના જ્ઞાનનું ભાન—એ બે ભિન્ન ક્રિયાઓ છે જ્ઞાનનું ગ્રહણ અથવા ભાન—એ માનસ પ્રત્યક્ષ છે એમ નૈયાયિક માને છે. વિજ્ઞાનવાદી બૌદ્ધ કહે છે કે એક વિજ્ઞાન બીજા વિજ્ઞાનને જાણે છે વિજ્ઞાનનું રૂપ અર્થાનુસારી ઘડાય છે એમ નૈયાયિક માને છે, બૌદ્ધમતમાં વિજ્ઞાન પોતેજ વાસનાનુસાર રૂપ ઘડે છે મીમાંસક કહે છે કે પ્રત્યક્ષ બુદ્ધિ અર્થને વિષયરૂપે ઉભો કરે છે, જ્ઞાનને વિષયરૂપે ઉભો કરતી નથી સંવિત્ અથવા જ્ઞાનનું ભાન, જ્ઞાન અથવા સંવિદ્રૂપેજ થાય છે, નહિ કે તે જ્ઞાનના વિષય રૂપે છે એટલે સંવેદ્ય છે એવી રીતે આ ઘટ છે—એ જ્ઞાનનો સ્વયંગ્રહ અથવા પ્રકાશ જ્ઞાનરૂપેજ થાય છે, તે જ્ઞાન પુનઃ ઘટના જેવું વેદ્ય એટલે વિષય છે એવો અનુભવ આપણને થતોજ નથી આ ઘટ છે—એ પ્રકારનું જ્ઞાન અજ્ઞાત રહે છે, અને બીજું જ્ઞાન "હું તે જ્ઞાનને જાણું છું" એ પ્રકારનું પ્રથમને પ્રકાશિત કરે છે—એ પ્રક્રિયા ખોટી છે આ ઘટ છે એ જ્ઞાન સ્વતઃ પ્રકાશરૂપ હોઈ અજ્ઞાત કોટિમાં રહેતું નથી, એટલે તે જ્ઞાન પણ અનુભવમાં આવે છે, પરંતુ તેની જ્ઞાનદશા તે પ્રત્યક્ષ ગ્રાહ્ય નથી, પરંતુ અનુમિતિ ગ્રાહ્ય છે અનુમિતિ માત્ર જ્ઞેયના સદ્ભાવને સ્પર્શ કરે છે, અને પ્રત્યક્ષ જ્ઞાન તેના રૂપને સ્પર્શ કરે છે પર્વત ઉપર ધૂમ છે માટે તે વહ્નિવાળો છે—એ અનુમાનમાં વહ્નિના રૂપને આપણે પકડતા નથી માત્ર તેના સત્ત્વને પકડીએ છીએ, અને પ્રત્યક્ષ જ્ઞાનમાં વહ્નિના રૂપને આપણે પકડીએ છીએ તેમ, "આ ઘટ છે"—એ જ્ઞાનનું ગ્રહણ અનુમેય છે પ્રત્યક્ષ ગ્રાહ્ય નથી આથી જ્ઞાન જો કે પ્રમેય એટલે પ્રમા જ્ઞાનનો વિષય બને છે, તોપણ તે પ્રત્યક્ષગ્રાહ્ય અથવા સંવેદ્ય નથી

એક જ્ઞાન બીજા જ્ઞાનવડે અનુભવાતું હોય તો તે બીજા જ્ઞાનનો અનુભવ કરનાર ત્રીજું જ્ઞાન જોઈએ, અને ત્રીજાનો અનુભવ કરનાર ચોથું

જ્ઞાન જોઇએ એમ અનવસ્થા દોષ ઉત્પન્ન થાય છે તેથી જ્ઞાન પોતે સ્વય પ્રકાશ હોઈ અર્થગ્રહણ સાથે પોતાનુ પણ અનુમિતિ દ્વારા ગ્રહણ કરાવે છે

પ્રત્યેક જ્ઞાન, જ્ઞાતા જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટીને સમકાલે પ્રકાશિત કરે છે આ ધર્મ છે–એ જ્ઞાન સાથે જ્ઞેય ધર્મનુ સવેદન થાય છે અને જ્ઞાતાનુ સાથે સાથે ગ્રહણ થાય છે જ્ઞેય અને જ્ઞાતા બન્ને સ્વયપ્રકાશ નથી માન આત્માનુ જ્ઞાનજ સ્વયપ્રકાશ છે સ્મૃત્યનુભૂતિનો જ્યારે જ્ઞાનમા પરામર્શ થવાથી સુષુપ્તિમા અસ્તિત્વ અનુમેય થાય છે પરતુ તે આત્મા સ્વયજ્ઞાન રૂપ નહિ હોવાથી જ્યારે જ્ઞાનના જેવો ભાસતો નથી–એવુ મીમાસક માને છે તોપણ જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન વિજ્ઞાનવાદીના મતની પેઠે એક વસ્તુ અથવા અભિન્ન તત્ત્વ નથી તેણે ભિન્ન પદાર્થો છે પરતુ વેદ્ય અથવા જ્ઞેય પદાર્થો ના જે આભાસો જ્ઞાન ગ્રહણ કરે તેવડે જ્ઞાતા ચેતનમા અથવા આત્મામા એનો વિશેષ ધર્મ પ્રકટ થાય છે કે તે આભાસને અનુસાર તેણે પ્રવૃત્ત થવુ કે નિવૃત્ત થવુ જ્ઞાતા આત્મા આ પ્રમાણે પ્રયત્નશાલી થઈ ધર્મ અને અધર્મને અનુસાર સુખ દુ ખ ભોગવે છે

## (૫) મિથ્યાજ્ઞાન અથવા અધ્યાસ સબધી ભાવના પચ પ્રકારની ખ્યાતિઓ.

જ્ઞાન સ્વયપ્રકાશ અને સ્વત પ્રમાણ છે અને તે જો બીજા જ્ઞાનથી બાધિત થાય તો તે મિથ્યાજ્ઞાન કહેવાય છે એટલે અપ્રમાણ્ય પરત ગ્રાહ્ય છે–આ મીમાસાના દર્શનની પ્રક્રિયામા મિથ્યાજ્ઞાન કેવી રીતે ઉદય થય છે તે સબધના વિચારકોના મતભેદ તપાસવાની અગત્ય ઉભી થાય છે શુક્તિમા રૂપાનુ ભાન–એ ભ્રમનુ ઉદાહરણ છે આવુ ભ્રાતજ્ઞાન ઉત્પન્ન થાય છે તે સર્વના અનુભવનો વિષય છે તેનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી તે જ્ઞાન મિથ્યાજ્ઞાન છે અધ્યાસ રૂપ છે અથવા ભ્રમરૂપ છે–એ પણ સર્વ કોઈ સ્વીકારે છે આ મિથ્યા પ્રતીતિ શી રીતે થવા પામે છે–આ પ્રશ્ન છે પ્રતીતિનુ બીજુ નામ ખ્યાતિ છે

વિજ્ઞાનવાદી બૌદ્ધો જેઓ બાહ્ય વિશ્વના અસ્તિત્વનો સ્વીકાર કરતા

નથી અને જેઓ વિજ્ઞાનના રૂપોની ધારા વડે જગતનો ખુલાસો કરવા માને છે તેઓ પ્રમાજ્ઞાનની ક્ષણિકધારા પ્રમાણે અપ્રમાજ્ઞાનની પણ ક્ષણિકધારા ચાલે છે એમ માને છે. વિજ્ઞાનધારાજ જ્ઞેય અને જ્ઞાતાને ઉભા કરી પ્રસંગે પ્રમાજ્ઞાનને પ્રકટ કરે છે અને પ્રસંગે મિથ્યા જ્ઞાનરૂપે ભાસે છે. આ પ્રક્રિયાને "આત્મખ્યાતિ" કહે છે એટલે કે વિજ્ઞાન પોતેજ પ્રમારૂપે જેવું ભાસે છે તેવું અપ્રમા રૂપે પણ ભાસે છે. જ્યારે અપ્રમા રૂપે ભાસે ત્યારે તે ભ્રમ કહેવાય છે.

ન્યાય દર્શનના વિચારક કહે છે કે જો વિજ્ઞાન પોતે જ્ઞાતાપણાને અને મિથ્યા જ્ઞેયને ઉભુ કરતું હોય તો આપણા ભ્રમજ્ઞાનનું રૂપ "આ રૂપુ છે"–એ પ્રકારનુ ન થતા "હું રૂપુ છુ" એવું પ્રકટ થવુ જોઇએ. વળી આ આત્મખ્યાતિની પ્રક્રિયા વિજ્ઞાનજ જગતને બાહ્યાર્થરૂપે ઘડે છે, અને બાહ્ય જગત્ જેવી વસ્તુજ નથી એવા ખોટા પાયા ઉપર રચાયેલી છે. નૈયાયિકના મત પ્રમાણે છીપમા રૂપાનુ ભાન **વિપરીતખ્યાતિ** અથવા **અન્યથાખ્યાતિ** વડે થાય છે. એટલે કે છીપના ગુણધર્મો અને રૂપાના ગુણધર્મોના વૈધર્મ્યને લક્ષમા નહિ લેતા અને માત્ર ચકચકાટ રૂપ સાધર્મ્યને લક્ષ્યમાં લઇ, સાચા રૂપાને આપણે પ્રથમ અનુભવ્યુ હોય છે તેના સજાતીય સસ્કારને વશ વર્તી આ રૂપુ છે–એવું અવળું જ્ઞાન અથવા વિપરીત ભાન કરીએ છીએ આ ભ્રમમા ચક્ષુરિન્દ્રિય છીપને સ્પર્શ કરતી નથી. માત્ર "આ કંઇક" એવા વિષયને વળગે છે. તેમ રૂપાનો અસન્તાભાવ પણ હોતો નથી. કારણ કે સત્ય રૂપાનો સદ્‌ભાવ જગતમા હોય છે, અને તેના અનુભવના સસ્કારવડે મનમા ઉભી થયેલી સ્મૃતિ પ્રત્યક્ષ પદાર્થમા રૂપાનું ભાન ઉત્પન્ન કરે છે માત્ર સ્મૃતિવૃત્તિ ભૂલાય છે, અને પ્રત્યક્ષ સવેદન વૃત્તિ જાગે છે ન્યાય વૈશેષિક અને યોગ દર્શનમા અધ્યાસના સંબંધમા વિપરીતખ્યાતિ અથવા અન્યથાખ્યાતિનો સ્વીકાર છે.

જૈનોના અભિપ્રાય પ્રમાણે સત્ય રૂપુ અન્યત્ર છે તેને ભિન્ન દેશકાલના સંબધમા મૂકી દેવાની ભૂલવડે "આ રૂપું છે"–એવો ભ્રમ થાય છે. આ પ્રક્રિયાને સત્ખ્યાતિ કહે છે, કારણ કે તેમા સત્ (રૂપાને) ભિન્ન સબંધમાં મૂકવાવડે ભ્રમ થાય છે એવો અભિપ્રાય સમાયેલો છે.

મીમાંસકનું એવું માનવું છે કે છીપના ખાસ ગુણધર્મો આપણા લક્ષ્યમાં આવતા નથી તેથી છીપને આપણે અન્યથા અથવા અવળી અરૂણ ન્ડરી રૂપું છે એવું મિથ્યા જ્ઞાન થાય છે એ કલ્પના ખોટી છે માત્ર છીપના અને રૂપાના સમાન ધર્મોને આપણે પકડીએ છીએ, અને તેના વિરોધી ધર્મોને આપણે પકડી શકતા નથી મન ।। કોઈ વિલક્ષણ દોષને લીધે રૂપાની સ્મૃતિ જે છીપના સમાન ધર્મના સંસ્કાર વડે ઉભી થાય છે તેને સ્મૃતિરૂપે નહિ ઓળખતા આપણે **પ્રત્યક્ષ** છીપ અને **સ્મૃતિમાં** ઉભું થયેલું રૂપું તેના ભેદને નહિ સમજી આ રૂપું છે—એવું ભાન કરીએ છીએ આથી જો કે ભ્રમજ્ઞાનમાં સ્મૃતિ અને પ્રત્યક્ષ જ્ઞાનનું મિશ્રણ થાય છે, અને તેથી સત્ય રૂપાના પ્રત્યક્ષ જ્ઞાન કરતા તે જૂદા પ્રકારનું છે, તોપણ રૂપાની સ્મૃતિ અને છીપનું પ્રત્યક્ષ મિશ્ર થવાથી આ રૂપું છે—એ ભાન ઉદયકાલે પ્રમાજ્ઞાન જેવું સ્વતઃ પ્રમાણ બને છે આ પ્રમાણે લૌકિક મિથ્યાજ્ઞાન જ્ઞાન રૂપે ખોટું નથી, કારણ કે રૂપાની સ્મૃતિ સાચી છે છીપનું પ્રત્યક્ષ પણ ખરૂ છે, પણ બુદ્ધિની મંદતા અથવા દોષથી તે સ્મૃતિ અને પ્રત્યક્ષના ભેદનું ગ્રહણ ન **થવાથી** રૂપાનું જ્ઞાન તે **અખ્યાતિ**

ભ્રમજ્ઞાન સબંધની પાંચમી પ્રક્રિયાને અનિર્વચનીય ખ્યાતિ કહે છે, અને તે વેદાન્ત શાસ્ત્રની જગતના કારણ અજ્ઞાનના સ્વરૂપને લગતી છે તેનું સ્વરૂપ તે શાસ્ત્રના પ્રકરણમાં આપણે વિચારીશુ

## (૬) પ્રમાણ સંબંધી મીમાંસકોના નિર્ણયો.

પ્રમાણ સબંધમાં મીમાંસકો ઘણે ભાગે ન્યાય–વૈશેષિક દર્શનના વિચારોને અનુસરતા છે પ્રભાકર પ્રત્યક્ષ, અનુમાન શબ્દ, ઉપરાન્ત અનુમાન અને અર્થાપત્તિને પ્રમાણ તરીકે સ્વીકારે છે, જ્યારે કુમારિલ ભટ્ટ વૃત્તિકારને અનુસરી અભાવ અથવા અનુપલબ્ધિને પ્રમાણ વર્ગમાં ઉમેરે છે

પ્રત્યક્ષપ્રમાણ સબંધમાં ન્યાયદર્શનમાં વ્યાખ્યા એવી આપવામાં આવી છે કે જે જ્ઞાન ઇન્દ્રિય અને અર્થના સંયોગથી ઉત્પન્ન થાય, જેમાં શબ્દનો વ્યાપાર ન હોય ( અવ્યપદેશ્ય ) અને જે અબાધિત અથવા અવ્ય

વિચારી હોય તે પ્રત્યક્ષપ્રમા અથવા અનુભવ દિઙ્નાગ બૌદ્ધવિચારકો દિઙ્નાગ અને ધર્મકીર્તિએ પ્રથમ અનુભવમાં બે અંગો જેમ છે તે ઉપર ધ્યાન ખેંચ્યું જણાય છે આપણા પ્રત્યક્ષમાં ઇન્દ્રિયાર્થ સંયોગનો ઉપકાર અને મનની કલ્પના શક્તિનો ઉપકાર એમ બે અંગો તેમના જણાય છે તેમાં વાસ્તવ પ્રત્યક્ષ, ઇન્દ્રિય અને અર્થના સંબંધજ, કલ્પના વિનાનું અજ્ઞાન જાગે છે અને તે અર્થનું ક્ષણિક વિજ્ઞાન ઉત્પન્ન કરે છે આ આદ્યવિજ્ઞાનના નિરૂપ નાસ્તિ ક્રમ પુરે છે અને જે પ્રત્યક્ષ નિર્વિકલ્પ જ્ઞાન હતું તે સવિકલ્પ જ્ઞાન બને છે પાછળના ન્યાય વિચારકોએ આ ભેદ ધ્યાનમાં લીધો છે

કુમારિલભ આ આદ્ય પ્રત્યક્ષજ્ઞાનને આલોચના નામ આપે છે અને જેમ નવા જન્મેલા બાળકના અન્તઃકરણમાં અસ્પષ્ટ ઝાંખું જ્ઞાન, વાણીથી સ્પષ્ટ ન થતું ઉદય થાય છે તેવું-ન્યાયિક છે-એ પ્રકારનું સામાન્ય ભાન રૂપ તે આલોચન હોય છે કુમારિલ કહે છે કે આ આલોચન કેવળ વ્યક્તિરૂપ પદાર્થને જ સ્પર્શ કરે છે તેમ નથી, તેમાં જાતિના જ્ઞાનનો પણ સ્પર્શ હોય છે પરંતુ અન્ય પદાર્થો સાથેની સરખામણી વિનાનું તે જ્ઞાન હોવાથી સામાન્ય અને વિશેષના ભેદભાન વિનાનું આ અવ્યક્ત જ્ઞાન હોય છે જ્યારે અન્ય પદાર્થો સાથેના સાધર્મ્ય અને વૈધર્મ્યનું ભાન થાય છે ત્યારે મૂલ પદાર્થનું જ્ઞાન જાતિ અને વ્યક્તિના સ્ફુટ ભાનવાળું થાય છે

અનુમાન વિગેરે પ્રમાણોના સંબંધમાં મીમાંસકોના અવાન્તર ભેદ સામાન્ય વાચકને તત્ત્વજ્ઞાનમાં વિશેષ ઉમેરો કરે તેવા નથી પરંતુ શબ્દ પ્રમાણ સંબંધમાં મીમાંસકો નૈયાયિકોથી ઘણો ભિન્ન મત ધરાવે છે તે બાબત સવિશેષ વિચાર કરવો યોગ્ય છે

મીમાંસકોના અભિપ્રાય પ્રમાણે ધર્મતત્ત્વ પ્રત્યક્ષ તથા અનુમાનનો વિષય નથી પ્રત્યક્ષ બાહ્યઇન્દ્રિયથી ગ્રાહ્ય વસ્તુને જણાવે છે ધર્મ તેવો પદાર્થ નથી પ્રત્યક્ષ મૂલથી સિદ્ધ વસ્તુને સ્પર્શ કરે છે, ધર્મ એ ક્રિયા સાધ્ય વસ્તુ છે તેથી પ્રત્યક્ષ ગ્રાહ્ય નથી અનુમાન, ઉપમાન અર્થાપત્તિ અને અનુપલબ્ધિ-એ સર્વ પ્રત્યક્ષ પ્રમાણ ઉપર બંધાયેલા છે જે કોઈ રીતે પ્રત્યક્ષ થઈ શકે તેમ હોય તેનું બીજી રીતે અનુમાનાદિ ભાન કરાવે છે જૈમિનિ

કહે છે કે શબ્દનો અને તેના અર્થનો અનાદિ નિત્ય સંબંધ છે, તેથી વેદ-વાક્યો સ્વતઃ અર્થબોધક છે, અને તે ધર્મતત્ત્વનું ભાન કરાવે છે વૃત્તિકાર શાસ્ત્ર પ્રમાની એવી વ્યાખ્યા આપે છે કે ' સામાન્ય પ્રત્યક્ષથી ન સમજાતું, વાચક શબ્દ વડે વાચ્યાર્થની અભિવ્યક્તિથી ઉત્પન્ન થતું જ્ઞાન " પ્રત્યેક વાચકશબ્દ વર્ણોના બનેલો છે. પ્રત્યેક વર્ણ ઉચ્ચારના ક્રમમાં વર્ણનું ભાન કરાવી સંસ્કાર મૂકી છેવટના વર્ણના ઉદય સમયે પદાર્થનું ભાન કરાવે છે આ પ્રમાણે અંતિમવર્ણ પદાર્થનું ભાન જણાવે છે શબ્દતત્ત્વ આ પ્રમાણે મીમાંસકો વર્ણાત્મક માને છે, અને તે સંબંધમાં વેદાન્ત, ન્યાય, વૈશેષિક અને સાંખ્યસાથે એકમત થાય છે વૈયાકરણો, માન્ત્રિકો અને યોગીઓ શબ્દને સ્ફોટરૂપ માને છે, અને વર્ણો, પદાર્થો અને વાક્યો, તે એકાર્થ વસ્તુને સ્ફુટ કરનાર વિવર્તો છે એમ માને છે જેમ એક મુખ અનેક દર્પણોમાં અનેક આકારવાળું ભાસે છે, તેમ એક શબ્દ અનેક વર્ણ, પદ અને વાક્યમાં અનેક અર્થરૂપે ભાસે છે આ શબ્દબ્રહ્મવાદનું વર્ણન આગળ કરવામાં આવશે

શબ્દોનો અને તેના અર્થોનો નિત્યસંબંધ છે તે નૈસર્ગિક સંબંધ ઉચ્ચારદ્વારા વ્યક્ત થાય છે અર્થવ્યક્તિ આ પ્રમાણે શબ્દદ્વારથી થતી હોવાથી તે ઔત્પત્તિક કહેવાય છે પ્રભાકરના અભિપ્રાય પ્રમાણે અમુક શબ્દનો અમુક જ અર્થ એવો માનુષી સંકેત અથવા ઇશ્વરેચ્છા શબ્દાર્થના ભાનમાં ઉપયોગી નથી જેમ અગ્નિમાં ઉષ્ણતાશક્તિ છે તેમ શબ્દમાં અર્થને અભિવ્યક્ત કરવાની શક્તિ છે અને તે આનુપૂર્વી વડે અંતિમ-વર્ણદ્વારથી પ્રકટ થાય છે અગ્નિ અને આપણા શરીરનો સંબંધ થતાં ઉષ્ણતા ન જણાય તો પ્રતિબંધક હેતુનું આપણે જેમ અનુમાન કરીએ છીએ તેમ શબ્દનો ઉચ્ચાર થાય અને તે સાંભળીએ અને અર્થનો ઉદય ન થાય તો જ્ઞાનપ્રતિબંધક હેતુનો સ્વીકાર કરવો જોઇએ. "ગાય લાવો" (ગામાનય). એ વાક્યનો ઉચ્ચાર અર્થ બોધ ઉત્પન્ન કરવાને સમર્થ છે. આ વ્યુત્પત્તિ શબ્દોચ્ચારથી થતી ક્રિયાવડે આપણે સમજતા જઇએ છીએ. મોટાએ તે વાક્ય પ્રયોગ કર્યો વચલી ઉમરનાએ તે પ્રમાણે પદાર્થ આપ્યો

વિચારી હોય તે પ્રત્યક્ષપ્રમા અથવા અનુભવ કહેવાય બૌદ્ધવિચારકો દિઙ્નાગ અને ધર્મકીર્તિએ પ્રત્યક્ષ અનુભવમા બે અંશો પેખે છે તે ઉપર ધ્યાન ખેચ્યુ જણાય છે આપણા પ્રત્યક્ષમા ઇન્દ્રિયાર્થ સયોગનો ઉપયોગ અને મનની કલ્પના શક્તિનો ઉપકાર એમ બે અંગો પેખના જણાય છે તેમા વાસ્તવ પ્રત્યક્ષ, ઇન્દ્રિય અને અર્થના સબધવડે, કલ્પના વિનાનુ અજ્ઞાત જાગે છે અને તે અર્થનુ ક્ષણિક વિજ્ઞાન ઉત્પન્ન કરે છે આ આદ્યવિજ્ઞાનમા વિકલ્પ શક્તિ રગ પુરે છે અને જે પ્રત્યક્ષ નિર્વિકલ્પ જ્ઞાન હતુ તે સવિકલ્પ જ્ઞાન બને છે પાછળના ન્યાય વિચારકોએ આ ભેદ ધ્યાનમા લીધો છે

કુમારિલભટ્ટ આ આદ્ય પ્રત્યક્ષજ્ઞાનને આલોચન નામ આપે છે અને જેમ નવા જન્મેલા બાળકના અન્તઃકરણમા અસવેદ્ય ઝાખુ જ્ઞાન, વાણીવડે સ્પષ્ટ ન થતુ ઉદય થાય છે તેવુ—મૂક છે—એ પ્રકારનુ સામાન્ય ભાન રૂપ તે 'આલોચન' હોય છે પ્રભાકર કહે છે કે આ આલોચન કેવલ વ્યક્તિરૂપ પદાર્થને જ સ્પર્શ કરે છે એમ નથી, તેમા જાતિના તાતનો પણ સ્પર્શ હોય છે, પરતુ અન્ય પદાર્થો સાથેની સરખામણી વિનાનુ તે જ્ઞાન હોવાથી સામાન્ય અને વિશેષના ભેદભાન વિનાનુ આ અવ્યક્ત જ્ઞાન હોય છે જ્યારે અન્ય પદાર્થો સાથેના સાધર્મ્ય અને વૈધર્મ્યનુ ભાન થાય છે ત્યારે મૂલ પદાર્થનુ જ્ઞાન જાતિ અને વ્યક્તિના સ્ફુટ ભાનવાળુ થાય છે

અનુમાન વિગેરે પ્રમાણોના સબધમા મીમાસકોના અવાન્તર ભેદ સામાન્ય વાચકને તત્ત્વજ્ઞાનમા વિશેષ ઉપયોગ કરે તેવા નથી પરતુ શબ્દ-પ્રમાણ સબધમા મીમાસકો નૈયાયિકોથી વધો ભિન્ન મત ધરાવે છે તે બાબત સવિશેષ વિચાર કરવો યોગ્ય છે

મીમાસકોના અભિપ્રાય પ્રમાણે ધર્મતત્ત્વ પ્રત્યક્ષ તથા અનુમાનનો વિષય નથી પ્રત્યક્ષ બાહ્યેન્દ્રિયથી ગ્રાહ્ય વસ્તુને જણાવે છે ધર્મ તેવો પદાર્થ નથી પ્રત્યક્ષ મૂલથી સિદ્ધ વસ્તુને સ્પર્શ કરે છે, ધર્મ એ ક્રિયા સાધ્ય વસ્તુ છે તેથી પ્રત્યક્ષગ્રાહ્ય નથી અનુમાન ઉપમાન અર્થાપત્તિ અને અનુપલબ્ધિ—એ સર્વ પ્રત્યક્ષ પ્રમાણ ઉપર અવલબેલા છે જે કોઇ રીતે પ્રત્યક્ષ થઇ શકે તેમ હોય તેનુ બીજી રીતે અનુમાનાદિ ભાન કરાવે છે જૈમિનિ

કહે છે કે શબ્દનો અને તેના અર્થનો અનાદિ નિત્ય સંબંધ છે, તેથી વેદવાક્યો સ્વત અર્થબોધક છે, અને તે ધર્મતત્ત્વનુ ભાન કરાવે છે વૃત્તિકાર શાસ્ત્ર પ્રમાતી એવી વ્યાખ્યા આપે છે કે ' સામાન્ય પ્રત્યક્ષથી ન સમજાતુ, વાચક શબ્દ વડે વાચ્યાર્થની અભિવ્યક્તિથી ઉત્પન્ન થતું જ્ઞાન " પ્રત્યેક વાચકશબ્દ વર્ણનો બનેલો છે. પ્રત્યેક વર્ણ ઉચ્ચારના ક્રમમા વર્ણનુ ભાન કરાવી સંસ્કાર મૂકી છેવટના વર્ણના ઉદય સમયે પદાર્થનુ ભાન કરાવે છે આ પ્રમાણે અંતિમવર્ણ પદાર્થનુ ભાન જગવે છે શબ્દતત્ત્વ આ પ્રમાણે મીમાંસકો વર્ણાત્મક માને છે, અને તે સબધમા વેદાન્ત, ન્યાય, વૈશેષિક અને સાખ્યસાથે એકમત થાય છે વૈયાકરણો, માન્ત્રિકો અને યોગીઓ શબ્દને સ્ફોટરૂપ માને છે, અને વર્ણો, પદાર્થો અને વાક્યો, તે એકાર્થ વસ્તુને સ્પષ્ટ કરનાર વિગતો છે એમ માને છે જેમ એક મુખ અનેક દર્પણોમા અનેક આકારવાળુ ભાસે છે, તેમ એક શબ્દ અનેક વર્ણ, પદ અને વાક્યમા અનેક અર્થરૂપે ભાસે છે આ શબ્દબ્રહ્મવાદનુ વર્ણન આગળ કરવામા આવશે

શબ્દોનો અને તેના અર્થોનો નિત્યસબધ છે તે નૈસર્ગિક સંબધ ઉચ્ચારદ્વારા વ્યક્ત થાય છે અર્થવ્યક્તિ આ પ્રમાણે શબ્દદ્વારથી થતી હોવાથી તે ઔત્પત્તિક કહેવાય છે પ્રભાકરના અભિપ્રાય પ્રમાણે અમુક શબ્દનો અમુક જ અર્થ એવો માનુષી સકેત અથવા ઇશ્વરેચ્છા શબ્દાર્થના ભાનમા ઉપયોગી નથી જેમ અગ્નિમા ઉષ્ણતાશક્તિ છે તેમ શબ્દમા અર્થને અભિવ્યક્ત કરવાની શક્તિ છે અને તે આનુપૂર્વી વડે અંતિમવર્ણદ્વારથી પ્રકટ થાય છે અગ્નિ અને આપણા શરીરનો સબધ થતા ઉષ્ણતા ન જણાય તો પ્રતિબધક હેતુનુ આપણે જેમ અનુમાન કરીએ છીએ તેમ શબ્દનો ઉચ્ચાર થાય અને તે સાભળીએ અને અર્થનો ઉદય ન થાય તો જ્ઞાનપ્રતિબધક હેતુનો [illegible] કરવો જોઇએ "ગાય લાવો" (**ગામાનય**). એ વાક્યનો ઉચ્ચાર [illegible] બોધ ઉત્પન્ન કરવાને સમર્થ છે. આ વ્યુત્પત્તિ શબ્દોચ્ચારથી થતી ક્રિયાવડે [illegible] આપણે સમજતા જઇએ છીએ. મોટાએ તે વાક્ય પ્રયોગ કર્યો વચલી ઉમર[illegible]નાએ તે પ્રમાણે પદાર્થ આપ્યો

એટલે આપણે તેનાથી નાના સમજીએ છીએ છે આ પદોનો અને વાક્યનો આ અર્થ છે પ્રભાકરના અભિપ્રાય પ્રમાણે શબ્દ ક્રિયાપદ સાથે અન્વિત થઈ અર્થનું ભાન કરાવે છે, સ્વત સિદ્ધ પદાર્થો તે બોધક નથી વેદાન્તોનુ તાત્પર્ય આ પ્રમાણે ક્રિયાપર છે, સિદ્ધવસ્તુના બોધમા નથી, એ લક્ષ્ય સિદ્ધ કરવા આ નિર્ણય રચાયો છે વેદાન્ત અથવા બ્રહ્મમીમાસા શબ્દને કેવલ ક્રિયાપર નહિ માનતા સિદ્ધવસ્તુનો બોધક પણ માને છે. કર્મમીમાસક કહે છે કે સિદ્ધ વસ્તુના બોધક વાક્યો સ્વત અર્થશૂન્ય છે, માત્ર ક્રિયાના અથવા વિધિના બોધક વાક્યના પરિપોષણમા તેનો વિનિયોગ થાય ત્યારે મહત્ત્વ અને છે પ્રભાકરના અન્વિત અર્થને બોધ આપનાના શબ્દના સામર્થ્યો "અન્વિત અભિધાનવાદ"–એવુ નામ આપવામા આવે છે કુમારિલ કહે છે કે વિધિવાક્યના સબધ ઉપરાત અનાન્તર વાક્યો અને પદોના સ્વતત્ર અર્થ હોય છે અને તેથી તેઓ "અભિહિત અન્વયવાદ"નુ સ્થાપન કરે છે એટલે કે પદો પાતાના અર્થનુ ભાન કરાવી ક્રિયા સાથે અન્વય પામતા જાય છે બન્ને વિચારકો તેની સાથે એકમત થઈ એમ માને છે, કે શબ્દ જાતિબોધક છે વ્યક્તિબોધક નથી. માત્ર વિશેષનામોમા સકેત અને વ્યક્તિવાચકપણુ તેઓ સ્વીકારતા જણાય છે

નવ્યનૈયાયિકો શબ્દને જાતિ, વ્યક્તિ અને આકૃતિના સમગ્રને વાચક માને છે બૌદ્ધમતમા શબ્દ જાતિવાચક નથી, પરતુ અન્યના અપોહ (વિરહનુ, ભેદનુ) ભાન કરાવે છે ઘડો આણો–એ વાક્યમા "ઘડો"–એ શબ્દ પ્રભાકરના મત પ્રમાણે "આણો" ક્રિયાપદ સાથે અન્વિત થઈ જાતિ (ઘટત્વ)નુ ભાન કરાવે છે, કુમારિલના અભિપ્રાય પ્રમાણે 'ગય' શબ્દવડે ગોત્વનુ ભાન થાય છે, "આણો" શબ્દવડે આણવાની ક્રિયાનુ ભાન થાય છે, અને પ્રત્યય સમધવડે સમગ્ર વાક્યના અર્થનો બોધ થાય છે, નૈયાયિક કેવલ જાતિનુ નહિ પણ જાતિ વ્યક્તિ અને આકૃતિ–એ ત્રણેના ભાનપૂર્વક વાક્યાર્થનો ઉદય થયો છે, અને બૌદ્ધ, ઘડો નહિ એવા સર્વ પદાર્થોથી ભિન્ન વસ્તુસ્વરૂપ રૂપે ભાન થાય છે એમ જણાવે છે આ અન્વિતાભિધાન રીતિ, અભિહિત અન્વયરીતિ અને અપોહરીતિ–શબ્દની વાચકશક્તિના પ્રકારો છે

શબ્દ વસ્તુત એક છે, અને તે વેદરૂપે અનેકાકાર થયો છે આ શબ્દ નિત્ય છે એમ મીમાંસક માને છે નૈયાયિક શબ્દને કાર્યરૂપ ગણી અનિત્ય માને છે નૈયાયિક પોતાના વિચારના ટેકામા જણાવે છે કે ઘટાદિ અનેક શબ્દો આપણા પ્રયત્નથી ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેઓ ક્ષણિક એટલે વિનાશી છે સામાન્ય બુદ્ધિવાળા પણ શબ્દ ઉચ્ચારો એટલે ઉત્પન્ન કરો એનુ સમજે છે, અને જેવી રીતે અન્ય ક્રિયાવડે કાર્ય ઉત્પન થાય છે તેમ ઉચ્ચારરૂપ ક્રિયાવડે શબ્દ ઉત્પન્ન થાય છે, વળી ઉચ્ચારિત શબ્દ રૂપાન્તરને સન્ધિના ક્રમથી પામે છે, અને તેના સ્વરમા એટલે નાદમા ચઢતા ઉતરતા-પણુ થાય છે ઘણા મનુષ્યો એક શબ્દ એકી વખતે ઉચ્ચારે તો તે શબ્દ મોટો થાય છે આ વિગેરે કારણોથી શબ્દ તે કાર્ય છે અને તેથી તે અનિત્ય છે, એવા નિર્ણય ઉપર નૈયાયિક આવે છે

મીમાંસક કહે છે કે શબ્દ એ કાર્ય નથી, પણ સિદ્ધવસ્તુ છે અને તે ઉચ્ચાર વડે અભિવ્યક્ત થાય છે જે જે કાર્ય હોય છે તે કારક વ્યાપાર અટક થયા પછી પણ વિદ્યમાન રહે છે, જેમકે ઘટરૂપ કાર્ય ( પદાર્થ ) કુભારના વ્યાપાર પછી પણ વિદ્યમાન રહે છે પરતુ ઘટ–શબ્દ ઉચ્ચારનો વ્યાપાર બધ થતા લય પામ્યો જણાય છે ઘણાના પ્રયત્નથી અનેક શબ્દો ઉત્પન્ન થાય છે તેના ઉત્તરમા જણાવવામા આવે છે કે સૂર્યને અનેક પુરુષો એકી વખતે જોઈ શકે છે તેમ એકજ શબ્દ અનેક પુરુષો એકી વખતે ઉચ્ચારે છે તેથી અનેક ભાસે છે શબ્દની ઉચ્ચારના નિયમોમા સધિ વગેરે કારણોથી વિકૃતિ થાય છે, તેમા શબ્દ બદલાતો નથી પણ નવા વર્ણનો ઉદય થાય છે જેમકે **दधि** અને **दध्यन्न ( दधि+अन्न )** એમા **दधि**ની **इ** નાશ પામતી નથી પરતુ તેને સ્થાને **य** નામના નવા વર્ણનો ઉદય થાય છે ધ્વનિ અથવા નાદનુ વિપુલપણુ શબ્દનો વિકાર નથી પરતુ ધ્વનિ અથવા અવાજનો વિકાર છે ધ્વનિ અને વાચકશબ્દ ભિન્ન વસ્તુઓ છે જો શબ્દ સ્વત એક રૂપે ન રહેતો હોય તો બીજાને આપણે એક અર્થનુ ભાન કરાવી શકીએજ નહિ ઘણા મનુષ્યો ઘટ–શબ્દ બોલે ત્યારે પણ “એક ઘટ શબ્દ” બોલે છે, એમ સમજીએ છીએ બાપા

ચાસ્ત્ર પણ મીમાંસાને ટેકો આપે છે જ્યારે શબ્દની આવૃત્તિ કરવાનું કરીએ ત્યારે દશવાર ઘટ શબ્દ ઉચ્ચાર્યો એમ સમજીએ છીએ, દશ ઘટ શબ્દ થયા એમ સમજતા નથી વળી વેદ પ્રામાણ્ય, એક પ્રણવરૂપ શબ્દમાથી આ વિશ્વ અનેકાકાર પ્રગટ થયુ છે એમ સ્પષ્ટ જણાવે છે આ વિગેરે કારણો શબ્દની નિત્યતાના ટેકામા મીમાંસકો આપે છે

આ શબ્દનું પ્રામાણ્ય અને અપ્રામાણ્યનો વિચાર કરવામા મીમાંસકો કહે છે કે જે અપૌરુષેય છે તે સ્વત પ્રમાણ છે એટલે કે વૈદિક શબ્દ સ્વત પ્રમાણભૂત છે લૌકિક શબ્દો પ્રત્યક્ષાદિ પ્રમાણથી ગ્રાહ્ય વસ્તુઓનો બોધ આપે છે અને તે બોધના યથાયોગ્યપણાનો આધાર બોલનારના આપ્તપણા ઉપર રહેલો છે લૌકિક શબ્દો સ્વત પ્રમાણભૂત નથી વૈદિક શબ્દોની સ્થિતિ સ્મૃતિ જેવી છે અનુભવ જેવી નથી લૌકિક શબ્દ બોલનારના સબંધમા આપણે પ્રથમ અનુમાન કરીએ છીએ કે– આ માણસ કઇ સમજતો હોવો જોઈએ તેનુ સમજણવાળુ બોલવુ પ્રમાણ છે " જ્યારે ઇતર પ્રમાણથી બાધિત થતુ તેનુ બોલવુ આપણે સમજીએ છીએ ત્યારે તેના બોલ અપ્રમાણ બને છે વેદવાક્યો અનાદિ અને નિત્ય અપૌરુષેય શબ્દ હોવાથી નિર્દોષ પ્રમાણભૂત છે વેદવાક્યોમા જ્યા જ્યા વિશેષ નામો આવે છે, જ્યા જ્યા અત્યુક્તિ આવે છે ત્યા ત્યા તે સર્વ તે જાતિ વાચક છે અને વિધિના પરિપોષક છે, એવુ સમજાવી મીમાંસકો વેદને નિત્ય અને સ્વત પ્રમાણ સાબિત કરવાનો પ્રયત્ન કરે છે વેદના પ્રામાણ્ય સારુ ઈશ્વરના સ્વીકારની મીમાંસકને જરૂર નથી તેમ જગતની સિદ્ધિ સારુ પણ ઈશ્વરની જરૂર જણાઈ નથી



## (૭) જગત્ જીવ અને ઈશ્વર સંબંધી મીમાંસકના નિર્ણયો.

મીમાંસા શાસ્ત્રમા વેદ પ્રતિપાદિત યત્ન કર્મવડે સ્વર્ગાદિ ફલની પ્રાપ્તિ થાય છે—એ ધર્મસિદ્ધાન્તના ટેકામા સામાન્ય રીતે એવુ માનવામા આવે કે આ શાસ્ત્ર પરમેશ્વરને માનતુ હોવુ જોઇએ પણ તેથી ઉલટી સ્થિતિ મીમાંસકોએ સ્વીકારી છે ઐશ્વરસાંખ્ય એટલે યોગ દર્શનમા ઈશ્વરના

અસ્તિત્વના બળવાન્ કારણો આપણે વિચારી ગયા છીએ ( જુઓ પૂર્વાર્ધ પૃ ૭૯-૮૧ ) ન્યાય-વૈશેષિકમા ઇશ્વરના સદ્‌ભાવના ત્રણ અનુમાનો આપણે વિચારી ગયા છીએ ( જુઓ પૂર્વાર્ધ પૃ ૨૪૯-૨૫૨ ) વેદાન્તશાસ્ત્ર અથવા બ્રહ્મ મીમાસા તો ઇશ્વરને જગતનુ ઉપાદાન તથા નિમિત્ત કારણજ માને છે, એટલે તે તો સ્વભાવથીજ સેશ્વરદર્શન છે વૈષ્ણવ, શાક્ત અને શૈવદર્શનો પણ ભિન્ન ભિન્ન નામથી ઇશ્વરવાદીજ છે, એ આપણે આ પ્રકરણ પહેલાના ત્રણ પ્રકરણોમા જોઈ ગયા છીએ કર્મમીમાસાદર્શન જગતનો ખુલાસો કુદરતી નિયમથી માને છે પરમાણુઓવડે રચાયેલા આ જગતની ઉત્પત્તિ અને લયની વ્યવસ્થા સારૂ ન્યાય-વૈશેષિકને ઇશ્વરેચ્છાને નિમિત્તરૂપે માનવી પડી છે જગતના ઉત્પત્તિ અને લયની ક્રિયા મીમાસકને ઇષ્ટ નથી સસારનો અનાદિ પ્રવાહ પ્રભાકર અને કુમારિલ માને છે પરતુ આ પ્રવાહના સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના ક્રમ તેઓ માનતા નથી પ્રભાકર કહે છે કે પ્રાણીઓની ઉત્પત્તિ કુદરતી રીતે આપણે થતી જોઇએ છીએ, અને તે ઉપરથી ભૂત તથા ભાવિ પ્રાણીઓની ઉત્પત્તિ અને લયનુ અનુમાન કરી શકીએ તેમ છે તેમા ઇશ્વર જેવા સધ્યકર્તા નિમિત્તને લાવવાની કાઈ જરૂર નથી જીવોના ધર્મ તથા અધર્મના અધ્યક્ષ તરીકે બદલો આપનાર પરમેશ્વર જોઈએ એવી દલીલ ઇશ્વરવાદીઓ કરે છે પણ તે યોગ્ય નથી ધર્માધર્મ દૃષ્ટ પદાર્થ નથી કે જે ઇન્દ્રિય ગ્રાહ્ય હોય તેમ મનવડે પણ અનુભવમા આવે તેવા પદાર્થ નથી કારણ કે દેહમા રહેલા મનવડે તે કદાચ સમજાય તેથી પરમેશ્વરને કર્મના અધ્યક્ષ તરીકે ઉભો કરીએ તો તે આપણા જેવો દેહવાળો જ થઈ રહેવો પડે તમ્રાગની ખાતર જીવોના કર્મના જ્ઞાનવાળા ઇશ્વરને માનીએ તોપણ તેના ઉપરનુ અધ્યક્ષપણુ તે શી રીતે ગણી શકે? અધ્યક્ષપણુ કાતો સયોગવડે થાય અથવા સમવાય સબધથી થાય ધર્માધર્મ પોતે ગુણરૂપ હોવાથી સયોગ સબધમા આવી શકે તેમ નથી અને તેમનો સમવાય સબધ જીવાત્મામા રહેલો છે તે સાથે ઇશ્વરનો સબધ બને નહિ સુતારના દૃષ્ટાન્ત વડે જગત્કર્તા ઇશ્વરને માનીયે તો જેમ સુતાર એ શરીર આત્મા છે તેમ ઇશ્વર પણ શરીર આત્મા બને અને શરીર બધનમા

પડેલો આત્મા પરમાણુઓની તથા ધર્માધર્મની વ્યવસ્થા પોતે મર્યાદિત હોવાથી કરી શકે નહિ પરમાણુઓ ઈશ્વર ઇચ્છાથી પ્રાપ્ત થાય અને સૃષ્ટિ ઉત્પન્ન કરે તો ઈશ્વરેચ્છા નિત્ય હોવાથી સૃષ્ટિ નિત્ય ગણાય અને પ્રલયને અવકાશ રહે નહિ–તે ઈશ્વરવાદીને ઇષ્ટ નથી અધ્યક્ષપણ આપણા અનુભવમા માત્ર શરીર ઉપર આત્માનું જાણવામા છે આ શરીરની પ્રાપ્તિ ધર્માધર્મવડે થાય છે અને તેમા રહેલા જીવો પોતપોતાના અદૃષ્ટને અનુસાર સસાર પ્રવાહમા નવા નવા શરીરો ધારણ કરી તણાય છે, તે વધારે યુક્તિ પુરઃસર છે

ન્યાય વૈશેષિકની ઈશ્વર સભાવના ખોટી ઠરાવવા ઉપરાન્ત કુમારિલ ભટ્ટ વેદાન્તવાદીની ઈશ્વરભાવનાનુ પણ ખડન કરે છે પરબ્રહ્મ અથવા પરમાત્મા નિર્ગુણ અને નિર્વિકાર હોય તો આ જગત્ પણ તેવુજ હોવુ જોઈએ તેવા આત્મામા અજ્ઞાન અથવા માયાનો સદ્ભાવ યોગ્ય ગણાય નહિ અજ્ઞાન વિના અન્ય નિમિત્તો ઈશ્વરની ઇચ્છાના પ્રેરક માનીએ તો પરમાત્માની અદ્વૈતતા નાશ પામે છે વળી અજ્ઞાન સ્વાભાવિક હોય તો તે નિવૃત્ત થઈ શકે નહિ, કારણ કે ગુણનો જ્ઞાનવડે બાધ થઇ શકતો નથી

તેવી રીતે સાખ્યનો પ્રકૃતિકારણવાદ કુમારિલના મત પ્રમાણે યોગ્ય નથી પ્રકૃતિના સામ્યનો ભગ થવાથી સૃષ્ટિ થાય, પણ સામ્યભગ આદ્યસૃષ્ટિમા શા નિમિત્તથી થાય પ્રાચીન સર્ગના જીવોના કર્મના સસ્કારોને ભગ કરવામા નિમિત્ત થતા હોય તો તેમા સચેતન ધર્મનો આરોપ કરવો પડશે જ્ઞાનવડે મોક્ષ થવાનો સાખ્ય સિદ્ધાન્ત ટકે તેમ નથી કારણ કે બધની નિવૃત્તિ કર્મના ક્ષયથી થાય અને સાખ્યસિદ્ધાન્તમાં કર્મક્ષયની પ્રક્રિયા નથી પ્રકૃતિની અનન્ત વિકૃતિ થવાનો સભવ હોવાથી કર્મ અને તેના પરિણામો અટકાવી શકાય તેમ નથી

પરમેશ્વરના સદ્ભાવનો કર્મમીમાસક સ્વીકાર કરતા નથી પરતુ જીવાત્માનો સદ્ભાવ તેઓ અવશ્ય સ્વીકારે છે યજ્ઞાદિ કર્મો પોતાના અપૂર્વ એટલે ધર્માધર્મના સસ્કારવડે દેહાન્તર અને લોકાન્તર પરિણામ પ્રકટાવે છે–આ મન્તવ્યનો આધાર દેહથી ભિન્ન આત્માના ઉપર રહેલો છે યજ્ઞાદિ કર્મો બધા આ લોકમાજ ફલ આપનારા હોતા નથી, અને તે કર્મો અને

તેના ફલોનો સબંધ વેદશાસ્ત્ર દર્શાવે છે માટે દેહ, ઇન્દ્રિય અને મનથી ભિન્ન સ્થિર આત્મા માનવો પડે છે સામા પક્ષ તરફથી એવી દલીલ લાવવામા આવે કે–ક્ષણે ક્ષણે બદલાતા કાર્યકરણસંઘાત એટલે શરીર, પ્રાણ, ઇન્દ્રિય, મન વિગેરેનો સમૂહ અવિકૃત આત્મા સાથે જોડાયલો છે, એવુ માનવાને કારણ નથી, વળી જ્યારે સુખ દુખાદિ ફલ પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાણીઓને એમ સ્મૃતિ થતી નથી કે અમૂક કર્મનુ આ ફલ છે જો તેમ થતુ હોય તો આત્માનુ તાદાત્મ્ય બન્ને સમયમા માની શકીએ વળી ખોટુ કર્મ કરવાને તૈયાર થયેલો મનુષ્ય આ કર્મનુ માઠુ ફલ આવશે એ વિચારથી પાછો હઠવાને બદલે તત્પર થાય છે કારણ કે તેને ખાત્રી છે કે આ કર્મનુ આ ફલ છે તેની સ્મૃતિ તેને બીજી યોનિમા થવાની નથી કુમારિલ ભટ્ટ આ દલીલોનુ ઉત્તર આપી કહે છે કે કર્મના નિયત પરિણામોમા સર્વ બાબતની સ્મૃતિ રહેવી જોઇએ, એવો નિયમ નથી યજ્ઞાદિ કર્મ કરનાર પ્રજ્ઞાવાળા પુરૂષો કર્મના નિયત ફળ છે એ વિશ્વાસ ઉપર આધાર રાખી પ્રવૃત્ત થાય છે ખેતી કરનાર ફલ પ્રાપ્તિ વખતે પોતે કેટલી વાર હળવડે તેણે ચાસ પાડ્યા વગેરે બારીક હકીકતની સ્મૃતિ ધરાવતો નથી તેથી ખેતીનુ ફલ નથી એમ કહી શકાય નહિ દેહાદિ સઘાત બદલાવાવડે આત્માનુ એકપણુ બદલાવુ જોઇએ એ પણ યોગ્ય દલીલ નથી એ જ ભવમા અથવા જીવનમા અનેક ફેરફારો અને વ્યતિક્રમ મનુષ્ય ભોગવે છે તોપણ પોતાના ભોક્તાપણામા ભેદ પડ્યાનુ ભાન કોઇને થતુ નથી મીમાંસકના અભિપ્રાય પ્રમાણે મરણ એક અવસ્થાન્તર છે સમુદ્ર પોતાના મોજાના અનન્ત ફેરફારો થયા છતા એકજ છે અને જેમ ગુચળાવાળો સાપ અને સીધો સાપ એકજ છે તેમ અનેક દેહમા અને અનેક લોકમા સંસરણ પામતો આત્મા એકજ છે બૌદ્ધદર્શનના પંચસ્કંધના પ્રવાહરૂપે સંસારના એકપણાને બુદ્ધિમાં કુમારિલ ભટ્ટ માનતા નથી સ્થિર આત્મા વિના આ પંચસ્કંધનુ વૃક્ષ આધાર વિનાનુ તેઓ ગણે છે, અને જેમ આકાશમા વૃક્ષ ઉગતુ નથી તેમ સ્થિર આત્માની પીઠ વિના પંચસ્કંધનો પ્રવાહ સંભવતો નથી કૃતનાશ એટલે કરેલા કર્મનો નાશ અને અકૃતઅભ્યાગમ એટલે

એક નહિ કરેલા કર્મનુ અન્યને ફલ એ બે દોષો બૌદ્ધ મતમા ઉપસ્યા છે બૌદ્ધ મત પ્રમાણે મરણ સમયનું વિજ્ઞાન નવા દેહ એટલે પંચસ્કંધોને શી રીતે ઉત્પન્ન કરે તેનો ખુલાસો થઈ શકતો નથી. આતિવાહિક દેહની સભાવના વિષ્ણ્વાસીના મત પ્રમાણે ટકી શકતી નથી, અને કદાચ ધાન્યના કણ જેવો આતિવાહિક દેહ માનીએ કે જે એક મૃત શરીર અને અન્ય નવા સ્થૂલ શરીરને સબધ કરાવે, તાપણુ વિજ્ઞાન ગર્ભબિન્દુમા નિરાધાર શી રીતે પેસે ? કદાચ ઇન્દ્રિયોના આયતનમા વિજ્ઞાન ગુપ્ત રહેલું ઉગી નીકળે છે એમ માનીએ, પણુ તે બંધ બેસે એમ નથી, કારણકે મરણ સમયે આ ઇન્દ્રિયોનુ આયતન નષ્ટ થાય છે વળી બૌદ્ધ પ્રતિજ્ઞા એવી છે કે એક વિજ્ઞાનમાથી બીજુ વિજ્ઞાન બીજામાથી ત્રીજુ એમ ધારાવાહી વિજ્ઞાન ચાલે છે—આ પ્રતિજ્ઞાનો ભગ ઇન્દ્રિયોના આયતનમાથી વિજ્ઞાન પ્રકટ થાય છે એવુ માનવામા ઉભો થાય છે વસ્તુત નવા જન્મના બાનસ્તુ આવિષ્કરણ અથવા વિજ્ઞાન તેની પહેલાના વિજ્ઞાનમાથી પ્રકટ થતું હોય તેનુ પ્રમાણ આપણી પાસે નથી ઉલટુ એવુ ભાન થાય છે કે શરીર ઇન્દ્રિયો ચેષ્ટાવાળા થાય છે ત્યારે વિજ્ઞાનનો ઉદય થાય છે આથી વિજ્ઞાનની શક્તિ જેમા રહી છે, જે નિત્ય છે અને જે દેહાન્તર કરવા સમર્થ છે તેવા આત્મરૂપ પદાર્થવડે વિજ્ઞાનનો સકોચ વિકાસ સભવી શકે છે આ આત્મા ચેતનરૂપ છે અને વિભુ છે અને તેથી પોતાને એક દેહથી બીજા દેહ સાથે સબંધમા લાવી શકે છે આ આત્મા સ્વભાવથી કર્તૃત્વવાળો છે વૈશેષિકો જેમ કર્મ માત્ર જડ પદાથમા માને છે તેમ મીમાસક માનતા નથી આત્મામા સ્વય કર્તૃત્વ રહેલુ છે આત્મા અનાદિકાલથી દેહની રચના અપૂર્વને અનુસાર કર્યાજ કરે છે જેમ એક કીટ કોશેટાનુ રૂપ પ્રાપ્ત ધારણ કરી પતગનુ રૂપ ધારણ કરે છે, તેમ આત્મા પોતાના દેહના કોશ વયજ કરે છે જ્યા સુધી દેહમા રહેવાની વાસના તેની અટકે નહિ ત્યા સુધી તે નવા નવા દેહને રચ્યાજ કરવાનો

આ આત્મા સ્વય કર્તૃત્વવાળો દેહરચનાને જ્ઞાત અને અજ્ઞાન રીતે કરે છે અહભાવ આ આત્માનુ જ્ઞાન સ્વરૂપ છે, અને અહભાવ વિનાનુ

આત્માનુ અજ્ઞાત સ્વરૂપ છે આત્મા વિભુ એટલે સર્વવ્યાપક છતા જ્ઞાતા-જ્ઞાતદશા શાને લીધે ભોગવે છે? પદાર્થોનો વિભુ આત્મા સાથે નિત્ય સબધ હોવાથી સર્વજ્ઞતા અખડ રહેવી જોઇએ પણ તેમ થતું નથી, આથી અતરાનમા મનરૂપે એક તત્ત્વને મીમાસકો સ્વીકારે છે. ઇન્દ્રિય અને અર્થના સયોગના ફ્લનો આત્મામા મ। અનુભવ કરાવે છે આત્મા જ્યારે વિભુ છે ત્યારે મન અણુ અણુ છે તે તીવ્ર ગતિવાળુ છે મન શરીર વિના રહી શકતું નથી, અને શરીર અધ્યક્ષ આત્મા વિના શરીરરૂપે રહેતું નથી આ રીતે આત્માને જ્યારે જ્યારે મન સુખ, દુખ, ઇચ્છા, દ્વેષ, વિગેરે ધર્મો રજુ કરે છે, ત્યારે આતર પ્રત્યક્ષ આત્મા કરે છે, અને બાહ્ય અર્થનુ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ મનદ્વારા થાય છે આત્માની સત્તા અને વિભુતા મીમાસકો ન્યાય સિદ્ધ માને છે, પરતુ તેનુ જ્ઞાન મનદ્વારા વ્યક્ત થતું માને છે.

આ પ્રક્રિયા ન્યાય-વૈશેષિકોના વિચારો કરતા કોઇ રીતે ચઢીયાતી નથી સુખદુ ખાદિ લાગણીઓના પ્રત્યક્ષ ઉપરાત તર્ક કરવાની ઉચ્ચી માનસ શક્તિનો ખુલાસો મીમાસક મતથી થઇ શકતો નથી ઇન્દ્રિય વિજ્ઞાનના વાહક તરીકેજ માત્ર મનનો સ્વીકાર કરવાથી આન્તર તર્ક અને નિર્ણયકરવાની આપણી માનસ પ્રવૃત્તિનો પાયો મીમાસા દર્શને બરાબર રચ્યો જણાતો નથી.

વળી વેદાન્તશાસ્ત્રની પેઠે આત્માનો જ્ઞાન એ સ્વભાવ ધર્મ મીમાસકોએ સ્વીકાર્યો નથી આત્માના અસ્તિત્વનુ ભાન નૈયાયિકો આન્તર પ્રત્યક્ષ રૂપ માને છે, વૈશેષિકો તેના અસ્તિત્વનુ જ્ઞાન અનુમેય એટલે અનુમાન વડે થતુ માને છે, ત્યારે મીમાસકો તેને પ્રત્યેક જ્ઞાનમા અગ પેઠેલુ મને છે પ્રભાકરની આત્માના અસ્તિત્વના જ્ઞાનની પ્રક્રિયા નીચે પ્રમાણે છે.—

પ્રત્યેક ભેદવાળા પદાર્થના જ્ઞાનમા આત્મા આવશ્યક અગ તરીકે પીઠમા રહે છે, અને તેથી અર્થના પ્રત્યક્ષ અથવા અનુમાનાદિ જ્ઞાનના જે સાધનો તે સાધનોદ્વારા તે સમજાય છે પરતુ જ્ઞાતા જ્ઞેય અને જ્ઞાનનું ચમકારો સ્ફુરણ થયા છતા આત્મા સામા વિષયરૂપે સ્ફુટ અનુભવાતો નથી પણ જ્ઞાનના કર્તા તરીકે સમજાય છે જેમ ચાલતો માણસ ચાલવાની ક્રિયાનો કર્તા છે, ચાલવાની ક્રિયાનુ કર્મ અથવા વિષય નથી, તેમ જ્ઞાન

'પામતો આત્મા જ્ઞાનકર્તા ( જ્ઞાતા ) છે. આ પ્રમાણે આત્મા સ્વયંપ્રકાશ જ્ઞાનનો આધાર અથવા અધિકરણ બને છે, અને તે આધાર અથવા આશ્રયપણાને આપણે "હું" ભાવથી ઓળખીએ છીએ. સુષુપ્તિકાલે જ્ઞાનસ્ફુરણ નહિ હોવાથી અને આત્મા જ્ઞાન સાથેજ ગ્રહણ થતો હોવાથી આપણા આત્માનું અહંસ્ફુરણ તે કાલે હોતું નથી.'

આ પ્રક્રિયા આત્માના અસ્તિત્વના ગ્રહણની કંઈક ચમત્કારિક છે. પણ સ્વયંપ્રભ આત્મવાદ જેવી નથી. મૂલ શાબર ભાષ્યમાં આત્માનું સ્વયંપ્રભત્વ સ્વીકારાયેલું જણાય છે. અને કુમારિલ તંત્રવાર્તિકમાં જ્ઞાતાને સ્વયંપ્રભ માને છે, જોકે જ્ઞાનથી તેને ભિન્ન તત્ત્વરૂપે માને છે.

આત્મા આ પ્રમાણે નિત્ય, વિભુ, સત્, કર્મના ફલને ભોગવનારો નવા નવા દેહને રચનારો અને મનવડે જ્ઞાનાજ્ઞાન દશાવાળો છે. એટલુંજ નહિ પણ તે વેદાન્તવાદી કહે છે તેવો એક નથી. પરંતુ ન્યાય-વૈશેષિકના અભિપ્રાયને અનુસાર અનેક છે. આ આત્મા સંસાર પ્રવાહમાં પડે તો મોક્ષ શી રીતે મેળવે છે ? પ્રભાકર કહે છે કે પ્રથમ તો આ ભૂલોકના જીવનના દુઃખોથી મનુષ્યને ત્રાસ થાય છે અને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. સંસારના સુખો પોતાની ઉત્પત્તિમા, ભોગમા, અને વિનાશમા દુઃખથી મિશ્ર હોય છે અને તેથી આત્મા તેમાથી છુટવાનો પ્રયત્ન શરૂ કરે છે. આ પ્રયત્નનુ આરંભનું રૂપ નિષિદ્ધ કર્મોનો ત્યાગ હોય છે. નિષિદ્ધ કર્મનુ આચરણ નવા દેહમાયાતના ભોગવવાનું ફલ ઉત્પન્ન કરનારૂં હોય છે તે તેવા કર્મના ત્યાગથી બંધ થાય છે. તે સાથે કામ્ય કર્મોનો ત્યાગ થવાથી સ્વર્ગાદિ લોકમા જવાનો વેગ બંધ થાય છે. પ્રાચીન કર્મો ભોગવડે ખપાવવામાં આવે છે. આત્મજ્ઞાનવડે, સંતોષ સંયમ વિગેરે ગુણો વડે, ભોગના આયતનને ઘડવાનુ તે છોડી દે છે. આત્મજ્ઞાન કોઇ નિયત ફલને ઉદ્દેશી વેદમાં વિધાન થયેલુ નથી, તેથી સંસરણનો અભાવ તે જ્ઞાનનું ફળ સમજવુ. મોક્ષનો અર્થ એવો થાય છે કે ધર્મ અધર્મની પ્રવૃત્તિ અટકવી અને શરીરથી પૃથક્ આત્માનુ અસ્તિત્વ થવું. આ પ્રમાણે મોક્ષ મીમાંસકના મતમા નિર્વાણ અથવા નિરોધ રૂપ સ્થિતિ છે. તેમાં જ્ઞાન વિનાનું અસ્તિત્વ અને સુખ અને દુઃખ ઉભયનો અભાવ હોય છે. વૈશેષિકની મોક્ષ

ભાવના કરતા આ કર્મ મીમાસા ની મોક્ષ ભાવના કોઈ રીતે ચઢીયાતી નથી.* વેદાન્તવાદીના મત પ્રમાણે આનદનો આવિર્ભાવ મોક્ષમા સ્વીકારાયો નથી

## (૮) કર્મનાંફળ પ્રસવની પ્રક્રિયા.

કર્મમીમાસામા કર્મના ફલ પ્રસવનો નિયમ કુદરતના નિયમ જેવો છે તેમા દેવતાને અથવા પરમેશ્વરને વચમા ગણવામા આવતો નથી કોઇપણ દેવ નિત્ય અથવા સર્વ વ્યાપક નથી તેથી કર્મના ફલ પ્રસવનુ બીજ કર્તામા રહેવુ જોઇયે યજ્ઞાદિકર્મ કરતા પહેના, જે શક્તિ અથવા સામર્થ્ય સ્વર્ગાદિ ફલપ્રાપ્તિનુ નહોતુ તે યજ્ઞકર્મ કરતા ઉત્પન્ન થાય છે આ સામર્થ્ય અથવા બીજને મીમાસકો અપૂર્વ કહે છે, કારણકે પહેલા નહોતુ તે કર્તામા આવે છે અપૂર્વની સાબીતી વેદ પ્રમાણથી થાય છે, એટલુજ નહિ, પણ અર્થાપત્તિ પ્રમાણથી થાય છે યજ્ઞાદિ કર્મ ફલવાળા છે અને તે ફલ કારીરી વિગેરે ઇષ્ટિમા વૃષ્ટિરૂપે અહીં મળે છે, તે રીતે સ્વર્ગાદિ ફલ અન્યત્ર મળે છે યજ્ઞકર્મ સમાપ્ત થયા પછી ફલ ભિન્નદેશ અને કાલમા મળે છે, તેથી તેના પ્રસવના કારણરૂપે બીજાવસ્થા હોવી જોઇયે, અને તે અપૂર્વ છે જેમ ખેતીનુ કર્મ, ફ યમા સસ્કાર મૂકી, યોગ્ય ઋતુમા ખેતી કરનારને ધાન્યાદિ ફલ આપે છે તેમ યજ્ઞાદિ કર્મ, તાના આત્મામા સસ્કાર રૂપે રહી, લોક લોકાતરમા ફલે છે સ્વર્ગકામનાવાળાએ જ્યાતિષ્ટોમ યજ્ઞ કરવો-એ ભાવના વેદના વિધિવાક્યના આજ્ઞાબોધક ક્રિયાપદ વડે કર્મનો આરભ થાય છે કુમારિલભટ્ટ કર્મનુ પ્રેરક વિધિવાક્ય માને છે પ્રભાકર કહે છે કે પ્રયોજક વાક્યના આજ્ઞાવાચક ક્રિયાપદમા પ્રેરક પણું નથી પરતુ તે વાક્ય નિયોગને પ્રકટ કરે છે એટલે સમસ્ત વાક્યાર્થ કર્તવ્યનુ ભાન ઉત્પન્ન કરે છે અને તે ભાન કર્તા પુરૂષને પ્રયત્નવાળો કરે છે અને આ પ્રયત્ન બાહ્ય ક્રિયાને જન્મ આપે છે સારાશ પ્રયત્નના પ્રેરક હેતુને નિયોગ કહે છે ક્રિયાનો પ્રેરક હેતુ વિધિવાક્યમા છે કે કર્તા પુરુષના ચિત્તમા છે એ બાબત સ્પષ્ટતાની જરૂર છે સ્વર્ગની કામના વાળાએ જ્યોતિષ્ટોમ યજ્ઞમા પ્રવૃત્ત થવુ-એ વાક્યમા આજ્ઞાવાચક ક્રિયાપદ જેના ચિત્તમા સ્વર્ગની વાસના છે તેને જાગ્રત કરે છે, અને તે કર્તાને નિયોગનું એટલે નિયત્રણ કરવાની આજ્ઞાનું

ભાન કરાવે છે. તેથી નિયોગ વાક્યમાંથી કર્તામાં પેસે છે, અને તે પ્રયત્નને જાગ્રત્ કરી કાર્યને ઉત્પન્ન કરે છે. કાર્ય એટલે ક્રિયા જન્યસંસ્કાર, અપૂર્વ નામવાળો, કર્તામાં સ્થપાતો જાય છે, અને તે કાળે કરીને ફળે છે.

યજ્ઞાદિ કર્મનું અપૂર્વ, પ્રકૃતિ યજ્ઞમાં એટલે અગ્નિહોત્રાદિ સાદા કર્મમાં, એક હોય છે, અને વિકૃતિ યજ્ઞમાં અથવા નૈમિત્તિક યજ્ઞોમાં તે અનેક હોય છે. યજ્ઞક્રિયાના અંગથી જે અપૂર્વ ઉત્પન્ન થાય તે અંગાપૂર્વ કહેવાય છે. જેમકે દર્શપૂર્ણમાસની ઇષ્ટિમાં આહુતિને લગતી પરચુરણ ક્રિયાઓ વડે અંગાપૂર્વ ઉત્પન્ન થાય છે. સાયંપ્રાતઃ ત્રણ ત્રણ આહુતિઓ આપવા વડે ઉત્પત્ત્યપૂર્વ ઉદય પામે છે. તે સર્વ એકત્ર થઈ સમુદાયાપૂર્વ રચે, અને ત્યાર પછી છેવટે કર્તા પુરુષમા ફલાપૂર્વ મૂકે. હાલના જમાનામાં ડીગ્રી પ્રાપ્ત કરવા મનુષ્યના ઉદ્યોગને, જો આપણે યજ્ઞકર્મ સાથે સરખાવીએ, તો ત્રણ ચાર વર્ષના વ્યાપારમા વચલી પરીક્ષામાં ઉત્તીર્ણ થવાનું વિદ્યા સામર્થ્ય તે અંગાપૂર્વ કહેવાય. તે સત્રના છેલ્લા વર્ષના આરંભમા ઉત્પત્ત્યપૂર્વ ડીગ્રીને લગતું રચાય; છેવટની પરીક્ષામા બેસ્યા પછી સમુદાયાપૂર્વ રચાય, અને ત્યાર પછી ફલાપૂર્વ ઘડાય. આ છેવટનું અપૂર્વ પરીક્ષામા બેસનારને પરીક્ષાનું પરિણામ પ્રકટ થયા પછી સફલ થતાં ડીગ્રીની પ્રાપ્તિરૂપ ગણાય. જ્યાં સુધી ફલાપૂર્વ ઘડાય નહિ ત્યાં સુધી યજ્ઞકર્મ યોગ્ય રીતે થયું ગણાય નહિ જે જે દોષો યજ્ઞક્રિયામાં ઉત્પન્ન થાય તેના નિવારણ અર્થે પ્રાયશ્ચિતાદિ કર્મ કરવું પડે અથવા "કોમ્પાર્ટમેંટ"થી પાસ થઇ ઉત્પત્ત્યપૂર્વ અને સમુદાયાપૂર્વ મેળવવું પડે.

પ્રભાકર અને કુમારિલ બન્ને એવું માને છે કે વિધિ વાક્ય અને કર્તાની ક્રિયા વચ્ચે નિકટ સંબંધ છે. વિધિ વાક્યના શબ્દો "શાબ્દીભાવના" પ્રકટાવે છે, અને તે કર્તા પુરુષમાં "આર્થીભાવના" પ્રકટ કરે છે.

વેદ વાક્યોના, વિધિ, નિષેધ અને સ્તુતિ નિંદારૂપ અર્થવાદ વાક્યો, તેવા વિભાગ પાડવામાં આવે છે. વળી શાસ્ત્રના તાત્પર્યના નિર્ણય કરવાની પદ્ધતિ મીમાંસકોએ રચી છે. પરંતુ આ કર્મમીમાંસાની અર્થ નિર્ણાયક પદ્ધતિનો તેના તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્ત સાથે સાક્ષાત્ સંબંધ નહિ હોવાથી અત્રે તેની ચર્ચા કરવી યોગ્ય ગણી નથી.

## (૯) કર્મમીમાંસામાં સેશ્વરતાવાદની છાયા ક્યાં અને કેવી રીતે આવી ?

યજ્ઞકર્મમા અપૂર્વ અથવા નિયોગ દ્વારથી સ્વર્ગાદિ ફ્લની પ્રાપ્તિ કરાવવાના સિદ્ધાન્તમા, જેના સબધમા યજ્ઞ કરવામા આવે છે તે દેવતાના ઐશ્વર્યનો સ્વીકાર ન હોય તે આપાતત વિરોધી લાગે છે પરતુ યજ્ઞ કાડમા દેવયોનિ અને મનુષ્યોની વચ્ચે ખાસ કેવી સબધ વર્ણવાયો નથી કેવો અને મનુષ્યો વચ્ચે લેવ દેવનો સબધ હોય એવુ માનવામા આવ્યુ છે

પરતુ યજ્ઞકાડ અને જ્ઞાનકાડ વચ્ચેના સધિસ્થાન રૂપ ઉપાસના કાડનો સદ્ભાવ કર્મમીમાસાના પ્રભાકર અને કુમારિલ જાણે ભૂલ્યા હોય, અથવા વેદ વિદ્યાના એક ભાગ ઉપર ભાર મૂકી તેઓ પ્રવૃત્ત થયા હોય, એમ માનવાના બલવાન્ કારણો છે પ્રથમ તો જે આચાર્યના વિચારો ઉપર કર્મમીમાસાની પદ્ધતિ તેઓ રચે છે તે આચાર્ય કેવલનિરીશ્વરવાદી હોય તેવુ માનવાને કાઇ કારણ નથી બ્રહ્મમીમાસાસૂત્રમા જૈમિનિના નામે જે અભિપ્રાયો દર્શાવ્યા છે તેમાના કેટલાક વિચારો કર્મમીમાસાસૂત્ર સાથે બધ બેસતા છે જેમકે કર્મના ફલ ધર્મ એટલે અપૂર્વ દ્વારથી આવે છે (બ્ર સૂ અ ૩ પા ૨ સૂ ૩૮), તોપણ જીવની મોક્ષ ગતિના સબધમા દેવયાનમાર્ગે જતા જીવનો લય **પરબ્રહ્મ**મા થાય છે, અને કાર્ય એટલે **અપરબ્રહ્મ**મા નહિ એવા ભાવનો જૈમિનિનો અભિપ્રાય આપવામા આવે છે (બ્ર સૂ અ ૪ પા ૩ સૂ ૧૧), વળી મુક્ત જીવ પોતાના એટલે બ્રાહ્મરૂપે અભિવ્યક્ત થાય છે અને કેવલચિતિરૂપે શેષ રહેતો નથી (બ્ર સૂ અ ૪ પા ૪ સૂ ૫) અને સત્ય સકલ્પત્વાદિ દૈવી ગુણો તેમા મોક્ષસ્થિતિ પ્રાપ્ત થયા પછી પ્રકટ થાય છે, અને તેનામા દેહ ઇન્દ્રિયનો સદ્ભાવ રહે છે (બ્ર સૂ અ ૪ પા ૪ સૂ ૧૧)—એ વિગેરે અભિપ્રાયો સ્પષ્ટ જણાવે છે કે જૈમિનિ કેવળ કર્મવાદી નહતા પરતુ બ્રહ્મવાદી પણ હતા પૂર્વ મીમાસા સૂત્રકાર જૈમિનિ અને ઉત્તર મીમાસાના સૂત્રમા ઉલ્લેખ પામેલા બ્રહ્મવાદી જૈમિનિ એકજ હોય તો 'મીમાસાશાસ્ત્ર પ્રથમ એક શાસ્ત્રારમ્ભ હતુ અને ઘણુ કરીને એક જૈમિનિની કૃતિ હતી' એવા પ્રાચીન મતવ્યને ટેકો મળે છે શ્રીરામા

૧ નુજાચાર્ય શ્રીભાષ્યમા લખે છે કે " ભગવાન્ બોધાયનની એવી બ્રહ્મસૂત્ર-વૃત્તિનો પૂર્વાચાર્યોએ સક્ષેપ કર્યો હતો . વળી વૃત્તિકાર કહે છે કે આ શારી રકશાસ્ત્ર ( એટલે શરીરમા રહેના જીવાત્માના સ્વરૂપ સબધનું ચાર અધ્યાયનું બ્રહ્મસૂત્રરૂપ શાસ્ત્ર ) જૈમિનિના સોળાધ્યાયીસાથે જોડાયલું છે. એટલે એક તત્ર રૂપ છે ઈ સ ૫૫૦ મા થયેલા નાગાર્જુનની માધ્યમિક કારિકાના ટીકાકાર ચદ્રકીર્તિ ( પૃ ૪૪૧ ) કણાદ, અક્ષપાદ, દિગબર જૈમિનિ વિગેરેનો ઉલ્લેખ તીર્થંકર તરીકે કરે છે તેમા બાદરાયણનુ અથવા વ્યાસનું નામ નથી વળી શકરાચાર્યના પ્રત્યક્ષ શિષ્ય સુરેશ્વરાચાર્ય ( ઈ સ ૮૦૦ ) જે શ્રીરામાનુજના પૂર્વભાવી છે તેઓ નૈષ્કર્મ્યસિદ્ધિમા લખે છે કે " જો જૈમિનિનો અભિપ્રાય સઘળો આમ્નાય એટલે વેદ ક્રિયાપર છે એવો હોત તો તેઓ શારીરક સૂત્રો સિદ્ધ બ્રહ્મપ્રતિપાદક રચત નહિ, પણ તેવા તેમણે રચ્યા છે માટે જૈમિનિનો અભિપ્રાય સઘળો વેદ ક્રિયાપર છે એવુ સાબીત કરવાનો નથી, અને તેવો વિચાર પૂર્વપક્ષી આગ્રહી મીમાસકોનો છે " આ નૈષ્કર્મ્ય સિદ્ધિકાર સુરેશ્વર તેજ કર્મમીમાસક મડનમિશ્ર જેમણે વિધિવિવેક લખ્યો છે એવુ માનવામા આવે છે. તે મડનમિશ્રના પૂર્વાશ્રમના વિચારો તેમણે બદલી તેમણે નૈષ્કર્મ્યસિદ્ધિ લખી એવુ મતવ્ય છે

વળી ભટ્ટભાસ્કર ( ઇ સ ૧૦૦૦) બ્રહ્મસૂત્રના શાસ્ત્રારભ અધિકરણ ભાષ્યમા લખે છે કે " *अथ* " શબ્દનો અર્થ આનંતર્ય લેવો એટલે કે પ્રથમ કર્મવિચાર મીમાસાસૂત્રોમા થઈ ગયો, હવે બ્રહ્મવિચારનો આરભ થાય છે ( ત્યાર પછી શાકરમતના વિવેકાદિ સાધનસંપન્ન થયા પછી એવો અથનો અર્થ, તથા અન્ય વિચારકોનો આત્મા દ્રષ્ટવ્ય છે, શ્રોતવ્ય છે, મતવ્ય છે અને નિદિધ્યાસન કરવા યોગ્ય છે એ વાક્યને અનુસાર ચાર પ્રકારના વિધિવાક્યથી નિયુક્ત થયેલો ઉત્તમાધિકાર પ્રાપ્ત કર્યા પછી એવો અથનો અર્થ પૂર્વપક્ષમા ઉભો કરી પોતાના સિદ્ધાન્તના ટેકામા લખે છે કે ) —જેમ દ્વાદશ લક્ષણી મીમાસા વિના ધર્મવિચાર પૂર્ણ થતો નથી તેમ ચતુર્લક્ષણી મીમાસા વિના બ્રહ્મવિચાર પૂર્ણ થતો નથી પ્રત્યેક વેદવાક્યમા ગુથાયેલી રચના કઠિન હોવાથી, અજ્ઞાન, સંશય અને વિપર્યય ( અવળું

જ્ઞાન ), તેના વિચાર વિના નિવૃત્ત થઇ શકે નહિ ઇત્યાદિનું પ્રમાણ પૂર્વ-મીમાંસામાં સ્વીકારાયેલું ઉત્તરમીમાંસામાં કાયમ રહે છે, કારણકે જેણે વેદનું અધ્યયન કર્યું છે તેવો એકજ જાતનો અધિકારી બન્નેમાં કાયમ છે જો એક ભાગમાં કહેલું પ્રમાણ બીજા ભાગમાં કહેવામાં આવે તો, પુનરુક્તિ દોષ આવે તેથીજ ઉપવર્ષાચાર્યે પ્રથમ પાદમાં કહ્યું છે કે પરંતુ આત્મવાદ અમે શારીરમાં કહીશું આ ઉપરથી પૂર્વે કહેલો આનંતર્ય અર્થ સમજવો " ( भास्करकृत ब्र सू. भा १ १ थी ६ )

આ પ્રાચીન સંપ્રદાયવાદીઓના મુખ્યાચાર્યોના—વિશિષ્ટ અદ્વૈતવાદી, કેવલ અદ્વૈતવાદી, અને ભેદાભેદવાદીના—અવતરણોથી સહજ અનુમાન થાય છે કે મીમાંસાશાસ્ત્ર એક તંત્રાત્મક હતું, અને કર્મમીમાંસામાં તેનો એક દેશ અને બ્રહ્મમીમાંસામાં બીજો દેશ વર્ણન થયો હતો જૈમિનિએ એક વિભાગને ચર્ચ્યો હશે અને બાદરાયણે બીજો વિભાગ ચર્ચ્યો હશે, તે ઉપરથી મૂલતંત્ર એ ઋષિઓને નામે આગળપાછળ હશે વસ્તુત આ સૂત્રો સંગ્રહરૂપ છે, અને એક વ્યક્તિની કૃતિ નથી એવું અનુમાન ઉત્પન્ન થાય છે

ગમેતેમ હોય તોપણ કર્મમીમાંસામાં પાછળથી સેશ્વરવાદની છાયા વેદાન્તે સેશ્વરમીમાંસામાં આણી, અને કેટલાકોએ જૈમિનિને માયાવાદી પણ માન્યા ( જુઓ હરિભદ્રસૂરિના ષડ્દર્શન સમુચ્ચય ઉપર ગુણરત્નની ટીકા)- એ પરિણામ આગંતુક નથી પરંતુ જૈમિનિના મૂલમંતવ્ય સઘળાં કર્મમીમાંસામાં વર્ણવાયાં નથી અને તેમનો બીજો બ્રહ્મવાદ તરફનો પણ નિર્ણય હતો એવા પરંપરાગત મંતવ્યને સંપ્રદાયોના સાહિત્યમાં ટેકો મળે છે

## પ્રકરણુ દશમું.

### બ્રહ્મમીમાંસા દર્શન–સામાન્ય ચર્ચા.

**ब्रह्मविदाप्नोति परम् ॥ (तैत्तिरीय उपनिषद्)**

### (૧) પ્રમાણુવાદની સમાલોચના.

તત્ત્વજ્ઞાનના ઇતિહાસના પાછલા નવ પ્રકરણોમા આપણે નવા નવા રંગો જોયા. આ રંગોથી રંગાયેલા ત્રયીદર્શન, બૌદ્ધદર્શન, જૈનદર્શન, સાખ્ય–યોગદર્શન, ન્યાય–વૈશેષિક દર્શન, શૈવદર્શન, શાક્તદર્શન, વૈષ્ણવદર્શન, કર્મમીમાંસાદર્શન વિગેરે સર્વ દર્શનો દૃષ્ટિના સાધનભૂત તત્ત્વમા ભિન્ન વિચારો ધરાવના હોવાથી દૃષ્ટિના પ્રકારોમા વિલક્ષણ ભેદો ઉત્પન્ન થતા પામ્યા છે દૃષ્ટિના આ ભેદો વડેજ વિશ્વની દૃષ્ટિમા વૈચિત્ર્ય છે વસ્તુના સ્વરૂપ સંબધી નિર્ણયો જ્યા સુધી વસ્તુના દર્શનના સાધનતત્ત્વનો નિર્ણય ન થાય ત્યા સુધી ઘડાના નથી આપણા ચક્ષુરાદિ સાધનો ન હોય તો આપણે બાહ્ય જગતના સબધી શો નિર્ણય કરી શકીએ, આપણને અંતઃકરણ ન હોય તો આપણે આંતર જગત્ સંબધમા શુ નિર્ણય ઉપર આવીએ? આ કારણથી વિચારકો પ્રથમ આ જગતના અનુભવ સબધમા જ્ઞાનસાધનની પ્રણાલિકા રચે છે, અને તેને અનુસાર વિશ્વસબધી નિર્ણયોને શાસ્ત્રનુ રૂપ આપે છે. આ પ્રણાલિકાને **પ્રમાણવાદ** કહે છે આ પ્રમાણવાદનુ સમાલોચન કરવાથી આપણને સમજાશે કે બ્રહ્મમીમાસાદર્શનનો આરભ કેવા સજોગોમા થયો

### (૨) બૌદ્ધસૌત્રાન્તિકમતને અનુસરતો પ્રમાણવાદ.

આપણે આ પ્રમાણવાદના વિચારનો આરભ કરતા પહેલા સર્વ સામાન્ય પરિભાષા જાણવી જોઇયે આપણા અનુભવમદિરમા આપણે ચાર વસ્તુઓ જોઇયે છીએ (૧) અનુભવ કરનાર જેને પ્રમાતા કહે છે, (૨) અનુભવનો વિષય જેને પ્રમેય કહે છે, (૩) અનુભવનું સાધન જેને પ્રમાણ કહે છે (૪) વસ્તુનુ ભેદનુ રૂપ જેને પ્રમા કહે છે

સૌત્રાન્તિક બૌદ્ધ કહે છે કે મનુષ્યોનો સઘળો વ્યવહાર પુરુષાર્થ સિદ્ધ કરવા અર્થે છે પુરુષ જે ઈચ્છે છે તે પુરુષાર્થ ( **अर्ध्यते इति अर्थ** ) આ અર્થ સમ્યક્જ્ઞાન વિના સિદ્ધ થતો નથી તે સમ્યક્જ્ઞાનવડે જ મનુષ્યો પોતાના ભિન્ન ભિન્ન અર્થને મેળવી શકે છે કેવળ બાળક અવસ્થાથી તે ભોગ સમર્થ પરિપક્વ બુદ્ધિના આપણે થઈએ ત્યા સુધીમા આપણો સઘળો વ્યવહાર આ સમ્યક્જ્ઞાનની સામગ્રી ઉપર બધાયેલો રહે છે આપણે તે જ્ઞાનને સમ્યક્જ્ઞાન એટલે સાચુ કહીએ છીએ કે જેવડે આપણે ઈષ્ટ અર્થને મેળવી શકીએ જે રૂપે આપણને પદાર્થો સમજાય છે તે રૂપે આપણને પદાર્થની પ્રાપ્તિ થાય તો તે જ્ઞાન સફળ કહેવાય, નહિ તો તે નિષ્ફળ કહેવાય આ ઉપરથી અર્થપ્રાપકજ્ઞાન તે સફળ અથવા સત્ય જ્ઞાન, અને જે અર્થની પ્રાપ્તિ ન કરાવે તે જ્ઞાન ભ્રાન્ત અથવા મિથ્યાજ્ઞાન કહેવાય

બૌદ્ધ વિચારક કહે છે કે આપણા સર્વ પ્રમાણોનો આધાર પ્રત્યક્ષ જ્ઞાન ઉપર છે આ પ્રત્યક્ષજ્ઞાન આપણે બન્ને ભાગે મિશ્રરૂપમા ઓળખીએ છીએ ખરી રીતે કોઈ નીલ પદાર્થનુ આપણને પ્રત્યક્ષ થાય તેમા બે અંશો હોય છે —(૧) બાહ્ય અર્થના સ્વરૂપ માત્રને સ્પર્શ કરવાનો, (૨) તેના સબધમા અન્ય પદાર્થોસાથે સરખામણી કરી તેની કલ્પના કરી તેને સત્તા અથવા નામ વડે ઓળખવાનો પ્રથમ અંશ તે શુદ્ધ નિર્વિકલ્પ જ્ઞાન જે ઇન્દ્રિય વિજ્ઞાન કહેવાય, અને બીજો અંશ તે સવિકલ્પ જ્ઞાન જે મનોવિજ્ઞાન કહેવાય આપણું ઇન્દ્રિયજન્યજ્ઞાન–શબ્દ સ્પર્શ રૂપ રસ ગધનુ–ખરી રીતે જે ક્ષણે ઇન્દ્રિય અને અર્થનો સબધ થાય તેટલી ક્ષણના અસ્તિત્વાળુ છે તે ક્ષણ વિજ્ઞાન ગ્રાહ્યના સ્વરૂપને જ માત્ર વળગે છે, અને લીન થાય છે, પરતુ લીન થવાની બીજી ક્ષણે જ તે જાણે બાહ્યભૂત હોય તેવુ તે ગ્રાહ્યનુ રૂપ ઉભુ થાય છે પ્રત્યક્ષની આદ્ય ક્ષણનુ આપણુ નિર્વિકલ્પ જ્ઞાન ખરી રીતે નવા જન્મેલા બાળકને આ બાહ્યજગતનુ દર્શન થતા જેવુ ભાન થાય તેવુ સ્વસવેદ્ય અને કોઇને વર્ણન કરી ન શકાય તેવુ હોય છે બૌદ્ધો કહે છે કે આ નિર્વિકલ્પજ્ઞાન સામાન્યગ્રાહી નથી પરતુ "સ્વલક્ષણ" ગ્રાહી છે નૈયાયિકો કહે છે તેમ, વ્યક્તિ રૂપ ગાયના પ્રથમ દર્શનની ક્ષણે આપ-

પુને ગૌત્વનું સામાન્ય ભાન થાય છે, તેનું નામ નિર્વિકલ્પજ્ઞાન નહિ, કારણ કે આધુનિક આપણને અનેક વ્યક્તિમા એકવત્ રહેનાર સામાન્યનુ ભાન થવુ એ કલ્પના જ ખોટી છે પરંતુ પદાર્થ પ્રથમ ક્ષણે આપણને "સ્વલક્ષણ" એટલે પોતાના રૂપમા જ પૂર્ણ અવભાસ પામે છે "સ્વલક્ષણ" એટલે શુ તેનો આપણે વિચાર કરીએ

આદ્ય ઇન્દ્રિય પ્રત્યક્ષમા આપણે વસ્તુના સર્વ ભૂત અને ભાવિ વિગેરેને બાતલ કરી વસ્તુના પોતાના વર્તમાન કેવળ શુદ્ધરૂપને પકડીએ છીએ વર્તમાન શુદ્ધ રૂપ વસ્તુનુ કેવુ હોય? બૌદ્ધ સૌત્રાન્તિક કહે છે કે વસ્તુનુ આ સાદુ સ્વરૂપ તે "ક્ષણ" જેનાથી ઉત્પન્ન તે "ક્ષણ સતાન" પ્રત્યેક સતાનમા એટલે ધારામા ભૂત અને ભાવિ દર્શનોનુ એકીકરણ થાય છે આ એકીભાવ જે વડે થાય છે તેને આપણે બુદ્ધિ,-નિશ્ચય,-કલ્પના,-અધ્યવસાય એવુ નામ આપીએ છીએ આપણે ઘટને ચક્ષુરિન્દ્રિયથી પ્રથમ જોઇએ તે વખતે જે આદ્ય પ્રતીતિ થાય કે "આ કઈક" છે તેનું નામ "ક્ષણ", અને આ ઘટની ક્ષણ પ્રતીતિ અને પછીથી ઉત્પન્ન થનારી કોઈ સ્થિર અર્થની પ્રતીતિ એટલે ઘટનું વિજ્ઞાન-એ બેમા ફેર છે આ બીજુ સતાનવાળુ વિજ્ઞાન બાતલ કરીએ તો ક્ષણ વિજ્ઞાન નહિવત્ અથવા શૂન્ય જેવુ થઇ જાય છે આ ક્ષણ વિજ્ઞાનને જ્ઞાનવડે આપણે પ્રાપ્ત કરી શકતા નથી ક્ષણવિજ્ઞાન એટલે આદ્ય નિર્વિકલ્પજ્ઞાન અલૌકિક પ્રત્યક્ષ (Transcendental) જેવુ છે, કારણ કે તેવડે વસ્તુની લૌકિક માહિતી આપણને મળતી નથી આ નિર્વિકલ્પ પ્રમાણ અસત્કલ્પ એટલે નહિ જેવુ છે આ બૌદ્ધવિચાર પશ્ચિમના કેન્ટના વિચાર સાથે ઘણા મળતા છે કેન્ટ કહે છે કે 'પ્રતિભાના અશ વિના આપણા વિચારો અથવા વિજ્ઞાનો ખાલી છે, અને બુદ્ધિના અશ વિના આપણા વિચારો અથવા વિજ્ઞાનો આધળા છે' બૌદ્ધ પરિભાષામા કહીએ તો કલ્પના વિરહિત (કલ્પનાપોઢ) ઇન્દ્રિયવિજ્ઞાન વિના આપણુ જ્ઞાન "શૂન્ય" અથવા ખાલી છે, અને કલ્પના (બુદ્ધિ અથવા એકીભાવ) વગર આપણુ જ્ઞાન "અધ" છે. વ્યવહારમા આપણને પ્રતિભાની અથવા આદ્યશુદ્ધ પ્રતીતિની તેમ બુદ્ધિના એકીકરણની-બન્નેની જરૂર

હે છે ધર્મકીર્ત્તિ પોતાના આ વિચારો 'ન્યાયબિન્દુ'' મા જણાવે છે ધર્મકીર્તિ બાહ્યઅર્થને માને છે, પરંતુ તે બાહ્ય અર્થ તે સ્વતંત્ર ગ્રાહ્ય પદાર્થ નહિ, પરંતુ અર્થક્રિયાની ક્ષણ અથવા સ્વલક્ષણ જેવો આંતર ચૈત્યપદાર્થ. અથવા ગ્રાહ્ય આપણી બુદ્ધિમા પ્રતિભાસ પામતો ઘટ જો સ્વલક્ષણ અને પરમાર્થ સદ્વસ્તુ હોય તો વિજ્ઞાનવાદનુ શુ થાય? ખરી રીતે ઘટનુ આદ્ય નિર્વિકલ્પ પ્રત્યક્ષજ્ઞાન, અને ઘટની શુદ્ધ કલ્પનામા ફેર છે પ્રથમ જ્ઞાન કોઈ સદ્વસ્તુને સ્પર્શ કરે છે, અને તેના સબંધમા વિશિષ્ટ કલ્પના થાય છે જેવી રીતે કેન્ટના મતમા વસ્તુના સ્વરૂપમા (Thing in-itself) એ- ઇન્દ્રિય જ્ઞાનની ક્ષણનો અને શુદ્ધ વિજ્ઞાનનો સ્વીકાર છે, તેવી રીતે ધર્મ- કીર્તિ પણ શુદ્ધ પ્રત્યક્ષમા અને શુદ્ધ કલ્પનામા ભેદ માને છે પ્રત્યક્ષજ્ઞાન ક્ષણમાથી સતાનમા એટલે નિર્વિશેષ ભાવમાથી સવિશેષ ભાવમા જાય છે, અનુમાન પ્રમાણ સતાનમાથી ક્ષણમા જાય છે એટલે સવિશેષ ભાવમાથી નિર્વિશેષ ભાવમા પલટાય છે અનુમાન આ પ્રમાણે કલ્પનાની જાળમા ગુચવાયેલુ છતા અર્થક્રિયાની ક્ષણમા એટલે સદ્ભાવમા આવે છે તેવી સ્વત ભ્રાત છતા પરિણામે અભ્રાત એટલે પ્રમાણભૂત મનાય છે

પ્રત્યક્ષ જ્ઞાનના સ્વલક્ષણ અને કલ્પના—એ બે અંશો સયુક્ત થઈ આપણુ મનોવિજ્ઞાન ઉભુ થાય છે આ ઘટનુ સ્વલક્ષણ જ્ઞાન જ્યારે કલ્પ નાથી ઉભુ થયેલુ મનોવિજ્ઞાન બને છે એટલે સવિકલ્પ થાય છે ત્યારે તે એવુ બતાવે છે કે જો આ જ્ઞાનને અનુસરી પ્રવૃત્તિ કરવામા આવશે તો અર્થ પ્રાપ્ત થશે આ સ્થિતિને પ્રમાણફલ કહે છે

પ્રમાણવૃત્તિ અને પ્રમાણફલમા ભેદ છે પ્રમાણવૃત્તિ માત્ર વસ્તુના સ્વરૂપનુજ ભાન ઉત્પન્ન કરે છે, અને તે ખરી રીતે ક્ષણવિજ્ઞાન હોવાથી ન જણાયેલુ જણાવે છે (અનધિગતાધિગન્તૃ), અને તે વડે બાહ્ય અર્થ સબધમા કેવી કલ્પના કરવી તેનુ ભાન આપણને થાય છે તેવી પ્રમાણવૃ ત્તિથી આપણને બાહ્ય અર્થના સબાદની ખાત્રી (પ્રામાણ્ય) થાય તો આપ- ણને પ્રમાણફલ મળ્યુ એમ કહેવાય છે સૌત્રાન્તિક બૌદ્ધની આ જ્ઞાનપ્રક્રિયા આપણા જ્ઞાનમા ઇન્દ્રિય જન્ય સ્વલક્ષણાશ કેટલો અને બુદ્ધિજન્ય કલ્પનાનો

અંશ કેટલો તેનું સારૂં પૃથક્કરણ કરી બતાવે છે. પરંતુ બાહ્યઅર્થ વડે "સ્વલક્ષણ" જ્ઞાન શી રીતે ઉત્પન્ન થાય છે. અથવા તો તે જ્ઞાનનું પોતાનું સ્વરૂપ કેવું છે તે બાબત તે પ્રક્રિયાથી નિર્ણય થઈ શકતો નથી. ટુંકામાં બાહ્યઅર્થનો વિજ્ઞાન સાથે કેવા પ્રકારનો સંબંધ છે તેનો ખુલાસો આ પ્રક્રિયામાં નથી.

## (૩) વિજ્ઞાનવાદીનો પ્રમાણવાદ.

વિજ્ઞાનવાદી આ સ્થાને કહે છે કે આપણે "સ્વલક્ષણ" જ્ઞાનમાં પણ અર્થનો સાક્ષાત્કાર કરી શકતા નથી, અને તે સ્થિતિમાં પણ જ્ઞાનના આકારનેજ પકડીએ છીએ, તો શા સારૂ આપણે સત્ય બાહ્યાર્થને માનવો ? સવિકલ્પજ્ઞાનમા તો સૌત્રાન્તિક માને છે કે આપણે મનોવિજ્ઞાનના આકારોનેજ ગ્રાહ્ય અથવા વિષયરૂપે સમજી વ્યવહાર કરીએ છીએ. ત્યારે વિજ્ઞાનવાદી કહે છે કે જેને નિર્વિકલ્પ અથવા સ્વલક્ષણ જ્ઞાન કહેવામા આવે છે તેમા પણ જ્ઞાનના આકાર વિના અર્થનો સાક્ષાત્ સંબંધ થતો નથી, તો આ સંપૂર્ણ જગત્ વિજ્ઞાનમય છે એમ માનવાને શો વાંધો ? નીલ અર્થ અને નીલ વિજ્ઞાન સાથેજ પ્રતીત થાય છે તો અર્થ અને વિજ્ઞાન અભિન્ન વસ્તુ છે એમ માનવું યોગ્ય છે. આથી વિજ્ઞાનમાત્ર એવી શક્તિ છે કે તે સ્વયં પ્રકાશ હોય છે, અને તે પોતેજ બાહ્ય જગતના આકારરૂપે એટલે અર્થરૂપે ભાસે છે સ્વપ્નમા બાહ્યઅર્થ નહિ છતા જેવા આભાસો સત્યવત્ ભાસે છે તેમ જાગ્રતકાલમા પણ બાહ્યઅર્થ વિના વિજ્ઞાનના વૈચિત્ર્યવડે જગદ્વ્યવહારનો ખુલાસો થાય છે. અનેક ભેદવાળા પદાર્થો વડે વિજ્ઞાનના અનેક આકારો થાય, તે ન હોય તો ન થાય, એમ માની બાહ્ય જગતના સદ્ભાવને સાબીત કરવાનો પ્રયત્ન મિથ્યા છે, કારણકે તેવી કલ્પનામાં બાહ્યઅર્થો ભિન્નરૂપે દેખાય તેવું તેમા બલ આપણે માનવું પડશે, તેના કરતાં વિજ્ઞાનમાં નવાં નવા રૂપો ઘડવાનું સામર્થ્ય માનવું વધારે યોગ્ય છે. અનાદિ સંસારમા એક વિજ્ઞાન પોતાના અંતર્ગત પ્રાચીન વાસનાના વૈચિત્ર્યથી અનેકાકાર ભાસે અને તેથી ભિન્ન ભિન્ન વિજ્ઞાનની શ્રેણીઓ અથવા ધારાઓ જગતનો ખુલાસો

આરી રીતે કરી શકે છે અર્થાકાર વિજ્ઞાન ઉપગત પ્રમાતાનુ રૂપ ધરતાર વિજ્ઞાનની પણ ધારા હોઈ શકે છે હું નીનપદાર્થને જોઉ છુ—એ પણ વિજ્ઞાનનો પ્રકાર છે, જેવી રીતે " આ નીલ છે " એ પણ વિજ્ઞાનનો પ્રકાર છે • જ્યા સુધી એક આલયરૂપે વિજ્ઞાનની ધારા રહે, ત્યા સુધી એક વ્યક્તિપણાની અથવા પુરુષની પ્રતીતિ રહે અને જ્યા સુધી એક અર્થાકાર ધારા રહે ત્યા સુધી પ્રમેયના વિજ્ઞાની ધારા રહે પ્રથમ ધારાને આપણે "આલયવિજ્ઞાનધારા" કહીએ, તો બીજાને આપણે "પ્રવૃત્તવિજ્ઞાનધારા કહીએ જેવી રીતે બાહ્યસ્થિર અર્થ છે એ ભ્રમ છે, તેમ આંતર કોઈ સ્થિર પ્રમાતા અથવા પુરુષ છે તે પણ ભ્રમ છે આ પ્રક્રિયામા જ્ઞાનના આધારભૂત બાહ્ય જગત, તેમ આતર પ્રતીતિના આધાર ભૂત સ્થિર આત્મા—એ બન્નેને દૂર રાખવામા આવે છે

## (૪) નૈયાયિકોનો પ્રમાણવાદ.

ન્યાય દર્શનમા પ્રમાણ લક્ષણ એવુ આપવામા આવ્યુ છે કે જે સામગ્રીવડે અજ્ઞાત અને અબાધિત જ્ઞાન ઉત્પન થાય તે પ્રમાણ આ સામગ્રીમા બોધ અબોધ સ્વભાવવાળા પદાર્થો પણ આવે છે અને તે ઉપરાત બોધ પણ આવે છે બાહ્ય પદાર્થ સાથે ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો સયોગ થતા પ્રથમ આપણામા નિર્વિકલ્પ પ્રત્યક્ષ ઘટત્વ-પ્રકારનુ જાગે છે, અને ત્યાર પછી " આ ઘટ છે, તે લાલ છે' વિગેરે વિશેષણવાળુ સવિકલ્પ પ્રત્યક્ષ ઉત્પન થાય છે નિર્વિકલ્પ પ્રત્યક્ષ જોકે આપણી ભાનભૂમિકામા આવતુ નથી પણ તેના સદ્ભાવનુ આપણે અનુમાન કરી શકીએ છીએ આ ઘટ છે—એ વિશિષ્ટ જ્ઞાન છે તે વિશેષણજ્ઞાન વિના ઉદય થઈ શકે નહિ ઘટત્વાકાર જ્ઞાન તે વિશેષણજ્ઞાન અને તે નિર્વિકલ્પજ્ઞાન કહેવાય છે બૌદ્ધો પ્રમાની વૃત્તિને અને પ્રમાની કારણ સામગ્રીને મિશ્ર કરી પ્રમાને એટલે જ્ઞાનને જ પ્રમાણ બનાવે છે નૈયાયિક કહે છે કે જ્ઞાન અથવા બુદ્ધિ બાહ્ય જગતને ઘડનાર સાધન નથી પણ બાહ્ય અર્થ વિદ્યમાન કેવો છે તેની તે ખાત્રી કરાવે છે, જેટલા અશમા બાહ્ય અર્થની તે ખાત્રી કરાવી આપે છે તેટલા અશમા જ્ઞાનને

પ્રમાણ માનવામા બાધ નથી. પરંતુ બાહ્ય અર્થ સાથે આપણો સંબંધ કેવા પ્રકારનો છે, તેનો નિર્ણય કરવામાં જ્ઞાન તે પ્રમાણફલ છે. પરંતુ નૈયાયિકોએ જ્ઞાનની ઉત્પત્તિ શી રીતે થાય છે તેનો ખુલાસો કરવાના પ્રયત્નમા ભૂલ એ કરી કે જેવી રીતે બાહ્ય પદાર્થોના સંયોગોથી કાર્યો ઉત્પન્ન થાય છે, તેવું જ્ઞાન પણ કાર્ય અથવા પ્રતીતિ છે એવું માની લીધું. જ્યારે જ્યારે પ્રમાણ સામગ્રીનો વ્યાપાર થાય ત્યારે ત્યારે જેમ અરણિ મથનથી અગ્નિ ઉત્પન્ન થાય તેમ જ્ઞાન પણ ઉત્પન્ન થાય છે એમ સ્વીકાર્યું પણ નૈયાયિક ભૂલે છે કે બાહ્યપદાર્થનું અસ્તિત્વ જ જ્ઞાનવડે સમજાય છે, જ્ઞાન અથવા બુદ્ધિને આત્માનો ગુણ માની અને બાહ્યઅર્થનો ઇન્દ્રિયસંયોગ, ઇન્દ્રિયોનો મનસાથેનો સંયોગ, અને મનનો આત્મા સાથે સંયોગ થવાથી તે જ્ઞાનગુણ નવો ઉત્પન્ન થાય છે-એ પ્રક્રિયામા આત્મા અને જગત્ બંનેને જડ સ્વીકારી, અને જ્ઞાન અથવા બુદ્ધિને જન્ય ધર્મ માની આત્મા, જગત્ અને બુદ્ધિ-એ ત્રણના મૂલ સ્વરૂપને ન્યાય દર્શન સમજાવી શકતું નથી

---

## (૫) સાંખ્યનો પ્રમાણવાદ.

અત્ર સાંખ્ય કહે છે કે જ્ઞાન અને જ્ઞાનજનક સામગ્રીમા ભેદ છે તે વાત ખરી, પણ જેટલા અંશમા જ્ઞાન બાહ્ય અર્થની છાયાને અથવા આકારને ધારણ કરે છે તેટલા અંશમા તે જ્ઞાન અર્થની જાતિનું જ એટલે સ્વત જડ દ્રવ્ય રૂપ છે જ્યારે બાહ્ય અર્થો મૂર્ત અને સ્થૂલ છે ત્યારે આ જ્ઞાનાકાર દ્રવ્ય અમૂર્ત અને સૂક્ષ્મ છે પરંતુ અર્થાકાર અને જ્ઞાનાકાર દ્રવ્ય સ્વરૂપે જડ છે. જેટલા અંશમા વિકારી થઈ અર્થાકાર પરિણામને પામે તેટલા અંશમા જ્ઞાન બાહ્યાર્થની જાતિનું પણ ઉંચા પ્રકારનું દ્રવ્ય સમજવું. પરંતુ અર્થાકાર પરિણામ પામતુ જ્ઞાનનુ રૂપ કોઇ અન્ત રંગ પ્રકાશથી સચેતન થાય છે જ્ઞાનના આકારમા જે ચિતિનો અથવા પ્રકાશનો ભાસ થાય છે તે કંઈક જૂદી વસ્તુ છે જ્ઞાનની જ્ઞેયરૂપ આકૃતિઓમા અથવા ચિત્તની ચૈત્યરૂપ મૂર્તિઓમા ઝળહળતું જે જ્યોતિ છે, તે કોઇ સ્થિર દીપકની છાયા છે. જેમ સમુદ્રના તોફાની મોજામા દીવાદાંડીનુ તેજ પડી મોજાંમા વિચિત્ર

રૂપે ઘડાય તેમ આ સ્થિર કૂટસ્થ દીપ અનેકાકાર બુદ્ધિની વૃત્તિઓમાં પ્રતિફલિત થઈ વૃત્તિઓને સતેજ કરે છે, અને સ્વભાવે તે નિર્વિકાર રહે છે. આ સ્થિર કૂટસ્થ પ્રકાશ તે વાસ્તવ "હું". તેનું નામ પુરૂષચેતન, અથવા શુદ્ધચિતિશક્તિ. આ સ્વભાવથી ભિન્ન ગુણધર્મવાળું પુરૂષતત્ત્વ, વિકારી પ્રકૃતિતત્ત્વ સાથે કેવી રીતે સંબંધમાં આવે છે તે સાંખ્યદર્શનનો ગહન પ્રશ્ન છે. તે સંબંધમાં આપણે પૂર્વાર્દ્ધમાં વાચસ્પતિમિશ્ર અને વિજ્ઞાનભિક્ષુના વિચારો સમજવા પ્રયત્ન કર્યો છે.* અત્ર એટલું કહેવું બસ થશે કે બુદ્ધિ એ નૈયાયિક કહે છે તેવો ગુણ નથી, પરંતુ તે ગુણી દ્રવ્ય છે, જોકે ઘણા ઉંચા પ્રકારનું એટલે સત્ત્વમય છે. બુદ્ધિ સત્ત્વના જે જે પરિણામો અથવા વૃત્તિઓ ઉત્પન્ન થાય તેનું નામ **પ્રમાણ**, પરંતુ સ્વત. પ્રામાણ્ય અથવા સ્વતઃ અપ્રામાણ્ય બીજી વૃત્તિઓજ કરાવે છે. કંઇ બાહ્ય અર્થ તેનો નિર્ણય કરાવી શકતા નથી. જ્યારે પ્રમાણવૃત્તિ પુરુષના ચૈતન્યથી સચેતન થાય ત્યારે તે પ્રમાણને ઉત્પન્ન કરે. બીજી વૃત્તિઓ પ્રમાણવૃતિ હોવીજ જોઇએ તેવો નિયમ નથી, ખરી અથવા ખોટી વૃત્તિઓના સદ્ભાવનું ભાન તો પુરૂષનું ચૈતન્યજ કરાવે છે. સાંખ્ય બાહ્ય જગતનું કારણ પ્રકૃતિદ્રવ્ય છે એમ માને છે તેટલા અંશમાં તે લૈકિક સદ્વાદી (Realist) છે અને જેટલા અંશમા બુદ્ધ ઉપરાત પરભૂમિના પુરુષપ્રકાશને સ્વીકારે છે તેટલા અંશમા અલૈકિકવસ્તુવાદી (Transcendentalist) છે. જ્યારે નૈયાયિકના મતમાં આકારવાળી બુદ્ધિ અને સંવિત્ અથવા ચેતનમાં ભેદ નથી, ત્યારે સાખ્યમતમા બુદ્ધિથી પર પ્રકાશ પુરુષનો છે અને તેનુંજ નામ ચિતિ અથવા ચેતન છે. જ્યારે નૈયાયિક મતમા બુદ્ધિનો ઉદય એજ સંવિત્ અથવા ચેતન અને તેથી બુદ્ધિ એ એક ભૌતિક પદાર્થ જેવું કાર્ય છે, ત્યારે સાખ્ય મતમાં પુરુષના આભાસવાળી બુદ્ધિ, જેને આપણે ભાનવાળી સ્થિતિ કહીએ, તે ભાતિક અને અભાતિક અંશવાળી મિશ્ર અવસ્થા છે.

## (૬) મીમાંસકાનો પ્રમાણવાદ.

મીમાંસકે જ્ઞાનની ઉત્પત્તિપ્રક્રિયા નૈયાયિક જેવી રાખી. પરંતુ જ્ઞાન, ઉદય થયા પછી, બીજાં સર્વ ભૈતિક કાર્યો કરતાં તદ્દન જૂદા પ્રકારનું કાર્ય

* જુઓ પૂર્વાર્ધ-પૃ. ૧૦૧.

છે એમ માન્યું. જ્ઞાનની જનક બાહ્ય સામગ્રી ગમે તે પ્રકારની હોય પરંતુ ઉત્પન્ન થયા પછી જ્ઞાન પોતે સ્વપ્રકાશ બને છે એટલુંજ નહિ પરંતુ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રણેને સમકાલે તે પ્રકટ કરે છે. જ્ઞાનના આ અદ્ભુત સામર્થ્યને મીમાંસકો "સ્વતઃ પ્રામાણ્ય" કહે છે. જ્ઞાનના ઉદય સાથેજ તેના ખરાપણાની ખાત્રી ઉત્પન્ન થાય છે, અને બાહ્યઅર્થ સાથે તેનો સંવાદ કરવા તેને થોભવું પડતું નથી. તેનું અપ્રામાણ્ય હોય તો બીજી વૃત્તિ તેને બાધિત કરી અપ્રમાણ ઠરાવે, પરંતુ અર્થના હાથમાં સત્તા નથી કે તે જ્ઞાનની સાથે વિસંવાદ કરી તેને ખોટું ઠરાવે. જ્ઞાનની ભૂલ થાય તો બીજું જ્ઞાન તેને સુધારે, પરંતુ અર્થની સત્તા નથી કે તે જ્ઞાનને ખોટું ઠરાવે. જ્યારે નૈયાયિકો અર્થના સંવાદમાં જ્ઞાનના પ્રામાણ્યની કુંચી મૂકે છે, ત્યારે મીમાંસકો અનુભવ મંદિરમાં જ્ઞાન જાગ્યા પછી અર્થને મંદિર બહાર બેસાડી ચાવી પોતાના હાથમાં લે છે.

સાંખ્યની પેઠે મીમાંસકને જ્ઞાનમાં જડ અને અજડ અંશના સંમિશ્રણની જરૂર જણાતી નથી. જ્ઞાન પોતે, વિદ્યુતની પેઠે, પોતાને, ભૂમિ જેવા જગતને, અને આધારભૂત મેઘ એટલે આત્માને, સમકાલે પ્રકાશિત કરે છે– એમ મીમાંસક કહે છે બાહ્ય જગતને જેવું છે તેવું દર્શાવે તે ઉપર જ્ઞાનના પ્રામાણ્યનો આધાર નથી, પરંતુ બાહ્યજગત્ સાથે આપણે કેવા સંબંધમાં આવવું તેના સાક્ષાત્ અનુભવના બલને તે પ્રકટ કરે છે

પરંતુ આ વિલક્ષણ બલવાળું સ્વતઃ પ્રમાણભૂત જ્ઞાન સ્વયં શી વસ્તુ છે તેનું ભાન મીમાંસક કરાવી શકતા નથી

સૌત્રાન્તિક બૌદ્ધ, વિજ્ઞાનવાદી બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય અને મીમાંસકના પ્રમાણવાદ એક એકની ખામી દૂર કરવા પ્રયત્ન કરે છે, પરંતુ પ્રત્યેકમાં ખામી એક બે રહે છે સૌત્રાન્તિકે સ્વલક્ષણ પ્રત્યક્ષ ઉભું કરી તેને અસત્કલ્પ એટલે શૂન્ય જેવું બનાવ્યું, વિજ્ઞાનવાદીએ બાહ્ય જગતનો અભાવ માની આપણા અનુભવના બલવાન પ્રામાણ્યને ધોકો પહોંચાડ્યો, સાંખ્યે ખુલાસો કર્યો પણ બુદ્ધિ પુરુષનો રચેલો સંબંધ શી રીતે થાય તેમાં ગુંચવાડો ઉભો થયો; મીમાંસકે જ્ઞાનના સ્વતઃપ્રામાણ્ય વડે તે ગુંચવાડો કંઇક દૂર કર્યો. પરંતુ મોટો પ્રશ્ન એ ઉભો રહ્યો કે –સ્વતઃ પ્રમાણ જ્ઞાન છતાં તેને બાહ્ય જગતના સંબંધમાં કેમ આવવું પડ્યું, અને કેટલા અંશમાં બાહ્યજગત્ અને આંતર જ્ઞાનમય જગત્ સ્વભાવે સમ- છે તેનો નિર્ણય શી રીતે કરવો ?

આ બાહ્ય જગતની તથા આન્તર જગતની કોઇ સાચી–ત્રણકાળમા અબાધિત રહે તેવી, કોઈ પીઠ છે કે નહિ? ભલે જગત્પ્રતીતિ "સીનેમા" અદર્શન જેવી હોય, તેના પ્રદર્શનોમા અમુક સિદ્ધ નિયમો (ऋत) પ્રવતતા હોય, પરતુ તેના આધારમા કોઇ પરમ સત્ય વસ્તુ છે કે નહિ– આ પ્રશ્ન ઉભો રહ્યો તેનો ખુલાસો કરવા પુન હિન્દુસ્થાનના તત્ત્વશીલ પુરુષોએ પોતાની એકલી બુદ્ધિને અધીન ન થતા મૂલશ્રુતિ તરફ, અને તે શ્રુતિને અનુકૂલ રહેનારી ગીતા સ્માર્ત તરફ, અને તેના વિચારોનું ગ્રથન કરનાર બ્રહ્મમીમાસાસૂત્ર–એમ ત્રણ પ્રસ્થાનો પ્રતિ પોતાની નજર નાખી, અને તેને આધારભૂત લઇ તર્કવડે વસ્તુનિર્ણય કરવા પ્રયત્ન કર્યો, આ ત્રણ પ્રસ્થાન ગ્રથો ઉપર ઘડાયેલુ દર્શન તેનુ નામ **બ્રહ્મમીમાંસા** દર્શન.

## (૭) બ્રહ્મમીમાંસા દર્શનનાં પ્રસ્થાનત્રય.

વેદના અતમા આવેલા ઉપનિષદો, શ્રીમદ્ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્ર–આ બ્રહ્મમીમાસાદર્શનના પ્રસ્થાનત્રય આ પ્રસ્થાનત્રય ઉપર આધાર રાખનારા દર્શનોનું વર્ગીકરણ નીચે પ્રમાણે થઈ શકે છે —



આ ઉપરાંત કાશ્મીરકોનું ઈશ્વરાદ્વૈતદર્શન સ્વતંત્ર છે, પરંતુ તેનો આધાર આ પ્રસ્થાનત્રય ઉપર નથી, પણ શિવસૂત્રો ઉપર છે, તેવી રીતે શાક્ત અદ્વૈતમત પણ છે, પરંતુ તેનો આધાર પ્રસ્થાનત્રય ઉપર નથી પણ શક્તિસૂત્રો અને આગમ તથા તન્ત્રગ્રંથો ઉપર છે.

ઇતિહાસના ક્રમમા સમુચ્ચયવાદી અને બ્રહ્મને અવસ્થાભેદ માનનાર ભર્તૃપ્રપંચ ઇ. સ ના સાતમા સૈકામા, કેવલાદ્વૈત ઈ સ ના આઠમા સૈકામા, ઔપાધિક ભેદાભેદવાળું ભાસ્કરદર્શન ઈ. સ ના દસમા સૈકામા, સ્વાભાવિક ભેદાભેદવાળું નિમ્બાર્કદર્શન પણ તે અરસામા રામાનુજમત અગીઆરમા સૈકામા, મધ્વમત અથવા પૂર્ણપ્રજ્ઞમત બારમા સૈકામા, વલ્લભમત ઇ સ. પદરમા સૈકામા, શ્રીકંઠશૈવમત લગભગ તે અરસામા, અને વિજ્ઞાનભિક્ષુમત સત્તરમા સૈકામા ઉદય પામ્યા જણાય છે

કેવલાદ્વૈત અથવા શાંકરમત જે વેદાન્ત નામથી સુપ્રસિદ્ધ છે તેના ભાષ્યકારના પ્રસ્થાનત્રય ઉપરના ભાષ્યો આનંદાશ્રમસંસ્કૃતગ્રંથાવલિમા અને બીજા ઘણા પ્રેસોમા પ્રસિદ્ધ થયા છે તેવી રીતે શ્રીરામાનુજના ભાષ્યો પણ આનંદાશ્રમગ્રંથાવલિ તથા કાશી વિદ્યાસુધાનિધિમા પ્રકટ થયા છે શ્રી વલ્લભાચાર્યના ભાષ્યો બનારસ સંસ્કૃત ગ્રંથાવલિ તથા મુબાઇ સરકારી સંસ્કૃત ગ્રંથાવલિમા પ્રકટ થયા છે ભટ્ટભાસ્કર, નિંબાર્ક તથા તથા વિજ્ઞાનભિક્ષુના ભાષ્યો ચૌખંબા સંસ્કૃત ગ્રંથાવલિમા પ્રકટ થયા છે શ્રીકંઠભાષ્ય ભારતીમંદિર સંસ્કૃત ગ્રંથાવલિમા પ્રકટ થયુ છે

પ્રસ્થાનત્રયના આધાર ભૂત ગ્રંથો પૈકી ઉપનિષદો અપૌરુષેય વેદનો ભાગ છે, ભગવદ્ ગીતા પાચમા વેદરૂપ મહાભારતનો અંશ છે, અને બ્રહ્મસૂત્ર એ બાદરાયણનો ગ્રંથ છે આ ત્રણ આધાર ગ્રંથોમા ઉપનિષદોનું સામાન્ય સ્વરૂપ પૂર્વાર્ધના પ્રથમ પ્રકરણમા આપ્યુ છે પરંતુ બ્રહ્મસૂત્રના ગ્રથન પહેલા ઉપનિષદો ઘણા ગ્રથિત હતા હાલ ઉપલભ્ય શ્રીશંકરાચાર્યના બ્રહ્મસૂત્રભાષ્ય પ્રમાણે બ્રહ્મમીમાંસાના સાક્ષાત્ વિષયભૂત વાક્યો અથવા બાજુથી પ્રકાશ નાખનારા વાક્યો લગભગ પદર ઉપનિષદોમાથી મળી આવે છે શ્રીશંકરાચાર્ય જે પદર ઉપનિષદોના વાક્યોનો ઉલ્લેખ કરે છે તે ચારે વેદના આધાર તરીકે

લઇ સમન્વય કરે છે. ઋગ્વેદનાં ઐતરેય [૧] અને કૌષીતકિ [૨]; યજુર્વેદનાં [૩] તૈત્તિરીય [૪], કાઠક [૫], શ્વેતાશ્વતર [૬], બૃહદારણ્યક [૭], ઈશ [૮] અને મહાનારાયણ [૯]; સામવેદનાં છાંદોગ્ય [૧૦], અને કેન [૧૧], અથર્વવેદનાં મુંડક [૧૨], પ્રશ્ન [૧૩], નૃસિંહ તાપનીય [૧૪] અને માંડૂક્ય [૧૫] મળી પંદર ઉપનિષદો ઘણાં પ્રાચીન છે. આમાંના ઘણા ખરા ઉપનિષદ્ ગ્રંથોની રચના શ્રી ગૌતમ બુદ્ધ (ઇ. સ. પૂર્વ ૫૭૩–૪૮૩) પૂર્વભાવી હતા. ઉદાહરણ તરીકે બૃહદારણ્યક, છાંદોગ્ય, તૈત્તિરીય, ઐતરેય, કૌષિતકિ અને કેન–આ ૭ ઉપનિષદો ઘણા જૂના થરમાં ગોઠવાયેલાં છે; બીજા થરમાં કાઠક, ઇશ, શ્વેતાશ્વતર, મુંડક અને મહાનારાયણ આવે છે; ત્રીજા થરમાં પ્રશ્ન, મૈત્રાયણી અને માંડૂક્ય આવે છે; અને ચોથા થરમાં સંન્યાસપ્રધાન, યોગપ્રધાન અને દેવતાપ્રધાન ઉપનિષદો આવે છે. જેમ ત્રયી વિદ્યામાં પ્રથમના ત્રણ વેદનું મુખ્યસ્થાન છે અને અથર્વવેદને શ્રૌતસાહિત્યમાં સ્થાન મેળવતાં કેટલોક કાળ ગયો છે, તેમ ઉપનિષદો પણ કર્મકાંડના અંતમાં આરણ્યકસમયમાં રચાયેલા હોવાથી તથા જ્ઞાન પ્રતિપાદક હોવાથી કાલક્રમમાં પણ પાછળથી અપૌરુષેય સાહિત્યમાં સ્થાન મેળવવા પામ્યાં છે. વેદનું તાત્પર્ય ક્રિયામાં છે અને સિદ્ધ વસ્તુના પ્રતિપાદનમાં નથી–આ કર્મમીમાંસાનો વાદ આપણને સારી રીતે જણાવે છે કે સંસારનો અને કર્મનો ત્યાગ મૂળથી ઇષ્ટ ન હતો, પરંતુ જ્યારે આરણ્યકો પ્રમાણે વાનપ્રસ્થો પણ કર્મનો ત્યાગ કરી સંન્યાસ લેવા લાગ્યા અને બૌદ્ધ અને જૈન યતિઓ ત્યાગપ્રધાન વિચારો પ્રજામાં પ્રસરાવવા લાગ્યા; ત્યારે સંન્યાસપ્રધાન ઉપનિષદો પ્રકટ થયાં, અને અપૌરુષેય સાહિત્યમાં અર્થવાદ જેવો નહિ પરંતુ વસ્તુસ્વરૂપ પ્રતિપાદક ભાગ છે તે ઉપર ભાર મૂકાવા લાગ્યો.

કેવલક્રિયા અને કેવલ ત્યાગ–એ બેની વચલો માર્ગ, જેને જ્ઞાનકર્મ-સમુચ્ચય કહે છે, તે શ્રી શંકરાચાર્યની પહેલા પ્રકટ થઇ ચૂકયો હતો. કેવલ કર્મમાંથી કેવલ જ્ઞાનના અધિકારમાં આવવામાં, જેમ વ્યક્તિને મોટો પ્રયત્ન કરવો પડે છે, તેમ હિંદુસમાજને પણ કર્મઠપણામાંથી જ્ઞાનમાર્ગમાં આવતાં

અગત્યતા વેદની પડી છે તે મધ્ય માર્ગ અથવા સમુચ્ચય માર્ગને ઉપાસના માર્ગ કહે છે બ્રહ્મસૂત્રો આ નવિનમાનમાં રચાયાં લાગે છે સૂત્રોના ગ્રથન * કરનારા ઋષિનો એકંદર અભિપ્રાય સગુણ પરમેશ્વર પ્રતિ વધારે નમતો છે, તોપણ તેમાં નિર્ગુણ પરમેશ્વરના વિચારોની પ્રતિપક્ષી છાયા છે, તે કોઈથી ના પાડી શકાય તેમ નથી મીમાંસાશાસ્ત્ર પ્રથમ એકાંતરૂપ હતું એટલે કર્મ પછી જ્ઞાનના વિચારનો આરંભ એવી વ્યવસ્થા જૂની હતી, અને કર્મમીમાંસક જૈમિનિના પરમેશ્વરના સ્વરૂપ સંબંધના અને ભક્તિ સંબંધના બીજા પણ વિચારો હતા તે આપણે ગતા પ્રકરણમાં જોઈ ગયા છીએ પરંતુ પાછળથી યજ્ઞાદિ બાહ્ય કર્મો ઉપરાંત આંતરકર્મરૂપ પરબ્રહ્મની ઉપાસના કરવાની છે અને તે ઉત્તમાધિકારની અપેક્ષા રાખે છે એ વિચાર વિદ્વાનોમાં પ્રસાર પામ્યો, અને યજ્ઞાદિ બાહ્ય કર્મો ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવે તો સ્વર્ગાદિફળને બદલે ચિત્તશુદ્ધિ કરાવી ઈશ્વરની ઉપાસનાનો ઉંચો અધિકાર આપે છે—એ પ્રકારે વિધિવાક્યના મર્મ સમજવા લાગ્યા જેમ " તું આ ઓસડ લઈશ તો હું સાકર આપીશ "—એ પિતાના બાળક પ્રતિના વાક્યમાં જોકે ઓસડ ખવડાવવાનું મુખ્ય તાત્પર્ય હોય છે, તોપણ સાકર આપવાનું સત્ય નિશ્ચયરૂપ, અવાંતર તાત્પર્ય પણ છે ઓસડ આપી સાકર ન આપી બાળકને છેતરાવવું હોય તો "સાકર આપીશ એ વાક્ય છલવાળું ગણાય તેવા છલવાક્યો અર્થવાદની તુલનામાં પણ પડતા નથી, માટે અપૌરુષેય વેદના " બ્રહ્મવિદ્ પરમ ફલને મેળવે છે "—એ વાક્યમાં, પરમેશ્વર સાથેના સાયુજ્યનો ભાવ, કૈવલ્ય ઉપગતનો પણ છે જગત્ કારણ પરમેશ્વર કેવળ નિર્વિશેષ બ્રહ્મ નથી પરંતુ સવિશેષ બ્રહ્મ પણ છે આ વિચારો શ્રી શંકરાચાર્યના ( ઇ સ ૭૮૮ ) પૂર્વભાવી આચાર્યોએ કરેલા છે એમ તેમની પહેલાના વૃત્તિકાર ઉપવર્ષ, ભર્તૃપ્રપંચ, અને દ્રવિડાચાર્યના ઉલ્લેખથી સમજાય છે બ્રહ્મસૂત્ર ઉપરના ભગવાન્ ઉપવર્ષાચાર્યની વૃત્તિ હતી એમ શાંકરભાષ્યથી સ્પષ્ટ સમજાય છે

* કથાસરિત્સાગરની વાતમાં પરમ્પરાનું પ્રામાણ્ય હોય તો ઉપવર્ષ ઈ સ પૂર્વે ૩૬૧ માં નંદરાજ્યમાં થયા હોવા જોઈએ શંકરસ્વામી નામના

ભર્તૃપ્રપંચ નામના આચાર્યે કાઠક ઉપનિષદ ઉપર ભાષ્ય રચ્યાનુ જણાય છે, તથા તેમણે વાજસનેયી શાખાને અનુસરતા બૃહદારણ્યક ઉપર પણ ભાષ્ય રચ્યુ હતું, તેવી રીતે દ્રવિડાચાર્યે પણ છાન્દોગ્ય અને બૃહદારણ્યક ઉપર વૃત્તિઓ કરી હતી આ બધા આચાર્યો ઘણે ભાગે શાકરમતના લગભગ મળતા એકદેશી વિચારકો હતા પણ તેમના ગ્રથો હાલ ઉપલબ્ધ નહિ હોવાથી તેમના વિચારોનું યોગ્ય નિરૂપણ કરવુ કઠિન છે× ભર્તૃપ્રપચ સંબધમા આગળ કહેવામા આવશે

જેવી રીતે શાકર કેવલ અદ્વૈતના પૂર્વભાવી વિચારકો હતા, તેવા રામાનુજના વિશિષ્ટ અદ્વૈતના પણ પૂર્વભાવી વિચારકો હતા શ્રીરામાનુજાચાર્ય પોતે કહે છે કે વિસ્તીર્ણ શ્રીબોધાયનની બ્રહ્મસૂત્રવૃત્તિ હતી અને તેનો પૂર્વાચાર્યોએ સગ્રહ કર્યો હતો આ પૂર્વાચાર્યોમા ગૂહ, ટંક, ભારુચિ વિગેરેની ગણના થાય

---

બ્રાહ્મણના બે દીકરા હતા (આ શંકરસ્વામી તે પ્રસિદ્ધ શંકરાચાર્ય નહિ) વર્ષ અને ઉપવર્ષ વર્ષ મોટાભાઈ અને ઉપવર્ષ નાનાભાઈ હતા મોટાને સ્કંદ તરફથી વ્યાકરણ આગમ મળ્યો તેના શિષ્ય પાણિનિ ઉપવર્ષની કન્યા ઉપકોશા હતી તે ઉપવર્ષના શિષ્ય કાત્યાયનને પરણી કાત્યાયન (ઉપવર્ષશિષ્ય) પાણિનિ (વર્ષશિષ્ય) સાથે વિવાદમા હાર્યા, અને પ્રાચીન ઐન્દ્રવ્યાકરણની સ્મૃતિ ખોઈ બેસે તે વિદ્યા જવાથી હિરણ્યગુપ્ત નામના વાણીઆને ત્યા પોતાની સ્ત્રીના ભરણપોષણ સારૂ કેટલોક અવેજ મૂકી તપ કરવા ગયા. નંદરાજાનો ઉન્મત્ત પુત્ર, તેના મંત્રીનો કુમાર, પુરોહિતપુત્ર, અને શેઠ હિરણ્યગુપ્તનો પુત્ર—આ ચાર લુચ્ચાઓનુ ટોળુ હતું તેમની કપટજાળમાથી ઉપકોશા યુક્તિ કરી છૂટી ગઈ અને પોતાનું પાતિવ્રત્ય જાળવ્યુ—આવી વાત કથાસરિત્સાગરમા છે આ પ્રમાણે ઉપવર્ષાચાર્ય બ્રહ્મસૂત્રના ભાષ્યકાર ઇ સ. પૂર્વે ૩૬૧ મા થયા માનીએ તો બ્રહ્મસૂત્ર ઇ સ ના પહેલાના ચોથા સૈકામા રચાયાનુ અનુમાન થાય

× આ પૂર્વાચાર્યો સબંધી ટુક માહિતી માટે જુઓ આનંદજ્ઞાનકૃત "તર્કસંગ્રહ" (ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ) ઉપર શ્રી તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનો ઉપોદ્ઘાત

છે ઉપર જણાવેલા દ્રવિડાચાર્ય કરતાં ભિન્ન વિશિષ્ટાદ્વૈતને ટેકો આપનાર બીજા દ્રવિડાચાર્ય પણ હતા એમ ટીકા ગ્રંથોથી જણાય છે.

બ્રહ્મસૂત્રો ઇ સ ના પહેલાના બીજા સૈકામા થયાનુ કેટલાનુ અનુમાન છે, અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના તે પહેલા થયાનુ વિદ્વાનોનુ મનવુ છે. શાંકરભાષ્યને આધારભૂત માનીએ તો બ્રહ્મસૂત્રોમા સ્મૃતિ શબ્દવડે ઉલ્લેખ ભગવદ્‌ગીતાને લગતો છે અને તે આચાર્યના અભિપ્રાય પ્રમાણે શ્રુતિરૂપે ઉપનિષદો અને સ્મૃતિરૂપે શ્રીકૃષ્ણ ભગવાનની ગીતાનો ઉલ્લેખ સૂત્રકાર કરતા જણાય છે કેટલાકનું એવુ મતવ્ય છે કે **ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः** -એ શ્રીગીતા વાક્યમા બાદરાયણના "બ્રહ્મસૂત્ર"નો ઉલ્લેખ છે પરતુ શ્રી શંકરાચાર્યના સમયમા આ વાક્યના "બ્રહ્મસૂત્ર" શબ્દનો અર્થ બાદરાયણસૂત્રો નહિ, પરતુ ઉપનિષદના હેતુગર્ભ સૂત્રવાક્યો જેવા કે **ब्रह्मविदाप्नोतिपरम्**-વિગેરે વાક્યો, જેની પછવાડે વ્યાખ્યાન અથવા અનુવ્યાખ્યાન તેના સમર્થનનું આવે છે, તેવો થતો હતો આથી બાદરાયણ બ્રહ્મસૂત્રો ગીતા પછીના છે એવુ માનવુ વધારે યુક્તિપુરસર છે +

---

આ પૂર્વાચાર્યો બાબત જુઓ વિંધ્યેશ્વરી પ્રસાદની ટિપ્પણી શ્રીભટ્ટભાસ્કર ભાષ્યના ઉપોદ્‌ઘાત ( પૃ ૭) તથા નિમ્બાર્કભાષ્યના ઉપોદ્‌ઘાત પૃ ૧ (ચૌખમ્બા સિરિઝ)

+ મી તેલંગના અભિપ્રાય પ્રમાણે પ્રથમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ત્યારપછી બ્રહ્મસૂત્ર, ત્યારપછી પાણિનિ ( ઇ સ પૂ ૪ થુ સૈકુ ), જે **ભિક્ષુસૂત્ર**નો ઉલ્લેખ કરે છે ) ત્યારપછી બોધાયન (ઇ સ પૂ ૩૫૦ ) ત્યારપછી પતંજલિ તેમના સમકાલીન ઉપવર્ષ (બ્રહ્મસૂત્ર વૃત્તિકાર) ડૉ બ્યુહ્‌લર વૃત્તિકાર બૌધાયનને આપસ્તબ પહેલા મૂકે છે અને આપસ્તબ ઈ સ પૂ ૩ જા સૈકામા થયાનુ જણાવે છે આ સભાવના **ભિક્ષુસૂત્ર** અને **બ્રહ્મસૂત્ર** એકજ છે એવા મતવ્ય ઉપર બધાયેલી છે ભિક્ષુસૂત્રના રચનાર **પારાશર્ય** છે અને તે પારાશર્ય તે બ્રહ્મસૂત્રકાર વ્યાસ એવુ પણ માની લેવામા આવે છે ભટ્ટોજી દીક્ષિત, નાગોજીભટ્ટ, જ્ઞાનેન્દ્રસરસ્વતી અને તારાનાથ તર્કવાચસ્પતિ- એવુ માને છે કે **ભિક્ષુસૂત્ર** અને વેદાન્ત બ્રહ્મસૂત્ર તે એક અને પારાશર્ય અને

બ્રહ્મસૂત્રમા જે વિજ્ઞાનવાદનુ ખડન આવે છે તે ઉપરથી વસુબંધુ (ઇ સ ૪૨૦-૫૦૦) પછી બ્રહ્મસૂત્રનો કાલ ઠરાવવાનો પ્રયત્ન યોગ્ય નથી, કારણકે વિજ્ઞાનવાદની સ્થાપના વસુબંધુએજ કરી, અને તે પહેલા વિજ્ઞાનવાદના વિચારો પ્રચલિત ન હતા તે માનવુ ભૂલ ભરેલુ છે ઇ સનના પહેલા સૈકામા થયેલા અશ્વઘોષની "તથતા" વિદ્યામા અને ઇ સ ના બીજા સૈકામા થયેલા નાગાર્જુનની માધ્યમિક કારિકામા જે વિચારો દર્શાવાયા છે તેના બીજો "મહાયાનસૂત્રો"મા છે આ સૂત્રોમાના કેટલાક સૂત્રો ઇ સ પહેલાના સૈકામા રચાયા હતા, અને આ સૂત્રોને આધારભૂત લઇ નાગાર્જુને માધ્યમિક કારિકામા* શૂન્યવાદ ઘડ્યો હતો અને વિજ્ઞાન-

વેદાન્ત બ્રહ્મસૂત્ર ભગ પણ એક પણ તુ પારાશર્યવ્યાસ અને બાદરાયણ (વ્યાસ) એ બે ભિન્ન વ્યક્તિઓ છે એમ સામવિધાન બ્રાહ્મણનુ સ્પષ્ટ પ્રમાણ છે અને તેથી પારાશર્યનો રચેલો **ભિક્ષુસૂત્ર** ગ્રથ તદ્દન જૂદોજ હોવો જોઇએ, અને બાદરાયણ સૂત્રકાર ગુરુપરંપરામા પારાશર્ય પછી જૈમિનિ, પછી પૌષ્પિડ્ય, પછી પારાશર્યાયણ પછી બાદરાયણ-એ પ્રકારે આવે છે તેથી લગભગ પારાશર્ય વ્યાસ પછી નિદાન દોઢસો વર્ષ પછી બાદરાયણ થયા હોવા જોઇયે એવુ પ્રથમ દર્શને મનાય વર્તમાન બ્રહ્મસૂત્ર તે પાણિનિ પૂર્વે લઇ જવા જેટલા બળવાન્ પ્રમાણ નથી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા બ્રહ્મસૂત્ર પહેલા થયાનું અનુમાન અંત પ્રમાણથી વ્યાજબી લાગે છે, અને તેમા જે "બ્રહ્મસૂત્ર" શબ્દ છે તે વેદાન્તસૂત્રને લગતો નથી એવુ શ્રીશંકરાચાર્યનુ વિવરણ ખરૂ છે મહાયાનસૂત્રો ઉપરથી બૌદ્ધ વિજ્ઞાનવાદ અને શૂન્યવાદના ખડન બ્રહ્મસૂત્રમા આવે તે સભવે છે, કેમકે મહાયાનસૂત્રો ઇ સ પૂર્વના પહેલા સૈકાના અશ્વઘોષની જાણમા હતા ઇ સ પૂ ૨૦૦ વિજ્ઞાનવાદના વિચારકો હતા, અને તેનો ઉલ્લેખ બ્રહ્મસૂત્રમા હોઈ શકે •

* નાગાર્જુન (ઇ સ ૨૦૦) ની કારિકાના ટીકાકાર ચન્દ્રકીર્તિ કારિકાના આધારભૂત સૂત્રો નીચે મુજબ ગણાવે છે—

અષ્ટસાહસ્રિક પ્રજ્ઞાપારમિતા (ચીનાઇભાષામા ઈ સ ૧૬૪-૨૬૭ સુધીમા ભાષાતર થયેલા, શતસાહસ્રિક પ્રજ્ઞાપારમિતા, ગગનગજ, સમાધિસૂત્ર,

* -વાદનો પાયો પણ તેમા હતો આથી મહાયાનસૂત્રોમા દર્શાવાયેલા વિજ્ઞાનવાદ અને શૂન્યવાદને પૂર્વપક્ષ રૂપે બ્રહ્મસૂત્રો લેતા હોય તો તે સ્વાભાવિક છે, અને નાગાર્જુન (ઇ સ ૨૫૦ ૩૨૦) તથા વસુબન્ધુ (ઇ સ ૪૨૦-૫૦૦) ના સિદ્ધાન્તગ્રંથો પછી બ્રહ્મસૂત્ર થયા એ અનુમાન યોગ્ય નથી જેવી રીતે રામાનુજ પહેલા વિશિષ્ટ અદ્વૈતમત હતો તેમ નાગાર્જુન પહેલા શૂન્યવાદ અને વસુબન્ધુ પહેલાં વિજ્ઞાનવાદ પણ હતો તે વિસરી જવુ જોઇયે નહિ બૌદ્ધદર્શનના મહાયાનસૂત્રો છિન્નમૂલ ગાથારૂપ છે, અને બ્રાહ્મણોના સૂત્રો અપૌરુષેય શ્રુતિને બીજરૂપે લે છે-આ મુદ્દા ઉપર શાકરમતના માયાવાદની ટીકા કરતા લગભગ બસેં વર્ષ પછી થયેલા ભટ્ટભાસ્કર ઉપહાસ કરે છે કે "મહાયાન બૌદ્ધમતની ગાથા જેવો મૂલ પાયા વિનાનો માયાવાદ વર્ણન કરી લોકોને કેટલાક વ્યામોહ પમાડે છે"+

બ્રહ્મસૂત્રમા પૂર્વપક્ષરૂપે લેવાયેલા દર્શનો કર્મમીમાસા, સાખ્ય, યોગ, વૈશેષિક, બૌદ્ધ, આર્હત, પાશુપત ભાગવત, વિગેરે ઘણાખરા તે તે દર્શનના સૂત્રકાલના સ્વરૂપને સ્પર્શ કરે છે કર્મમીમાસાના જૈમિનિના સૂત્રો પૂર્વભાવી હતા તે નિર્વિવાદ છે, સાખ્યસ્મૃતિને લગતી ઈશ્વરકૃષ્ણની કારિકા (ઇ સ ૪૫૦) પહેલા લુપ્ત પામેલુ સૂત્ર સાહિત્ય હતુ જેને ષષ્ટિતન્ત્ર કહેતા હતા, યોગસ્મૃતિનું સૂત્રરૂપ ઈ સ પહેલા દોઢસો વર્ષ ઉપર થયેલા શ્રીપતજલિનું વિદ્યમાન હતું, અને બીજા પણ યોગસૂત્ર હતા (જૂઓ પૂર્વાર્ધ પૃ ૧૧૨-૧૧૩), વૈશેષિક સૂત્રો પણ પ્રાચીન હતા, જૈનસાહિત્ય સૂત્રરૂપે હતું પાશુપતની પચાધ્યાયી વિદ્યમાન હતી,

---

તથાગતગુહ્યસૂત્ર, દશાધ્યાસમ શોધનાસૂત્ર, ધ્યાયિનમુષ્ટિસૂત્ર, પિતાપુત્ર સમાગમસૂત્ર, મહાયાનસૂત્ર, મારદમનસૂત્ર, રત્નકૂટસૂત્ર, રત્નચૂડાપરિપૃચ્છાસૂત્ર, રત્નમેઘસૂત્ર, રત્નરાશિસૂત્ર રત્નાકરસૂત્ર, રાષ્ટ્રપાલપરિપૃચ્છાસૂત્ર, લકાવતારસૂત્ર, લલિતવિસ્તરસૂત્ર, વજ્રછેદિકાસૂત્ર વિમલકીર્તિનિર્દેશસૂત્ર, શાલિસ્તમ્ભસૂત્ર, સમાધિરાજસૂત્ર સુખાવતી વ્યૂહ સુવર્ણપ્રભાસૂત્ર, સદ્ધર્મપુડરીક (ચીનાઇ ભાષામા ઈ સ ૨૫૫ મા ભાષાતર થયેલ) અમિતાયુધ્યાનસૂત્ર હસ્તિકક્ષ્યસૂત્ર, વિગેરે

+ જુઓ ભટ્ટભાસ્કરનુ બ્રહ્મસૂત્ર ભાષ્ય પૃ ૮૫

સાત્વતતન્ત્રના પણ સૂત્રો હતા–આ સર્વ સૂત્રરૂપ ગ્રન્થો–બ્રહ્મસૂત્ર સમકાલે હતાં તો બૌદ્ધદર્શનનો પૂર્વપક્ષ આકરગ્રન્થો ઉપર ઘડાયેલો માનવા કરતાં મહાયાનસૂત્ર ઉપર ઘડાયેલો માનવો તે વધારે યુક્તિયુક્ત છે સૂત્રસાહિત્ય પછી વાક્યસાહિત્ય, વૃત્તિસાહિત્ય, કારિકાસાહિત્ય, ભાષ્યસાહિત્ય, વાર્તિકસાહિત્ય,–એવો સિદ્ધક્રમ સંપ્રદાયનો છે, તેથી પણ વસુબન્ધુના વિજ્ઞાનમાત્રસિદ્ધિ અથવા પરમાર્થસપ્તતિ જેવા કારિકાગ્રન્થ પહેલાના વિજ્ઞાનવાદનુ સાહિત્ય, તથા નાગાર્જુનની માધ્યમિકકારિકા પહેલાનુ શૂન્યવાદનુ સાહિત્ય, બ્રહ્મસૂત્રના બૌદ્ધમતના ખણ્ડનરૂપે લેવાયુ છે, અને તેથી બ્રહ્મસૂત્રનો કાલ આ બૌદ્ધવિચારકો પહેલાનો છે એવુ મારૂ અનુમાન થાય છે આ પ્રમાણે અપૌરુષેય ગણાતા લગભગ ચૌદ–પન્દર ઉપનિષદો, શ્રીમદ્ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્ર–આ ત્રણ પ્રસ્થાનો અનુક્રમે ઈ સ પૂર્વે ૭૦૦ થી ૬૦૦, ઈ સ પહેલા બીજા સૈકાના, અને ઈ સ પહેલાના પહેલા સૈકાના રચાયેલા, તેના ઉપર બ્રહ્મમીમાંસા દર્શનની ઘટના છે. બ્રહ્મસૂત્રના ઉદય પછી તે શ્રીશંકરાચાર્યના સમય (ઈ સ. ૭૮૮–૮૨૦) સુધીમા તે ત્રણ ગ્રન્થો ઉપર બે પ્રકારના તાત્પર્યનિર્ણયો કરનારા પૂર્વાચાર્યો ઉપર કહેવા થયા હતા પરંતુ તેમના કોઇપણ ગ્રન્થ હાલ મળી શકતા નથી તેથી હાલ તો શાંકરદર્શનથી બ્રહ્મમીમાંસાશાસ્ત્રનો આરંભ મનાય છે શ્રીમદ્ભગવદ્ગીતા એકાન્તિક વૈષ્ણવોનો મૂલગ્રન્થ છે, અને બ્રહ્મસૂત્રો તે સંપ્રદાયનું અનુમોદન આપે છે, એવુ માનવુ એ હાલતો સાહસ જેવુ છે. બ્રહ્મસૂત્રો અને શ્રીમદ્ભગવદ્ગીતા સ્વતન્ત્ર ભાવે વાચવામા આવે અને સાંપ્રદાયિક ટીકાઓને શરણ થવામા ન આવે તો સત્વર સમજાય તેમ છે કે આ ગ્રન્થો (૧) એક ઇશ્વરવાદના સ્થાપક છે, (૨) તે ઇશ્વરનુ નામ તે ગ્રન્થોમા પરબ્રહ્મ આપવામા આવુ છે, (૩) તે પરબ્રહ્મ જગતનુ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનુ કારણ છે, (૪) આ પરબ્રહ્મથી નીચેની કક્ષા અપરબ્રહ્મ છે, જેને સૂત્ર ગ્રન્થોમા કાર્યબ્રહ્મ કહે છે અને જેનુ પુરાણોમા બ્રહ્મા તરીકે વર્ણન છે, (૫) તે પરબ્રહ્મ ઉપાસ્ય છે, અને તેની સાથે જીવાત્માનો કોઇ વિલક્ષણ ગાઢ સજાતીય સમ્બન્ધ છે જે મોક્ષ સમયે આવિર્ભાવને પામે છે, એટલુજ નહિ પણ સગ્રાધન (આરૂઢ યોગ અથવા પરમભક્તિ) વડે પ્રકટ થાય

છે, (૭) ઉપાસક જો પરબ્રહ્મની ઉપાસના કરે છે તો દેવમાર્ગ અથવા અર્ચિમાર્ગવડે તે કાર્યબ્રહ્મમાંથે સાયુજ્ય પામી કલ્પના અવધિએ કારણબ્રહ્મમા લીન થાય છે અને તેની પુનરાવૃત્તિ થતી નથી—આ મુદ્દાઓ સત્વર તારવી શકાય તેવા છે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્રો આ પ્રમાણે કોઇ સાંપ્રદાયિક દેવનામા તાત્પર્યવાળા નથી પરતુ એક પરમેશ્વરતત્ત્વના સ્થાપક છે જો કે તે પરબ્રહ્મને, શિવ, વિષ્ણુ, શક્તિ વગેરે અન્ય નામવડે ઉપાસના કરવામા વિરોધ નથી, પરતુ તે દેવના પરબ્રહ્મ-કોટિમા એટલે કારણકોટિમા ગણવા જોઇએ, કાર્યકોટિમા નહિ અને તેથી સાંપ્રદાયિક ભાષ્યોમા પણ તે તે દેવતાને પરશિવ, પરવિષ્ણુ, પરાશક્તિ વગેરે નામ હેતુપુરસર આપવામાં આવે છે મૂલતત્ત્વ (બ્રહ્મ)ની પરતા અને અપરતા—તે તેની કારણરૂપતા અને કાર્યરૂપતા ઉપર રહેલી જણાય છે તેની નિર્વિશેષતા અને સવિશેષતા ઉપર આધાર રાખતી નથી બ્રહ્મસૂત્ર ગ્રથમા બ્રહ્મની પરતા અને અપરતા, શ્રીશકરાચાર્ય કહે છે તેમ, તેની નિર્ગુણતા અથવા સગુણતા ઉપર અથવા નિર્વિશેષતા અથવા સવિશેષતા ઉપર અવલબેલી નથી, પરતુ કારણતા અને કાર્યતા ઉપર આધાર રાખનારી છે કારણબ્રહ્મ સગુણ છે અને નિર્ગુણ પણ છે, અને તે જગત્ કારણતામા બ્રહ્મનું તટસ્થલક્ષણ અને સ્વરૂપલક્ષણ જોવાનો પ્રયત્ન શ્રીશકરાચાર્ય પછીનો છે



## (૮) બ્રહ્મસૂત્રનો સારસગ્રહ

ઉપનિષદ્ ગ્રથો ઉપરથી, જે સિદ્ધાન્તદર્શન બ્રહ્મસૂત્રમા ગુથવામા આવ્યુ છે, તેનું સૂત્રાનુસારી સામાન્ય સ્વરૂપ જાણવાની અગત્ય છે

સૂત્રકાર બાદરાયણ અને વેદવ્યાસ એ બે ભિન્ન વ્યક્તિઓ છતા તે બે એક છે એવી માન્યતા ચાલી આવે છે પરતુ ગયા પ્રકરણમા બીજા અંશમા આપેલા પ્રમાણોથી, તથા વેદવ્યાસના નામનું સ્વતત્ર દર્શન સર્વસિદ્ધાન્તદર્શનમા આપેલુ હોવાથી, બાદરાયણ વ્યાસ અને પારાશર્ય વ્યાસ ભિન્ન ઋષિઓ જણાય છે બાદરાયણ વ્યાસ ઘણું કરીને છેલ્લા વેદાચાર્ય જણાય છે. અને બદરિકારણ્યમા રહેનાર સામવેદના તાડિશાખાના મહર્ષિ

જણાય છે. તેમના સંબંધમાં વિશેષ માહિતી મળી આવી નથી. માત્ર જૈમિનિ પછી પૈષ્પિડય, પૈષ્પિંડય પછી પારાશર્યાયણ,અને પારાશર્યાયણ પછી બાદરાયણ એ પ્રકારે સામવેદના વંશબ્રાહ્મણનો ક્રમ છે. બાદરાયણ અને વેદવ્યાસનો અભેદ ભામતીકાર વાચસ્પતિમિશ્રે પ્રથમ કર્યો જણાય છે, અને ત્યારપછી તે બે એકજ છે એવી ભાવના પ્રસાર પામી છે.

સૂત્રકાર બાદરાયણે શારીરક સૂત્રોની ગુંથણી ચાર અધ્યાયમાં કરી છે. પ્રત્યેક અધ્યાયના ચાર ચાર પાદ છે અને પ્રત્યેકપાદમાં પંચાવયવી અધિકરણો છે અને તે અધિકરણોમાં એક અથવા અનેક સૂત્રો છે. આ બંધારણ જૈમિનિના કર્મમીમાંસા સૂત્રને અનુસરતું છે. પહેલા અધ્યાયમાં જગત્કારણ બ્રહ્મ છે, અને તેનું સ્વરૂપ ઉપનિષદોના સમન્વયથી સમજાય છે એવું પ્રતિપાદન છે, બીજા અધ્યાયમાં બ્રહ્મકારણતાવાદ બીજાં દર્શનોથી દૂષિત થાય તેવો નથી અને પરમતમાં ઘણા દોષ છે વિગેરે પદ્ધતિથી ઉપનિષદ્‌ના સમન્વયનું અવિરોધદ્વારથી સમર્થન કર્યું છે, ત્રીજા અધ્યાયમાં પ્રાપ્તવ્ય બ્રહ્મપદને મેળવવાના સાધનોનું વર્ણન છે, અને ચોથા અધ્યાયમાં બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષ નામના ફલનું પ્રતિપાદન છે.

---

## પ્રથમ અધ્યાય.

શાસ્ત્રારંભ—" હવે સંસારનું કર્મજન્ય ફલ વિનાશી છે માટે બ્રહ્મને જાણવાની ઈચ્છા કર્તવ્ય છે "—એ ભાવના સૂત્રથી થાય છે. કાંતો કર્મ-વિચાર પૂરો થયો માટે બ્રહ્મવિચાર કર્તવ્ય છે, અથવા કર્મજન્ય ફલ વિનાશી છે માટે અવિનાશી ફલ આપનાર બ્રહ્મવિચાર કર્તવ્ય છે, અથવા વિવેક, વૈરાગ્ય, શમાદિ સાધનસંપત્તિ અને મુમુક્ષુતા મેળવ્યા પછી બ્રહ્મવિચાર કર્તવ્ય છે એવી અનેક કોટિઓ " હવે " ( અથ ) શબ્દ ઉપર ઉભી કરનારા ટીકાકારોના અભિપ્રાય બાજુ ઉપર મૂકીએ તો પણ સરલ અર્થ નીકળે છે કે એક પ્રકારનો ધર્મ સંબંધી વિચાર પૂરો થયો છે માટે હવે વેદના બીજા ભાગમાં આવતા બ્રહ્મપદાર્થનો વિચાર કર્તવ્ય છે.

ત્યારે બ્રહ્મનું સ્વરૂપ શું ? સૂત્રકાર કહે છે કે જેમાં આ દૃશ્ય જગતની

*ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે તે બ્રહ્મ સામાન્યરીતે આપણે કારણે ત્રણ પ્રકારના માનીએ છીએ-ઘટરૂપ કાર્યનું ઉપાદાન અથવા સમવાયી કારણ તે મૃત્તિકા, અસમવાયી કારણ તે પરમાણુઓનો સંયોગ, અને દંડચક્ર વિગેરે નિમિત્તકારણ ત્રણે કારણો ભિન્ન ભિન્ન ઉપકાર કરે છે અને સ્વતંત્ર અસ્તિત્વવાળા છે. જગતકારણ બ્રહ્મ વિલક્ષણ છે તે જગતનું ઉપાદાન કારણ અથવા પ્રકૃતિ છે એટલુજ નહિ પણ નિમિત્તકારણ પણ તે જ છે જેમ કરોળીઓ પોતાની જાળની ઉત્પત્તિ પોતામાથી કરે છે, પોતે તેમા વસે છે અને પોતે તેને સંકેલી લે છે, તેવી રીતે અત્યન્ત મોટું બ્રહ્મરૂપ કારણ જગતરૂપ કાર્યને પોતામાથી ઉત્પન્ન કરે છે, પોતે તેમા અંદર પેસી તેનું નિયમન કરે છે, અને પોતે પોતામા તેનો લય કરે છે. આ પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ બ્રહ્મ છે તે જાણવાનું પ્રમાણ શુ? સૂત્રકાર કહે છે કે વેદશાસ્ત્ર આ કારણની સાબીતી કરે છે વેદશાસ્ત્ર જે સર્વજ્ઞ જેવુ છે, તે જ્યારે તેની સાબીતી કરે છે, ત્યારે તે શબ્દરાશિના પ્રેરક પરમાત્મા સર્વજ્ઞ હોવા જોઇએ આવુ ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાની સંપૂર્ણ શક્તિવાળુ બ્રહ્મ, શાસ્ત્રથી સમજાય તેવુ અને સર્વજ્ઞ છે તો તે કેવા ક્રમથી સમજાય છે? સૂત્રકાર ચોથા સૂત્રમા કહે છે કે આ શાસ્ત્રનું પરમ તાત્પર્ય વેદવાક્યોના સમન્વયવડે સમજાય છે ઉપનિષદોનુ બરાબર અધ્યયન કરવામા આવે તો તે અપૌરુષેય ગ્રંથો બ્રહ્મસ્વરૂપનો નિર્ણય કરે છે એમ સ્પષ્ટ થાય છે આ પ્રમાણે ચતુઃસૂત્રીમા તાત્પર્ય સિદ્ધાન્ત બ્રહ્મમા છે એવુ જણાવી સૂત્રકાર ભિન્ન ભિન્ન ઉપનિષદોમા ભિન્ન ભિન્ન નામવડે જગત્કારણ પ્રકરણમા જે તત્ત્વ વર્ણવવામા આવ્યા છે તે બ્રહ્મનાજ ભિન્ન ભિન્ન ગુણધર્મ જણાવનાર નામો છે એવુ પ્રતિપાદન બાકીના સમન્વય અધ્યાયના અધિકરણોમા કરે છે ઉદાહરણ તરીકે "તેણે વિચાર્યું કે હુ બહુ થાઉ" એ ઉપનિષદ વાક્યમા સંકલ્પ કરનાર તત્ત્વ તે પરબ્રહ્મ પરમાત્મા છે, અને જડ પ્રધાન અથવા પ્રકૃતિ નથી, તૈત્તિરીય ઉપનિષદની પંચકોશ વિદ્યામા **આનંદમય** શબ્દવડે આનદથી ભરપૂર પરમાત્મા સમજવાનો છે, છાંદોગ્ય ઉપનિષદ્મા આદિત્યબિમ્બમા **હિરણ્યમય** પુરુષ વર્ણવ્યા છે તે પણ પરબ્રહ્મ છે, તેજ

ઉપનિષદ્‌મા " આ લોકની ગતિ આકાશમા છે, આ પ્રાણીઓ આકાશમાથી ઉત્પન્ન થાય છે અને આકાશમા લીન થાય છે, તે 'આકાશ' સર્વના કરતા મોટુ છે, આકાશ સર્વનુ પરમધામ છે "—એ વાક્યમા **આકાશ** શબ્દવડે પણ સર્વત્ર પ્રકાશતા પરમાત્મા સમજવાના છે, તેવીજ રીતે પ્રાણ શબ્દ અને **જ્યોતિ** શબ્દવાળા વાક્યોમા પણ પ્રકરણ બલથી પ્રાણ અને જ્યોતિ પરમાત્માના વાચક શબ્દો છે, કૌષીતકિ ઉપનિષદ્‌મા પ્રતર્દન વિદ્યામા " હુ પ્રાણ છુ "—એવો અનુભવ પ્રકટ કરનાર ઇન્દ્રવાક્યમા આયુષ્ અને અમૃત તત્વના બીજ-રૂપ પ્રાણ પણ પરમાત્મા છે, છાદોગ્યમા સર્વને **તજ્જલાન્**—એ શબ્દવડે ઉપાસવાની વિદ્યામા તેજ બ્રહ્મતત્ત્વનો—તેમા ઉત્પન થાય છે, તેમા લીન થાય છે અને તેમા જીવન ધારણ કરે છે એવા ભાવનો વાચક **તજ્જલાન્** રહસ્ય શબ્દ છે, કાઠક ઉપનિષદ્‌મા બ્રાહ્મણ–ક્ષત્રિય જાતિના સહાર કરનાર મહા-મૃત્યુ અથવા મહાકાલ જેવા **ભક્ષક** પણ તેજ પરમાત્મા છે, વળી તેજ ઉપનિષદ્‌મા બુદ્ધિરૂપ ગુ ામા **છાયા** અને **પ્રકાશ** જેવા બે પદાર્થો વર્ણવ્યા છે તેમા છાયા તે જીવ અને પ્રકાશ તે પરમાત્મા છે, છાદોગ્ય ઉપનિષદ્‌મા ચક્ષુર્વિદ્યામા નેત્રની કીકીમા **અમૃત** અને અભય આપનાર તત્ત્વ તે પરબ્રહ્મ છે, મુડક ઉપનિષદ્‌મા **અક્ષર** તત્ત્વનુ વર્ણન છે તે પણ બ્રહ્મતત્ત્વ છે, છાન્દોગ્યની વૈશ્વાનરવિદ્યામા **વૈશ્વાનર** શબ્દ પણ પરમાત્માનો વાચક છે, જગતની વ્યવસ્થા કરનાર **સેતુ** શબ્દ પણ પરમાત્માનો વાચક છે, છાન્દોગ્યની ભૂમવિદ્યામા મોટામા મોટા **ભૂમા** પદાર્થ પણ બ્રહ્મપદાર્થ છે,—બૃહદારણ્યકમા " આ આકાશ જે અક્ષરમા ઉચેનીચે ગુથાયેલુ છે તે **અક્ષર** " પણ પરમાત્મા છે, પર અને અપરબ્રહ્મ તે પ્રણવ છે—એ વાક્યમા તે પ્રણવાક્ષર વડે જે પરમપુરુષને ધ્યેયરૂપે વર્ણવ્યા છે, તે પણ જગત્કારણ પરમેશ્વર છે, આ દેહમા આવેલા **હૃદય પુડરીકના અતસ્થ રહેલા આકાશરૂપે** પણ છાન્દોગ્યમા તેજ પરમાત્મા વર્ણવ્યા છે, સૂર્યચદ્રાદિ તેની પછવાડે પ્રકાશે છે—એવા વાક્યમા પાછળના **પીઠના તેજ** તરીકે વર્ણન કરેલા પણ પરમાત્મા છે, શ્વેતાશ્વતર ઉપનિષદ્‌મા **અગુષ્ઠમાત્ર પુરુષનુ** વર્ણન છે તે પણ મનુષ્યાધિકારીને અર્થે નિર્માણ થયેલુ પરમાત્માનુ રૂપ છે

ગ્રંથકમાં જગતને કંપાવનારરૂપે વર્ણન કરેલું તત્ત્વ પણ પરમેશ્વર છે; બૃહદારણ્યકમાં પરજ્યોતિરૂપે તેજ પ્રભુ વર્ણવાયા છે; છાંદોગ્યના અન્તમાં "નામરૂપને વહન કરનાર આકાશ"માં જે આકાશ છે તે પણ પરમાત્માનું નામ છે; પ્રસંગ પ્રાપ્ત થતાં દેવોને બ્રહ્મવિદ્યાનો અધિકાર છે, શૂદ્રોને વેદદ્વારા નથી, ઇતિહાસ પુરાણદ્વારા હોઇ શકે તેવું વર્ણન છે.

શરીરના રૂપકમાં અવ્યક્ત શબ્દવડે શરીરનું ગ્રહણ કરવું, અને સાંખ્યની પ્રકૃતિ નહિ; અજા શબ્દ શ્વેતાશ્વતરમાં આવે છે તે સાંખ્યની પ્રકૃતિનો વાચક નથી, પણ તેજ, જલ અને અન્ન (પૃથ્વીનાં) લાલ, ધોળા અને કાળા વર્ણની ત્રિવૃદ્ભાવવાળી અજા સમજવાનીછે. અસદ્ શબ્દવડે પ્રકૃતિ નહિપણ વ્યાકૃત નહિ થયેલું મૂલબ્રહ્મતત્ત્વ સમજવું; કૌષીતકિમા "પુરુષોનો કર્તા અને આ જગત્ જેનું પરાક્રમ છે" એ પ્રકારે વર્ણન થયેલું તત્ત્વ પરબ્રહ્મ છે; મૈત્રેયી બ્રાહ્મણમાં "વહાલામાં વહાલો આત્મા" કહ્યો છે તે પરમાત્મા સમજવો અને જીવાત્મા નહિ.

આ પ્રકારે અનેક નામવડે અનેક ગુણોવાળા પરમાત્મા પ્રેરક નિમિત્ત કારણ છે એટલુંજ નહિ પણ તે પ્રકૃતિ અથવા ઉપાદાન કારણ છે, એ પ્રકારે પ્રથમાધ્યાયની સમાપ્તિ છે.

## દ્વિતીયાધ્યાય

બીજા અધ્યાયના પ્રથમપાદમાં જગત્કારણ બ્રહ્મ છે એ સિદ્ધાન્તના વિરોધ મતોમા બલવાન્ પ્રતિપક્ષી સાંખ્ય છે. સાંખ્યસ્મૃતિ કપિલાચાર્ય જેવા મહર્ષિએ રચેલી છે તોપણ પ્રકૃતિકારણતાના વાદમાં તે શ્રુતિવિરોધી હોવાથી તેનું પ્રામાણ્ય સ્વીકારવું યોગ્ય નથી. તેજ ન્યાયે જેટલા અંશમાં પ્રકૃતિકારણવાદને સ્વીકાર છે તે અંશમા યોગસ્મૃતિ પણ પ્રમાણભૂત નથી. બ્રહ્મ જગતનું કારણ છે એ સિદ્ધાન્તમાં તર્કવડે ઉભા કરવામા આવેલા દોષોનો પરિહાર કરતાં સૂત્રકાર કહે છે કે જેવી રીતે સમુદ્રમા જલતરંગાદિ ભેદાભેદવાળાં રહે છે તેમ ભોક્તૃભોગ્ય જગતનો ભેદ બ્રહ્મકારણમાં સમાયેલો રહી શકે છે, અને કાર્યો માત્ર નામરૂપ છે અને કારણ દ્રવ્ય વિના તેનું ભિન્ન અસ્તિત્વ નથી, એવું જગતનું બ્રહ્મ સાથેનું અનન્યત્વ ઉપનિષદ્શાસ્ત્ર

સમજાવે છે. પોતાના સિદ્ધાન્ત ઉપરના આક્ષેપોનું સમાધાન કરી સૂત્રકાર બીજા અધ્યાયના બીજા પાદમાં ક્રમશઃ સાંખ્યમત, વૈશેષિકમત, બૌદ્ધમત, જૈનમત, પાશુપતમત અને ભાગવત મતનું સવિસ્તર ખંડન કરે છે. ત્રીજા પાદમાં આકાશદ્રવ્ય ઉત્પત્તિવાળું છે, તેવીજ રીતે વાયુ પણ ઉત્પત્તિવાળું તત્ત્વ છે, બ્રહ્મ અજન્યતત્ત્વ છે, તે પરમેશ્વર ચેતન પંચભૂતદ્વારથી જગતની ઉત્પત્તિ કરે છે; પંચભૂતોના ઉત્પત્તિના ક્રમથી ઉલટો લય ક્રમ છે, અને તે સૃષ્ટિક્રમમાં બુદ્ધિ અને મનની ઉત્પત્તિનો ક્રમ પણ આવે છે. આ સ્થાને ક્રમપ્રાપ્ત જીવનું સ્વરૂપ પ્રતિપાદન કરે છેઃ—

શારીરાત્મા ઉત્પન્ન થયેલો પદાર્થ નથી, પરંતુ તે નિત્ય વસ્તુ છે, એમ શ્રુતિઓ જણાવે છે; તે સ્વાભાવિક જ્ઞાનવાળો છે; તેની મરણ પછી ગતિ આગતિ થાય છે, માટે તે સંસારી દશામા સૂક્ષ્મ પરિમાણવાળો છે, હૃદયમાં રહ્યા છતાં તે સાકાર દેહમા પ્રકાશની પેઠે ફેલાયેલો રહે છે; પરંતુ આ અણુત્વ જીવનું ઔપાધિક છે, અને અંતઃકરણવડે તેનું જ્ઞાત અને અજ્ઞાતરૂપ ઘડાય છે. તે જીવાત્મા સ્વયંકર્તૃત્વધર્મવાળો છે, તેથી શાસ્ત્રીય કર્મની જવાબદારીવાળો છે; બુદ્ધિનો પણ તે નિયામક છે, તેમાં સ્વયંકર્તૃત્વ ન હોય તો સમાધિ બને નહિ. જેમ સુતાર સાધનો લે ત્યારે કર્તા અને સાધનો મૂકી દે ત્યારે અકર્તા, તેમ જીવાત્મા પણ પોતાના બુદ્ધિ વિગેરે સાધનોને પ્રેરે ત્યારે કર્તા અને તેવા પ્રેરણ વિના રહે ત્યારે અકર્તા ગણાય; આ પ્રકારે સ્વયંજ્ઞાનવાળો અને સ્વયંકર્તા છતાં તે પરબ્રહ્મ અથવા પરમાત્માને અધીન છે. તે પરમાત્માનો ચેતનરૂપ અંશ છે, અને પરમાત્મા અંશી છે. પરંતુ સ્વકર્મવડે જેવો જીવ સુખી દુઃખી છે તેવા પરમાત્મા સુખી દુઃખી નથી. દેહ સંબંધવડે વિધિ નિષેધને આધીન જીવ છે, પરમાત્મા નથી. અંશાંશિભાવ ઉપરાંત બિંબભૂત પરમેશ્વર અને પ્રતિબિંબરૂપ જીવ છે—એવું પણ પ્રતિપાદન કરવામાં આવે છે ધર્માધર્માદિ સામગ્રી તે તે મર્યાદિત ઉપાધિવાળા આત્મામા રહે છે અને તેથી સુખદુઃખનું મિશ્રપણું થવાનો ભય નથી.

ચોથાપાદમાં પ્રાણો અથવા ઈંદ્રિયો અનાદિ નથી, પણ આરંભવાળાં દ્રવ્યો છે; ઈન્દ્રિયો પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન મળી

અગીઆર છે, આ ઈન્દ્રિયો અથવા ગૌણ પ્રાણો અણુ એટલે મર્યાદિત પરિમાણવાળા છે મુખ્ય પ્રાણ એ સ્વતંત્ર તત્ત્વ છે તે પ્રાણ જીવનનો હેતુ છે, અને તેને અધીન દેહ તથા બીજી ઈન્દ્રિયો છે તે પ્રાણની અધ્યાત્મરૂપતા મર્યાદિત છે, અને અધિદૈવરૂપતા હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મામા રહેલી વિભુ છે આ પ્રમાણે એકાદશ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને મુખ્ય પ્રાણની પ્રાણાદિ પાચ પ્રકારની વૃત્તિ મળી, પ્રત્યેક જીવ સાથે જોડાયેલા તત્ત્વોનો સમૂહ, પોતાના પ્રભાવથી પોતાના કાર્યમા પ્રવૃત્ત થતો નથી, પરતુ તે તે ઇન્દ્રિયોના અગ્નિઆદિ દેવતાના ઉપકારવડે પ્રકાશિત થયેલાં તે કરણો પ્રાણી અથવા જીવને કર્માનુસાર ભોગ સિદ્ધ કરાવે છે જેમ એક શેઠ સાથે સ્વામીનો અને ગણનો એમ બે પ્રકારના સંબધ હોય છે, અને પાકનું ફળ સ્વામીને મળે છે અને ગણ તેમા રક્ષણવડે ઉપકાર કરતા છતા ભોક્તાપણાથી વચમા આવતા નથી તેમ દેવવર્ગના ઉપકાર દેવોના પોતાના ભોગ અર્થે નથી પરતુ જીવના ભોગ અર્થે છે અગીઆર ઈન્દ્રિયો મુખ્ય પ્રાણની વૃત્તિઓ નથી પરતુ ભિન્ન તત્ત્વો છે, પરતુ પ્રાણાધીન જીવન હોવાથી તેઓ પણ પ્રાણ કહેવાય છે આ પ્રમાણે દેહાદિ કાર્યકરણસઘાતમા અશરૂપે પેઠેલા પરમાત્મા જીવ છતા બાહ્યભૂત સૃષ્ટિના એટલે મહાભૂતોની ઉત્પત્તિ અથવા વ્યાકૃતિ કરનાર અને દૈવી સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર પરમેશ્વર છે, પરતુ જીવાત્મા નથી આ પચભૂતમાથી દેહની ઘટક ધાતુઓ ઉત્પન્ન થાય છે

---

## ત્રીજો અધ્યાય.

બીજા અધ્યાયમા જે જીવનુ સ્વરૂપ પ્રતિપાદન કર્યું તથા તેની ઉપાધિઓનું વર્ણન કર્યું તેમા પ્રાણ ઇન્દ્રિયો મન, બુદ્ધિ વગેરે જીવાત્મા સાથે નિત્ય સબધમા રહે, પરતુ દેહાન્તર થતી વખતે ભૂતસૂક્ષ્મના પરમાણુઓ જોડાએલા રહેતા હશે કે કેમ તે સબધનો વિચાર કરતા સૂત્રકાર કહે છે કે જીવ દેહાન્તર પ્રાપ્ત કરવાના પ્રસગે, ભાવિદેહના બીજરૂપ ભૂતસૂક્ષ્મના પરમાણુપુજ સાથે બહાર જાય છે પચાગ્નિવિદ્યાના પ્રકરણમા આહુતિનો પાચમો પરિણામ થાય છે, તેને "પુરુષ" કહે છે એવુ પ્રતિપાદન

કરવામા આવ્યું છે. તે પ્રકરણમા કહ્યુ છે કે મનુષ્યો જે શ્રદ્ધાપૂર્વક કર્મ કરે છે તેથી જે ભૂતસૂક્ષ્મનું દ્રવ્ય ઘડાય છે, તે સ્વર્લોક નામના અગ્નિમા હોમાઈ સોમનું રૂપ ધારણ કરે છે, તે સોમદ્રવ્ય (સૂક્ષ્મરસ) પર્જન્ય નામના અગ્નિમાં હોમાઇ વૃષ્ટિનું રૂપ ધારણ કરે છે, તે વૃષ્ટિ પુન પૃથ્વી નામના અગ્નિમાં હોમાઈ અન્નનું રૂપ ધારણ કરે છે, તે અન્ન પુરુષ નામના અગ્નિમા હોમાઇ વીર્યનુ રૂપ ધારણ કરે છે, અને તે વીર્ય સ્ત્રીરૂપ અગ્નિમા હોમાઇ ગર્ભનું રૂપ ધારણ કરે છે. આ જીવની દેહધારણની પ્રક્રિયામા દેહના બીજકો જીવ સાથે જોડાએલા રહે છે એમ સમજાય છે. ચદ્રલોકમા લોકોપયોગી કામ કરનારા પુણ્યવાનો મરણ પછી જાય છે, ત્યા ભોગ સિદ્ધ થયા પછી ભોગ-જનક કર્મના ક્ષય પછી સ્વર્ગમા ન ભોગવાય તેવુ બાકીનું કર્મ જેને અનુ-શય કહે છે, તે કર્મના ગુણધર્મને અનુસાર જીવાત્મા પુન ભુલોકમા અવતરે છે તે અનુશય સારો હોય તો બ્રાહ્મણાદિ યોનિ પ્રાપ્ત થાય છે, ખોટો હોય તો ચાડાલ, શ્વાન, વિગેરેની યોનિ પ્રાપ્ત થાય છે.

આ ચદ્રલોકમા પુણ્ય કર્મનો ભોગ ભોગવી અનુશય પ્રમાણે ભૂલો-કમા અવતરવાનો ક્રમ સર્વ પ્રાણીઓને લાગુ નથી જેઓ પાપ કર્મ કર-નારા છે તેઓની ઉર્ધ્વ લોકમા ગતિ થતીજ નથી પરંતુ યમરાજના અંકુ-શના નરકોમા તેને યાતના પ્રાપ્ત થાય છે, તે પાપ કર્મના દુખરૂપ ફલની વેદના ભોગવી શકાય તેવા શરીરોમા તે પીડાય છે વળી સ્વર્ગાદિ લોકમા જવાનો પાપીઓને અધિકાર નથી તેઓ જો મોટા પાપના કરનાર નથી હોતા તો મરણ પછી નરકમા ન જતા તરત ક્ષુદ્ર જીવરૂપે આ લોકમાં જન્મે છે આવા ક્ષુદ્ર જતુઓથી જગત્ ભરેલુ રહે છે આવી ત્રીજી ગતિ પ્રાણી-ઓની હોય છે, અને તેમા પચાગ્નિવિદ્યાનો પરિણામક્રમ હોતો નથી. ઘણા પ્રાણીઓ અયોનિજ ભાવે ઉદ્‌ભિજ્જ ક્રમથીજ જન્મે છે, અને આવી અયોનિજ ઉત્પત્તિ સીતાદ્રૌપદીના સબંધમા સ્મૃતિઓમા વર્ણના-એલી પણ છે સ્વર્ગ લોકમા એટલે ચદ્રલોકમા જનારા પુણ્યવાનો જે ક્રમથી ચઢે છે તે–ધૂમ[૧], રાત્રિ[૨], કૃષ્ણપક્ષ[૩], દક્ષિણાયન[૪], પિતૃલોક[૫], સંવત્સર[૬], આકાશ[૭], ચદ્રમા[૮]–આ પ્રકારનો છે ઉતરવાનો ક્રમ ચદ્રમામાથી આકાશમા, આકા-

રામાંથી વાયુમાં, વાયુમાંથી ધૂમ જેવા વરાળરૂપમાં, ધૂમમાંથી મેઘમાં, મેઘમાંથી વૃષ્ટિના રૂપમાં, વૃષ્ટિના રૂપમાંથી પૃથિવીમાં, ત્યાંથી ધાન્યના રૂપમાં, ત્યાંથી અન્ન ખાનારના શરીરમાં, ત્યાથી વીર્યના રૂપમાં અને છેવટે માતના શરીરમાં પ્રવેશ કરે છે. જ્યારે સ્વર્ગલોકમાં જઈ આવનારને પણ આવો અશુદ્ધ માર્ગ છે તો શાસ્ત્રીય કર્મમાં કોણ પ્રેરાય? તેના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે આ ક્રમમાં વનસ્પતિ આદિ શરીરમાં અનુશયી જીવ, માત્ર સંસર્ગવાળાજ રહે છે, તેમને ભોગ યાતના હોતી નથી, તેઓ વનસ્પતિના મુખ્ય જીવથી જુદા હોય છે.

જે યોનિના સંબંધમા અનુશયી આવે તે યોનિના આકારવાળો જન્મે છે. કેવળ પુણ્યકર્મ કરી સ્વર્ગલોકમા જનારની ઉપર પ્રમાણે ગતિ આગતિ અને પાપીઓની યાતના, તથા ક્ષુદ્ર જીવના જન્મમરણની પરંપરામાં તણાવું–આ બંને સ્થિતિ બ્રહ્મવિચારકને વૈરાગ્યની જનક થાયછે. ઉપર ધૂમ વિગેરે શબ્દો કહ્યા તે તે લૌતિક અર્થના વાચક નથી, પરંતુ તે તે વસ્તુના અધ્યક્ષ દેવતાના વાચક છે.

ચંદ્રલોકના અધ્યક્ષ "સોમરાજા" કહેવાય છે અને ઇષ્ટિકર્મ–કરનારા તે અધ્યક્ષના સમાન આકારવાળું અમૃતમય અથવા રસમય શરીર પ્રાપ્ત કરી તે લોકમા નિવાસ કરે છે.

બીજા પાદમાં એકજ દેહમા અનુભવાતી જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાનું વર્ણન કરી સ્વપ્નસૃષ્ટિ માયા માત્ર છે, કારણ કે તેમાં દેશકાલ વિગેરેના નિયમો જળવાયેલા નથી. માત્ર જીવની તે સૂક્ષ્મ ભોગની ભૂમિકા છે, પ્રસંગે તે ભાવિ શુભાશુભની સૂચક પણ હોય છે. જીવની આ સ્વતંત્ર સંકલ્પજન્ય સૃષ્ટિ નથી, કારણ કે પરમેશ્વરના ધ્યાનવડેજ, તેની સંકલ્પશક્તિ ઢંકાએલી હોય છે તે ઉઘડે છે સામાન્ય નિયમથી તો તે કર્મવડે હણાએલી હોય છે, અને જીવના બંધમોક્ષ પરમેશ્વરના શાસનને અધીન છે. દેહસંબંધ હોવાથી પણ સંકલ્પશક્તિ જીવની દબાએલી હોય છે. સુષુપ્તિ અવસ્થામાં પ્રથમ નાડીઓના વ્યૂહમા, તેમાથી પુરીતતમા એટલે હૃદયના વેષ્ટનમાં, ત્યાંથી હૃદયાકાશમાં અને ત્યાં પરમાત્મા સાથે જીવાત્મા તન્મય થઇ લીન થાય છે. આ સ્થાન-

માંથી સ્થૂલકર્મના ભોગના સંસ્કાર જામત્ થતાં પ્રબોધ થાય છે, અને જે વિદ્યાકર્મની વાસનાથી લીન થએલો તે વાસના સહિત જાગે છે, અને સ્થૂલવ્યવહારનું અનુસંધાન સૂત્ર હાથમાં લેછે. મૂર્છા તે અર્ધસુષુપ્તિ જેવી અવસ્થા છે.

સુષુપ્તિ સ્થાનમાં જેની સાથે દૈનંદિન સ્પર્શ થાય છે તેવા આપણા બ્રહ્મસ્વરૂપને જાગ્રત કાળમાં આપણે પૃથિવી આદિ અનેકાકાર જોઇએ છીએ, તોપણ તે સાકાર અને નિરાકાર એવા ભાવે પરબ્રહ્મને આપણે જાણવાના નથી, પરંતુ નિષ્પ્રપંચ અથવા નિરાકાર ભાવે તેમને ઓળખવાના છે કેમકે સર્વ ઉપનિષદ્ વાકયો નિષ્પ્રપંચ બ્રહ્મનું ભાન કરવા પ્રબોધે છે. જીવ બ્રહ્મથી જુદો જણાય છે, તેથી બ્રહ્મ ભોગ્ય ભોક્તૃ ભેદવાળો ઉપાસ્ય છે એમ સમજવાનું નથી, કારણ કે પરમાત્મામાં સર્વનો એકીભાવ થાય છે તેવાં વચન છે, અને કેટલીક શાખામા ભેદ દર્શનની નિંદા છે, તથા શાસ્ત્રનું તાત્પર્ય સપ્રપંચ બ્રહ્મના પ્રતિપાદનમાં નથી, પરંતુ નિષ્પ્રપંચ બ્રહ્મના પ્રતિપાદનમાં છે. તે પરબ્રહ્મ અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અદીર્ઘ, અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અવ્યય વિગેરે શબ્દોવડે સર્વ આકાર અને ગુણરહિત પરમતત્વ છે, એવું મુખ્ય ભાવે વર્ણન છે. આ નિષ્પ્રપંચ બ્રહ્મ કેવળ સદ્રૂપે ધ્યાન કરવા યોગ્ય છે એટલું જ નહિ પરંતુ તે પ્રકાશમય અથવા ચિન્મય છે. શાસ્ત્રમા તેના ચેતન ઉપર ભાર મૂકવામાં આવે છે, અને જલચંદ્રના દૃષ્ટાંત વડે તેનો બોધક સ્વભાવ વારંવાર ધ્યાન ઉપર લાવવામા આવે છે. જેમ એક સવિતા પોતે નિર્વિકાર રહી અનેક જલની ઉપાધિમા અનેકાકાર ભાસે છે, તેમ એક પરમાત્મા અનેક ઉપાધિમાં અનેકાકાર ભાસે છે. આ દૃષ્ટાંતમાં સર્વાંશ સામ્ય લક્ષમાં રાખવાનું નથી. પ્રત્યક્ષ સૂર્ય અને જળ ભિન્ન દેશમાં છે તેથી સૂર્યનું પ્રતિબિંબ ભિન્ન ભિન્ન જલમાં ભિન્ન ભિન્ન દેખાય છે, પરંતુ પરમાત્મા અને જીવનો સંબંધ તેવો નથી, માટે દૃષ્ટાંત યોગ્ય નથી એમ વાધો ઉઠે તેના સમાધાનમાં કહે છે કે જલની વૃદ્ધિ અને હાનિવડે પ્રતિબિંબો તેવાં ભાસે છે, અને બિંબમાં વિકાર થતો નથી, એટલું કહેવાનું તાત્પર્ય છે. ખરી રીતે તો જીવો પરમાત્માના અંતર્ગત હોવાથી પરમાત્માનો અભેદભાવે ભાન થઈ શકે છે,

બ્રહ્મના મૂર્ત અને અમૂર્ત રૂપોનું વર્ણન કરી ઉપનિષદ્ મૂર્ત-અમૂર્ત રૂપ જ બ્રહ્મ નથી પરંતુ નેતિ નેતિ કહી ચઢીયાતી પર વસ્તુ રહે છે એવું વર્ણવે છે. મૂર્ત-અમૂર્ત રૂપથી પરરૂપ અવ્યક્ત હોવાથી ઈન્દ્રિય મનથી સમજાતું નથી. તેની સાથે તદ્દન અનુભવમાં ન આવે તેવું પણ તે પદ નથી. ભક્તિ યુક્ત ધ્યાન કાલે તે પ્રકાશિત થાય છે, એવી શ્રુતિ તથા સ્મૃતિ સાક્ષી પૂરે છે. જેમ પ્રકાશ, ઉપાધિના ખસી જવાથી, પ્રકાશક બિંબમાં એકીભાવને પામે છે, તેમ જીવાત્મા પણ પરમાત્મા સાથે એકી ભાવને પામે છે; આવો પ્રકાશ અથવા અભિવ્યક્તિ ધ્યાનયોગના અભ્યાસથી થાય છે. આ કારણથી અનંત પરબ્રહ્મ સાથે એકભાવ પામવો તે જીવનું લક્ષ્ય છે, શાસ્ત્ર પણ બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે એમ કહી આજ તાત્પર્યને પ્રતિપાદન કરે છે. શાસ્ત્રમાં ભેદાભેદવાળાં વાક્યો આવે છે તેથી ગુંચળા વળેલા સાપ જેવી જીવની, અને સીધા સાપ જેવી બ્રહ્મની, સ્થિતિ સમજી શકાય છે. તત્વનો ફેર નથી, સંસારી અને અસંસારી દશાનો ફેર છે; અથવા પ્રકાશનું બિંબ અને પ્રકાશનો જેવો સંબંધ છે તેવો પરબ્રહ્મ અને જીવનો છે. એક પરમાત્મા વિના અન્ય બીજો કોઈ દેખનારો નથી—એવાં શ્રુતિવાક્યો ભેદનો નિષેધ કરે છે. આ પરબ્રહ્મ સેતુરૂપ છે. ષોડશકલાવાળા પુરુષ છે.-ઈત્યાદિ વાક્યોથી પરબ્રહ્મથી પર કોઇ વસ્તુ છે એમ સમજવું નહિ. આ ઉપમાઓ પરમાત્મા જગત્‌નું ધારણ કરે છે અથવા નિયમન કરે છે તેટલા સારૂ તથા તેનું ધ્યાન કરવામા સુગમતા આવે તેટલા સારૂ આપવામાં આવે છે. પરમાત્મામાં સર્વ જગત્ લીન થાય છે, અને તેનાથી ભિન્ન વસ્તુનો શ્રુતિ નિષેધ કરે છે, તેથી તેનાથી ચઢીઆતી અથવા ભિન્ન કોઈ વસ્તુ નથી. આ પરમાત્મા વડે જીવોનાં કર્મફળની વ્યવસ્થા થાય છે જૈમિનિ આચાર્ય ધર્મવડે એટલે અદૃષ્ટ વડે ફલપ્રાપ્તિ થાય છે એવું માને છે. પરંતુ બાદરાયણ પરમેશ્વરનેજ કર્મફલના નિયામક માને છે.

ત્રીજા પાદમા ઉપર વર્ણવેલા પરમાત્માની ઉપાસનાપદ્ધતિ કેવી હોય તેનું અને તેના ભિન્ન પ્રકારોનું વર્ણન છે. કેટલાંક વાક્યોમા પરમેશ્વરની પ્રતીકમાં ઉપાસના કરવાનું વિધાન છે, અને કેટલાકમાં તે તે વસ્તુમાં પરમાત્મા

હું છું એ પ્રકારના અહંતાના આવેશવાળી ઉપાસના હોય છે. ત્યાં ભિન્નભિન્ન ઉપનિષદ્‌માં વિદ્યાનું ઐક્ય જણાતું હોય તો સર્વ શાખાના તે તે વિદ્યાના ગુણોને એકત્ર કરી પરમેશ્વરનું ધ્યાન કરવું.

ચોથા પાદમાં પરબ્રહ્મની ઉપાસનાથી બ્રહ્મપ્રાપ્તિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે. પરમાત્માનું જ્ઞાન કર્મના અંગભૂત છે કે સ્વતંત્ર ફલપ્રદ છે તે બાબત જૈમિનિ કર્મશેષજ્ઞાન માને છે. બાદરાયણનો સ્વતંત્ર મત એવો છે કે પોતાના પ્રકરણમાં સમાપ્ત થતું બ્રહ્મજ્ઞાન અન્ય પ્રકરણમાં આવેલા કર્મનું અંગભૂત બને નહિ. ઉર્ધ્વરેતાઓનો એટલે સંન્યાસીનો આશ્રમ છે, ત્યાં કર્મનો સંબંધ સંભવતો નથી,તેથી બ્રહ્મજ્ઞાન ફલસિદ્ધિમાં કર્મની આવશ્યક્તા રાખતું નથી. જૈમિનિ ત્રણ આશ્રમોનો સ્વીકાર કરે છે. બાદરાયણ ચોથા સંન્યાસ આશ્રમનો સ્વીકાર કરે છે. માત્ર વેદવાક્યોના ભાવ ઉપરથી તે આશ્રમ તારવી કાઢવામાં આવે છે તેમ નથી, પરંતુ ઉપનિષદોમા તે આશ્રમનું સાક્ષાત્ વિધાન પણ છે.

ગૃહસ્થોને યજ્ઞાદિ કર્મની વિદ્યોત્પત્તિમા અગત્ય રહે છે, તો પણ શમદમાદિ સાધનો આવશ્યક અંતરંગ સાધનો છે. પ્રાણ જવાના પ્રસંગે બ્રહ્મવિદ્‌ને સર્વનું અન્ન ખાવાની છૂટ છે. યજ્ઞકર્મ ઉપરાંત આશ્રમકર્મ પણ વિદ્યાનાં ઉપકારક છે. વિદ્યાસ્નાતક ( બ્રહ્મચર્ય સમાપ્ત કરી ગૃહસ્થ થવાની વાટ જોનારા ) અને વિધુરો જે કે અનાશ્રમી છે, તોપણ તેમને વિદ્યાનો અધિકાર છે, તેમને વિદ્યાપ્રાપ્તિમાં આશ્રમકર્મ નહિ તોપણ અહિંસા, સત્ય, જપ, ઉપવાસ, દેવતાઓનું આરાધન વગેરે ઉપાયો વડે વિદ્યાપ્રાપ્તિનો અધિકાર મળે છે; તેમ છતા આશ્રમકર્મ વિદ્યામા ઘણો વહેલો ઉપકાર કરેછે.

સંન્યાસાશ્રમથી પતિત થાય તેને પ્રાયશ્ચિત્ત આપી શકાય છે, પરંતુ આરૂઢપતિત સાથે શિષ્ટજનોએ પ્રાયશ્ચિત્ત પછી પણ વ્યવહાર કરવો નહિ. પ્રાયશ્ચિત્ત પછી તે પોતાના આત્માની શુદ્ધિ કરી કલ્યાણ સાધી શકે છે, પણ શિષ્ટસમાજમાંથી તેને દૂર કરવો.

કેટલીક યજ્ઞકર્મને લગતી ઉપાસનાઓ ઋત્વિગો કરે તોપણ તે યજમાનને અર્પણક્રિયાથી ફળે છે, કારણ કે તેમાં યજ્ઞકર્મની ઉપાસનાનું

• દાન વડે સ્વત બન્ધાય છે.

બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમા પાંક્તિ નાથે રાગદ્વેષ વિનાનું બાનવત્ મન રાખવું, અને પછી નિદિધ્યાસ અથવા મૌન સેવવું જ્ઞાનપરિપાકમા મૌનની એટલે યોગાભ્યાસની ઘણી જરૂર છે બ્રહ્મવિદ્યાનું ફ્ળ આ જન્મમા મળી શકે છે, પરતુ દેશકાલ નિમિત્તાદિના પ્રતિબંધને લઈ તેના ફ્લનો પ્રસગ ન થાય, તો અન્ય જન્મમા અથવા લોકાન્તરમા ફ્લપ્રાપ્ત થાય છે તોપણ બ્રહ્મભાવને પ્રાપ્ત થએલા પુરુષને મોક્ષના સ્વરૂપસુખ સંબધમા ચડિયાતા ઉતરતા પણુ હોતુ નથી કર્મનું ફ્લ સાતિશય હોય છે, ત્યારે બ્રહ્મવિદ્યાનુ ફળ નિરતિશય હોય છે

---

## ચોથો અધ્યાય.

ઉપાસનારૂપ બ્રહ્મવિદ્યા મરણુ પર્યન્ત સેવાવી જોઈએ. પરમાત્માને પોતાના આત્મભાવે ચિંતવવા જોઈએ. આને અહગ્રહ ઉપાસના કહે છે અમુક પદાર્થમા અહભાવ બાધી તેના ગુણુ ધર્મનું ચિંતન કરવુ તે પ્રતીકોપાસના કહેવાય તેમા બ્રહ્મભાવ પકડવો, આત્મભાવ નહિ પ્રતીકોપાસનામા પ્રતીકમા બ્રહ્મદૃષ્ટિમા કરવી, કારણુ નિકૃષ્ટભાવમાથી ઉત્કૃષ્ટભાવમા જવામા ઉપાસનાનું રહસ્ય છે યજ્ઞકર્મના અંગોમા આદિત્યાદિ દૃષ્ટિ બાધવામા તે તે દેવતાની ભાવના કરવી, બ્રહ્મભાવના નહિ ઉપાસના આસન બાધી કરવી, કારણુ કે તે વ્યવસ્થાપૂર્વક ધ્યાનકર્મ છે તેમા અચલભાવ રાખવો દેશ સંબંધમા જ્યા મનની એકાગ્રતા થાય તે દેશ પસદ કરવો મરણુની ક્ષણુ પર્યન્ત બ્રહ્મોપાસના ચાલુ રાખવી, કારણુ કે પ્રાણીનુ બંધારણુ તેના સકલ્પ ઉપર છે, અને તેથી બ્રહ્મભાવ મન સર્વદા ટકાવવો જોઇએ બ્રહ્મજ્ઞાનનો ઉદય થયા પછી ભૂત પાપનો નાશ થાય છે, અને ભાવિમા ફ્લનાર પાપનો ઉદય થતો નથી પુણ્યકર્મનુ પણુ તેમજ થાય છે એટલે તેમા ભૂત પુણ્યકર્મો અને ભાવિમા ફ્લનારા પુણ્ય કર્મો નવા જન્મનો આરભ કરી શકતા નથી આ પાપ પુણ્યનો જ્ઞાનવડે જે નાશ દર્શાવ્યો તે જે કર્મો આરબ્ધ ફ્લવાળા થયા નથી તેને લગતો છે જે કર્મો ફ્લ આપવાના

ક્રમમાં છે તેનો બાધ જ્ઞાનવડે થતો નથી, પણ ભોગવડેજ થાય છે. અગ્નિહોત્રાદિ નિત્યકર્મ સ્વીકાર્યાં હોય તે વિદ્યાપ્રાપ્તિ પછી પણ ચાલુ રાખવાં, કારણ કે જ્ઞાનનું કાર્ય જે મોક્ષ તેમાં કર્મોનો ઉપકાર છે. પાપ પુણ્યનો વિનાશ કહ્યો તેવી રીતે કેટલાંક ઉપનિષદોમાં બ્રહ્મવિદ્‌નાં પાપપુણ્ય તેના દ્વેષી અને મિત્રોને વારસામાં મળે છે પરંતુ તેનો ભાવ એવો સમજવો કે જે અનારબ્ધફલ પાપપુણ્ય નિત્યકર્મ ઉપરાંતનાં હોય તે બ્રહ્મવિદ્‌ની ઉપાધિના વિલયકાલે સજાતીય ગુણધર્મ વડે શત્રુમિત્રમાં સંબદ્ધ થઇ તેમને હાનિ અથવા લાભ કરે છે. આ સંબંધમાં જૈમિનિ અને બાદરાયણ એકમત છે.

જીવોની બે પ્રકારની ગતિ છે. એક ચન્દ્રલોકમા અથવા સ્વર્ગલોકમાં જઈ ભોગના અવધિએ પાછા ફરવાની, અને બીજી બ્રહ્મલોકમાં અથવા સત્ય લોકમાં જઇ તેના અધ્યક્ષ સાથે સાયુજ્ય પામી કલ્પના અવધિએ પરબ્રહ્મમાં લીન થવાની. પ્રથમ પ્રકારની ગતિનુ વર્ણન ત્રીજા અધ્યાયના પ્રથમ પાદના સારમા આવી ગયું છે. બ્રહ્મના ઉપાસકની બીજા પ્રકારની દેવયાનની ગતિનું વર્ણન ચોથા અધ્યાયના બીજા પાદમા છે. ત્યા અવિદ્વાન્ અને વિદ્વાન્-સામાન્ય જન અને બ્રહ્મનો ઉપાસક–મરણ સમયે અમુક મર્યાદા સુધી સમાન રીતે વૃત્તિલયમાં પડતો જાય છે. પ્રથમ મરનાર પ્રાણીની વાગાદિ ઇન્દ્રિયો મનમાં લીન થાય છે; મન પ્રાણમાં લીન થાય છે, પ્રાણ પંચભૂતની માત્રા સહિત દેહના અધ્યક્ષ જીવમા લીન થાય છે. આ પ્રમાણે સ્થૂલશરીરમાંથી સર્વ સૂક્ષ્મશરીરનાં અવયવો એકીભાવને પામી જીવ મૂર્છિત દશામાં જાણે આવ્યો હોય તેમ ઉત્ક્રમણ દશાને યોગ્ય બની જાય છે. આ સૂક્ષ્મ શરીરનો સંબંધ મોક્ષદશા સુધી કાયમ રહે છે. તે દેહના સદ્‌ભાવથી આ સ્થૂલ શરીરમા ગરમી લાગે છે. બ્રહ્મવિદ્‌ના પ્રાણ ઉર્ધ્વગતિને પામતા નથી, પણ અહીંજ લીન થાય છે–એનો અર્થ બીજી શાખાની સ્મૃતિનો વિચાર કરતાં જણાય છે કે, જ્યારે અન્ય જીવ સ્થૂલ શરીરમાંથી પ્રાણસહિત છૂટો પડી ગતિ કરે છે, ત્યારે બ્રહ્મવિદ્‌નો જીવ માત્ર શરીરથી છૂટો પડી તેના પ્રાણ નવા દેહના આરંભક બનતા નથી; પરંતુ શરીરથી પૃથક્ પડ્યા પછી બ્રહ્મલોકમાં જીવની સ્થિતિ કરાવી આગળ

જાય છે સારાંશ શરીરમાંમાથી પ્રાણો ખસી જાય છે એવો ભાવ નથી. બ્રહ્મવિદ્‌ના પ્રાણો એટલે સમગ્ર સૂક્ષ્મશરીર ઉત્ક્રાન્તિ થયા પછી પરબ્રહ્મમાં લીન થાય છે

મરણ સમયે ઉપર બતાવેલા ક્રમથી એક પિંડાકાર થયેલા સૂક્ષ્મ શરીરની પુરીઓ સાથે વિદ્વાન્ તથા અવિદ્વાન્‌નો જીવ હૃદયપુંડરીકમાં આવી જાય છે તે સ્થાન અગ્રજ્યોતિરાજી થાય છે મૂલાધારથી બ્રહ્મરન્ધ્ર પર્યન્ત સ્થૂલ દેહમાં રહેતી શુભ સુષુમ્ણા નામની નાડીનું દ્વાર બ્રહ્મવિદ્‌ને હૃદયની અંદર રહેલા પરમેશ્વરના અનુગ્રહથી ઉઘડે છે, અને તે નાડીદ્વારથી મૂર્ધામાં પ્રવેશ પામી બ્રહ્મરન્ધ્ર દ્વારથી સૂર્યના સુષુમ્ણારશ્મિથી આકર્ષાઈ સ્થૂલ દેહથી પ્રાણસમૂહ છૂટો પડે છે જ્યારે બીજાં પ્રાણીઓ બીજી સો નાડી પૈકી ગમે તે નાડીનું દ્વાર પોતાના ગુણકર્માનુસાર પકડી દેહને છોડે છે બ્રહ્મવિદ્ સૂર્યરશ્મિથી આકર્ષાઈ દેવયાનમાર્ગ પકડે છે, અને અવિદ્વાન્ પૈકી જેઓ મહાપાપી હોય છે તે નરકમાં જાય છે, અને સામાન્ય જીવો તરત નવા દેહમાં ક્ષુદ્રજન્તુ જેવા અવતરે છે, અને જેઓ પુણ્યકર્મ કરનાર હોય છે તેઓ દાક્ષિણાયન અથવા પિતૃયાનનો માર્ગ પકડી ચન્દ્રલોક અથવા સ્વર્ગલોકમાં જાય છે બ્રહ્મના ઉપાસકને બાહ્ય દિવસ અથવા રાત્રિ અથવા ઉત્તરાયણ અથવા દક્ષિણાયનના મરણનો અવરોધ નથી, કેમકે તેમનો નાડી સબંધ રાત્રિ દિવસ સૂર્ય સાથે ચાલુ હોય છે

દેવયાનથી ગતિ કરનાર જીવનો ગતિનો ક્રમ આ પ્રમાણે છે સ્થૂલદેહમાંથી બ્રહ્મરન્ધ્રથી છૂટા પડ્યા પછી સૂર્યરશ્મિવડે તે, તે તે લોકના આતિવાહિક અધ્યક્ષની મર્યાદામાં જાય છે તેની પરંપરા-(૧) અર્ચિ, (૨) અહ (દિવસની અભિમાની દેવતા) (૩) શુક્લપક્ષની અભિમાની દેવતા, (૪) ઉત્તરાયણ માસોની અભિમાની દેવતા, (૫) સંવત્સરની અભિમાની દેવતા, (૬) દેવલોક જેમાં વાયુ લોકનો અન્તર્ભાવ થાય છે, (૭) આદિત્યમંડલ (૮) ચંદ્રમંડલ (૯) વિદ્યુન્મંડલ, (૧૦) વરુણમંડલ, (૧૧) ઇન્દ્ર, (૧૨) પ્રજાપતિ એ પ્રમાણે બાર પર્વની થાય છે વિદ્યુન્મંડલ સુધી મનુષ્યાકાર આતિવાહિક દેવનું રૂપ હોય છે, તેનાથી ઉપર અમાનુષ પુરુષ આતિવાહિક પદ લે છે આ

પ્રમાણે પ્રજાપતિના લોકમાં આવી કાર્યબ્રહ્મ અથવા અપર બ્રહ્મને પ્રાપ્ત કરે છે, કે કારણબ્રહ્મ અથવા પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે–તે બાબત જૈમિનિનું મત એવું છે કે તે પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે, કારણકે તેનો મોક્ષને લગનો સંકલ્પ પરબ્રહ્મને લગતો હોય છે. બાદરિ આચાર્યનું મત એવું છે કે બ્રહ્મશબ્દ સ્વભાવથી પરબ્રહ્મનો વાચક છે, તોપણ હિરણ્યગર્ભ અથવા બ્રહ્મા જે કાર્ય બ્રહ્મ છે તેનો પણ સામીપ્ય સંબંધથી વાચક થાય છે. ઉપાસકનો આત્મા પ્રથમ કાર્યબ્રહ્મને પ્રાપ્ત કરે છે, અને કલ્પના અવધિએ તે કાર્યબ્રહ્મ સાથે કારણબ્રહ્મને પ્રાપ્ત કરે છે. સૂત્રકાર બાદરાયણનું કહેવું એવું છે કે બ્રહ્મની ઉપાસના પ્રતીકવડે અને અહંગ્રહવડે થાય છે, તેથી જેઓ પ્રતીકની ભાવના વિના હું કાર્યબ્રહ્મ છું એ ભાવના કરનારા કાર્યબ્રહ્મ પ્રાપ્ત કરે છે, કારણ બ્રહ્મ હું છું–એ ભાવનાવાળા કારણ બ્રહ્મને પ્રાપ્ત કરે છે. મૂર્તિ અથવા પ્રતીકમાં બ્રહ્મભાવ બાંધનારા કરતાં અપ્રતીકમાં આલંબન કરનારા એટલે શુદ્ધ સ્વરૂપમાં આત્મબુદ્ધિ બાંધનારાને વિશેષ ફલ મળે છે. તેથી બંને પ્રકારનાં શ્રુતિવાક્યોનો સંવાદ થઈ શકે છે.

પ્રજાપતિના સત્ય લોકમાં બ્રહ્મપ્રાપ્ત કરનાર જીવાત્માને મોક્ષ અવસ્થા ઉઘડે છે. તે મોક્ષ અવસ્થામાં તે મિશ્રરૂપમાંથી સ્વરૂપમાં આવે છે. આ તેનું સ્વકીય એટલે પોતાનું રૂપ–એટલે શું? શું તે પરમાત્મા સાથે અવિભક્ત થાય છે, કે કોઇ અંશમાં વિભક્ત રહે છે? સૂત્રકાર કહે છે કે તેનો અવિભાગ બ્રહ્મ સાથે થાય છે, એટલે તાદાત્મ્ય થાય છે. પરંતુ પરમેશ્વર સાથેના તાદાત્મ્યમાં પણ વિચારભેદ રહે છે. જૈમિનિ કહે છે કે તે સત્યસંકલ્પત્વાદિ બ્રહ્માના ધર્મવાળો સાભિમાન રહે છે, ઔડુલોમિ કહે તે કે તે ચિન્માત્ર રહે છે, અને ઐશ્વર્યાદિ વિશેષો તેનામાં પ્રકટ થતાં નથી, બાદરાયણ કહે છે કે ચિન્માત્રભાવ સાથે ઐશ્વર્યાદિભાવનો વિરોધ આવતો નથી, એટલે તે મુક્ત પુરુષ નિર્વિશેષ તથા સવિશેષ ભાવવાળો રહી શકે છે. તે મુક્તભૂમિકામાં તેના જે જે સંકલ્પો ઉદય થાય છે તે સફલ થાય છે. આથી તે સર્વાધિપતિ બને છે, અને સ્વતંત્ર થાય છે.

આ પ્રકારે ચિન્માત્રભાવ સાથેના સત્યસંકલ્પત્વાદિ ઐશ્વર્યવાળો મુક્ત પુરુષ શરીર તથા ઇન્દ્રિયવાળો હોય છે કે તે વિનાનો તે બાબત બાદરિ

આચાર્યનું મન એવું છે કે તેને શરીર ઇન્દ્રિયોની જરૂર નથી, માત્ર મનરૂપ ઉપાધિ બસ થાય છે, જૈમિનિ આચાર્ય કહે છે કે તે એક બે ત્રણ એવા રૂપ ધારણ કરે છે–એ શ્રુતિના નિર્વાહ સારૂ મુક્ત પુરુષોને શરીર, ઇન્દ્રિયો તથા મન–ત્રણે હોય છે; બાદરાયણ કહે છે કે તે સ્વતન્ત્ર હોવાથી દેહાદિ ઉપાધિ રાખવી કે ન રાખવી તે બાબત તેનીજ ઇચ્છા નિયામક હોય છે.

મુક્તપુરુષને શરીર ઇન્દ્રિય વિના માત્ર મનવડે ભોગ સિદ્ધ થાય છે કે દેહાદિદ્વારા થાય છે–તેના સંબંધમા જાગ્રત્ જેવા સ્થૂલ સ્થિર ભોગ ભોગવવાના હોય ત્યારે સ્થૂલદેહ સંકલ્પથી પ્રકટ કરે છે, નહિતો કેવલ મનોમય ભોગ ભોગવી શકે છે જો સ્થિર ભોગની સિદ્ધિને અર્થે સંકલ્પવડે શરીરોનું તે નિર્માણ કરે છે, તો તે નિર્માણ શરીરોમા તે પ્રદીપના પ્રકાશની પેઠે પેસી શકે છે, અને તેમા ભિન્નભિન્ન મન ઉત્પન્ન કરે છે પરંતુ મુક્તપુરુષનું પોતાનુ મન સૂત્રધારરૂપે વિદ્યમાન રહે છે, અને નિર્માણશરીરના મન તેને અધીન વર્તે છે આ પ્રમાણે મુક્તપુરુષ એક સમયે અનેક શરીરોમા પ્રવિષ્ટ થઇ અનેક પ્રકારના ભોગ સિદ્ધ કરી શકે છે.

માનુષી બદ્ધ અવસ્થામા સુષુપ્તિમા અને મરણમા જડ અજ્ઞાન જેવી સ્થિતિ હોય છે તેવી સ્થિતિ મુક્ત દશામા નથી તેમા વિદ્યાકર્મના પ્રભાવથી સ્ફુટ જ્ઞાન હોય છે તોપણ મુક્ત પુરુષનું સત્યસંકલ્પત્વાદિ ઐશ્વર્ય જગદ્ વ્યાપાર વિનાનુ હોય છે જગદ્ વ્યવસ્થાને તો મુખ્ય પરમેશ્વરનું ચેતનજ કરે છે શ્રુતિમા તે તે લોકની વ્યવસ્થા દેવો કરે છે–એ વર્ણનમા મુખ્ય પરમેશ્વરથી સ્થપાયેલા આધિકારિક દેવોની સ્થિતિ સમજવી. આથી જગદ્ વ્યવસ્થાનું ઐશ્વર્ય ઇશ્વરથી અપાયેલુ હોય છે, મુક્તોનુ સ્વત પ્રાપ્ત નથી પરમેશ્વરનું ઐશ્વર્ય વિકારને વશ વર્તનારૂં નહિ, અને નિત્ય સિદ્ધ હોય છે, મુક્તોનુ સંકલ્પવડે પ્રકટ થનારૂં અને તેથી ઉત્પત્તિ અને લય પામનારૂ ઐશ્વર્ય હોય છે અનાદિસિદ્ધ પરમેશ્વર સાથે મુક્તોનુ ઐશ્વર્ય ભોગમા સમાન હોય છે પરંતુ બ્રહ્મલોકમા વાસ કરી રહેલા મુક્તો કાર્યબ્રહ્મને પ્રાપ્ત કરી રહ્યા હોય અથવા કારણબ્રહ્મમા તન્મય થયેલા હોય તેઓની આ માનવચક્રમા પુનરાવૃત્તિ થતી નથી

## (૯) સૂત્રકારના અભિપ્રાય.

બ્રહ્મસૂત્રોના ઉપરના સારસંગ્રહમાંથી સૂત્રકારના પોતાના સિદ્ધાન્તો નીચે પ્રમાણે આપણે તારવી શકીએઃ—

**(૧) જગત્ કારણબ્રહ્મ**—આ દશ્ય જગતનું મૂળકારણ સર્વશક્તિથી પૂર્ણ સર્વજ્ઞ તત્ત્વ છે, અને તેનું નામ બ્રહ્મ આપવામાં આવે છે. તે બ્રહ્મ જગતનું કેવલ નિમિત્ત કારણ નથી, પરંતુ ઉપાદાન અથવા સમવાયી કારણ પણ પોતેજ છે.

**(૨) જગત્ બ્રહ્મકાર્ય છે**—જગત્ બ્રહ્મનું કાર્ય છે, પરંતુ તે કારણ દ્રવ્યની અંદર ભાસે છે. બ્રહ્મની બહાર તેનું અસ્તિત્વ નથી.

**(૩) વિશ્વમય છતાં વિશ્વથી ઉત્તીર્ણ બ્રહ્મ પણ છે**—બ્રહ્મ જગદાકાર થમા છતાં તે નિર્વિકાર શેષ રહેલું છે, જે મુમુક્ષુઓનું પ્રાપ્તવ્ય પદ છે.

**(૪) કાર્ય બ્રહ્મ અને કારણબ્રહ્મ**—કાર્યરૂપ જગતના ઉપર અધ્યક્ષપણું કરનાર જે બ્રહ્મ તેનું નામ કાર્યબ્રહ્મ, જે આ જગતના એક વિભાગમાં એટલે સત્ય અથવા બ્રહ્મલોકમા વાસ કરી રહે છે, તે પ્રલય પર્યન્ત વિદ્યમાન રહે છે, અને મુક્ત પુરુષો તેની સાથે સાયુજ્ય પામી ઐશ્વર્યાદિ ભોગવે છે. કારણબ્રહ્મ જેને પરબ્રહ્મ કહે છે તે નિત્યસિદ્ધ ઇશ્વર છે.

**(૫) જીવાત્મા અને પરબ્રહ્મ અથવા પરમાત્મા વચ્ચેનો સંબંધ અને ગતિ**—જેવી રીતે જગત્ બ્રહ્મનું કાર્ય છે તેવું કાર્ય જીવ નથી. જીવાત્મા અને પરમાત્મા વચ્ચે કાર્યકારણ સંબંધ નથી પરંતુ કાતો અંશાંશી સંબંધ છે અથવા પ્રતિબિમ્બ અને બિમ્બ જેવો સંબંધ છે. અંશરૂપે અથવા પ્રતિબિમ્બરૂપે પૃથક્ પડયા પછી જીવના સ્વાભાવિક સત્ય સંકલ્પત્વાદિ ધર્મો ઢંકાયેલા રહે છે; તે કર્મને પરવશ થાય છે; દેહધારી એટલે શારીરાત્મા બને છે. પરંતુ તે સંસારી શારીરદશામા પણ તેના અંદર મૂલ પરમાત્મા અંતર્યામી તરીકે પ્રેરક હોય છે. જીવના સર્વ વ્યાપાર જોકે જીવકૃત છે તો પણ તેનું પ્રેરકબલ અંતર્યામીમા છે. યાવજ્જીવ કરેલા સંરાધન અથવા ભક્તિવાળી ઉપાસનાના પ્રભાવથી ઉપાસકનો જીવ હૃદયસ્થ પરમાત્માના પ્રકાશથી સુષુમ્ણાનો માર્ગ પ્રાપ્ત કરી સૂર્યરશ્મિદ્વારથી બ્રહ્મલોકમાં આકર્ષાઈ જાય

છે, જ્યાં તે જગદ્વ્યાપાર વિનાનું પરમેશ્વરનું ઐશ્વર્ય ભોગવી વાસ કરે છે તે પુનરાવૃત્તિ પામતો નથી અવિદ્વાન્ અથવા બદ્ધ જીવ શાસ્ત્રીય ધર્મકર્મ કરનારો હોય છે તો મરણ પામીને ચંદ્રલોકમાં જઈ પુણ્યનો ભોગ ભોગવી પુન અનુશયને અનુસાર નિર્ગમ ક્રમમાં પાછો આવે છે, અને સારી નઠારી યોનિમાં જન્મે છે પાપમય તો આશય હોય તો તે ચંદ્રલોકમાં ન જતા નારકી યોનિઓમાં જન્મે છે, અથવા આ લોકમાં ક્ષુદ્ર જંતુરૂપે જન્મમરણ પામ્યા જ કરે છે આ પ્રમાણે જીવોની દેવયાન પિતૃયાન અને નારકી-એવી ત્રણ ગતિઓ હોય છે કેટલાક આત્માઓ અધિકારપદમાં પણ પરમેશ્વરની આજ્ઞાથી રહે છે

**(૯) પરબ્રહ્મ ચેતનની બે અવસ્થા**—કારણબ્રહ્મના સ્વરૂપમાં નિર્વિશેષ ચેતન અથવા જ્ઞાન સ્વભાવ ધર્મ છે એટલુંજ નહિ પણ સત્ય સંકલ્પત્વાદિ ઐશ્વર્ય અથવા સવિશેષ ભાવ પણ હોઈ શકે છે

## (૧૦) સાંપ્રદાયિક મતભેદનું સામાન્ય સ્વરૂપ.

આ ૭ મુદ્દાઓ સર્વમાન્ય આપણે તારવી કાઢ્યા, પરંતુ સૂત્રનું લક્ષણ—અલ્પાક્ષર અસંદિગ્ધ સારવાળું, વિશ્વતોમુખ એટલે સર્વ બાજુએ પ્રકાશ નાખનારું, નિરર્થક શબ્દવિનાનું અને નિર્દોષ વાક્ય એવું હોવાથી તેના તાત્પર્ય નિર્ણયમાં ઘણા પ્રાચીનકાળથી સાંપ્રદાયિક ત્રણ ભાવનાઓ બ્રહ્મસૂત્ર ઉપર ઘડાઈ છે એક ભાવના તે તેના સરલ શબ્દાર્થને વળગનારી ભેદ પ્રતિપાદન કરનારી સગુણબ્રહ્મપરા બીજી ભાવના તેની સગુણ ઉપરાંત નિર્ગુણ બ્રહ્મભાવને પરમતાત્પર્ય રૂપે સ્વીકારનારી અને ત્રીજી ભાવના સગુણ અને નિર્ગુણ એ બે સમભાગે ખરી છે એવું સ્થાપનારી

**(અ) ભેદવાદી મધ્વમત**—શ્રી શંકરાચાર્યના પહેલાના પૂર્વાચાર્ય કોઈ દ્વૈતમતના અથવા ભેદવાદના પ્રવર્તક આચાર્યના ગ્રંથ ઉપલબ્ધ નથી પરંતુ પૂર્ણપ્રજ્ઞ અથવા મધ્વમતના બ્રહ્મસૂત્રના દ્વૈતમત ઉપર બારમા સૈકામાં ઘડાયો છે, બ્રહ્મસૂત્રોમાં કેવલ દ્વૈત અથવા ભેદભાવને વાસ્તવ ટેકો મળે તેમ નથી, સામાન્યજનને પણ તે સૂત્રગ્રંથ કેવલ ભેદભાવને ટેકો આપતો જણાય તેમ નથી અને તે ઉપરાંત ઉપનિષદોમાં તત્ત્વમસિ વિગેરે મહાવાક્યોમાં જે જીવ અને બ્રહ્મના અભેદ ઉપર ભાર મૂકવામાં આવે છે તેના પ્રામાણ્યને ભેદવાદમાં

ટકાવવામાં મોટી અડચણો ઉભી થાય છે, અને તે ભેદવાદીઓ શબ્દો અને વાક્યને તોડી નાંખી **स आत्मा तत्वमसि**-એમાં (अ) **तत्वमसि** ગણી અને પૂર્વના આકારમાં સંધિથી લીન થયેલો મનાવી ભેદવાદનું સમર્થન કરે તો તે આ જમાનામાં ઉપહાસનેજ પાત્ર થાય. પરંતુ આવી સરલ અર્થને બાજુએ તાણાતાણ કરી ભેદવાદને બ્રહ્મસૂત્ર ટેકો આપે છે-એવું સાંપ્રદાયિક મંતવ્ય પણ ચાલે છે-એટલું જણાવવું જોઇએ.

**(બ) શંકરાચાર્ય પૂર્વના આચાર્ય ભર્તૃપ્રપંચ**—શ્રી શંકરાચાર્યના પૂર્વગામિ વેદાન્તદર્શનના પ્રવર્તક મોટા વિચારકોમાં ભર્તૃપ્રપંચનું સ્થાન ઉંચું જણાય છે. આ વિચારકના મૂળ ગ્રંથો હાલ ઉપલબ્ધ નથી, પરંતુ શંકરાચાર્યના બૃહદારણ્યક ઉપનિષદના ભાષ્યના તથા તે ઉપરના શ્રી સુરેશ્વરના વાર્તિક તથા બંને ઉપરની આનંદગિરિ અથવા આનંદજ્ઞાનની ટીકાના અવલોકન ઉપરથી તે વિદ્વાનના સિદ્ધાન્તો આપણે તારવી શકીએ એમ છે.

શ્રીસુરેશ્વરના વાર્તિકના કેટલાક શ્લોકોથી સમજાય છે કે ભર્તૃપ્રપંચ અગ્નિવૈશ્વાનરના ઉપાસક હતા, અને તેમના પ્રસાદ અથવા વરવડે તેમને ઉંચા પ્રકારનું તત્વજ્ઞાન પ્રાપ્ત થયું હતું એવું તેઓ માનતા હતા. આ તેમના મંતવ્ય ઉપર સુરેશ્વર વારંવાર કટાક્ષ કરે છે, અને કહે છે કે પ્રમાણવડે નિર્ણય કરનાર અમે દેવતાના વરના ઓઠે નિર્ણય કરનારને શું કહીએ? આત્મા પ્રસક્ગ્રહણ યોગ્ય છે અને વિષયરૂપે ગ્રહણ થઇ શકે તેમ નથી એવું શાકર મત છે, ભર્તૃપ્રપંચ આત્મા જ્ઞેય અથવા વિષયરૂપે ગ્રાહ્ય છે એમ માને છે. આ પ્રસંગે શ્રીસુરેશ્વર ઉપહાસ કરી કહે છે કેઃ—**शक्यं वैश्वानरवरात् प्रवक्तुं न तु मानत–" बृ: उ. वा. १-४-४९०."**

"આવો નિર્ણય વૈશ્વાનરના વરવડે કહી શકાય, પરંતુ પ્રમાણવડે થઇ શકે નહિ." વળી સંસારના અનુભવથી-સંભારના લેપથી છૂટાય છે એવો ભર્તૃપ્રપંચનો નિશ્ચય છે. આ સિદ્ધાન્તને "કામપધ્વંસવાદ" કહે છે. વિષનું ઔષધ વિષ છે, તેમ કામનું ઔષધ વિહિત કામ છે, કર્મવડે જ કર્મલેપ છૂટે છે-વિગેરે સિદ્ધાન્તના સબંધમાં પણ સુરેશ્વર ઉપહાસ કરીને કહે છે:—

संसारदर्शनाभ्यासात्तन्मुक्तिं ये प्रचक्षते
नाकार्यं विद्यते तेषां वैश्वानरवराश्रयात् ।
वयं तु परद्योतत्यार्थमपद्वेपितुं वियत्
न शक्नुमो विनायुक्तीरतो न श्रद्दधामहे ॥

(बृ-उ-वा-१-४-७०० ७०१)

સંસાર દર્શનના અભ્યાસથી સંસારમાંથી છુટકારો થશે એવું જે કહે છે તેઓ વૈશ્વાનરનું વરદાન હોવાથી અકાર્ય પણ કરી શકે, અમે તો વરદાનના બળવિનાના, આકાશને યુક્તિ અથવા અનુમાનના બળવિના ચામડાના જુગળા જેવું વાળી શકીએ તેમ નથી માટે તેવા સિદ્ધાન્ત ઉપર અમારી શ્રદ્ધા બેસતી નથી

**ભર્તૃપ્રપંચના લોપ પામેલા ગ્રંથો**—ભર્તૃપ્રપંચે બૃહદારણ્યક ઉપનિષદ્ ઉપર ભાષ્ય રચ્યું હતું અને તે માધ્યંદિની શાખાના પાઠને અનુસરતું હતું, શ્રી શંકરાચાર્યે કાણ્વ પાઠને અવલંબી તે ઉપનિષદ્ ઉપર વૃત્તિ લખી છે, ઈશાવાસ્ય ઉપનિષદ્ ઉપર પણ તેમનું ભાષ્ય હતું એમ આનંદજ્ઞાનના ઉલ્લેખથી સમજાય છે યામુનમુનિ જે શ્રી રામાનુજના પરમ ગુરુ હતા તેમના સિદ્ધિત્રય-નામના ગ્રંથ ઉપરથી જણાય છે કે બ્રહ્મસૂત્ર ઉપર આચાર્ય ટંક, ભર્તૃપ્રપંચ, ભર્તૃમિત્ર, ભર્તૃહરિ, શ્રી વત્સાંક, ભારુચિ વગેરેના નિબંધો હતા. કઠક ઉપનિષદ્ ઉપર પણ ભર્તૃપ્રપંચનું ભાષ્ય હતું એમ ગોપાલયતી કૃત ટીકા ઉપરથી સમજાય છે ભર્તૃપ્રપંચના ગ્રંથો શંકરાચાર્યના સમયમાં જાણીતા હતા, અને આનંદજ્ઞાનના સમય સુધી તેના કેટલાક ખંડો ઉપલબ્ધ હતા હાલ તેમના ગ્રંથોનો કોઈ પણ અંશ મળી શકે તેમ નથી તેથી તેમના સિદ્ધાન્તોનો સારસંગ્રહ શ્રી શાંકરભાષ્ય, વાર્તિક અને ટીકા ઉપરથી આપણે કરવાનો રહે છે

**ભર્તૃપ્રપંચનો બ્રહ્મવાદ.**—શ્રી ભર્તૃપ્રપંચનું મંતવ્ય એવું હતું કે ઉપનિષદો અદ્વૈત મતનું સ્થાપન કરે છે, શ્રી શંકરાચાર્યનો પણ એજ મત હતો, શંકરની પેઠે ભર્તૃપ્રપંચ પણ બ્રહ્મના પર અને અપર-એવા બે ભેદ સ્વીકારતા હતા, પરંતુ જ્યારે શંકર અપર બ્રહ્મને પર બ્રહ્મના વિવર્ત રૂપે

અને પરબ્રહ્મની સમ સત્તાવાળા સ્વીકારતા નથી, ત્યારે ભર્તૃપ્રપંચ તે બંને પ્રકારના બ્રહ્મને સત્ય માને છે. આ પાયાના વિચારભેદને લઇ શાંકરમત ભર્તૃપ્રપંચના સિદ્ધાંત સાથે સર્વાંશ બંધ બેસતો નથી. શંકરાચાર્ય પર અને અપરબ્રહ્મને વસ્તુતઃ અદ્વૈતભાવે વર્ણવે છે, અને ભેદભાવે કલ્પિત અથવા માયામય માને છે તેમનું તાદાત્મ્ય વાસ્તવ નથી, પરંતુ કલ્પનાનો બાધ થતાં વસ્તુનું એકત્વ જણાવાં રૂપ સ્થિતિ છે. ભર્તૃપ્રપંચના અભિપ્રાય પ્રમાણે બન્ને સમાન સત્યપદાર્થ હોવાથી તેમનો સંબંધ પણ સત્ય છે. આ બે પદાર્થો પટ અને વસ્ત્ર જેવા તદ્દન નિરાળા અથવા ભિન્ન નથી. તેમની વચ્ચે ભેદાભેદ સંબંધ છે, અથવા ભેદમાં અભેદ રહેલો છે. કુંડલના રૂપમાં રહેલો સર્પ અને સીધો સર્પ જેમ ભેદવાળો દેખાતા છતા અભિન્ન છે; જેમ સૂર્ય અને તેનાં કિરણો ભિન્ન છતાં અભિન્ન છે, તેમ પરબ્રહ્મ અને અપરબ્રહ્મ વચ્ચે ભેદાભેદ સંબંધ છે. આવા સંબંધના ચાર વર્ગ પડે છે.—

(૧) કારણ—કાર્ય વચ્ચે, (૨) અવસ્થાવાળા અને અવસ્થા વચ્ચે, (૩) અંશી અને અંશ વચ્ચે, (૪) સામાન્ય અને વિશેષ વચ્ચે.

જેમ મૃત્તિકા અને ઘટ વચ્ચે ભેદાભેદ સંબંધ છે, તેમ અપરબ્રહ્મ પોતાનાં સર્વ ભેદબીજો સહિત પરબ્રહ્મમાંથી પ્રકટ થાય છે, સ્થિતિ કરે છે, અને તેમાં લયને પામે છે જેમ સમુદ્ર સતરંગ અને નિસ્તરંગ હોય છે, તેમ બ્રહ્મની સતરંગ અવસ્થા તે અપરબ્રહ્મ અને નિસ્તરંગ અવસ્થા તે પરબ્રહ્મ. વળી જેમ વૃક્ષ અને તેની શાખાનો સ્વગત ભેદ છતાં, તે એક વ્યષ્ટિ ગણાય છે, તેમ પરબ્રહ્મ પૂર્ણ વૃક્ષ રૂપ છે, અને તેના કાર્યો શાખા પલ્લવ જેવાં છે. વળી જેવો ગોત્વ સામાન્ય અને અમુક ગાયરૂપ વ્યક્તિ વચ્ચે સામાન્ય વિશેષ સંબંધ છે, તેવો પરબ્રહ્મ અને અપરબ્રહ્મ વચ્ચે છે. આનંદજ્ઞાનના અભિપ્રાય પ્રમાણે આ ચારે પ્રકારના ભેદાભેદ સંબંધ ભર્તૃપ્રપંચને ઇષ્ટ હતા. પરંતુ શાંકરભાષ્ય ઉપર આધાર રાખી વિચારીએ તો, ભર્તૃપ્રપંચનો ભેદાભેદ, અવસ્થાવાળા અને અવસ્થા વચ્ચે જેવો છે તેવો હતો. ભર્તૃપ્રપંચ બ્રહ્મવસ્તુની આઠ અવસ્થા સ્વીકારતા જણાય છેઃ—

(૧) અંતર્યામી અથવા ઈશ્વર બ્રહ્મતત્ત્વની આ આદ્ય ઉદિત્ ચંચલ

અવસ્થા છે. સર્ગ પૂર્વે જગદાકાર થવાના સંધિ સમયનું બ્રહ્મનું સ્વરૂપ તે અંતર્યામી અથવા ઈશ્વરતત્વ છે.

(૨) બીજું રૂપ તે સાક્ષીનું છે. આ સાક્ષી–ચેતનને વિજ્ઞાનમય અથવા ચૈત્ત્ય પણ કહે છે. આ સાક્ષી–ચેતન હિરણ્યગર્ભ અને આદિત્યાદિ દેવતામાં સમષ્ટિરૂપ હોય છે, અને સામાન્ય શરીરમા વ્યષ્ટિરૂપ હોય છે.

(૩) બ્રહ્મનું ત્રીજું રૂપ તે અવ્યક્ત છે. આ રૂપમાં સઘળા ભાવિ સૂક્ષ્મ અને સ્થૂલ જગત્‌નું બીજ અથવા કારણ હોય છે. તે અંતર્યામીનુ ઉપાધિરૂપ બને છે. આ અવ્યક્ત અથવા અવ્યાકૃતનો અંતર્યામી સાથે અભેદારોપ થાય છે. ઘણું કરીને વેદાન્ત તત્ત્વવિવેકના કર્તા નૃસિંહાશ્રમના (પૃ ૩૮) અભિપ્રાય પ્રમાણે ભર્તૃપ્રપંચ એકજીવવાદી હતા. આનો અર્થ એવો નથી કે માત્ર આ જગત્ એકજ જીવથી ભરેલું છે, પરંતુ એક "જીવઘનતત્ત્વ" વિદ્યમાન અનેક શરીરોમા સમકાલે પ્રકાશે છે. જ્યારે અનેક જીવવાદમા એક જીવ ક્રમશઃ અનેક દેહોમા પ્રકાશે છે, ત્યારે આ એક જીવવાદમા એક હિરણ્યગર્ભ સંજ્ઞાવાળો જીવ અનેક શરીરોમાં અક્રમભાવે પ્રકાશે છે.

(૪–૬) બ્રહ્મની ચોથી અવસ્થાને સૂત્ર કહે છે, પાચમીને વિરાટ્ કહે છે, અને છઠ્ઠીને દેવતા–કહે છે તેમા સૂત્રાવસ્થા અવ્યક્ત અથવા અવ્યાકૃતમાથી ઉત્પન્ન થાય છે, અને તે હિરણ્યગર્ભની ઉપાધિ છે. અવ્યક્ત અને સૂત્રમાથી સ્થૂલ વિરાટ્ ઉત્પન્ન થાય છે આ વિરાટ્‌ને અણ્ડ અથવા દેહ પણ કહેવામા આવે છે વિરાટ્ શરીરમા હિરણ્યગર્ભ સંજ્ઞાવાળા આત્માની ઇન્દ્રિયો તે દેવતા ગણાય છે શંકરાચાર્ય કહે છે કે મહાભૂતોની રચના અથવા સંસ્થાનના ભેદો તે સૂત્ર વિરાટ્ દેવતા વિગેરે નામથી ઓળખાવવામા આવે છે

(૭–૮) બ્રહ્મની સાતમી અવસ્થા તે જાતિ અને આઠમી અવસ્થા તે પિંડ. જાતિ શબ્દ ન્યાય–વૈશેષિકના અર્થમા વપરાયો નથી પરંતુ શાશ્વત આકૃતિ–એવા અર્થમા વપરાય છે જેમ મનુષ્યત્વની મનુમા જેની પુનરાવૃત્તિ પામનારી આકૃતિ, (Typical form) તે માનુષજાતિ. તેવી રીતે તે તે સર્ગના શરીરોની ભિન્ન ભિન્ન જાતિ નિર્માણક આકૃતિ તે જાતિ–શરીર, અને તે જાતિના સામાન્ય ધર્મો ઉપરાત વિશેષ ધર્મને પ્રગટ

કરનારાં શરીરો તે પિંડ. મનુની જાતિ પ્રત્યેક મનુષ્યના પિંડમાં ઉતરે પણ તે સાથે તે તે પિંડના ખાસ ગુણ ધર્મો પણ આવે. પિંડો વિનાશી અને જાતિ તેના પ્રમાણમાં અવિનાશી જો કે નિત્ય તો નહિ. જાતિ–પિંડની વ્યષ્ટિ-સૃષ્ટિમાં સામાન્ય વિશેષરૂપે બ્રહ્મની પ્રતીતિ થયાં કરે છે.

આ આઠ બ્રહ્મની અવસ્થાઓને ત્રણ રાશિમાં ભર્તૃપ્રપંચ વહેંચી નાખે છે.

(૧) **પરમાત્મરાશિ** આની અંદર પરબ્રહ્મ અને અંતર્યામીનો સમાસ થાય છે.

(૨) **મૂર્તા–મૂર્તરાશિ** આમાં અવ્યક્ત, સૂત્ર, વિરાટ્, દેવતા, જાતિ, પિંડ–એ છનો સમાસ થાય છે. ભર્તૃપ્રપંચના અભિપ્રાય પ્રમાણે અવ્યક્ત અથવા અવ્યાકૃત દ્રવ્ય તે અમૂર્ત, અને મૂર્તમાં પૃથ્વીનો સમાસ થાય છે, અને, આકાશ, વાયુ, તેજ, જલ,–એ સર્વ મૂર્તા–મૂર્ત છે. શંકરાચાર્ય મૂર્ત વડે પૃથ્વી, જલ, અને તેજનું ગ્રહણ કરે છે, અમૂર્તવડે વાયુ અને આકાશનું ગ્રહણ કરે છે.

(૩) **જીવરાશિ.** ભર્તૃપ્રપંચ જીવને (સાક્ષીને) બ્રહ્મનો પરિણામ માને છે; જ્યારે શંકરાચાર્ય તેને સ્વતંત્ર તત્ત્વ તરીકે માનતા નથી, પરંતુ અવિકૃત પરમાત્મરાશિજ વિકૃત જીવભાવે ભાસે છે એવું માને છે. ભર્તૃપ્રપંચના મત પ્રમાણે અંતઃકરણની વાસનાને અનુસાર જીવનું રૂપ ઘડાય છે, જોકે વાસનાઓ અંતઃકરણને વળગેલી છે, અને અંતઃકરણ અવ્યક્તમાથી ઉત્પન્ન થાય છે, અને તેથી વાસનાઓ મૂર્તામૂર્ત રાશિમા પડવી જોઇએ. તોપણ ભર્તૃપ્રપંચ કહે છે કે વાસનાવડે જીવ સાક્ષીપદમાથી ભોક્તૃપદમા અને કર્તૃપદમાં ઉતરે છે. જેમ તેલમાં સુગંધની વાસના તેલને સુગંધી દ્રવ્યનું રૂપ આપે છે, તેમ કર્મ અને વિદ્યાની વાસનાઓ જીવને તે તે વાસનામય બનાવી દેછે. જીવની આ વાસનામયતા અથવા વાસનાનો રંગ શાકરમત જેવો કલ્પિત અથવા મિથ્યાધર્મ નથી, પરંતુ સાચો છે, જોકે તે છૂટી શકે તેવો ધર્મ છે, ભર્તૃપ્રપંચ અવિદ્યાનો પણ સ્વીકાર કરે છે, પરંતુ તે પૂર્ણ બ્રહ્મની અપૂર્ણ જીવરૂપે અવસ્થા થવામાં નિમિત્તમાત્ર છે, પરંતુ ભવિષ્યના સંસારના કારણ

રૂપ તે અવિદ્યા નથી સારાંશ અવિદ્યા માત્ર પરિચ્છેદ એટલે મર્યાદા આપી જીવદશાને ઉત્પન્ન કરે છે, અને વાસના તે દશાને વિકારી કરે છે વાસનાનું બીજું નામ "આસંગ" અથવા વિષયોનું વળગણ છે શાંકરમતમાં અવિદ્યા આવરણ અને વિક્ષેપ–એવા બે ધર્મવાળી છે, ત્યારે ભર્તૃપ્રપંચના મતમાં અવિદ્યા માત્ર મર્યાદા બાંધનારી, અને આસંગ અથવા વિષયવાસના વિક્ષેપ અથવા વિકારને ઉત્પન્ન કરનારી છે

## ભર્તૃપ્રપંચનો પ્રમાણવાદ.

લૌકિકજ્ઞાન અને પરમાર્થજ્ઞાન વચ્ચેનો સંબંધ તત્ત્વદર્શનમાં વિચારવા યોગ્ય છે શાંકરમત પ્રમાણે વ્યવહારજ્ઞાન એટલે પ્રત્યક્ષાદિ પ્રમાણથી ઉત્પન્ન થતું જ્ઞાન વ્યવહાર પૂરતું સાચું છે તે જ્ઞાન-ભેદના ઉપર આધાર રાખે છે, અને તેથી પ્રત્યક્ષાદિ પ્રમાણ ભેદનું સમર્થન કરે છે પરંતુ આગમ વેદાન્તજ્ઞાન–એટલે ઉપનિષદ્‌થી ઉત્પન્ન થતું જ્ઞાન અભેદ ઉપર બંધાયેલું છે, અને તે બલવાન્ પ્રમાણ છે તે પ્રમાણ પ્રત્યક્ષાદિ પ્રમાણનો બાધ કરે છે પ્રત્યક્ષાદિ દ્વૈતને વિષય કરે છે, ઉપનિષદ્‌જ્ઞાન અદ્વૈતને વિષય કરે છે પ્રત્યક્ષાદિ અનાત્માને લગતાં છે, અને આગમ આત્માને લગતો છે તેથી ભિન્ન વિષયવાળો આગમ હોવાથી આ વ્યવહારપ્રમાણ અને પરમાર્થપ્રમાણ વચ્ચે વાસ્તવ વિરોધ નથી પ્રત્યક્ષાદિ પ્રમાણ ભેદનું ભાન કરાવે છે, પરંતુ ભેદની સત્યતાની સાબીતી કરતું નથી

ભર્તૃપ્રપંચનો મત કંઇક જુદુ છે તેમના અભિપ્રાય પ્રમાણે પ્રત્યક્ષાદિ પ્રમાણથી ઉત્પન્ન થતું જ્ઞાન અને વેદવડે ઉત્પન્ન થતું જ્ઞાન સરખાં સાચાં છે, પ્રત્યક્ષાદિ ભેદ દર્શાવે છે એટલુંજ નહિ, પરંતુ તેના સાચાપણાની સાબીતી કરે છે સ્વાનુભવ બળથી દ્વૈતનું સાચાપણું આપણે સ્વીકારવાનું છે વળી વેદનો કર્મકાંડ દ્વૈત અથવા ભેદના સાચાપણા ઉપર ઘડાયેલો છે, અને સૃષ્ટિના સાચાપણા ઉપર તેના સાધન અને ફલનો સંબંધ ઉભો રહે છે વેદના જ્ઞાનકાંડમાં અદ્વૈતવિદ્યા છે, અને તે પણ ભેદના બીજમાં રહેલા અભેદસારને સ્પર્શ કરતી હોવાથી સાચી છે આ પ્રકારે ભર્તૃપ્રપંચ પ્રમાણોનો સમુચ્ચયવાદ ઉભો કરે છે, જ્યારે શંકરાચાર્ય પ્રમાણોની વિષયમર્યાદા

નહે ચી નાખી પરસ્પરને અવિરોધી બનાવે છે, અને તે સાથે વેદના કર્મ કાંડમા જે ભેદનું પ્રતિપાદન છે તેમા પ્રત્યક્ષાદિ પ્રમાણથી સમજાતા જગતના જીવોને તેવો સ્વીકાર અથવા "અનુવાદ" કરવામા આવે છે

### ભર્તૃપ્રપચનો સારનવાદ.

જેવી રીતે પ્રમાણોમા ભર્તૃપ્રપચને સમુચ્ચયવાદ સ્વીકૃત છે, તેમ જીવને બ્રહ્મભાવની પ્રાપ્તિના સાધનો સબધમા પણ સમુચ્ચય તેમને ઈષ્ટ જણાય છે શાકરમત પ્રમાણે ઉપનિષદોનુ તાત્પર્ય અદ્વૈતજ્ઞાનમા છે આથી પ્રત્યક્ષાદિ પ્રમાણથી જણાતુ ભેદજ્ઞાન, અને વેદના કર્મકાડનુ વિધિરૂપ જ્ઞાન–અને પરમપુરુષાર્થને પ્રકટ કરનાર નથી તે વ્યવહારના સુખને આપે છે–પછી તે આ લોકના હોય અથવા સ્વર્ગાદિ પરલોકના હોય તે બ્રહ્માત્મભાવને પ્રકટ કરનાર નથી આથી મોક્ષની ઈચ્છાવાળાએ તે પ્રત્યક્ષાદિ પ્રમાણ અને વેદના કર્મકાડના પ્રામાણ્યને બાજુ ઉપર મૂકી વિરાગ અને સન્યાસને સેવવો જરૂરનો છે–એમ શકરાચાર્યનો આગ્રહી સિદ્ધાન્ત છે કર્મકાડ ચિત્તને અમુક પ્રકારની શુદ્ધિની યોગ્યતા આપે છે, પરતુ તે યોગ્યતા સપાદન કર્યા પછી કર્મની જરૂર રહેતી નથી જ્ઞાનજ મોક્ષને પ્રકટ કરે છે, અને તે જ્ઞાન મોક્ષમા કર્મની મદદની અપેક્ષા રાખતુ નથી, જો કે પોતાની ઉત્પત્તિમા કર્મની અપેક્ષા રાખે છે આપણા દેહની ઉત્પત્તિમા માતાપિતાના નિમિત્તની અપેક્ષા છે, પરતુ જન્મ પામ્યા પછી જગદ્ વ્યવહાર ખેડવામા માતપિતાના ઉપર આધાર ન રાખતા આપણે સ્વતત્ર વ્યવહાર કરીએ છીએ, તેમ ચિત્તશુદ્ધિ સપાદન કરવામા, અને જિજ્ઞાસાના ઉદયમા કર્મની જરૂર છે પરતુ પછી જ્ઞાનજ સ્વરૂપનો પ્રકાશ કરવા સમર્થ છે, અને તે શ્રવણ મનન, નિદિધ્યાસનથી મળે છે વૈદિક અથવા લૌકિક કર્મ વડે તે જ્ઞાન સ્વરૂપપ્રાપ્તિ કરાવી શકતુ નથી–આવો શાકર અભિપ્રાય છે

ભર્તૃપ્રપચનુ મતવ્ય એવુ છે કે વૈરાગ્ય તો મોક્ષમા જરૂર છે, પરતુ વૈરાગ્ય દોષદર્શનથીજ થવો જોઇએ એવો નિયમ નથી ઘણીભાગે સસારના વિષયોનો વિવેકપૂર્વક ભોગ વિષયો પ્રતિનો મોહ છોડાવવામા નિમિત્ત થાય છે જ્યારે શાકરમત કામોના ઉપભોગથી કામવૃત્તિના નાશને અસભવરૂપ

માને છે, ત્યારે ભર્તૃપ્રપંચ એમ માને છે કે ભોગજન્ય વિષયોના દોષને ઉઘાડા પાડે છે વિષયોનો વગર સમજનો ત્યાગ રાગનું નિવારણ ન કરતા પ્રગને મોહમા મનુષ્યને ડૂબાડે છે આ "કામપ્રધ્વંસનાઃ" અથવા ભોગદ્વારા વૈરાગ્યની સિદ્ધિની પ્રક્રિયા કર્મ અને જ્ઞાનના સમુચ્ચય ઉપર બંધાયેલી છે. સર્વ કામોનો લય મનુષ્ય જીવનમા અસંભવ જેવો છે, અને તેથી ઉપનિષદો સર્વ કામોની સિદ્ધિ વ્યક્તિમય જીવને સૂત્રાત્મા અથવા પ્રજાપતિના પદમા સાયુજ્ય મેળવવાથી પ્રાપ્ત થઈ શકે છે એવુ જણાવે છે આ પદમાં સાયુજ્ય મેળવ્યા વિના કોઈને સાચી વિરક્તિ થઈ એવુ માની શકાય નહિ આથી ભર્તૃપ્રપંચનું મત એવુ છે કે મનુષ્યે હિરણ્યગર્ભ–સૂત્રાત્માના પદનુ અભિમાન ઉપાસના દ્વારા સિદ્ધ કરવુ જોઈએ. આ વિદ્યા–કર્મના સમુચ્ચયથી અપવર્ગની એટલે સંસારની ગુફામાથી નિકળવાની સ્થિતિ પ્રાપ્ત થાય છે આ અપવર્ગની સ્થિતિ મોક્ષ કરતા ઉતરતી છે, એટલે અપવર્ગ ક્રમમોક્ષનું પગથીયુ છે અને તે અંતરાલાવસ્થા છે સંસાર અને મોક્ષ એ બે કોટિ વચ્ચે આ અપવર્ગની અવસ્થા ભર્તૃપ્રપંચ માને છે આ અવસ્થામા આસંગ અથવા કામનું બળ નિવૃત્ત થાય છે પરંતુ બ્રહ્મથી પૃથક્પણાનુ ભાન કરાવનાર અવિદ્યા દોષ તેમા ચાલુ રહે છે. આ દોષના નિવારણ અર્થે પણ બીજા પ્રકારના વિદ્યા–કર્મના સમુચ્ચયની જરૂર છે. અપરબ્રહ્મ અથવા હિરણ્યગર્ભ સાથેનું તાદાત્મ્ય–અભિમાન જાગ્યા પછી પરબ્રહ્મ સાથેનુ તાદાત્મ્ય અનુભવવુ જોઈએ પરંતુ આ અનુભવ કેવળ વિદ્યાથી પ્રકટ થતો નથી પરંતુ અપરબ્રહ્મ અથવા સૂત્રાત્મા સાથેના ઘણા કાળના ધ્યાન સહિત તે વિદ્યા સાધવી જોઈએ ટુંકામા એકલુ જ્ઞાન કામ કરતુ નથી, પરંતુ ધ્યાન સહિત જ્ઞાન ઈષ્ટાર્થ સિદ્ધ કરાવે છે ઉપાસના અને કર્મના પહેલા સમુચ્ચયવડે હું બ્રહ્મનું કાર્ય છુ અથવા અંશરૂપ છુ એવુ ભાન પ્રકટે છે, ત્યારે આ વિદ્યા અને કર્મના બીજા પ્રકારના સમુચ્ચયથી હું કારણબ્રહ્મ અથવા પરબ્રહ્મ છુ એવુ ભાન જાગે છે પહેલા સમુચ્ચયથી આસંગ એટલે કામની નિવૃત્તિ દ્વારા અપવર્ગની અવસ્થા પ્રકટે છે, ત્યારે બીજા સમુચ્ચયથી અવિદ્યા નિવૃત્તિ દ્વારા મોક્ષની અવસ્થા પ્રકટે છે.

### ભર્તૃપ્રપંચના મતમાં શબ્દ પ્રામાણ્ય કેવા પ્રકારનું?—

શાંકરવિચાર અને ભર્તૃપ્રપંચના વિચાર શબ્દપ્રામાણ્ય સંબંધમાં ભેદવાળા છે શંકરાચાર્યના અભિપ્રાય પ્રમાણે 'તે તું છુ'–'હુ બ્રહ્મ છુ'–ઇત્યાદિ વેદના મહાવાક્ય અપરોક્ષજ્ઞાન જનક છે શબ્દનુ પ્રામાણ્ય સ્વત સિદ્ધ છે પ્રમાણજન્ય અર્થ ક્રિયાપર હોય તો અનુષ્ઠાનની અપેક્ષા રાખે છે, જો સ્વરૂપપર હોય તો અવિદ્યા નિવૃત્તિદ્વારા સ્વરૂપનો પ્રકાશ કરે છે જેમ "આ સર્પ છે"–એ ભ્રાતજ્ઞાનનું નિવારણ "આ દોરી છે'–એ યથાર્થ જ્ઞાન કરે છે, અને તે વાક્યજન્ય જ્ઞાન અપરોક્ષ બોધને પ્રકટ કરી વિરમે છે, કઇ નવા કર્તવ્યને કરવા સૂચનતું નથી, તેમ "હુ સસારી જીવ છુ"–એ પ્રમારના ભ્રાન્ત જ્ઞાનને "હુ બ્રહ્મ છુ"–એ પ્રકારનુ યથાર્થ જ્ઞાન નિવૃત્ત કરી સ્વરૂપનો પ્રકાશ કરી વિરમે છે, નવા કર્તવ્યને કરવા પ્રબોધતું નથી

ભર્તૃપ્રપચ કહે છે કે મહાવાક્યજન્યજ્ઞાન પરોક્ષ છે તે જ્ઞાન ભેદની સત્યના જે રૂઢ થયેલી છે તેની, પોતાના ઉદય સાથે, નિવૃત્તિકરતુ નથી તે પરોક્ષજ્ઞાન અપરોક્ષ ભૂમિએ ચઢાવવા સારૂ પ્રસખ્યાન, ભાવના, ધ્યાન વિગેરે માનસક્રિયાની અપેક્ષા રાખે છે આ પ્રયત્નજન્ય માનસિક ધ્યાનાદિ ક્રિયાવડે શબ્દપ્રામાણ્યજન્ય પરોક્ષજ્ઞાન અપરોક્ષજ્ઞાનનુ રૂપ ધારણ કરે છે ઉપર કહેલા બીજા પ્રકારના સમુચ્ચયમા જે પરબ્રહ્મ સાથેના અભેદની વિદ્યા વર્ણવી છે, તે વિદ્યાવડે એટલે અહ ગ્રહ ઉપાસનાવડે અપરોક્ષ બોધ પ્રકટ થાય છે મોક્ષસિદ્ધિમા જ્યારે આ પ્રકારની ભાવના અથવા માનસી ક્રિયા જરૂરની છે ત્યારે વેદના કર્મકાડ અને જ્ઞાનકાડ વચ્ચેનો વિરોધ શમી જાય છે, અને પરસ્પરનો અવિરોધ થાય છે જેવી રીતે કર્મકાડમા સ્વર્ગાદિસાધક યજ્ઞને લગતા વિધિવાક્ય છે, તેવી રીતે જ્ઞાનકાડ એટલે ઉપનિષદોમા મોક્ષ સાધક ઉપાસનાના **आत्मानमेव लोकमुपासीत**–કેવલ આત્મલોકની ઉપાસના કરવી વિગેરે વિધિવાક્યો છે જેમ પહેલા વાક્યો બાહ્યક્રિયાનુ અનુષ્ઠાન કરવાની આજ્ઞા કરે છે, તેમ બીજાં વાક્યો માનસ ધ્યાનાદિ ક્રિયા કરવાની આજ્ઞા કરે છે

શંકરાચાર્ય કહે છે કે ભાવના અથવા ધ્યાનમા અને પ્રમાણજ્ઞાનમા

ભેદ છે. વિદ્ ધાતુના ધ્યાન અને જ્ઞાન—એવા બે અર્થ હોવાથી ધ્યાન અને જ્ઞાનનો વિવેક ઘણા કરી શકતા નથી આમનું નિવારણ કરનારી શબ્દપ્રમાણ વૃત્તિ–પછી તે પહેલી હોય, ધારાવાહીમાં ગમે તે આઠે હોય, અથવા મરણ સમયની છેલ્લી હોય–તે પોતાના ઉદય સાથેજ ભેદભાવને પ્રષ્ટ કરનારી અવિદ્યાની નિવૃત્તિ કરે છે ભેદભાવની નિવર્તક શબ્દપ્રમાણવૃત્તિને જ યથાર્થજ્ઞાન કહેવામાં આવે છે ધ્યાનવૃત્તિ અથવા ભાવના ચિન્તના અનેક આકારનાગા વ્યાપારોને નિયમિત કરી તેને શબ્દના અપરોક્ષજ્ઞાન જનક સામર્થ્યને પ્રકટ કરવારૂપ વૃત્તિના ઉદયમા મદદ આપે છે પરતુ યથાર્થ બોધવૃત્તિ જાગ્યા પછી ધ્યાનાદિ ક્રિયા કરવાની અપેક્ષા રહેતી નથી જો મોક્ષ અવસ્થા ધ્યાનાદિ ક્રિયાજન્ય હોય અને અપરોક્ષ બોધવડે આવૃત ભાવમાથી અનાવૃત ભાવમા આવવાની સ્થિતિરૂપ ન હોય, તો મોક્ષ કાર્યરૂપ થવાથી અનિત્ય ઠરે, અને શાસ્ત્રવાક્યમાં કોઇને વિશ્વાસ ન રહે અખડ બ્રહ્માકારા વૃત્તિનો એકવાર પણ ઉદય થયો હોય તો પ્રારબ્ધ કર્મને અનુસરતા દેહાદિના વ્યાપારો જે ભેદાભાસ ઉપર ટકી રહે છે, તે ચાલ્યા કરે, તેથી અપરોક્ષ જ્ઞાનનું મોક્ષરૂપ ફલ અટકી બેસતું નથી

## સાંખ્યમત અને ભર્તૃપ્રપચના મતનુ સામ્ય

ભર્તૃપ્રપચ અદ્વૈતવાદી હતા પણ તુ સાખ્ય દર્શન સાથે તેમના કેટલાક વિચારોનું અદ્ભુત સામ્યછે ભર્તૃપ્રપચના **અન્તર્યામી**તત્ત્વનું યોગના ઇશ્વરતત્ત્વ સાથે સામ્ય છે ભર્તૃપ્રપચના **સાક્ષી**નુ સાખ્યના પુરુષ સાથે સામ્ય છે, ભર્તૃપ્રપચનુ વ્યષ્ટિમય લિંગશરીર તે સાખ્યની બુદ્ધિ (મહતનો અશ) છે, જેમાથી ઇન્દ્રિયો અથવા દેવતાઓ અને તન્માત્રાનો સર્ગ ઉત્પન્ન થાય છે, ભર્તૃપ્રપચના જાતિ અને પિંડો જે વિરાટ્‌ના પરિણામો અથવા અશો છે તે સાખ્યના ષોડશ વિકારોમા સમાય છે ભર્તૃપ્રપચ સમષ્ટિસૃષ્ટિ ઉપરાત વ્યષ્ટિ સૃષ્ટિના જાતિ પિંડવડે ખુલાસા કરે છે, ત્યારે સાખ્યના મૂળતત્ત્વો સમષ્ટિના વિવરણરૂપ છે, વ્યષ્ટિનુ વિવરણ સાખ્ય કરતું નથી મહતતા અહકાર ખડમા સાખ્યના વ્યષ્ટિ પરિણામોનું બીજ છે પરતુ જાતિઆકાર અથવા પિંડાકાર અહંકારના પલટાવ શી રીતે થાય છે તે સાખ્ય સ્પષ્ટ કરતું નથી ભર્તૃપ્ર-

પંચ બ્રહ્મના વિશદરૂપના અંશરૂપે જીવરાશિમાં તેનો ખુલાસો કરે છે.

બીજું ભર્તૃપ્રપંચની અંતરાલાવસ્થા અથવા અપવર્ગ તે સાંખ્યની પ્રકૃતિ-લય જેવી અવસ્થા છે.

ત્રીજું શબ્દ અથવા આગમ પરોક્ષજ્ઞાનજનક છે, એવું ભર્તૃપ્રપંચનું મત સાંખ્ય સમાન છે.

ચોથું ભર્તૃપ્રપંચ વૈરાગ્યની સિદ્ધિમાં ભોગને નિમિત્ત માને છે; અને ભોગદ્વારા કામની નિવૃત્તિ થાય છે એવું સ્વીકારે છે, તેમ સાંખ્યમા પણ પ્રકૃતિ, ભોગ અને અપવર્ગ-એની શુદ્ધિ પુરૂષને કરાવે છે એવું મંતવ્ય છે.

(क) અભેદવાદ અથવા અદ્વૈતમત-શાંકરમતનું કેવલ અદ્વૈત અદ્વૈત મતમાં પણ ચારપેટા ભાવનાઓ ઉભી થાય છે. એકમત એમ ઠરાવા માગે છે કે સત્યની બે ભૂમિકા છે—(૧) વ્યાવહારિક અને (૨) પારમાર્થિક. વ્યાવહારિક સત્તા પોતાની મર્યાદામાં ખરી છે. તે સત્તાના પદાર્થો અને વ્યવસ્થાઓ પ્રાતિભાસિક સત્તાના શુક્તિરજતાદિ પદાર્થોનો બાધ કરી શકે છે. ઘણા જીવોના અનુભવોનો સંવાદ તેમા થાય છે, તથા શાસ્ત્રીય વિજ્ઞાનના નિર્ણયો પણ થાય છે. તે સર્વ વ્યાવહારિક સત્તાના વિષયો છે. સઘળો પ્રમાણ પ્રમેયવાદ આ સત્તામાં પડે છે. શાસ્ત્ર, શિષ્ય અને શાસ્તા—એ સર્વ ભેદમય જગત્ આ વ્યવહારસત્તામાં પડે છે. પરંતુ જેમ સ્વપ્નમાં આપણે જાગવાના ક્રમમાં જઇએ છીએ એવું અવાન્તર સ્વપ્ન આવે, તે જો કે સ્વપ્નાતર હોવાથી ખોટું છે, પરંતુ જાગવામા અંત પામતું હોવાથી કંઇક ચઢીઆતું સત્ય છે, તેમ લૈકિક વ્યવહારના સ્વપ્ન કરતા શાસ્ત્રીય વ્યવહાર અથવા વિજ્ઞાનશાસ્ત્ર ઉંચા પ્રકારનું સ્વપ્ન છે, કારણ કે તે પરમાર્થસત્તાના અરૂણોદયને પ્રકટાવનારૂં છે. જગત્ બ્રહ્મનું કાર્ય છે; બ્રહ્મની કાર્યદશા તે અધિદૈવ બ્રહ્માની, બ્રહ્મની કારણદશા તે ઈશ્વરની છે; જીવ તે બ્રહ્મનો અંશ છે અથવા પ્રતિબિંબ છે અને તેથી તે ઉપાસક છે, અને કારણબ્રહ્મ ઉપાસ્ય છે; સંરાધન અથવા ભક્તિવડે કારણબ્રહ્મનું પદ પ્રાપ્ત થાય છે; સંસારની બંધ-મોક્ષની વ્યવસ્થા વેદાદિશાસ્ત્રમાં દર્શાવી છે, અને જેનું અનુમોદન બ્રહ્મસૂત્ર કરે છે તે સર્વ ખરૂં છે પણ તેનું તાત્પર્ય સૃષ્ટિના અને ભેદવાદના સ્થાપનમાં નથી, પરંતુ તે સર્વ અવિદ્યા છે અને પરમાર્થસત્ય, " હું નિર્વિશેષ સચ્ચિદાનંદ

બ્રહ્મ છુ" એ જીવાત્માના અનુભવ અથવા વિદ્યામા સમાએલુ છે આ જીવાત્મા નિર્વિશેષ બ્રહ્મરૂપ છે—આ અનુભવ રહસ્યમા પ્રસ્થાનત્રયીનુ પારમાર્થિક પરમતાત્પર્ય છે અને સવિશેષ બ્રહ્મવાદમા તેનુ વ્યાવહારિક અવાન્તર તાત્પર્ય છે એવુ પ્રતિપાદન કરનાર મત તે કેવલ અદ્વૈત તેને કેવલ અદ્વૈત કહેવાનુ કારણ એવુ છે કે અવિદ્યા અથવા માયામા ગુચાએલુ અદ્વૈત તે અવિદ્યા માયાનો બાધ કરવાથી જેવુ હતુ તેવુ પ્રકાશે છે આ સાંપ્રદાયિક મતના સ્થાપક આચાર્ય શ્રી શંકરાચાર્યની પહેલા કેટલાક હતા, પરંતુ હાલ તો પ્રસ્થાનત્રયી ભાષ્ય ઉપર બધાયેલો તેમનો મત શાંકર અદ્વૈતમત ગણાય છે

### (ख) શ્રી રામાનુજ મતનુ વિશિષ્ટ અદ્વૈત

અદ્વૈત મતનુ બીજુ મન્દિર એવા પાયા ઉપર રચાએલુ કે પરબ્રહ્મમા ચિત્ અને અચિત્—જીવ અને જગત્ શરીરરૂપે છે, અને પરબ્રહ્મ શરીરી છે પરબ્રહ્મનુ સ્વરૂપ તે બે વિશેષણોવડેજ સમજાય છે નિર્વિશેષ વસ્તુ સાબીત થઇ શકે તેમ નથી આ બે વિશેષણોથી વિશિષ્ટ ચેતન એજ પરમસત્ય છે આ વિશેષણો વિશેષ્ય વિના કોઇપણ દેશકાલમા રહી શકતા નથી, પરબ્રહ્મ ચેતન સર્વજ્ઞ, સર્વશક્તિ અને અનેક કલ્યાણ ગુણોથી યુક્ત છે અને તેજ શરીરાત્મા અથવા જીવને પોતાના અન્તર્યામી આત્મા તરીકે ઓળખાય છે ચેતન અને અચેતન વર્ગ પરબ્રહ્મના વિશેષણો છતા તે પરબ્રહ્મથી અદર જૂદા છે તેથી પરબ્રહ્મના કલ્યાણ ગુણોનો બાધ થતો નથી અને જેમ આપણે વિજ્ઞાનમય રૂપે આ પણા વિકારી શરીર ઇન્દ્રિયોથી વિશિષ્ટ છતા પૃથક્ પોતાને અનુભવીએ છીએ તેમ પરબ્રહ્મ પોતાના શુદ્ધ ભગવત્ સ્વરૂપને ઓળખે છે—આ મતના સિદ્ધ કરવા મથનાર સંપ્રદાયને વિશિષ્ટ અદ્વૈતમત કહે છે તેના મુખ્ય પ્રવર્તક શ્રી રામાનુજાચાર્ય છે

### (ग) શ્રી વલ્લભાચાર્યનુ શુદ્ધાદ્વૈત મત.

ત્રીજી ભાવના અદ્વૈતની એવી થએલી છે કે 'પરબ્રહ્મ એકજ પરમાર્થ સત્ય વસ્તુ છે અને જગત્ તેનો માયાદ્વારથી ઉત્પન્ન થએલો વિવર્ત છે એટલે ખોટુ કાર્ય છે —આ શાંકર વિચાર યોગ્ય નથી આ જગત્ બ્રહ્મનોજ અવિકૃત પરિણામ છે તેથી તેને ખોટુ કહેવુ એ સાહસ છે ખાડનો અનેક આકારો પતાસા નાળિએર વિગેરેમા ખાડનું સ્વરૂપ બદલાતું નથી, તેની

પ્રત્યાભસા થાય છે, તેવુ આ દશ્ય જગત્ પણ બ્રહ્મની લીલા છે, આકારભેદ છે, પરંતુ તે સ્વત શુદ્ધ બ્રહ્મજ છે, અને જીવ પરબ્રહ્મનો અંશ છે, અને તે ભક્તિવડે પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે આ પ્રકારનુ પરબ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ અદ્વૈતભાવથી દર્શાવવાનો પ્રયત્ન જે સપ્રદાય કરે છે તે શુદ્ધાદ્વૈત અથવા અવિકૃત બ્રહ્મવાદ કહેવાય છે આ ભાવનાના સ્થાપક મહાપુરૂષ તે શ્રી વલ્લભાચાર્ય છે

## (ઘ) વિજ્ઞાનભિક્ષુનુ અવિભાગાદ્વૈત.

ચોથી અદ્વૈત ભાવના એવી છે કે જગત્નુ અને જીવનુ પરબ્રહ્મ સાથેનુ અદ્વૈત એ વસ્તુનુ તાદાત્મ્ય નથી એટલે કે એકજ વસ્તુ માયાવડે અનેકવત્ ભાસે અને તે માયાનો બાધ થતા પોતાના શુદ્ધ સ્વરૂપે પ્રકટ થાય એવો વલ્લાદ્વૈત મત પણ યોગ્ય નથી, તેમ જગત્ જે સ્વત જડ અનુભવાય છે, તે ચેતન બ્રહ્મનો અવિકૃત પરિણામ છે એવો શુદ્ધાદ્વૈત મત પણ યોગ્ય નથી પરંતુ જડ જગત્નુ કારણ સાખ્યની પ્રકૃતિ છે તેમા સર્વ જગત્ લયકાલે એકીભાવને પામે છે, અને જડ જગત્નુ લયકારણ પ્રકૃતિપણ આ પરબ્રહ્મમા અવિભક્તભાવે શમાઇ જાય છે, જોકે તત્વમા સ્વરૂપે ભિન્ન છે જેમ સાકર જળમા નાખવાથી ભિન્ન ન દેખાય અને તેનો જલ સાથે અવિભાગ થાય તેવુ આ જડ–અજડ જગત્ પરબ્રહ્મમા અવિભાગને પામી રહે છે તે સૃષ્ટિ સમયે વિભક્ત થાય છે વિભક્તરૂપે બ્રહ્મમા સ્થિતિ પામે છે, અને પુન બ્રહ્મમા અવિભક્ત થઈ જાય છે આ પ્રમાણે જે અદ્વૈત શાસ્ત્ર પ્રતિપાદન કરે છે, તે આવુ અવિભાગ અદ્વૈત સમજવુ વસ્તુનુ તાદાત્મ્યરૂપ અદ્વૈત નહિ આ સિદ્ધાન્તને અવિભાગ અદ્વૈતમત કહે છે, અને તેના સ્થાપક પુરુષ વિજ્ઞાનભિક્ષુ છે

## (ङ) શ્રીકંઠાચાર્યનુ શક્તિવિશિષ્ટ અદ્વૈત.

પાચમુ અદ્વૈતમત લગભગ કેવલાદ્વૈતને મળતુ છે પરંતુ તે બ્રહ્મને સવિશેષ ભાવે પ્રધાનપણે માને છે, અને નિર્વિશેષ ભાવને ગૌણ ગણે છે તેમા બ્રહ્મતત્વ ચિચ્છક્તિ અને આનન્દશક્તિયુક્તછે તેનાવડે તેની સ્વરૂપતા ચમત્કૃતિવાળી લાગેછે આ શક્તિતત્વ માયારૂપ અથવા અવિદ્યારૂપ નથી પરંતુ બ્રહ્મકોટિમા પ્રકૃતચિન્મય છે તે જ્યારે પરિણામી નિત્ય છે, ત્યારે કૂટસ્થ નિત્યતત્વ તે શિવ

છે અને તત્વો અવિનાભાવ સંબંધવાળા છે પ્રથમતત્વવડે જગત્‌નો ઉદય સ્થિતિ અને લય થાય છે, બીજા તત્વમા ઉપાસકના આત્માની પ્રતિષ્ઠા છે અને તે શક્તિદ્વારથી થાય છે આ શક્તિતત્વનું એકરૂપ તેને "નારાયણ" કહે છે આ સગુણ અને શક્તિયુક્ત બ્રહ્મનુ પ્રતિપાદન કરનાર મત તે શાન્ત સમ્પ્રદાય કહેવાય છે, અને તેના સ્થાપક આચાર્ય શ્રીકણ્ઠાચાર્ય છે

(ઘ) ભેદાભેદ–ભટ્ટભાસ્કરનું ઔપાધિક ભેદાભેદમત

હવે દ્વૈતાદ્વૈત અથવા ભેદાભેદના બે પ્રકાર વિચારવાના રહે છે એક વિચાર એવો છે કે જેવી અભેદ પ્રતિપાદક શ્રુતિઓ છે તેવી ભેદ પ્રતિપાદક શ્રુતિઓ પણ છે અભેદમા પરમતાત્પર્ય માનવુ અને ભેદમા અવાન્તર તાત્પર્ય માનવુ, અભેદ પરમાર્થ સત્ય વસ્તુ છે અને ભેદ માયિક અથવા કલ્પિત છે–એ રીતે શાંકરમતની પેઠે વેદશાસ્ત્રની અને બ્રહ્મસૂત્રની તારણ કરવા કરતા ભેદ અને અભેદ બન્ને સમબળે સત્ય છે, કારણ અને કાર્યનો ભેદાભેદ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ તેમ બ્રહ્મ જગત્‌મા કાર્યરૂપે ગુપ્ત થયેલું છે કારણ અને કાર્ય બન્ને ખરા છે, કારણ ખરૂ અને કાર્ય કલ્પિત અથવા માયિક નથી નામરૂપ ઉપાધિ વડે ભેદ, અને નામરૂપ ઉપાધિના ત્યાગથી અભેદ–આવા ઔપાધિક ભેદાભેદ વાળુ બ્રહ્મ છે આ સિદ્ધાંતનુ સ્થાપન કરનાર ભટ્ટભાસ્કર છે અને તે ત્રિદંડીમત કહેવાય છે

(છ) ભેદાભેદવાદ—સ્વાભાવિક ભેદાભેદવાદી નિમ્બાર્ક.

બીજો પ્રકાર એવો છે કે ચિદ્ અને અચિદ્ વિશેષણ માની તેનાથી વિશિષ્ટ બ્રહ્મ છે, અને તે પણ પોતાના સ્વાભાવિક મંગળગુણવાળુ છે, અને તે વિશેષ્યભાવે રહેનારા તત્વથી પૃથક અસ્તિત્વ, ચેતન અથવા અચેતન વર્ગનુ નથી–એવા વિશિષ્ટ અદ્વૈત મતમા ચેતન અચેતનથી ભિન્ન વિશેષણથી ભિન્ન ત્રીજા સ્વરૂપની સાબીતીમા મોટી અડચણ ઉભી થાય છે, અને વિશેષણોના ગુણધર્મો વિશિષ્ટમા પેસી જવાનો ભય ઉભો રહે છે તેવીજ રીતે ઔપાધિક ભેદાભેદમાં ઉપાધિવડે પરમેશ્વરનો ભેદ જણાવવામા ભેદનું માયિક રૂપ જાણ્યે અજાણ્યે ઉભુ થાય છે, અને માયાવાદ અજાણતાથી સ્વીકારવો પડે છે આથી વિશિષ્ટ અદ્વૈત પણ નહિ, તેમ ઔપાધિક ભેદાભેદ પણ

નહિ. પરંતુ સ્વાભાવિક ભેદાભેદવાળું બ્રહ્મતત્ત્વ છે એ મત યોગ્ય છે–આ મતમા બ્રહ્મને ચેતન અને અચેતનથી પણ સ્પષ્ટ ભેદ છે તેવુ સ્વીકારવામા આવ્યુ છે ચેતનના અણુતા વિગેરે ધર્મો છે, અચેતનના સ્થૂલત્વાદિ. ધર્મો છે, બ્રહ્મ તે બન્નેમા પેઠેલુ તત્ત્વ છે. બ્રહ્મ ચેતન અને અચેતનમા આત્મારૂપે પેઠેલુ છે, સર્વનુ નિયામક છે, સર્વમા વ્યાપક છે, સ્વતંત્ર અસ્તિત્વવાળુ છે, સર્વનો આધાર છે. ત્યારે જડ અને અજડ તે બ્રહ્મવડે નિયમમા રહે છે, બ્રહ્મવડે વ્યાપ્ત છે, બ્રહ્મને આધીન છે, અને બ્રહ્મમા આધેય રૂપે રહે છે બ્રહ્મરૂપ વસ્તુ આ પ્રકારે ચેતન અને અચેતન વર્ગના સર્વ ભેદોને જેવા છે તેવા સત્ય રૂપે પોતાના પેટમા સમાવી રહેલુ છે. આ સ્વાભાવિક ભેદાભેદના પ્રવર્તક આચાર્ય નિમ્બાર્ક છે

આ એક દર પ્રસ્થાનત્રય ઉપર બધાયેલા આઠ સપ્રદાયોમા પરબ્રહ્મ તત્ત્વ ઉપર ઉપાસનાની અથવા ભક્તિની રચના બધાય છે તેમા પરબ્રહ્મને વિશેષનામ વડે તે તે સપ્રદાયમા ઓળખાવવામા આવે છે

શાકર અદ્વૈતમા સગુણબ્રહ્મને પરમેશ્વર કહેવામા આવે છે તે સગુણ બ્રહ્મના અમુક નામ ઉપર તે સપ્રદાયને આગ્રહ નથી તે મતવાળા ઉપાસના ક્રમમા પરબ્રહ્મને શિવરૂપે, શક્તિરૂપે, આદિત્યરૂપે, ગણપતિરૂપે, અથવા વિષ્ણુરૂપે ભજે છે જે જે ભાવથી ભજે છે તે ભાવ પ્રધાન રાખી, ઇતર ભાવોને ગૌણ બનાવી, પરબ્રહ્મની ઉપાસના સાધી શકાય છે, અને ઉપાસ્ય સગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી જ્ઞેયબ્રહ્મ સર્વને એક રૂપેજ અનુભવાય છે. આથી શાકરમત દેશના ધર્મધમા સર્વ દેવતાના ભાવોના સહિષ્ણુ છે, અને તેમના મતવાળાઓને દેવના સબધી ઝઘડામા ઉતરવાનુ ઘણે ભાગે હોતુ નથી.

શુદ્ધાદ્વૈતમત પરબ્રહ્મને વિષ્ણુભાવે ભજે છે તે વિષ્ણુનો અતિવાદી મત છે, અને કૃષ્ણાવતારને પ્રધાનભાવે પૂજ્ય માને છે બ્રહ્મસૂત્ર ઉપરાત ઉપાસનામા ભાગવતનુ મુખ્ય પ્રામાણ્ય તેઓ માને છે

વિશિષ્ટાદ્વૈત પરબ્રહ્મને વાસુદેવ ભાવે ભજે છે, અને તેઓ તેના વાસુદેવ, સકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ–એવા ચાર વ્યૂહને માને છે, અને તેમની ઉપાસના પ્રક્રિયા વૈષ્ણવ અથવા પાચરાત્રતત્ર ઉપર બધાયેલી છે

મધ્વમત વિષ્ણુનો અતિવાદી છે, અને શિવનો નિંદક છે શ્રીકંઠમત શિવનો અતિવાદી છે, પણ તે સાથે નારાયણ અથવા વિષ્ણુના પૂજનનો સ્થાપક છે, અને શાક્ત મતનો અનુમોદક છે કાશ્મીરમા ઉદ્ભવ પામેલો ઈશ્વરાદ્વૈતમત જોકે પ્રસ્થાનત્રયી ઉપર બંધાયેલો નથી, તોપણ ઈશ્વરપક્ષપાતી અને તે સાથે શાક્તતંત્રને માનનાર છે

ભાસ્કરમતના અનુયાયીઓ ઘણે ભાગે બ્રહ્મવાદી છે, અને વિષ્ણુના નારાયણ સ્વરૂપને બ્રહ્મકોટિમા નહિ નાખતા જીવવર્ગમા નાખે છે

વિજ્ઞાનભિક્ષુનો અવિભાગ અદ્વૈતમત નારાયણવાદી અથવા પુરુષોત્તમવાદી છે, પરંતુ ઈતર દેવતાનો નિંદક નથી

નિંબાર્ક મત પુરુષોત્તમવાદી એટલે વૈષ્ણવ છે

વિશેષ વર્ગીકરણ કરતા સમજાય છે કે ઉપાસનાના સંબંધમા શાંકરમત ભાસ્કરમત, અને વિજ્ઞાનભિક્ષુનો મત,–બ્રહ્મતંત્રમા પડે છે, વલ્લભમત, રામાનુજમત, મધ્વમત, અને નિંબાર્કમત–એ ચાર વૈષ્ણવતંત્રમા પડે છે, શ્રીકંઠમત શૈવતંત્રમા પડે છે પ્રથમના ત્રણ મતવાળાને શ્રુતિ, સ્મૃતિ ઈતિહાસ, પુરાણ વિગેરે અનુક્રમે પ્રમાણભૂત છે, વલ્લભમતને વેદાદિ પ્રમાણ છે, પરંતુ ભાગવત પુરાણ સવિશેષ પ્રમાણ છે, રામાનુજમતને વેદાદિ પ્રમાણ ઉપરાંત પાંચરાત્ર તંત્રના ગ્રંથો સવિશેષ પ્રમાણ છે, મધ્વમતને વૈષ્ણવપુરાણો સવિશેષ પ્રમાણ છે તેવુંજ નિંબાર્કનુ પણ સમજાય છે શ્રીકંઠમતને શૈવાગમો સવિશેષ પ્રમાણ છે

## (૧૧) શાંકરમતનો માયાવાદ ક્યાંથી અને શી રીતે આવ્યો ?

બ્રહ્મમીમાંસા દર્શનમા માયાવાદ શ્રીશંકરાચાર્યે ક્યાથી દાખલ કર્યો ? બ્રહ્મસૂત્રમા તે માયાવાદનુ નામ નિશાન નથી. માત્ર એકસૂત્રમા (**मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् (ब्र. सू III II ३)** માયા શબ્દનો ઉલ્લેખ છે પરંતુ ત્યા સ્વપ્નસૃષ્ટિના સંબંધનુ પ્રકરણ છે, અને

સૂત્રનો અર્થ એવો છે સ્વપ્નસૃષ્ટિ માયામાત્ર છે, કારણ કે તે સૃષ્ટિમાં વસ્તુનું સ્વરૂપ પૂર્ણ પ્રકટ થયેલું હોતું નથી. એટલે કે દેશકાલ અને વસ્તુનો સંવાદ તે સ્વપ્નના વ્યતિકરોમાં હોતો નથી. આ સૂત્રવડે જાગ્રત્કાલની વ્યવહાર સૃષ્ટિ માયામય છે એવું કહેવાનો સૂત્રકારનો આશય નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં માયાવાદ નથી. પરમેશ્વરની મોહમયી શક્તિ છે, તેવડે પ્રાણીઓની બુદ્ધિ હણાય છે, વિગેરે તેમાં વાક્યો છે. પરંતુ જગત્ કારણ તરીકે માયાનો ગીતાશાસ્ત્રમાં પ્રવેશ નથી. શ્રીશંકરાચાર્યના સમયમાં તેમના વિચારના વિષયભૂત થનારાં ઉપનિષદોમાં માયાવાદ નથી, જોકે માયાનો ઉલ્લેખ આવે છે. **ઈશાવાસ્ય** ઉપનિષદમાં વિદ્યા તથા અવિદ્યાનો ઉલ્લેખ છે, પરંતુ ત્યાં અવિદ્યા શબ્દ માયાનો વાચક નથી. યજ્ઞાદિ કર્મ અવિદ્યા અને ઉપાસના તે વિદ્યા છે એવો ભાવ મંત્રોમાં છે. **સંભૂતિ** શબ્દ જગતના કારણ તરીકે વર્ણન થયો છે, પરંતુ તે માયા તરીકે નહિ, પણ સત્ય પ્રકૃતિ તરીકે થયો છે. **કાઠક**માં પણ વિદ્યા અવિદ્યાનો ભેદ છે. **મુંડક**માં પણ તેમ છે. **તૈત્તિરીય**માં આનંદગુહામા કંઇક શક્તિના અર્થની છાયા છે; પરમ વ્યોમન્ શબ્દમા તથા બીજાં ઉપનિષદોમાં સર્વ સંસાર જેમા ઓતપ્રોત છે તેવા "આકાશ" શબ્દમાં બ્રહ્મ અથવા અક્ષર શક્તિની છાયાનો ભાવ છે, પણ તે માયાવાદને લગતો નથી, પરંતુ ચિત્શક્તિને લગતો છે. **છાંદોગ્ય**મા પણ માયાનો ગંધ નથી. **બૃહદારણ્યક** ઉપનિષદમાં આ જગત પ્રથમ "અવ્યાકૃત" હતું તે વ્યાકૃત થયું, અને ત્યાર પછી નામરૂપ કર્મવ્યક્ત થયાં; "આ વિશ્વને આત્મારૂપે ઉપાસવું જોઇએ"–આ બંને વાક્યો ક્રમશઃ અવિદ્યાસૂત્ર અને વિદ્યાસૂત્ર તરીકે ગણાય છે. પરંતુ અવ્યાકૃત શબ્દ માયાનો સાક્ષાત્ વાચક નથી. બહુ થાય તો લક્ષણાથી તે ભાવ પ્રકટ થાય. તેજ ઉપનિષદમા આવેલી મધુવિદ્યામાં "ઇન્દ્ર માયાવડે બહુરૂપ થાય છે." (બૃ. આ ૪-૫-૧૮) એ વાક્યમાં માયાનો બહુવચનથી નિર્દેશ છે. પરંતુ આ વાક્ય ઉપનિષદ્ કાળનું નથી, પણ ઋગ્વેદની સંહિતા કાળની તે ઋક્ છે. વૈદિક નિઘંટુમા માયા શબ્દ–**માયા વયુના જ્ઞાનમ્**–એ પંક્તિમાં જણાવ્યા મુજબ જ્ઞાનનો અથવા પ્રજ્ઞાનો પર્યાય છે. મિથ્યાપણાનો અથવા કલ્પનાનો તેમાં ભાવ નથી.

માયાવાદને કંઈક અંશમાં ટેકો આપે તેવું વાક્ય શ્વેતાશ્વતર ઉપનિષદમાં છે-**मायांतु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम्** ( શ્વે. શ્વ૦ ૪-૧૦) માયાને જગત્ પ્રકૃતિરૂપે જાણવી અને માયાવી તે મહેશ્વર સમજવા. પરંતુ આ ઉપનિષદ ઘણે ભાગે શૈવમતનું ઈશ્વરવાદી છે. શાંકરમતના કેવલ નિર્વિશેષ બ્રહ્મવાદને બહુ ટેકો આપે તેવું નથી. બીજું વાક્ય નૃસિંહ ઉત્તરતાપનીય ઉપનિષદમાં આવે છે. નૃસિંહપૂર્વતાપનીય ઉપરનુ ભાષ્ય શ્રીઆદ્યશંકરાચાર્યનું છે; ઉત્તરતાપનીયનું ભાષ્ય તેમનું નથી. તેવી રીતે શ્વેતાશ્વતર ઉપનિષદ્નું ભાષ્ય પણ આદ્ય શંકરાચાર્યનું નથી. કદાચ નૃસિંહ ઉત્તરતાપનીય ઉપનિષદ શ્રી શંકરાચાર્યના સમયમાં વિદ્યમાન સ્વીકારીએ તો તેમા માયાવાદને ટેકો આપનારૂ નીચેનું વાક્ય આવે છે—

" માયાવડે જગત્ ભિન્ન હોય તેવું ભાસે છે......માયા એટલે અજ્ઞાનરૂપી અનુભવ. આ જડ જગત્ મોહરૂપ અને અનંત છે. આ જગતના રૂપને વ્યક્ત કરનારી માયા નિત્ય નિવૃત્ત એટલે અસદ્ છતાં મૂઢ જનોવડે આત્મરૂપે જોવામાં આવે છે. તે જગતનું સત્યપણું અને અસત્યપણું જણાવે છે. પોતે સ્વતંત્ર અને અસ્વતંત્રરૂપે, સિદ્ધ અને અસિદ્ધરૂપે જગતને દેખાડે છે. આ માયા વડના બીજ સામાન્ય જેવી અનેક વટની શક્તિરૂપે રહેનારી એકજ છે. જેમ વટબીજ સામાન્ય ( બીજત્વ ) બીજા ઘણા વડોને બીજવાળા ઉત્પન્ન કરી તે તે વડોમા પૂર્ણરૂપે પોતાથી અવિભક્ત ભાવે રહે છે, તેમ આ એક માયા અનેક ક્ષેત્રોને પોતાથી અવિભક્ત ભાવે દેખાડી જીવ અને ઈશ એવા ભાસ ઉત્પન્ન કરે છે. તે પોતે એક છતા જીવમા રહી અવિદ્યાનું રૂપ ધરે છે, ઈશ્વરમાં રહી માયાનું રૂપ ધરે છે. આ વિચિત્ર સુદૃઢ શક્તિ ઘણા અંકુરવાળી પોતાના સત્વાદિ ગુણોના ભિન્ન અંકુરોમા ગુણભિન્ન ભાવો ઉત્પન્ન કરી બ્રહ્મ વિષ્ણુ અને શિવરૂપે દેવોને જગાવે છે; અને પોતે ચૈતન્યથી દીપ્ત થાય છે "...( નૃ૦ ઉ૦ તા૦ નવમો ખંડ).

આ અવતરણમાં શાંકરમતને ટેકો આપે તેવું માયાવાદનું મૂલવાક્ય જણાય છે. પરંતુ આવા છૂટક વાક્ય ઉપરથી શ્રીશંકરાચાર્યના સિદ્ધાંતમાં માયાવાદ ઉદ્ભવ્યો હોય એ માનવું યોગ્ય નથી ખરી હકીકત એવી જણાય

છે, કે માયાવાદનું શ્રી શંકરાચાર્યના મનમાં બીજ રોપનાર તેમના પરમગુરુ શ્રીગૌડપાદાચાર્ય હતા. તે શ્રીગૌડપાદની માંડૂક્યકારિકામાં ગુંથાયેલા આગમના પ્રણવવાદમાં આ જગત્ વસ્તુતઃ ઉત્પન્ન થયુંજ નથી- એવો અજાતિવાદ પ્રતિપાદન કરવામાં આવ્યો છે, અને આ દૃશ્યમાત્ર મિથ્યા છે એવું વૈતથ્ય પ્રકરણમાં પ્રતિપાદન કર્યું છે. શ્રી ગૌડપાદ પાસે શ્રીશંકરાચાર્યે બ્રહ્મસૂત્રનો ઘણાં વર્ષ અભ્યાસ કર્યો હતો, અને તે ગૌડપાદનું બ્રહ્મસૂત્ર ઉપર ગૌડપાદી ભાષ્ય પણ છે. પરંતુ તે પ્રસિદ્ધ થયું નથી. આ ગૌડપાદ આચાર્ય જોકે હિંદુપતિ હશે, પરંતુ તેમના મનમાં ઉંડી અસર બૌદ્ધમતના વિજ્ઞાનવાદની અને શૂન્યવાદની હતી; અને નાગાર્જુનનો "સંવૃત સત્ય" અને "પરમાર્થ સત્ય"નો વાદ શ્રી ગૌડપાદાચાર્યે પોતાની માંડૂક્ય કારિકામાં માંડૂક્ય ઉપનિષદ્‌ની પીઠપર રચ્યો છે. તેમના ચાર પ્રકરણોની પીઠ પ્રણવ વિદ્યાની એટલે આગમની છે, પરંતુ તેનું સર્વ ચણતર બૌદ્ધ દર્શનની ઇંટોથી ઘડાયેલું છે. માંડૂક્યકારિકાનાં વાક્યો, પદો અને વિચારો બૌદ્ધ દર્શનના રંગથી રંગાયેલાં છે અને તેમા માયાવાદ તરવરતો છે. આ માયાવાદનું શિક્ષણ લઈ શ્રી શંકરાચાર્યે પોતે પોતાની સ્વતંત્ર મતિથી પ્રસ્થાનત્રયીમા નિર્વિશેષ જ્ઞેય બ્રહ્મવાદનું માયાદ્વારથી સ્થાપન કર્યું છે, અને પ્રાચીન સવિશેષ ઉપાસ્ય બ્રહ્મવાદનું માયાશબલ બ્રહ્મવડે એટલે અપર બ્રહ્મવડે રક્ષણ કર્યું છે. જગતની સઘળી ઉત્પત્તિ, સ્થિતિ અને લયની વ્યવસ્થા, જીવ-બ્રહ્મના દેખાતા લૌકિક અને શાસ્ત્રીય ભેદની વ્યવસ્થા-આ અનિર્વચનીય માયાનો સ્વીકાર કરી તેમણે કરી છે. સંસ્કૃત ગદ્ય સાહિત્યમા વિચારના ગાભીર્યમા, શબ્દના માધુર્યમા, અને તર્કની ચમત્કૃતિવાળી પદ્ધતિમાં સમાન કક્ષામા બેસે એવું શાંકરભાષ્ય જેવું બીજું ગદ્ય નથી. જેવી રીતે પશ્ચિમની તત્ત્વવિદ્યામાં કૅન્ટે વિવેચક ફીલસુફી ( Critical philosophy )નો જન્મ આપ્યો તેમ ભારતવર્ષમાં પ્રાચીન સર્વ વિચાર શૈલીઓને બાજુ ઉપર મૂકી વિશ્વનું વાસ્તવ સત્યત્વ નથી પરંતુ પ્રાતીતિક સત્યત્વ છે, તેની પીઠમા આધાર સત્ય અથવા પરમસત્ય તે બ્રહ્મ છે, અને આપણ સર્વનો અનુભવ કરનારો જીવાત્મા તેજ એ પૂર્ણ બ્રહ્મ છે-આ ત્રણ ચમત્કારિક વિદ્યાસૂત્રોને શાંકરભાષ્યે પ્રથમ

જન્મ આપ્યો છે. પરાપૂર્વથી પરમેશ્વરના અથવા પરબ્રહ્મના સ્વરૂપનું અને તેની સાથેના શારીરાત્માના સંબંધનું પ્રતિપાદન કરનાર માનનીય બ્રહ્મસૂત્રરૂપ ગ્રંથના આરંભમાં સર્વ શિષ્ટ મંગલાચરણની શ્રેણીનો ત્યાગ કરી, ॐ नमः प्रमाणाय-એવું પ્રમાણનેજ નમસ્કાર કરનાર ન્યાયની વિચારશ્રેણીને પકડી, પ્રાચીન સર્વ વિચારકોની પ્રમાણવાદની પદ્ધતિને-પછી તે લૌકિક હોય કે શાસ્ત્રીય વસ્તુને પ્રતિપાદન કરનારી હોય તે સર્વને-અવિદ્યાની રાત્રિમાં નાખી પ્રમાતા ચેતન અને જગતનું આધાર બ્રહ્મચેતન એક છે એવો અરુણોદય કરનાર આ શાંકરમતનું બ્રહ્મસૂત્ર ભાષ્ય છે, અને તેનો આરંભ "અધ્યાસ"ની સાબીતીમાં છે, બ્રહ્મસૂત્ર-ભાષ્યની આરંભ ભૂમિકામાં શ્રી શંકરાચાર્યે નથી કર્યો પરબ્રહ્મને નમસ્કાર, કે નથી કર્યો ગુરુને નમસ્કાર, પણ અઘટિતઘટનાપટીયસી માયાનો ચમત્કાર વર્ણવી પોતે પ્રમાણવાદને નવી પદ્ધતિ ઉપર આણી મૂક્યો છે.

---

## (૧૨) શ્રી ગૌડપાદ ઉપર બૌદ્ધદર્શનની ઉંડી અસર.

શ્રી ગૌડપાદ શુક યોગીન્દ્રના શિષ્ય મનાય છે શાંકર અદ્વૈતમતની પરંપરામાં નારાયણ બ્રહ્મા, વસિષ્ઠ શક્તિ, પરાશર, વ્યાસ, શુક, ગૌડપાદ, ગોવિંદ અને શંકરાચાર્ય-એ પ્રકારે નામાવલિ આવે છે આ પરંપરામાં નારાયણ અને બ્રહ્મા-એ દૈવ કોટિના ગુરૂ છે, વસિષ્ટ, શક્તિ, પરાશર અને અને વ્યાસ તે આર્ષ કોટિના પુરૂષો છે, શુક, ગૌડપાદ અને ગોવિંદ સિદ્ધ કોટિના પુરૂષો છે, અને આ પરંપરામાં શ્રી શંકરાચાર્યે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી કહેવામાં આવે છે વૈષ્ણવ શુદ્ધાદ્વૈત મતમાં પુરૂષોત્તમ ( નારાયણ ), રૂદ્ર, નારદ, કૃષ્ણ, વ્યાસ, શુક, વિષ્ણુસ્વામી, દ્રવિડાચાર્ય, બિલ્વમંગલ, શ્રી વલ્લભ-એ પ્રકારે નામાવલિ આવે છે આ ઉપરથી અનુમાન થાય છે કે શુકપર્યંત વિદ્યાની પ્રણાલિકા ઘણીખરી મળતી છે પરંતુ શુક પછી એક-તરફ ગૌડપાદ અને બીજી તરફ વિષ્ણુસ્વામી દ્રાવિડ-એવી બે શાખા ઉદય પામી જણાય છે દ્રવિડાચાર્યે છાંદોગ્ય વિગેરે ગ્રંથો ઉપર મોટી વૃત્તિ લખી હતી અને તે શ્રી શંકરના પહેલા થઈ ગયેલા જણાય છે. શંકરાચાર્યના

શિષ્ય સુરેશ્વર અથવા વિશ્વરૂપાચાર્યના શિષ્ય સર્વજ્ઞમુનિ (ઇ. સ ૯૦૦)* સંક્ષેપ શારીરકમા આત્રેય (દ્રવિડાચાર્ય)ના વિચાર અને ગૌડપાદના વિચાર શાકરમતના સમર્થનમા આપે છે, અને તે ઉપરથી સમજાય છે કે ઉત્તરમા ગૌડપાદનું મત અને દક્ષિણમા દ્રવિડાચાર્યનું મત બ્રહ્મસૂત્ર ઉપર પ્રચલિત હશે શંકરાચાર્ય (ઇ સ ૭૮૮) નર્મદા તટ ઉપર ગોવિંદ યતિ પાસે સંન્યાસ દીક્ષા લઈ આઠમા વર્ષથી મલબારનો અને દક્ષિણપથનો ત્યાગ કરી કાશી ગયા હતા, અને ત્યાથી બદરિકાશ્રમમા જઇ શ્રી ગૌડપાદના શિક્ષણને મેળવી બ્રહ્મસૂત્ર ભાષ્ય રચ્યુ હતુ શ્રી શકરાચાર્યે પોતાના ગુરુ શ્રીગોવિંદ પાસેથી માત્ર સંન્યાસ દીક્ષા તથા યોગવિદ્યા સપાદન કરી હતી, પરંતુ સિદ્ધાતનો નિર્ણય તેમણે શ્રીગૌડપાદ પાસેથી કર્યો હતો શ્રી ગૌડપાદે ઇશ્વરકૃષ્ણની સાખ્યકારિકા ઉપર ભાષ્ય રચ્યુ છે, તથા તેમના સ્વતત્ર શક્તિસૂત્રો પણ છે, તેઓ બંગાળાના હોવાથી ધર્મમા તાન્ત્રિક શાક્ત હતા. મહાયાન બૌદ્ધમતના પ્રસિદ્ધ વિચારકો અશ્વઘોષ (ઈ સ ૧૦૦), નાગાર્જુન (ઇ સ ૨૦૦), અસગ (ઇ સ ૪૦૦), વસુબંધુ (ઇ સ ૫૦૦) ગૌડપાદની પહેલા થઈ ગયા હતા અશ્વઘોષ મહાયાનમતના લકાવતારસૂત્રનો ઉલ્લેખ કરે છે તેથી લકાવતારસૂત્ર ઈ સ ના પહેલા સૈકામા રચાયેલુ જણાય છે આ લકાવતાર સૂત્રને અનુસરતુ નાગાર્જુનનુ મત છે, અને તેમની માધ્યમિક કારિકા અને ગૌડપાદની માડૂક્ય કારિકામા શબ્દોનુ તથા વિચારનુ ઘણુ સામ્ય છે

નાગાર્જુનની આરભની કારિકા—

**अनिरोधमनुत्पादमनुच्छेदमशाश्वतम् ।**
**अनेकार्थमनानार्थमनागममनिर्गमम् ॥**
**यःप्रतीत्यसमुत्पादं प्रपंचोपशमं शिवम् ।**
**देशयामास संबुद्धस्तं वंदे द्विपदां वरम् ॥**

આ કારિકામા આવતા "પ્રપચોપશમ શિવ" તં **वंदे द्विपदां वरम्**—વિગેરે શબ્દો જેવાને તેવા ગૌડપાદકારિકામા વપરાય છે (જુઓ ગૌ–કારિકા-પ્ર૦ ૧–૭, પ્ર૦ ૨–૩૫, પ્ર૦ ૪–૧) વળી ગૌડપાદકારિકામાં

વપરાતો **धर्म** શબ્દ હિંદુઓના ધર્મ એટલે પુણ્ય અથવા અપુણ્યનો વાચક નથી પરંતુ જીવનો અથવા પ્રતીતિરૂપ સચેતન પદાર્થનો વાચક છે. આનંદગિરિ-દેહધારણ કરનાર તે ધર્મ અથવા જીવ એવો અર્થ કરે છે **गुणद्रव्य पूर्वका धर्माः**-એ લંકાવતારસૂત્રવાક્યમાં ગુણ અને દ્રવ્યથી મિશ્ર જે અવસ્તુ છતાં વસ્તુરૂપે ભાસે છે તેનું નામ ધર્મ ગૌડપાદ કહે છે કે-સર્વ **ધર્મો** ગગનની ઉપમા આપવા જેવા છે, " અસ્પર્શયોગ " બીજા યોગીઓથી જેવાય તેવો નથી-આ વાક્યમાં આવતો " અસ્પર્શયોગ " શબ્દ બૌદ્ધ નિર્વાણનો ભાવ જણાવે છે ગૌડપાદની કારિકામાં " અસ્તિવસ્તુત્વવાદી " (પ્રકરણ ૪-૪૨) શબ્દ સર્વાસ્તિવાદી બૌદ્ધનું ભાન કરાવે છે, તેમાં જણાવે છે કે અજાતિવાદથી ગભરાયેલાને અર્થે સૃષ્ટિવાદ સર્વાસ્તિવાદી સારૂ બૌદ્ધોએ ઘડ્યો છે **अग्रयान** (પ્રકરણ ૪-૯૦) શબ્દ મહાયાનનું ભાન કરાવે છે, **नैतद् बुद्धेन भाषितम्** (પ્ર ૪-૯૯)-એ વાક્યમાં પોતાના મતનું આપાતતઃ સામ્ય છે, પરંતુ સ્થિરવિજ્ઞાનનો નિશ્ચય પોતાનો હોવાથી બુદ્ધ આ પોતાનો મત કદિ જુએ છે તેમ કહે છે, **सर्वथा बुद्धैरजातिः परिदीपिता** (પ્ર ૪-૧૯) સર્વથા બૌદ્ધોએ અજાતિવાદને પ્રકાશિત કર્યો છે આ વિગેરે શબ્દોમાં બૌદ્ધ સિદ્ધાન્તની ઘરડીના રણકા આપણને સ્પષ્ટ સમજાય છે જેકે **द्विपदां वरम्**-એવા સામાન્ય નિર્દેશવડે ઉત્તમ મનુષ્યને હું નમસ્કાર કરૂં છું એમ કહે છે તેમાં ભગવાન ગૌતમ બુદ્ધનો નિર્દેશ છે એવું માનવું તે સાહસ છે, પરંતુ કોઈ પ્રત્યક્ષ મનુષ્ય યોનિનાગુરુનો તેમાં ઉલ્લેખ છે આનંદગિરિ ટીકામાં બદરિકાશ્રમમાં નારાયણ મુનિએ આ આર્યને ઉપદેશ કર્યાનું સૂચન છે કદાચ નારાયણ મુનિનો ઉલ્લેખ હોય અથવા શુક યોગીન્દ્રનો પણ ઉલ્લેખ હોય પરંતુ ગૌડપાદ ગુરુકારને અને તે મનુષ્ય યોનિના ગુરુને નમસ્કાર કરે છે તે ઉપરથી સમજાય છે કે તે દેવયોનિ વિગેરેના સબંધમાં કંઈ ઉંચો અભિપ્રાય ધરાવતા નહિ હોય, અને 'ઉપાસનાશ્રિત ધર્મ" તે ગૌણ માનતા હોવા જોઈએ ઉપાસનાધર્મમાં પ્રતિપાદન થયેલો સૃષ્ટિવાદ માત્ર અજાતિવાદમાં મનુષ્યની બુદ્ધિને ઉતારી લાવવા અર્થે છે, તેમાં તાત્પર્ય નથી એવું તે સ્પષ્ટ જણાવે છે "અલાતશાન્તિ" શબ્દ ગૌ-

ડપાદનો વાપરેલો બૌદ્ધ શબ્દ છે. તેમ "સનિર્વાણ" શબ્દ પણ બૌદ્ધ છે. છેવટે "નિરોધ નથી, ઉત્પત્તિ નથી, બદ્ધ જીવ નથી, સાધક જીવ નથી, મુમુક્ષુ નથી, મુક્ત નથી–આવી વસ્તુસ્થિતિ છે અને તેનું નામ પરમાર્થ છે"–એ વાક્યથી આપણને આ આઠમા સૈકાના વાક્યમાં પહેલા સૈકાના અશ્વઘોષનું "બુદ્ધતથાતા" તત્વ અથવા બીજા સૈકાના નાગાર્જુનની "શૂન્યતા" રૂપાન્તરે તરવરતી માલમ પડે છે. જગત્ જાગ્રદાદિ અવસ્થામાં અનુભવાતું મિથ્યા છે, તુરીયપદનું બ્રહ્મ તત્ત્વ સત્ય છે, અને સર્વ ધર્મો (જીવો) સ્વભાવથી પ્રપંચના તરંગ વિનાના, આકાશ જેવા નિર્મલ ચૈતન્યમય છે–આ ઉપદેશ ગૌડપાદનો પ્રણવના આલંબનમાં ઉકેલવામાં આવ્યો છે; અને તેનું સમર્થન તેમણે બૌદ્ધના વિજ્ઞાનવાદ અને શૂન્યવાદના તર્કનો આશ્રય કરી, જગત્‌ને સાચું માનનાર ન્યાય-વૈશેષિકનું અને સાંખ્ય–યોગનું ખંડન કર્યું છે. તેમણે ન્યાય–વૈશેષિકનો અસત્કાર્યવાદ તથા આરંભવાદ, સાંખ્યયોગના સત્કાર્યવાદ તથા પરિણામવાદરૂપે ખંડિત કર્યો છે, અને પરસ્પર સૃષ્ટિવાદના ખંડનવડે તટસ્થપણે પોતાનો અજાતિવાદ સાબીત કર્યો છે.

શ્રી ગૌડપાદના માંડુક્યઉપનિષદ્‌ના વિવરણરૂપ ચાર પ્રકરણમાં જે માયાવાદનું અને જગત્ ત્રણે કાળમાં ઉત્પન્ન થયુંજ નથી, અને વસ્તુ માત્ર નિર્વિકાર બ્રહ્મરૂપ છે એવું સ્થાપન છે–આ સિદ્ધાન્તે હિન્દુધર્મના વિચારકોમાં તે સમયમાં મોટો ખળભળાટ ઉત્પન્ન કર્યો જણાય છે, અને તેથીજ શ્રી શંકરાચાર્યની ભાષ્યપદ્ધતિમાં બૌદ્ધમતના વિચારની છાંટપણ ન આવે તેવી સાવધાનતા આપણે જોઇ શકીએ છીએ. શંકરાચાર્યે જે રહસ્ય શ્રી ગૌડપાદ પાસે મેળવ્યું તેનું સ્થાપન બ્રાહ્મણોના શિષ્ટ ગ્રંથોદ્વારાજ કર્યું છે, અને બૌદ્ધ ન્યાયનો બીલકુલ સ્વીકાર કર્યો નથી. પરંતુ આ પદ્ધતિમા તે કાળના બ્રાહ્મણ વિચારકોને છળ ભાસ્યો જણાય છે. ઇ. સ. ના નવમા સૈકાના છેવટના ભાગમાં થએલા ભટ્ટભાસ્કરે માયાવાદને પ્રચ્છન્ન બૌદ્ધમત તરીકે વખોડી કહાડ્યો છે. શ્રી શંકરાચાર્યના ભટ્ટભાસ્કર સમકાલીન હતા એવું માનવાનું કારણ નથી. જોકે કેટલીક કલ્પિત વાતોમાં ભટ્ટભાસ્કરને શંકરાચાર્યે હરાવ્યાનું જણાવવામાં આવે છે, તો પણ તે ઘણા નજીકના સમયમાં થઇ ગયા છે એટલે

દોઢસો બસે વર્ષમા તેમણે માયામતનો આક્ષેપ કર્યો છે ભટ્ટભાસ્કર પોતાના બ્રહ્મસૂત્ર ભાષ્યના આરંભમા કહે છે કે —

सूत्राभिप्रायसंवृत्या स्वाभिप्रायप्रकाशनात् ।
व्याख्यात यैरिदं शास्त्र व्याख्येय तन्निवृत्तये ॥

સૂત્રકારનો અભિપ્રાય ઢાકી દઇ પોતાનો અભિપ્રાય પ્રગટ કરવાની રીતિથી જેઓએ આ શાસ્ત્રનુ વિવરણ કર્યું છે તે વિવરણ ખોટુ છે તે સાબીત કરવા આ વ્યાખ્યા કરવામા આવી છે (भास्करभाष्य पृ १) વળી आत्मकृतेः परिणामात् (ब्र सू १-२८) ના વિવરણમા ભટ્ટભાસ્કર કહે છે કે "પરમાત્મા પોતાની મેળે પોતાને કાર્યરૂપે પરિણામ પમાડે છે આ સૃષ્ટિ ચેતનવર્ગે પોતામા થયેલી છે આ પ્રમાણે સૂત્રકાર પોતેજ શ્રુતિને અનુસરતો પરિણામવાદ સૂત્રમા ગુથે છે આ પરિણામપક્ષજ છાન્દોગ્યના વાક્યકારે અને વૃત્તિકારે (આ બે શંકરાચાર્યના પૂર્વભાવી આચાર્યો છે) સાંપ્રદાયિક ગણી સ્વીકાર્યો છે જુઓ તેમનુ વાક્ય-, 'પરિણામ થાય દધિની માફક' આથી નિંદ્ય અને મૂલ આધાર વિનાના, મહાયાન બૌદ્ધની ગાથામા ગવાયેલા, માયાવાદનું વર્ણન કરનારા કેટલાક લોકોને મિથ્યા ભમાવે છે "

---

## (૧૩) માયાવાદના પ્રથમ ખંડન કરનાર ભટ્ટભાસ્કર.

બ્રહ્મસૂત્ર અધ્યાય ૨, પાદ ૧ સૂત્રમા માયાવાદનું સવિસ્તર ખંડન ભટ્ટભાસ્કર કરે છે

"આ જગત્ પરમાત્મા સાથે અનન્ય છે અથવા અભિન્ન છે, કારણ કે એક-જાણ્યાથી સર્વ જણાય-એક માટીના પિંડ વડે સર્વ માટીના વિકારો સમજાય છે ઘટાદિ માત્ર નામરૂપ છે, અને મૃત્તિકાજ સાચી છે'-એ શ્રુતિવડે આ કાર્યરૂપ જગત્ કારણરૂપ બ્રહ્મમા અભિન્ન છે આ સૂત્રના પ્રસંગે કેટલાક માયાવાદનુ સ્થાપન કરવા પ્રયત્ન કરે છે તેઓ કહે છે કે 'માટી એજ સાચી છે'-એ શ્રુતિ વાક્યમા "એજ"-એ શબ્દ એમ સૂચવે છે કે કારણજ સાચુ છે અને કાર્ય ખોટુ છે અથવા મિથ્યા છે, અનાદિકાલથી પ્રવૃત્ત થયેલા અવિદ્યાને લીધે આ ભેદ ભાસે છે, ખરી

રીતે ભેદ નથી અત્ર માયાવાદનો પ્રતિપક્ષી વાંધો ઉઠાવે કે પ્રત્યક્ષાદિ પ્રમાણનો વ્યવહાર આપણે અનુભવીએ છીએ, જો તે ખોટો હોય તો વિધિ અને નિષેધ કરનારા શાસ્ત્રોનુ શુ થાય ? વળી અમસ મોક્ષશાસ્ત્રવડે બ્રહ્મજ્ઞાન શી રીતે ઉત્પન્ન થાય ?–આ શકાના સમાધાનમા માયાવાદી કહે છે કે આ વાંધો વ્યાજબી નથી મિથ્યા વ્યવહાર જ્યાસુધી બાધક જ્ઞાન ન થાય ત્યાસુધી જીવોને તેવો ચાલુ રહે છે પ્રત્યક્ષાદિ પ્રમાણો પણ અવિદ્યાવાળા પુરુષને લગતા હોય છે તેથી જ્યાસુધી બાધક પ્રમાણ ઉત્પન્ન ન થાય ત્યા સુધી અવિદ્યાવાળા વિષયોની સાબીતી ર્યા કરે, જ્યારે બાધક પ્રમાણો જાગે ત્યારે તે પ્રમાણો નિવૃત્ત થાય છે આથી અવિદ્યાવાળા પુરુષને લગતા વિધિ નિષેધ શાસ્ત્રો છે અને તે વ્યાજબી છે વિષયો અસત્ય છે અને જ્ઞાન ઉત્પન્ન થયા પછી સત્યનુ ભાન જાગે છે જેમ મિથ્યા સ્વપ્નમા સાચા શુભાશુભનુ સૂચન થાય છે, જેમ અકારાદિ વર્ણગ્રાહક લિપિના અક્ષરો સ્વત મિથ્યા છતા સત્ય વર્ણનુ ભાન ઉત્પન્ન કરે છે તેમ મોક્ષશાસ્ત્ર સ્વત મિથ્યા છતા સત્ય બ્રહ્મનુ જ્ઞાન પ્રકટ કરી શકે વળી આત્મા જે નિરવયવ છે તેનો સાચો પરિણામ જગદાકાર સભવે નહિ, તેથી આ સર્વ પ્રપચ માયામાત્ર છે

ઉપરની માયાવાદની મતનમ છે તેના ઉત્તરમા કહેવાનુ કે "મૃત્તિકા એજ સાચી છે"–એ શ્રુતિવાક્યના "એજ" શબ્દ ઉપર ભાર મૂકીને જે તમે અર્થ કર્યો તે વ્યાજબી નથી જો પ્રપચનુ મિથ્યાપણુ હોય તો આ મૃત્તિકા એ પણ પ્રપચમા પડનારી વસ્તુ હોવાથી તે પણ મિથ્યાજ ઠરે આ મિથ્યાપણુ તમે શી રીતે નક્કી કર્યું છે ? પ્રત્યક્ષ અને અનુમાનવડે તે સાબીત થઇ શકે તેમ નથી આ પ્રપચ ભેદવાળો છે અને મર્યાદાવાળો અનુભવાય છે આ અનુભવના કારણમા દોષ નથી કે જેથી તે જ્ઞાન મિથ્યા ઠરે, તેમ બાધકજ્ઞાન પણ નથી કે જે આ સસારના ભેદ જ્ઞાનને ખોટુ ઠરાવી શકે, કારણકે સર્વ પ્રાણીઓનો આ પૃથિવ્યાદિ પદાર્થોનો અનુભવ જ્યાસુધી સસાર છે ત્યા સુધી જેવો ને તેવો ચાલુ રહે છે તેથી આ ભેદ સાચો છે, અને તેના ઉપર બધાયેલો વ્યવહાર પણ સાચો છે આ અનુભવ મિથ્યા સાબીત થયો હોય તો તે દિશાના ભ્રમની પેઠે સાચા જ્ઞાનથી નિવૃત્ત થાય

તે અનુભવ રજત મિથ્યા હોવા તો બાધક જ્ઞાનથી તે દૂર થાય અને બાધક જ્ઞાન ન હોય ત્યાં સુધી ચાલુ રહે એ કલ્પના ગૌરવ ગણાય પણ અનુભવ મિથ્યા નથી તેથી એ કલ્પનાને અવકાશજ નથી

અને માયાવાદી શંકા કરે છે—જેમ જ્ઞાનવાદીના પ્રમાણમાં ઇન્દ્રિયમાં દોષ હોવાથી પ્રત્યક્ષ અયથાર્થ બને છે, તેમ અમારા મનમાં પણ અવિદ્યારૂપી કારણ દોષ છે, જેથી અવિદ્યાવાળા સર્વ પ્રમાતા એટલે અનુભવ કરનાર જીવોનો ભેદનો અનુભવ દ્વિચંદ્ર જેવો મિથ્યા ઉત્પન્ન થાય છે

ભાસ્કરમતના અનુયાયી જવાબમાં કહે છે કે પારકાના સિદ્ધાંતમાં એવો હેતુનો દોષ બતાવવો જોઇએ કે જે પોતાના સિદ્ધાંતમાં ન આવતો હોય તમારી દલીલ તમનેજ બાધ કરનારી છે, કારણકે અવિદ્યાવાળા જીવોનુ ભેદજ્ઞાન મિથ્યા હોય તો તેજ ન્યાયે અદ્વૈતબ્રહ્મજ્ઞાન પણ, તે અવિદ્યાવાળા જીવનેજ થતું હોવાથી તે પણ મિથ્યા ઠરવુ જોઇએ જે અવિદ્યાવાળો પ્રથમાવસ્થામાં હતો, તેજ બીજી અવસ્થામાં મોક્ષશાસ્ત્રનુ શ્રવણ મનન કરનારો છે, અને તે તો અવિદ્યાવાળો છે અવિદ્યાવાળા રહેવુ—એજ મિથ્યાત્વને સાબીત કરનાર હોત અને મિથ્યાત્વની સાબીતીમાં બાધક જ્ઞાનની જરૂરજ ન હોત, તો અનુમાનવડે ઉત્પન્ન થનારૂં બ્રહ્મજ્ઞાનનું મિથ્યાપણું કોણ નિવારી શકે?

પ્રપંચજ્ઞાનનો બાધક પ્રત્યય છે, અને તેથી અવિદ્યાવત્વને તે જ્ઞાનના મિથ્યાપણાની સાબીતીમાં હેતુરૂપે અમે એટલે માયાવાદીએ આપ્યો નથી—એવો ભાવ હોય તો સ્વતંત્ર મિથ્યાત્વ હોવાથી સાચા—જૂઠાનો ભેદ શી રીતે રહેશે? અમે એટલે ભાસ્કર એવું અનુમાન રજુ કરીએ છીએ—બ્રહ્મજ્ઞાન મિથ્યા છે, કેમકે તે જ્ઞાન છે, જેમકે (તમારૂં) પ્રપંચજ્ઞાન જેમ નિદ્રારૂપ કારણ દોષને લીધે સર્વનું સ્વપ્નજ્ઞાન મિથ્યા ઠરે છે, વળી જેમ અરણ્યમાં અંધારીવાળા મનુષ્યને નેત્રદોષથી બે ચંદ્રની પ્રતીતિ મિથ્યા છે નિદ્રાની અવસ્થામાં અને વનમાં અંધારીના દોષવાળી સ્થિતિ હોય ત્યાં સુધી સ્વપ્નનો અથવા બે ચંદ્ર દર્શનનો બાધ થતો નથી

વળી અસત્યવડે સત્યનું જ્ઞાન થવાનું એક પણ દૃષ્ટાંત નથી સસ-

શાનાં 'શિંગડાંવડે કોઇને સાચી વસ્તુનું ભાન થયું સાંભળ્યું નથી. તમે (માયાવાદીઓ) જે સ્વપ્નવડે શુભાશુભનું સૂચન થાય છે એમ કહ્યું તે યોગ્ય નથી.' તે સ્વપ્નમાં પણ જે વિષય વિનાનું જ્ઞાન છે તે વસ્તુરૂપ છે, અને તે વસ્તુભૂત જ્ઞાનવડે શુભનું સૂચન થાય છે અથવા સ્વપ્ન કાળનું દૃશ્ય ચંદ્રનું સ્મરણ તે શુભનું સૂચન કરે છે. દૃશ્ય પણ નહિ અને જ્ઞાન પણ નહિ–એવું શૂન્ય કદી સત્ય સૂચક થતું નથી. વળી તમારા સિદ્ધાન્તમાં જ્ઞાન પણ પ્રપંચની અંદર પડતું હોવાથી અને પ્રપંચ મિથ્યા હોવાથી જ્ઞાનનો સદ્ભાવ સાબીત થતો નથી. તે જ્ઞાન આત્મરૂપ નથી, કારણ કે તે ઉત્પન્ન થાય છે અને તરત નાશ પામે છે. લિપિ અક્ષરનું દષ્ટાંત પણ યોગ્ય નથી. ત્યાં પણ લિપિના અક્ષરો વસ્તુભૂત, એટલે સ્વતઃ સાચા, સંકેતવડે વર્ણનું ભાન કરાવે છે. લિપિ અક્ષરથી અંકાયેલું સ્થળ પાટી અથવા કાગળ ઉપરનું દ્રવ્ય અમુક પ્રકારની રચનામાં ચક્ષુરિન્દ્રિયથી ગ્રહણ થાય છે, અને તે સત્ય ગ્રહણવડે શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય જે વર્ણ તેનો બોધ થાય છે. क કારાદિ વર્ણનો અભેદ હોય તોપણ દેશાન્તરમાં લિપિના અક્ષરો જુદા જુદા હોઈ શકે છે. આથી લિપિના અક્ષરો સાચા ચક્ષુર્ગ્રાહ્ય થયા પછી સંકેતવડે શબ્દગ્રાહ્ય વર્ણ સમજાય છે. લિપિ અક્ષર અવસ્તુ એટલે મિથ્યા છે એટલાથી વર્ણબોધ થતો નથી. જો તેમ હોત તો च કારનું ભાન કરાવનાર લિપિવડે वकारनुं ભાન થાત. ભાન કરાવે છે અને તે અવસ્તુ એટલે મિથ્યા છે–એ વિરૂદ્ધ વાણી છે; કારણ કે જે સત્યજ્ઞાન ઉત્પન્ન કરે તેનું નામ વસ્તુ. આપણે કદી સસલાના શિંગડાને કોઇ જ્ઞાનની ઉત્પત્તિમાં કારણ બન્યું જાણ્યું નથી. વળી એમ કહેવામાં આવે કે પોતાના સ્નેહીના મરણની શંકાથી કોઇનું સાચું મરણ થાય છે. ત્યાં પણ શંકાવડે ખોટા વિષયને લગતું જ્ઞાનજ મરણનું નિમિત્ત બને છે, જેમ ભાઇ પુત્રના શોકવડે કોઇનું સાચું મરણ નિપજે તેમ. વળી જેમ દશમી અવસ્થાએ પહોંચેલો સ્ત્રી સંબંધી કામ મરણનું કારણ થાય છે તેમ શંકાવડે મરણ થાય છે. આ સર્વ દૃષ્ટાંતમાં વસ્તુભૂત માનસજ્ઞાનજ સત્ય પરિણામ પ્રકટ કરે છે. કેવળ અસત્યથી સત્યની પ્રતીતિનો દૃષ્ટાન્ત નથી–એ વાત સાબીત થાય છે.

વળી તમે (માયાવાદી) કહેશો કે શાસ્ત્ર પ્રમાણથી અમે જગતનું મિથ્યાત્વ કહીએ છીએ તો તે અયોગ્ય છે. શ્રોત્રથી ઉત્પન્ન થનારું જ્ઞાન ઇન્દ્રિયજન્ય જ્ઞાન હોવાથી ખોટું છે, અને તેથી તું તે બ્રહ્મરૂપ છું—એ મહાવાક્ય વર્ણાત્મક હોવાથી મિથ્યા છે એટલે અભાવરૂપ છે તો ક્યાં વેદવાક્યવડે પ્રપંચનું મિથ્યાત્વ જણાય? વળી ખરી રીતે "અહિં ભેદપણું નથી"—એ વેદ રૂપમાં "અહીં" એટલે કારણરૂપમાં ભેદ નથી એટલુંજ કહેવાનું તાત્પર્ય છે. જે રૂપમાં કાર્ય રહ્યું છે તે રૂપમાં સ્થિતિકાળે કાર્ય પણ છે તેથી વિરોધ નથી વળી 'તે આ આત્મા નેતિ નેતિ શબ્દવડે જાણવાનો છે'—એ વેદવાક્યમાં શરીરાદિ અનાત્માને બાતલ કરી આત્મસ્વરૂપનો ઉપદેશ છે વળી "જ્યાં દ્વૈત જેવું છે ત્યાં એક બીજાને દેખે, જ્યાં સર્વ આત્મરૂપ છે ત્યાં કોણ કોને જુએ" વિગેર વેદવાક્યમાં "જેવું છે" એ શબ્દ દ્વૈતનો અત્યંતાભાવ સૂચવતો નથી તે સાદૃશ્યનું અથવા સંભાવનાનું ભાન કરાવે છે અને તેની સંભાવના બીજા સત્ય પદાર્થ ઉપર આધાર રાખે છે તેથી કારણની પ્રાપ્તિએ વિકલ્પનું જ્ઞાન બંધ થાય છે એટલુંજ કહેવાનું તાત્પર્ય છે અને વેદવાક્યમાં વિરોધ નથી

(ભટ્ટભાસ્કર પૂછે છે)—અવિદ્યા એટલે શું? તમે (માયાવાદી) કહેશો કે સત્ય અને અસત્ય એ બેમાંથી એકપણ કોટિવડે જેનું વર્ણન થઈ શકે નહિ તે અમે કહીએ છીએ કે આ ઉત્તર ખોટું છે જે અવિદ્યાના કાર્યથી આપણો સઘળો વ્યવહાર સિદ્ધ થાય છે, તેનું વચનવડે વર્ણન થતું નથી એમ બોલવું માત્ર વાણીનો વ્યાપાર છે, તેમાં કંઈ અર્થ નથી જો તે અનિર્વચનીય હોત તો શી રીતે આચાર્ય તેનું પ્રતિપાદન શિષ્યને કરે? અને તે શિષ્યની સમજણમાં આવ્યા વિના તેનો વ્યવહાર પણ શી રીતે કરે?

વળી આ તમારી અવિદ્યા આદિ છે કે અનાદિ તેનો ખુલાસો થવો જોઈએ જો અનાદિ હોય તો તે નિત્ય હોવાથી તેનો ઉચ્છેદ કદી થાય નહિ અને મોક્ષ બને નહિં જો બ્રહ્મવડે તે ઉત્પન્ન થતી હોય તો બ્રહ્મને દોષ લાગે વળી જો જીવાત્મા પોતેજ તેના ઉદયનું કારણ હોય તો આત્મા નિત્ય હોવાથી તેનું કાર્ય પણ નિત્ય હોઈ મોક્ષનો પત્તો લાગે નહિં વળી સાચી

અથવા બોઝી એટલે અભાવરૂપા એવી હોય તો એકી વખતે સદ્ભાવ તથા ' અભાવવાળી બને નહિ કેમકે તે બે વિરૂદ્ધ ધર્મો છે

હવે " અવ્યાકૃત આકાશ તે અમારી આદ્ય અવિદ્યા છે ' -એવુ કહે તો ઘણી સારી વાત છે નામ સાથે અમારે વિરોધ નથી પરતુ તે વિચારમા અવિદ્યા એ વસ્તુભૂત પદાર્થ છે તે માનવુ પડશે કારણ કે તેઉત્પત્તિવાળી છે જેમ અકુર ઉત્પન્ન થાય છે, તેમ અ વ્યાકૃત અવિદ્યામાથી આ સર્વ ઉત્પન્ન થાય છે

કેવળ જ્ઞાનના અભાવરૂપે અવિદ્યા રજુ થઈ શકે તેમ નથી, કારણ કે અવસ્તુ અથવા અભાવ બધનુ કારણ બને નહિ જેમ આકાશ-પુ પ અવસ્તુ હોવાને લીધે બધને ઉત્પન્ન કરતુ નથી બધહેતુ હોય અને તેને અવસ્તુ કહેવી તે વિરોધી વાણી છે મત્સ્ય કદી અવસ્તુ જાળથી બધાતુ નથી આથી અવિદ્યા તે અનિર્વચનીય નથી, પરતુ નિર્વચનીય-વાણીથી વર્ણન થાય તેની વસ્તુ છે વિદ્યાથી તે ઉલટી છે, અને તેને અવિદ્યા કહેવી તે વાજબી છે તે અવિદ્યા વિપરીતજ્ઞાન છે દેહાદિમા આત્મબુદ્ધિ બાધવી અને તેને લીધે બ્રહ્મસ્વરૂપનુ અભાન રહેવુ-એનુ નામ અવિદ્યા છે

જો કોઈ ' નામરૂપ એ અવિદ્યા શબ્દનો અર્થ કહે તો અમારે વાધો નથી પરતુ તે વાદીએ તે અનિર્વચનીય છે તેવી પ્રતિજ્ઞા મૂકી દેવી પડશે ગાય, ભેશ વિગેરે નામો સ્પષ્ટ અર્થનુ ભાન કરાવે છે વ્યાકરણ શાસ્ત્ર શબ્દોના અર્થને વ્યાકૃત કરે છે આથી ભેદદર્શનવડે ઉભી થયેલી અવિદ્યા સાચી છે, પણ મિથ્યા નથી આ પ્રપચ પરમાત્માની એક જાતની અવસ્થા છે તેથી તે વસ્તુભૂત છે, અને તે સાચો છે આકાશાદિમા જે મત્તા છે તેમા અપૂર્ણતારૂપ ધર્મની પ્રતીતિ રહે છે, તેમા પૂર્ણતાની પ્રતીતિ બ્રહ્મભાવથી થાય છે

(માયાવાદી કહે છે કે), આકાશ જેવા નિરવયવ પરમાત્માનો પરિણામ શી રીતે થાય છે ? તેના ઉત્તરમા કહેવાનુ કે પરિણામ પામવાનો તેનો સ્વભાવ છ જેમ દૂધનો છે તેમ પરમેશ્વર સર્વજ્ઞ છે, સર્વશક્તિવાળો છે તેથી સ્વેચ્છાથી પોતાના આત્માને જગદ્રૂપે પરિણામ પમાડે છે-જેમ

કહેવામાં અડચણ નથી. તમે (માયાવાદી) કહેશો કે સાવયવ પદાર્થનો પરિણામ થાય તેના ઉત્તરમાં કહેવાનું કે સાવયવત્વ તેજ કંઈ પરિણામનું કારણ નથી. માત્ર સાવયવતાને લીધેજ પરિણામ થતો હોત તો જલ પણ દધિરૂપે પરિણામ પામે, માટે સાવયવત્વ પરિણામનું પ્રયોજક નથી. પરિણામ પામવાનો સ્વભાવ અથવા યોગ્યતા હોય તો પરિણામ પામે, નહિ તો નહિ. દૂધમાં પરિણામ પામવાનો સ્વભાવ છે (માયાવાદી કહે છે) તોપણ એક સુદ્ધાનો ખુલાસો થવાની જરૂર છે. શું અવયવીનો પરિણામ પામવાનો સ્વભાવ છે કે અવયવોનો ? પ્રવાદી કથનમાં માયાવાદી સ્વતન્ત્ર અવયવી માનતા નથી, તેથી અનુમાન એ થાય છે કે અવયવોની પરિણામ પામવાની શક્તિ છે. અવયવોને અવયવો માની સાવયવનો પરિણામ થાય છે એ કલ્પના બંધ બેસશે નહિ. તે અવયવોના અવયવો પરિણામને પામે છે કે નહિ, જો પરિણામ ન પામતા હોય તો દહીંમાં દૂધ દેખાવું જોઇએ. તેથી સર્વ અવયવો પરિણામ પામે છે એમ માનવું પડશે. જો અવયવોને બીજા અવયવની કલ્પના કરીએ તો અનવસ્થા દોષ આવે. ક્ષીર સમુદ્ર અને કુડમાં અનંત પરમાણુઓ સમાન સખ્યાના થવાથી ક્ષીર સમુદ્ર કુડમાં સમાઈ જવાનો પ્રસંગ આવે. તેથી નિરવયવનો પરિણામ જોવાય છે, અને તેવો બ્રહ્મનો પણ બને. તેજ ન્યાયે વટબીજનો પરિણામ શ્રુતિ વર્ણવે છે. પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થયા વિના પોતાની શક્તિવડે વિક્ષિપ્ત થઈ અનેકાકાર થવું તેનું નામ પરિણામ, જેમ કરોળીયો નાનો છતા પોતાની શક્તિનો વિસ્તાર કરે છે, અને જેમ તંતુઓ વિસ્તૃત થઈ પટનું રૂપ ધારણ કરે છે તેમ આ પ્રકારનો શક્તિ વિક્ષેપ અને શક્તિનો સંક્ષેપ વિદ્વાનોએ પરિણામ માન્યો છે, અને તે પ્રમાણભૂત છે.

માયાવાદી કહે છે કે આ પરિણામ સપ્રમાણ નથી. દૂધની પેઠે સર્વ બ્રહ્મ જગદાકાર થાય, અને તેમ થાય તો તે અનિત્ય ઠરે. શ્રુતિ તેને નિત્ય અને વ્યાપક વર્ણવે છે. વળી વિકાર પામેલી વસ્તુ જો બ્રહ્મ હોય તો સર્વ લોક મુક્ત થાય. પ્રત્યક્ષ સિદ્ધ બ્રહ્મ થવાથી ઉપદેશની જરૂર રહે નહિ. આ સર્વ અગવડો દૂર કરવા અમે ઝીણી યુક્તિથી માયાવાદનો સ્વીકાર કર્યો છે

શ્રુતિ "માયાને પ્રકૃતિ જાણવી"—એમ કહે છે. "મારી માયા ન તરી શકાય તેવી છે" એવી ગીતાં સ્મૃતિ છે.

આના ઉત્તરમાં કહેવાનું કે સર્વ અંશમાં દૃષ્ટાન્તનું સામ્ય હોય નહિ. જેવી રીતે અચેતન પદાર્થોનાં વિચિત્ર પરિણામો થાય છે, જેમ દૂધનો એકજ દહીંરૂપ પરિણામ થાય છે, અને અન્નના અનેક રૂપે પરિણામ થાય છે જેમકે કેશ, નખ, દંત, માંસ વિગેરે; વળી જેમ કરોળીઆમાંથી જાળરૂપ પરિણામ થાય છે જે ઇતર પ્રાણીઓને અત્યંત અસંભવરૂપ છે, તેમ બ્રહ્મનો પણ જગત્ વિલક્ષણ પરિણામ છે. પદાર્થોની શક્તિઓનું પ્રાકૃત બુદ્ધિથી મર્યાદીકરણ કરવું એ સાહસ છે; અને તર્કવડે તેવી મર્યાદા બાંધવા જઇએ તો તર્કની પ્રતિષ્ઠા નથી તેથી કોઈ નિર્ણય ઉપર અવાય નહિ. જ્યારે અચેતનના આવા વિચિત્ર પરિણામો છે ત્યારે સર્વજ્ઞ સર્વશક્ત અને સ્વતંત્ર ચેતનરૂપ પરમેશ્વર જે શાસ્ત્રવડે સમજાય એવું જગતનું કારણ છે, તેનો આવોજ પરિણામ થવો જોઇએ એવી મર્યાદા શી રીતે બંધાય? તે પરમેશ્વર સ્વેચ્છાથી પોતાના આત્માને લોકહિતાર્થે પોતાની અંતર્ગત શક્તિ અનુસાર પરિણામ પમાડે છે......શ્વેતાશ્વતર શ્રુતિ તે પરમેશ્વરની અચિંત્ય શક્તિનું વર્ણન કરે છે. તેની વિવિધ જ્ઞાન, બલ, અને ક્રિયારૂપ શક્તિઓ છે—આ વેદ વાક્યોવડે કુતાર્કિકના મતનું ખંડન થાય છે. નિરવયવનો પરિણામ ન થાય-એવો સિદ્ધાંત ખોટો છે. મન નિરવયવ છે અને તેના કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે અનેક પરિણામો થાય છે, અનેક તરંગો જેવા વિકારો થાય છે, અને મન પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થતું નથી......આથી આ જગત સામાન્યવિશેષરૂપ એટલે ભેદાભેદ રૂપ છે—એ સિદ્ધાંત સાબીત થાય છે."

---

## (૧૪) ભટ્ટભાસ્કરના ખંડનમાં કયાં ખામી છે?

ભટ્ટભાસ્કરનું માયાવાદનું ખંડન ઘણું સરળ અને ચમત્કારિક છે. પાછળના ખંડન કરનારા આચાર્યોએ આના કરતાં વધારે મુદ્દાના આક્ષેપો રજુ કર્યા નથી. તેની સાથે આ ખંડનમાં અંગત આક્ષેપો શંકરાચાર્ય પ્રતિ

નથી. ખંડનની શૈલી તટસ્થ વિચારક તરીકેની સ્વીકારવામાં આવી છે. માયાવાદમાં બૌદ્ધ વિચારકોની છાયા આવી છે તે બાબત સત્યાન્વેષીને વાંધો ઉઠાવવા જેવું નથી. બૌદ્ધ ધર્મ અને વિચાર હિંદુસ્થાનમાં પરધર્મ અથવા પરવિચાર તરીકે રહેલા નથી. તેઓ હિંદના જીવનમાં સર્વાંગે ગુંથાઈ ગયા છે. વૈદિક યજ્ઞકાંડની હિંસાનો સમૂળ ક્ષય કરનાર પણ બુદ્ધધર્મ છે, તેમ સ્વર્ગાદિમાંથી મોહ છોડાવનાર પણ બૌદ્ધ દર્શન છે. આ સંસારના પદાર્થો જેવા ક્ષણિક અને વિનાશી છે તેવા સ્વર્ગાદિ પણ છે. તેથી આ લોકની આદર્શમય ધર્મ—નીતિ, પરલોકના સુખ મેળવવા માટેનામાં આવતા ધર્મ-કર્મ કરતાં ચઢીઆતી છે, તે બાબત બૌદ્ધ દર્શને હિંદુસ્થાનને ઘણું શીખવ્યું છે. જગતનું મિથ્યાત્વ "પ્રજ્ઞાપારમિતા" વિગેરેમાં જે વર્ણવાયું છે, અને જેના ઉપર બૌદ્ધ દર્શનનો ક્ષણિક વિજ્ઞાનવાદ અને શૂન્યવાદની ઇમારત ચણાઇ છે તેના ખંડેરમાં બ્રાહ્મણ વિચારકો—ગૌડપાદ શંકરાચાર્ય વિગેરેને "માયાવાદ"નો નિધિ જડ્યો છે. ભટ્ટ ભાસ્કરે માયાવાદને એ મુદ્દામાં જાણ્યે અજાણ્યે અન્યાય કર્યો છે —

(૧) પ્રથમતો તે માયાવાદને અને શૂન્યવાદને એક ગણી કહાડે છે. માયિક પદાર્થો તદ્દન અસત્ અથવા અભાવરૂપ છે એવું તે માયાવાદનું તાત્પર્ય સમજે છે પરંતુ માયાવાદી તેમ માનતાજ નથી. માયાવાદી સત્તાના ત્રણ પ્રકાર માને છે પારમાર્થિક, વ્યાવહારિક, અને પ્રાતિભાસિક સચ્ચિદાનંદ બ્રહ્મવિનાના સર્વ પદાર્થો ખોટા છે તે વાત ખરી, પરંતુ તેનો અર્થ એવો નથી કે આપણા લૌકિક અને શાસ્ત્રીય વ્યવહારના સર્વ પદાર્થો ઝાંઝવાના જળજેવા પ્રાતિભાસિક અથવા વંધ્યાપુત્ર જેવા અભાવરૂપ છે. માયાવાદ આ દૃશ્ય યથાર્થ જગતનું આપેક્ષિક સત્યત્વ સ્વીકારે છે તેમાં જીવ, જગત્, ઈશ્વર, ગુરુ, શિષ્ય, શાસ્ત્ર, બંધ, મોક્ષ ઇત્યાદિ સર્વ શાસ્ત્રાનુસાર સાચું છે તેવો સ્વીકાર છે, પરંતુ બ્રહ્મજેવા પરમ સત્ય પદાર્થો નહિ ભેદમય જગત્ અભાવ અથવા શૂન્ય નથી, તેમ અર્થક્રિયા ન કરાવી શકે તેવું વિસંવાદી ભ્રમરૂપ પણ નથી જ્યારે અન્ય દર્શનકારો આ મતના પ્રમાણ પ્રમેયવાદને નિતાંત સત્ય માને છે, ત્યારે માયાવાદી તેને આપેક્ષિક સત્ય

માને છે. પદાર્થો આપેક્ષિક સત્યવાળા છતાં તે પરમ સત્ય છે એવું માનવાનો અથવા મનાવવાનો જેમનો આગ્રહ છે, તેના તે અસદ્‌ગ્રહને બ્રહ્મના સદ્‌ગ્રહવડે છોડાવવા પ્રયત્ન કરે છે. તે પ્રયત્નમાં તે ન્યાય-વૈશેષિકના **આરંભવાદ** કરતાં ચઢીઆતી સાંખ્યયોગની પરિણામવાદની પ્રક્રિયાનો પ્રથમ આશ્રય લે છે, અને ત્યારપછી વસ્તુનો વાસ્તવવિકાર થયા વિના અન્યથા પ્રતીત થવાના સ્વભાવવડે બ્રહ્મ જગદાકાર ભાસે છે એવા વિવર્તવાદનો આશ્રય લે છે, અને તે વિવર્ત પણ સાચો ઉત્પન્ન થયો છે એવો ભ્રમ દૂર કરવા સારૂ ગૌડપાદે દર્શાવેલા **અજાતિવાદ** અથવા **પ્રૌઢિવાદ**ને રજુ કરે છે.

(૨) ભ્રમના સંબંધમાં તે અનિર્વચનીય ખ્યાતિનો સ્વીકાર કરે છે અને માયા-અવિદ્યા અનિર્વચનીય છે એમ શાંકરમતાનુયાયી કહે છે. પરંતુ અનિર્વચનીય—એટલે જેનું નિર્વચન એટલે વર્ણન ન થઈ શકે એટલે સમજી શકાય નહિ અથવા સમજાવી શકાય નહિ એવો ભાવ નથી. જેવી રીતે જૈનોના અનેકાન્તવાદને અથવા પદાભંગીનયને અન્યાય થાય છે, તેવી રીતે વેદાન્તના અનિર્વચનીયતાના વાદને પણ અન્યાય થાય છે. ભ્રમના ખુલાસામાં જે આત્મખ્યાતિ (બૌદ્ધોની), અન્યથા ખ્યાતિ (નૈયાયિકોની), સત્ખ્યાતિ (જૈનોની) અને અખ્યાતિ (મીમાંસકોની) ગયા પ્રકરણના પાંચમા ખંડમાં વર્ણવી છે, તેમાં વેદાંતીઓ પાચમો પ્રકાર અનિર્વચનીયતાનો ઉમેરે છે. શાંકર વેદાન્તી કહે છે કે અધ્યસ્ત પદાર્થ કેવળ સત્ય નથી, તેમ કેવળ અસત્ નથી, તેમ એકી વખતે સદસદ્ નથી, તેમ ક્રમશઃ સત્ અને અસત્ એમ પણ નથી. ઝાંઝવાના જળની પ્રતીતિ પ્રત્યક્ષ જળ જેવી સત્ય નથી, તેમ તે વંધ્યાપુત્ર જેવી અસત્ પણ નથી, તેમ એકજ ક્ષણે સદસદ્ પણ હોઇ શકે નહિ કેમકે પરસ્પર વિરોધી ધર્મો એક દેશ તથા એક કાળમા સાથે રહી શકે નહિ, તેમ એકવાર સત્ય હોય અને પછી અસત્ય થાય અથવા એકવાર અસત્ય હોય અને પછી સત્ય થાય એવો પણ તે પદાર્થ નથી, કારણકે સત્ય હોય તે અસત્ય ન થાય અને અસત્ય હોય તે સત્ય ન થાય; પરંતુ આ સર્વ નિર્વચન કરવાના પ્રકારોથી જૂદા પ્રકારની તે પ્રતીતિ છે અને તે પ્રકારનું નામ અનિર્વચનીય ખ્યાતિ છે. વાદી જગતની પ્રતીતિને સત્ય, અસત્ય, સદસદ્

વિગેરે ગમે તે પ્રકારે સ્થાપવાનો પ્રયત્ન કરે તે ખોટો છે, અને દશ્ય જગત્ જે કોઇ મર્યાદામાં મૂકવા જાય તેમાં વાદી પાછો પડે છે, અને તેથી તે અનિર્વચનીય કહેવાય છે. આ સંસારમાં પ્રમાતાનો જેવો સદ્ભાવ ચેતનરૂપે પોતામાં પરમાર્થ સત્ય છે, તેવો પ્રમેય જગત્નો સદ્ભાવ નથી. ચૈતન્ય પોતાના સદ્ભાવની સિદ્ધિમાં પરપ્રકાશની અપેક્ષા રાખતું નથી, જ્યારે જગત્રૂપ જડ સમૂહ તેના સદ્ભાવની સિદ્ધિમાં ચૈતન્યના પ્રકાશની અપેક્ષા રાખે છે, તેથી ચૈતન્ય અથવા સંવિદ્ સ્વપ્રકાશ અથવા અખંડ અનુભવરૂપ છે, અને જગત્ પરપ્રકાશ અથવા જ્ઞાતાજ્ઞાત વર્ગમાં આવે છે. ચૈતન્ય-સંવિદ્ અથવા આત્મા આ કારણથી પરપ્રકાશ્ય જગત્રૂપ ભ્રમનું અધિષ્ઠાન છે, અને જગત્ તેમાં અધ્યસ્ત છે. દશ્યરૂપે તે અનિર્વચનીય છે, અધિષ્ઠાન રૂપે તે બ્રહ્મ છે. અધિષ્ઠાન-બ્રહ્મની સત્તા અને પ્રકાશવડે દશ્ય અનેક નામ-રૂપ અને કર્મરૂપે ભાસે છે. તેની પીઠના અભિન્ન ચૈતનરૂપ અધિષ્ઠાનની અવ-ગણના કરી ભિન્નભિન્ન નામરૂપવાળા જગતનેજ સાચું માનવાનો પામ-રોનો, વિપક્ષીઓનો, અને પરીક્ષકોનો જે દુરાગ્રહ છે તેને તોડવાનો અધ્યા-સવાદ અથવા માયાવાદનો ઝુંડો છે. તેનો મર્મ ન સમજી જે કોઈ વાદી તેનું ખંડન કરવા પ્રયત્ન કરે તે ઉપહાસને પાત્ર થાય છે, તે દર્શાવવા "ખંડન ખંડખાદ્ય" જેવા ગ્રંથનો શાંકરમતમા આવિર્ભાવ થયો છે.

## પ્રકરણ ૧૧ મું.

### બ્રહ્મમીમાંસા-( ચાલુ.)

### શાંકરદર્શન.

ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः॥

### ૧ શ્રીશંકરાચાર્ય (૭૮૮-૮૨૦)

બ્રહ્મસૂત્રને અનુસરતા સ્વતંત્ર કેવલાદ્વૈત મતના પ્રવર્તક શ્રીશંકરાચાર્ય ધર્મોપદેશક અને તે સાથે તત્ત્વનિષ્ઠ મહાપુરુષ હતા પ્રાચીન શૈલીમા કહીએ તો તેઓ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ-એ બે યોગ્યતાવાળા હતા. તેમના જીવનસમય સંબંધમા વિદ્વાનોમા મતભેદ છે. પરંતુ આંતર અને બાહ્ય પ્રમાણોથી ઇ. સ. ૭૮૮-૮૨૦ નો સમય તેમના જીવનનો હાલ સ્વીકારવામા વાંધો નથી. તેમના જીવનવૃત્ત સંબંધમા તેમના અનુયાયીઓએ ઘણા ગ્રંથો લખ્યા છે તેમાં ભક્તિના આવેશને લીધે ઘણી અતિશયોક્તિ અને ચમત્કારોના વર્ણન છે. આનંદગિરિનો દિગ્વિજય ઘણા ઐતિહાસિક સત્યોને બાજુ ઉપર મૂકે છે. શ્રીમાધવાચાર્યનો દિગ્વિજય ઘણો ઉત્તમ કાવ્ય ગ્રંથ છે. પરંતુ "શંકરાચાર્ય ચરિત" એ નામનો નવ અધ્યાયનો ગોવિંદનાથ નામના યતિનો એક અપ્રસિદ્ધ* ગ્રંથ છે. તેમા તેમનુ જીવનવૃત્ત સરલ અને અત્યુક્તિ વિનાનું આપેલુ છે. ગ્રંથકાર અંતમા લખે છે કે —

इदं श्री शंकराचार्यचरितं लोकपावनम्
कृतं गोविन्दनाथेन यतिभक्तिसहायतः ॥

આ લોકપાવન શંકરાચાર્ય ચરિત યતિભક્તિના સહાયથી ગોવિંદનાથે

* જુઓ Asiatic Society Monograph-Catalogue of South Indian Sanskrit Manuscripts. Nos 211 and 79 Also report on a search for Sanskrit and Tamil Mss by M. Seshagiri Sastic p p. 101-102 and 257-259

કર્યું છે પ્રોફેસર વિન્ટરનિટ્સ આ લેખક શંકરાચાર્યનો સમકાલીન મિત્ર છે એવી કલ્પના કરે છે

પ્રથમાધ્યાયમા કથાસંક્ષેપ છે બીજા અધ્યાયમા ઉપમન્યુનું આખ્યાન, અને શંકરના જન્મનું વર્ણન છે દ્વૈતવાદીઓના હાથમાથી પુસ્તકો આ અદ્વૈતવાદીના જન્મ પછી પડવા લાગ્યા વિગેરે તેમના જન્મ સમયનો મહિમા ગાયો છે તેમનો જન્મ કેરલ દેશમા જ્યા દક્ષિણકૈલાસ છે ત્યા નીલા અને ચૂર્ણી નામની નદીના સંગમસ્થાન પાસે ચૂર્ણીના ઉત્તરકાંઠે આવેલા કાલટી ગામમા થયો હતો શંકરના માતપિતાના નામ આપ્યાં નથી, પરતુ અન્ય ગ્રંથોથી જણાય છે કે પિતાનું નામ શિવગુરુ અને માતાનું નામ આર્યામ્બા હતું વૈશાખ સુદ પાચમે જન્મ થયો હતો

ત્રીજા અધ્યાયમા શંકરની બાલ્યાવસ્થાનું વર્ણન છે તેઓ અસાધારણ બુદ્ધિવાળા બાલક હતા પાચમા વર્ષમા પિતા ગુજરી ગયા હતા માતાએ તેમને ઉછેર્યા તે માતાના સુખને અર્થે સાતમે વર્ષે નદી ઘર નજીક આણી, અને તેનુ નામ તેમણે આપગા પાડયુ એક સમયે સ્નાન કરવાના પ્રસંગમા તેમનો પગ મગરે ઝાલ્યો તેમાથી બચ્યા માતાએ છોકરો જીવતો રહે તો સંન્યાસી થવાની રજા આપવા હા કહી તેથી તેઓ જીવતા રહ્યા કદાચ માતાએ બાધા લીધી હશે તે તેમણે પૂરી કરી તેઓએ ગૌડપાદના શિષ્ય ગોવિન્દાચાર્ય પાસે સંન્યાસ દીક્ષા લીધી શ્રીગૌડપાદ પાસે તેઓ ઘણા વર્ષ રહ્યા, અને પછી તીર્થપ્રયાણ કરવા નીકળ્યા ગુરુએ જે શિખામણ આપી છે તે રસિક વાણીમા વર્ણવી છે બદરિકાશ્રમમા બ્રહ્મસૂત્રાદિના ભાષ્ય રચ્યા

ચોથા અધ્યાયમા માતાના મરણ પછી પુન શંકરભગવાન બદરિકાશ્રમમાં ગયા ત્યા કેરલદેશના શ્રીકુદગ્રામના સોમશર્માના દીકરા વિષ્ણુશર્મા તેમના પ્રથમ શિષ્ય થયા

પાચમા અધ્યાયમા પ્રયાગમા કુમારિલભટ્ટનો તેમને મેળાપ થયાનું વર્ણન છે કર્મકાડના હિમાયતી કુમારિલે શાકરમતનો સ્વીકાર કર્યો કુમારિલ કહે છે કે જ્યારે વેદનો શ્વેતમાર્ગ સુગત એટલે બુદ્ધે બાધિત કર્યો હતો ત્યારે તેમણે પોતે બૌદ્ધધર્મ ડોળનો સ્વીકાર કર્યો હતો, અને તેથી તેઓ ગુરુદ્રોહી હોવાથી શાકરભાષ્યના વાર્તિક લખવા નાલાયક છે તેમણે મગધ

દેશના તેમના શિષ્ય વિશ્વરૂપને મળવાનુ કહે છે. શંકર વિશ્વરૂપને બૌદ્ધ ધર્મમાથી વેદાન્ત માર્ગમા લાવે છે વિશ્વરૂપની પત્ની વાણી જે વિષ્ણુમિત્રની દીકરી થાય તે શોણ નદીને કાઠે રહેતી હતી બાણના હર્ષચરિતની પ્રથમાધ્યાયની છાયા આ વાણી દેવીના વર્ણનમા આવે છે.

છઠ્ઠા અધ્યાયમા વિશ્વરૂપને સુરેશ્વર એવુ સંન્યાસી આશ્રમનુ નામ આપવામા આવે છે. બીજા ગ્રંથોમા મડનમિશ્ર કહેવાય છે, તેજ આ વિશ્વરૂપ હશે. મડનમિશ્ર, વિશ્વરૂપ, દેવેશ્વર, સુરેશ્વર,—એ એકજ વ્યક્તિના નામ જણાય છે. શંકરાચાર્યે પદર ભાષ્યો રચ્યા એવુ વર્ણન છે વિષ્ણુશર્મા ઉર્ફે સનંદને ભાષ્ય ઉપર ટીકા લખી બીજા ગ્રથોથી જણાય છે કે આ ટીકા તે પંચપાદિકા તેનો ચતુસૂત્રી પર્યંતનો ભાગ વિદ્યમાન છે. તે ગ્રથ બળી ગયેલો તે શકરાચાર્યે ચાર સૂત્ર સુધીનો જે સાભળેલો તે નવો ઉપસ્થિત કરી કહેવો તે દાસ મળે છે સુરેશ્વરે નૈષ્કર્મ્યસિદ્ધિ અને તૈત્તિરીય અને બૃહદારણ્યક ભાષ્ય ઉપર વાર્તિકો લખ્યા ત્યારપછી ગોકર્ણ જતા ત્રીજા શિષ્ય હસ્તામનક ગિરિવિહાર ગામમા મળ્યા ચોથા શિષ્ય પરમભક્ત તોટક હતા

સાતમા અધ્યાયમા હરિદ્વારમા સનદનને પદ્મપાદ નામ આપવામા આવ્યુ તેનુ વર્ણન છે ત્યાર પછી શકરાચાર્ય રામેશ્વરની યાત્રાએ ગયા ત્યા કાલહસ્તિક્ષેત્ર આગળ સુવર્ણમુખરી નદીમા સ્નાન કર્યું ત્યાથી દક્ષિણકૈલાસ ગયા પછી કાચીનગરીનું વર્ણન છે

નવમા અધ્યાયમા શકરાચાર્ય ફરી કાચીનગરીમા ગયા ત્યા સર્વજ્ઞ પીઠ ઉપર પોતે જગદ્ગુરુપદની પ્રાપ્તિ કરી ત્યાથી વૃષાચલ ગયા અને દક્ષિણકૈલાસમા તેઓએ દેહ છોડ્યો

બત્રીસ વર્ષના લઘુજીવનનો ઉપર પ્રમાણે ટુકો સાર છે તે સમયના પ્રસિદ્ધ વિદ્વાનો અને સુખ્યત્વે કરી વેદવિરોધી વિચારકોનો તેમણે વાદવિવાદમા પરાજય કરેલો તે પ્રસગો ઉપરથી પાછળથી દિગ્વિજયાદિ આલકારિક ગ્રથો થયા છે ગોવિંદનાથ કહે છે કે આઠ વર્ષમા શકરે વેદાધ્યયન પૂરુ કર્યુ હતુ, બારમા વર્ષ સુધીમા સર્વ શાસ્ત્રનુ અધ્યયન કર્યું હતું સોળમે વર્ષે ભાષ્ય રચ્યુ, અને બત્રીસમા કૈલાસવાસ કર્યો.

## (૨) શંકરાચાર્યની બ્રહ્મસૂત્ર ઉપરની વિવરણ પદ્ધતિ.

શ્રીશંકરાચાર્ય પોતાના ત્રણ પાયાના સિદ્ધાન્તો-(૧) બ્રહ્મ સત્ય છે, (૨) જગત્ મિથ્યા છે અને (૩) જીવ અવિકૃત બ્રહ્મરૂપ છે-પોતાના પરમ ગુરુ શ્રીગૌડપાદ પાસેથી શીખ્યા હતા જગતના મિથ્યાત્વની સાબીતીમા તેમણે જે માયાવાદનો સ્વીકાર કર્યો હતો તે, જોકે ઉપનિષદો ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રમા આપણે સાક્ષાત્ જોઇ શકતા નથી, તોપણ તેના બીજકો શ્વેતાશ્વતર ઉપનિષદ્ તથા નૃસિંહઉત્તરતાપનીય ઉપનિષદ્મા હતા પરંતુ ઐતિહાસિક દ્રષ્ટિથી માયાવાદની પદ્ધતિ તેમના પરમગુરુએ બૌદ્ધોના શૂન્યવાદ અને વિજ્ઞાનવાદના મિશ્રણથી ઉભી કરી હતી અને શંકરાચાર્યે બ્રાહ્મણ ધર્મની પ્રસ્થાનત્રયી તે તાત્પર્ય તરફ ખેંચી જાય છે તે સાબીત કરવામા તેનો આશ્રય લીધો હતો શસ્ત્ર બૌદ્ધોનું હતું, પરંતુ શ્રૌતધર્મના રક્ષણ અર્થે તેનો સ્વીકાર થયો હતો આથી તેમના ઉપર પ્રચ્છન્ન બૌદ્ધ હોવાનો આક્ષેપ આવે છે

બ્રહ્મનું પરમાર્થ સત્યત્વ અને જીવ બ્રહ્મનો અભેદ જ્યા સુધી ભેદમય જગતની માયામયતા સાબીત ન થાય ત્યા સુધી સાબીત થઈ શકે તેમ ન હતુ આ જગત્ બ્રહ્મમાથી વાસ્તવ આરંભવાદના નિયમ પ્રમાણે ઉત્પન્ન થયુ હોય અથવા પરિણામવાદના નિયમ પ્રમાણે આવિર્ભાવને પામ્યુ હોય, અને તે સાચુ જ કાર્ય હોય તો બ્રહ્મનુ શ્રુતિપ્રતિપાદિત અદ્વૈતત્વ કદી ટકે નહિ વળી જીવ બ્રહ્મથી ભિન્ન પદાર્થ હોય, પછી તે અંશરૂપ હોય કે પ્રતિબિમ્બરૂપ હોય, તોપણ તેની બ્રહ્મરૂપતા દર્શાવનારા ચારવેદના મહાવાક્યો-પ્રજ્ઞાન બ્રહ્મ છે, આ આત્મા બ્રહ્મ છે, તું (જીવ) તે (ઈશ્વર) છું, અને હું બ્રહ્મ છું-તાત્પર્ય વિનાના થઇ જાય વેદ જો અનાદિ સિદ્ધ પ્રમાણભૂત હોય, અને વેદનું તાત્પર્ય ક્રિયાપરતા ઉપરાંત સિદ્ધવસ્તુના પ્રતિપાદનમા હોય અને તે સિદ્ધવસ્તુનું જ્ઞાન કોઇપણ રીતે આ દુઃખમય સંસારની નિવૃત્તિ કરવારૂપ પુરુષાર્થને સાધી શકે તેમ હોય તો, આ સર્વ ભેદમય પ્રપંચ-દ્રષ્ટા અને દ્રશ્યના સમૂહરૂપ-સાચો હોવો ન જોઇએ તેની પ્રતીતિ થાય છે તેથી તે સાચો છે-એમ માનવામા પ્રાચીન પ્રમાણવાદીઓએ ભૂલ

કરી છે. પ્રમાણવાદ આ વિશ્વના અનુભવનો માત્ર ખુલાસો કરી શકે છે, પરંતુ તેના સત્યપણા બાબત તે પ્રમાણવાદ, પોતેજ જગત્કારણરૂપ અજ્ઞાન અથવા અધ્યાસથી પ્રકટ થયેલો હોવાથી, કંઈપણ કહી શકે એમ નથી માત્ર પરમસત્ય વસ્તુ તો આપણે કે જે અનુભવ કરનાર છીએ તેનો ચેતનમય આત્માજ છે પરંતુ તે શરીરના બંધનમાં પડેલો નહિ વ્યક્તિમય જીવના ભિન્ન ભિન્ન અનુભવની પીઠમાં જે નિર્વિશેષ સાક્ષી ચેતન છે, અને આ સમષ્ટિમય બ્રહ્માના ચેતનની ભિન્ન ભિન્ન અનુભવની પીઠમાં જે નિર્વિશેષ અનુભૂતિ છે- તે બે અદ્વિતીય એકજ વસ્તુ છે આ પૃથ્વી ઉપરનું પાણી ગમે તેટલું ઉંચું જાય તોપણ સમુદ્રની સપાટી શોધી તે સાથે એક થાય છે, તેમ આ સંસારના સર્વોત્તમ બ્રહ્મલોક જેવા શિખરમાં રહેનાર બ્રહ્મદેવ અને પૃથ્વીની સપાટી ઉપર રહેનાર એક ક્ષુદ્ર જંતુ, સમુદ્રશાયી નારાયણની સપાટીમાં, સચ્ચિદાનંદ ભાવે એક છે ઉપનિષદો સ્પષ્ટ કહે છે કે -પરમેશ્વરે આ જગત્ ઉત્પન્ન કર્યું અને તેમાં તે જીવભાવે પેઠા તે જીવ પોતે અનુભવ કરી કહે છે કે હું બ્રહ્મ છું આ વાક્યોનું પરમતાત્પર્ય જીવનો બ્રહ્મસાથેનો અનુભવ પ્રકટ કરવામાં છે, અને તે અનુભવ જેનાવડે ઢંકાયેલો રહે છે તેનું નામ અજ્ઞાન, માયા, અવિદ્યા, અવ્યાકૃત ઇત્યાદિ નામથી ઓળખાય છે ઉપનિષદોમાં જે જગત્ સૃષ્ટિનું વર્ણન છે તેમાં વેદનું પરમતાત્પર્ય નથી, તેનું તાત્પર્ય કાર્યકારણના બંધનમાં ગુંચાયેલી જીવની બુદ્ધિને આ કાર્યરૂપ જગત્ કારણબ્રહ્મથી અભિન્ન છે તે નિશ્ચય ઉપર લાવવા અર્થે છે તે ઉપરાંત તેનું અવાન્તર તાત્પર્ય સગુણ બ્રહ્મવાદમાં છે, જેનો આશ્રય કરવાથી જીવ ઉપાસનાના ફળે પરમેશ્વરના સત્ય સંકલ્પત્વાદિ ગુણોને મેળવી ક્રમમોક્ષને મેળવી શકે છે

બ્રહ્મસૂત્રોનો જગત્કારણવાદ આ પ્રમાણે શાંકરમતમાં અવાન્તર તાત્પર્ય રૂપ છે, અને પરમતાત્પર્ય વેદાન્ત અથવા ઉપનિષદોના વાક્યોમાં જે એકાત્મવાદ વર્ણવ્યો છે તેનું ભાન કરાવવામાં છે મૂળ સૂત્રકારનો આ અભિપ્રાય હશે કે નહિ હોય તે તારવવું ઘણું કઠિન છે ઘણે ભાગે શ્રી શંકરાચાર્ય જેને અવાન્તર તાત્પર્ય કહે છે તે સૂત્રકારનું પરમતાત્પર્ય પણ હોય,

અને સૂત્રકારનો આશય મનુષ્ય પરમેશ્વરની ઉપાસનામા હોય પરતુ સૂત્રકારના સંપ્રદાય સિદ્ધ અર્થની શ્રીશંકરાચાર્યે અવગણના કરી હોય એમ નથી તે પોતાના ભાષ્યમા સમ્પ્રદાયાનુસારી અર્થનુ ભાન કરાવે છે, અને તે ઉપરાંત પોતાના નિર્વિશેષ બ્રહ્મવાદનું તાત્પર્ય પણ સૂત્રથી અવિરોધી છે એમ સાબીત કરવા પ્રયત્ન કરે છે, અને સૂત્રભાગના વાક્યોની પરીક્ષા મૂલવેદ વાક્યોના સમન્વયવડે કરી બતાવે છે, અને કહે છે કે મૂલવેદવાક્યોનું તાત્પર્ય બ્રહ્માત્મૈક્યમા છે, જગતની ઉત્પત્તિ આદિ સાબીત કરવામા નથી, તેથી સૂત્રકારનો પણ એવોજ આશય હોવો જોઇએ આ પ્રતિપાદન શૈલી શ્રીશંકરાચાર્યની તેમની સ્વતંત્ર બુદ્ધિ અને નિષ્પક્ષપાત વિવરણ એ બેને ટકાવી રાખે છે નીચેનુ વિવેચન આ વિચારને સાબીત કરે છે –

બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયમા **अन्तस्तद्धर्मोपदेशात्** (**ब्र. सू. १ १ २०**); **सर्वत्रप्रसिद्धोपदेशात्** (**ब्र सू १.२ १.**), **दहर उत्तरेभ्यः** (**ब्र सू १.३ १४**)–એ સૂત્રોનુ વિવરણ કરતા શ્રી શકરાચાર્યે દિવ્ય અને મગન શરીરવાળા, સત્ય સકલ્પત્વાદિ કલ્યાણ ગુણોવાળા, સઘળા પ્રપચની ઉત્પત્તિ, સ્થિતિ અને સહાર કરનારા, નિરતિશય ઐશ્વર્યવાળા પરમેશ્વરના સ્વરૂપને કહે છે એમ દર્શાવ્યુ છે

તેવીજ રીતે બીજા અધ્યાયમા **ब्र सू. २ १ ३२. २ १ ३३; २ १ ३४;** વિગેરે સૂત્રોમા પરમેશ્વર સર્વ કામનાથી પૂર્ણ છે, સર્વ ભૂતોમા એકરૂપે રહ્યા

---

આદિત્ય મડળની અદર જે હિરણ્મય પુરુષનુ વર્ણન છે તે પરબ્રહ્મ એટલે પરમેશ્વર છે કારણ કે સર્વ પાપથી રહિતપણુ તે પરમેશ્વરમા બંધ બેસે છે (**ब्र. सू १.१ २०**).

આ સર્વ જગત્ બ્રહ્મ છે, તેની **तज्जलान्** એ શબ્દવડે ઉપાસના કરવી– એ વાક્યમા સર્વ વેદાન્ત વાક્યમા પ્રસિદ્ધ મૂલકારણ પરમેશ્વરની ઉપાસના કરવાનુ કહ્યુ છે (**ब्र. १.२ १**)

હૃદયાકાશમા જે ઉપાસ્યનુ વર્ણન છે તે પરમેશ્વર છે, કારણ કે તે પ્રકરણના છેવટના વાક્યો પરમેશ્વર સાથે બંધ બેસે છે, ભૂતાકાશ સાથે બધ બેસતા નથી (**ब्र स. १.३.१४**)

છે, સર્વ પ્રતિ દયાવાળા છે, પ્રપંચના કર્તા છે સુખદુખાદિ મિશ્ર જગતની ઉત્પત્તિ કર્મને અનુસાર કરે છે અને તેથી તે પક્ષપાતી નથી તેમ નિર્દય પણ નથી તેવુ સ્પષ્ટ પ્રતિપાદન છે

ત્રીજા અધ્યાયમા બ્ર સૂ ૩ ૨ ૨ થી શરૂ થતા સૂત્રોમા સગુણ પરમેશ્વર કર્મ અને ઉપાસનાનુ ફળ આપનારા છે, ભોગ અને મોક્ષ આપનારા તે છે-એવુ દર્શાવ્યુ છે ત્યારપછી ગુણોપસંહારપાદમા સાત, આઠ અધિકરણો મૂકી તે તે વિદ્યાવડે ઉપાસ્ય પરમેશ્વરના ખાસ ગુણોના વર્ણનમા સૂત્રોનુ વ્યાખ્યાન છે વળી આ ગુણો માત્ર ધ્યાન અર્થે પ્રતીકોપાસનાની પેઠે કલ્પિત નથી, પરંતુ પરમેશ્વરમા સ્વત સિદ્ધ છે તેવુ પણ તેમણે બ્ર સૂ. ૩ ૩ ૨૬ મા સાબીત કર્યું છે

ચોથા અધ્યાયમા બ્ર સૂ ૪.૨ ૧૨; ૪.૩ ૬ એ બે અધિકરણ વિના સર્વ અધિકરણો સગુણ બ્રહ્મમા તાત્પર્યવાળા વર્ણવ્યા છે વળી કેટલેક સ્થળે નિર્ગુણ પ્રતિપાદક સૂત્રોમા સગુણપક્ષની છાયા છે, તે પણ દર્શાવ્યુ છે.

આ ઉપરાત નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કારવડે મોક્ષ સિદ્ધ થાય છે, તેમા પણ સત્યકામત્વાદિગુણવાળા સગુણ પરમેશ્વર સાથેનું તાદાત્મ્ય પણ થાય છે એવા ભાવનાં પણ વાક્યો ભાષ્યમા છે (જુઓ બ્ર. સ ૧ ૩ ૧૮) વળી બીજા અધ્યાયમા જીવ પરબ્રહ્મનો અંશ હોય તો સંસારના દુ ખથી પરમેશ્વર પણ લેપાવા જોઇએ એ શંકાના સમાધાનમા મુક્ત પુરુષને પ્રતિબિમ્બમાથી બિમ્બરૂપ ઈશ્વરભાવ પ્રાપ્ત થાય છે એમ પણ જણાવ્યુ છે (બ્ર સૂ ૨ ૩.૪૨) વળી ત્રીજા અધ્યાયમા બ્ર. સૂ ૩. ૨-૧ ૩. ૨-૪ ના વિવરણમા જીવનુ સત્યસંકલ્પત્વાદિરૂપ વિદ્યમાન છતા ઢંકાયેલુ છે, અને તે જ્યારે પરમેશ્વરના ધ્યાનવડે પ્રાણી પાપરહિત થાય છે, ત્યારે જેમ રોગવાળી આખ ઔષધ વડે નીરોગ થઇ શુદ્ધ જોઈ શકે તેમ પરમેશ્વરના પ્રસાદથી કોઈકને તેવી શુદ્ધ ઐશ્વર્યવાળી દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે વિગેરે સગુણપક્ષનુ સમર્થન કર્યું છે છેવટે ચોથા અધ્યાયમા બ્ર. સૂ ૪-૪-૫ ૪-૪-૬ ૪-૪-૭ વિગેરે સૂત્રોમા બાદરાયણ મતમા મુક્ત પુરુષનુ જે રૂપ અભિવ્યક્ત થાય છે, તે નિર્વિશેષ

છે વિદ્યાસાગરે પંચપાદિકા ટીકા લખી છે પંચપાદિકાના વિવરણકાર પ્રકાશાત્મયતીન્દ્ર અનન્યાનુભવના શિષ્ય હતા, અને તેમણે "ન્યાયનિર્ણય" નામનો પણ ગ્રન્થ લખ્યો છે

બ્રહ્મસૂત્ર ઉપરના શાંકરભાષ્ય ઉપર જૂનામાં જૂનું અવિચ્છિન્ન પ્રસ્થાન ભામતીથી શરૂ થાય છે નૃગરાજાના સમયમાં થયેલા મૈથિલ પંડિત વાચસ્પતિમિશ્રે (૮૪૧) શાંકરભાષ્ય ઉપર પોતાની પત્નીએ કરેલી સેવાની સ્મૃતિ રૂપે તેના નામની ભામતી સંજ્ઞાવાળી ટીકા લખી છે આ ટીકા ઘણી અપૂર્વ ભાવને પ્રકટ કરનારી અને ભાષ્યના સમાન ચમત્કૃતિશાળી છે ભામતીની ભૂમિ ઉપર અમલાનંદે (૧૨૪૭-૧૨૬૦) "કલ્પતરુ" ઉગાડ્યો છે અને તે કલ્પતરુનો પરિમલ અપ્પય્યદીક્ષિતે (૧૫૨૦-૧૫૯૩) પ્રસરાવ્યો છે

બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપર આનંદગિરિ (૧૩૮૦) નો "ન્યાય નિર્ણય" તથા ગોવિન્દાનંદની "રત્નપ્રભા" ઉત્તમ ટીકાઓ છે

પદ્મપાદના શિષ્ય સર્વજ્ઞમુનિએ (ઈ ૯૦૦) પદ્યાત્મ "સંક્ષેપશારીરક" લખ્યું છે આ ગ્રન્થમાં ભાષ્યકારના ભાવો પોતાની સ્વતંત્ર વાણીમાં કાન્તતા રૂપમાં ચિતર્યા છે, તેના સમર્થનમાં બ્રહ્મનંદિ ગ્રંથકાર આત્રેય તથા દ્રવિડાચાર્યનો ઉલ્લેખ કરે છે ભારે પ્રસાદવાળી છે તેના ઉપર રામતીર્થની ટીકા છે

શંકરાચાર્યના પ્રત્યક્ષ શિષ્ય તોટકાચાર્યે તોટકવૃત્તમાં "શ્રુતિસાર સમુદ્ધરણ" નામનું પ્રકરણ લખ્યું છે

શંકરાચાર્યના લગભગ સમકાલમાં બ્રહ્મસિદ્ધિ અને ઇષ્ટસિદ્ધિ નામના ગ્રંથો થયા છે તેમાંના પ્રથમ ઉપર વાચસ્પતિમિશ્રની "બ્રહ્મતત્ત્વસમીક્ષા" લખાઈ હતી, અને ઇષ્ટસિદ્ધિ ઉપર રત્નદેવ નામના કાશ્મીર પંડિતે ટીકા લખી હતી આ બે ગ્રન્થો તથા ટીકાઓ મેળવવા પ્રયત્ન કર્યા છતાં મને પ્રાપ્ત થઈ શક્યા નથી તે ગ્રન્થો પ્રમાણગ્રંથોની ગણનામાં આવ્યા આ વ્યા છે મધુસૂદનસરસ્વતી (ઇ સ ૧૬૦૦) પોતાના અદ્વૈતસિદ્ધિ ગ્રંથમાં -

सिद्धीनामिष्ट नैष्कर्म्य ब्रह्मणानामिव चिरात् ।
अद्वैतसिद्धिरधुना चतुर्थी ममजायत ॥

એવો ઉલ્લેખ કરી પોતાની અદ્વૈતસિદ્ધિ ઘણે કાળે ચોથી સિદ્ધિ તરીકે પ્રકટ થયાનુ કહે છે " સિદ્ધિ "–સ જ્ઞાવાળા ગ્રંથોમા સદાનદ કાશ્મીરકના (૧૫૪૭) અદ્વૈતબ્રહ્મસિદ્ધિ અને અન્ય વિદ્વાનની સ્વારાજ્યસિદ્ધિ અપૂર્વ નિબધો છે પ્રથમ ગ્રથનુ મે ઇગ્રેજીમા ભાષાન્તર કર્યું છે બીજો ગ્રથ છદોબદ્ધ છે અને શાકરભાષ્યના તાત્પર્યને બહુ સુંદર રીતે પ્રકટ કરે છે

ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝના ન ૭૧ ના જેસલમીર ભાડાગારીય ગ્રથોના સૂચી ઉપરથી વિશેષ માહિતી ઇષ્ટસિદ્ધિ સબધી નીચે પ્રમાણે મળે છે ગ્રન્થકારનુ નામ વિમુક્તાત્મા છે તેમના ગુરુનુ નામ અવ્યયાત્મા છે પ્રથમાધ્યાય ઉપરાત કઇક વધારે લખાયેલો તે ગ્રથ આ ભાડાગારમા છે બર્નેલ સૂચીપત્ર (પૃ ૯૫) મા તેનો ઉલ્લેખ છે કાશ્મીર ગ્રન્થમા આ મૂલગ્રથ છે, અને જ્ઞાનદેવે તેના ઉપર ટીકા લખી છે

માઇસોરના પ્રોફેસર હીરીયન્ના " ઇષ્ટસિદ્ધિ " સબધ પત્રવ્યવહારમા જણાવે છે કે –" ગ્રન્થકર્તા વિમુક્તાચાર્ય છે તે ગ્રથ મુદ્રિત થયો નથી પરતુ " માઇસોર ઓરીએન્ટલ લાઇબ્રેરીમા તેની એક પ્રત છે મદ્રાસ ઓરીએન્ટલ લાયબ્રેરીમા કદાચ એક પ્રત છે તેના ઉપર જ્ઞાનોત્તમની ટીકા છે આ જ્ઞાનોત્તમે નૈષ્કર્મ્યસિદ્ધિ ઉપર ચન્દ્રિકા લખી છે આ ટીકાની ટુટક નકલ મદ્રાસ ઓરીએન્ટલ લાઇબ્રેરીમા છે ઇષ્ટસિદ્ધિ ઘણો પ્રસિદ્ધ ગ્રથ છે, અને તેનો ઉલ્લેખ ઘણા પ્રાચીન સંસ્કૃત ગ્રથોમા આવે છે ઘણુ કરીને આ ગ્રથકાર શકરાચાર્યના સમકાલીન છે "

+ બ્રહ્મસિદ્ધિ ગ્રથ સંબધમા નીચેની હકીકત મળે છે —

" આ ગ્રથ મડનમિશ્રની કૃતિ છે કેટલાક મડનમિશ્ર અને સુરેશ્વર ભિન્ન વ્યક્તિ છે એમ માને છે મડનમિશ્ર શ્રીશકરાચાર્યના સમકાલીન હતા આ ગ્રથ મુદ્રિત થયો નથી તેની ટીકાઓ ઓછી છે શાકર અદ્વૈત કરતા કઇક અશમા ભિન્ન અદ્વૈત વેદાન્તનું તેમા વર્ણન છે એક બે પ્રત મદ્રાસ ઓરીએન્ટલ લાઇબ્રેરીના અધિકારીઓએ પ્રાપ્ત કરી છે, અને ત્યાથી પ્રસિદ્ધ થવાની વકી છે "

ચેતનરૂપજ હોવું જોઇએ એવો નિયમ નથી, પરંતુ ઐશ્વર્યયુક્ત પણ હોઈ શકે–એવું પ્રતિપાદન કર્યું છે.

શંકરાચાર્યની વિવરણ પદ્ધતિ આ પ્રમાણે સૂત્રકારના સગુણ બ્રહ્મવાદના આશયને દબાવી પોતાના નિર્ગુણ બ્રહ્મવાદના આશયને આગળ લાવવાની નથી. તે સ્પષ્ટ જણાવે છે કે સગુણવાદનો અર્થ સૂત્રકારનો છે, પરંતુ તે ઉપરાંત ઉપનિષદોને બંધ બેસતો નિર્ગુણ બ્રહ્મવાદનો અર્થ પરમતાત્પર્યવાળો પણ છે. આ શંકરાચાર્યની ન્યાયબુદ્ધિ અપ્પયદીક્ષિત જેવા સગુણબ્રહ્મવાદના પક્ષપાતી પંડિતને પણ સમજાય છે. તે આનંદલહરીમાં લખે છે.

> सूत्राणामेतदर्थान्तरमधिगमितं सूत्रकाराशयस्थं
> केषांचित्तत्त्वबोधं गुणयति विगुणेऽप्यन्वयं दर्शयद्भिः ।
> शुद्धब्रह्मैकनिष्ठैरपि शुचिहृदयैः शंकराचार्यपादैः
> श्रीकंठार्यैस्तु भाष्ये तदिह सुघटितं सर्वसूत्रार्थरूढम् ॥

સૂત્રકારના આશયમા સૂત્રોનો આ બીજો અર્થ છે તે કેટલાકના મનમાં યોગ્ય ભાસે છે, તેથી શુદ્ધ બ્રહ્મમાંજ એક નિષ્ઠાવાળા, પરંતુ પવિત્ર હૃદયવાળા, શંકરાચાર્યે તેમના પોતાના અભિપ્રાય નિર્ગુણ બ્રહ્મમાં છે તોપણ સગુણભાવ સમજાવી સૂત્રોનો અન્વય સગુણ બ્રહ્મવાદમાં કર્યો છે. શ્રીકંઠાચાર્યે પોતાના ભાષ્યમા સગુણ બ્રહ્મવાદનેજ સર્વ સૂત્રોમાં આગળ તરતો કર્યો છે.

---

## (૩) શાંકરદર્શનનું પ્રમાણસાહિત્ય (ઇ. સ. ૭૮૮ થી ૧૭૦૦ સુધીનું).

શ્રીશંકરાચાર્યના પોતાના સિદ્ધાન્તો તેમણે પ્રસ્થાનત્રયી ઉપરના ભાષ્યોમાં ઘણા સ્પષ્ટ વર્ણવ્યા છે. તે ઉપરાન્ત વિવેકચૂડામણિ વિગેરે પ્રકરણ ગ્રંથોમાં પણ તેમણે વર્ણવ્યા છે. શાંકરસિદ્ધાન્ત સમજવા સારૂ બ્રહ્મસૂત્રનું અધ્યાસ ભાષ્ય, ચતુઃસૂત્રી ભાષ્ય, પહેલા અધ્યાયનો ચોથોપાદ તથા બીજા અધ્યાયનો પહેલો તથા બીજો પાદ, તથા ભગવદ્ગીતાનું છેવટનું

તાત્પર્ય નિર્ણાયક ભાષ્ય અને દશ ઉપનિષદો બસ થાય તેમ છે.

શંકરાચાર્યના ચાર મઠના અધ્યક્ષ તરીકે સ્થપાયેલા ચાર આચાર્ય પૈકી સુરેશ્વરે અને પદ્મપાદાચાર્યે ગુરુના સિદ્ધાન્તોનો પ્રચાર કરવાનું ઘણા શ્રમથી અને ઉત્સાહથી ઉઠાવી લીધું જણાય છે. આ બે આચાર્યો પૈકી સુરેશ્વર ઘણા સમર્થ વિદ્વાન્ અને સર્વદેશી જ્ઞાનવાળા જણાય છે. ગુરુની આજ્ઞાથી તેમણે તૈત્તિરીય ઉપનિષદ્ ઉપરના ભાષ્ય તથા બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ભાષ્ય ઉપર વિસ્તૃત વાર્તિકો લખ્યાં છે. પરંતુ શ્રી શંકરાચાર્યની આ આજ્ઞાથી કેટલાક શિષ્યોનાં મન દુખવાયાં, કેમકે તેમના મનમાં સુરેશ્વર જે પૂર્વાશ્રમમાં મંડનમિશ્ર નામના આગ્રહી મીમાંસક અને કર્મઠ હતા, તેઓ ગુરુના મતનું નિષ્પક્ષપાત મતિથી સમર્થન કરી શકશે નહિ તેવી શંકા હતી. ગુરુને તો ખાત્રી હતી કે સુરેશ્વર માત્ર વાદમાં હારી શિષ્ય થયા નથી, પરંતુ તેમના વિચારોનુંજ સાચું પરિવર્તન થયું છે. તોપણ સુરેશ્વરના મનમાં ગુરુબંધુઓની આ શંકા દૂર કરવાનું થયું, અને તેમણે "નૈષ્કર્મ્યસિદ્ધિ" નામનો નિબંધ લખ્યો જેમા મીમાંસક મતનું ખંડન કર્યું અને જ્ઞાનવડેજ મોક્ષ છે તે ઉપર ભાર મૂક્યો. આ નિબંધ ઉપર જ્ઞાનોત્તમમિશ્રની ટીકા છે. તેમનાં વાર્તિકો ઉપર આનંદગિરિએ (ઇ. સ. ૧૩૨૦ માં) ટીકાઓ લખી છે, અને વિદ્યારણ્યસ્વામીએ (ઇ. સ. ૧૩૩૧-૧૩૮૭ માં) બૃહદારણ્યવાર્તિકસાર નામનો સંગ્રહરૂપ ગ્રંથ લખ્યો છે.

શંકરાચાર્યના બીજા શિષ્ય પદ્મપાદાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર એક "પંચપાદિકા" નામનો નિબંધ લખ્યો હતો. પરંતુ તે ગ્રંથનો ચતુઃસૂત્રી પર્યંતનો ભાગ ઉપલબ્ધ છે. મૂલ ગ્રંથ સગાના ઘરમાં બળી ગયો, તે શંકરાચાર્યે પોતે એકવાર સાંભળેલો તે સ્મૃતિ ઉપરથી ચતુઃસૂત્રી પર્યંત કહી સંભળાવ્યો તે હાલ ઉપલબ્ધ છે. પંચપાદિકા ઉપર પ્રકાશાત્માએ (ઇ. સ. ૧૨૦૦માં) પંચપાદિકા વિવરણ લખ્યું છે. તેના પ્રમેયોનો સંગ્રહ "પંચપાદિકાવિવરણ પ્રમેયસંગ્રહ" નામના નિબંધમાં વિદ્યારણ્યસ્વામીએ (ઈ. સ. ૧૩૫૦) કર્યો છે. આ ઉપરાંત વિવરણ ઉપર અખંડાનંદનું "તત્ત્વદીપન" (ઇ. સ. ૧૫૦૦) લખાયું છે. અમલાનંદે (૧૨૪૭-૧૨૬૦) પંચપાદિકા દર્પણ લખ્યું

શ્રી હર્ષ (૧૧૮૭) ખંડનખંડખાદ્ય નામનો વાદગ્રંથ લખ્યો છે. તેમા સર્વવાદીઓના સિદ્ધાન્તનું ખંડન કરી અનિર્વચનીયતા વાદનું મંડન કર્યું છે. ચિત્સુખાચાર્યે (૧૨૦૬) " તત્ત્વદીપિકા " લખી ને તેના ઉપર " પ્રત્યગ્રૂપભગવાની "પ્રસાદિની " ટીકા છે.

ચિત્સુખાચાર્ય (૧૨૦૦) ના ચાર પ્રસિદ્ધ શિષ્યો હતા (૧) સુખપ્રકાશ, (૨) અમલાનંદ (૧૨૪૭-૧૨૬૦), (૩) અનુભૂતિ સ્વરૂપ (૧૨૬૦) અને (૪) નરેન્દ્રગરી તેમા અમલાનંદ સમર્થ વેદાન્તી હતા તેમણે ઉપર લખ્યા પ્રમાણે ભામતી ઉપર " કલ્પતરુ " ઉગાડ્યો છે, એટલુંજ નહિ પણ " પંચપાદિકા "નુ સ્વરૂપ દર્શાવનાર " દર્પણ " ઘડ્યુ છે અનુભૂતિ સ્વરૂપ ( સારસ્વત વ્યાકરણના કર્તા )ના શિષ્ય આનંદગિરિ અથવા જનાર્દન થયા તેઓ શારદાપીઠના શંકરાચાર્ય (૧૩૨૦) થયા હતા તેમણે આદ્ય શંકરાચાર્યના સઘળા ભાષ્યો ઉપર તથા સુરેશ્વરાચાર્યના વાર્તિક ઉપર ટીકા લખી છે તેમણે " તર્કસંગ્રહ " નામનો વૈશેષિક મતનો ખંડનનો એક સ્વતંત્ર નિબંધ પણ લખ્યો છે. આનંદગિરિના શિષ્ય અખંડાનંદ હતા તેમણે " તત્ત્વદીપન ' નામની વિવરણ ટીકા લખી છે

આનંદબોધાચાર્યનો " ન્યાયમકરંદ " છે તેના ઉપર ચિત્સુખાચાર્યની ટીકા છે.

દક્ષિણના વિજયનગર રાજ્યની જાહોજલાલીના સમયમા શંકરાનંદ સ્વામીએ આત્મપુરાણ અને ઉપનિષદો ઉપર દીપિકાઓ લખી તેમના શિષ્ય વિદ્યાતીર્થ-ભારતીતીર્થની પરંપરામા માધવાચાર્ય અથવા વિદ્યારણ્યસ્વામી થઈ ગયા ભારતીતીર્થે ' અધિકરણ રત્નમાળા ' લખી છે વિદ્યારણ્ય તો (૧૩૩૧-૧૩૮૭) સર્વદેશી વિદ્વાન્ હતા અને શ્રૃંગેરીમઠાધીશ હતા તેમની " પંચદશી " સ્વતંત્ર વેદાન્તના નિબંધરૂપ છે તેમના ભાઈ સાયણાચાર્ય સાથે કામ કરી સમગ્ર વેદ ઉપરના ભાષ્યોમા મદદ કરી જણાય છે, અને ઉપનિષદ્ ગ્રંથોની દીપિકાઓ લખી છે ઉપર " વિવરણપ્રમેયસંગ્રહ ' તથા " વાર્તિક સારસંગ્રહનો ઉલ્લેખ કર્યો છે તે ઉપરાત ' શંકર દિગ્વિજય ' નામનો કાવ્યગ્રંથ લખ્યો છે તેમનો " જીવન્મુક્તિ વિવેક " તેમની

ઔડમતિનુ ઉત્થાનું ફલ જણાય છે. છેલ્લા ગ્રથનુ ગુજરાતીમા શ્રીહરિદત્ત શાસ્ત્રીએ ભાષાન્તર કર્યું છે

પ્રજ્ઞાનદે (૧૩૭૬)મા તત્ત્વાલોકની ટીકા લખી છે

સોળમા સૈકામા સદાનદ કાશ્મીરકે (૧૫૪૭) ઉપર જણાવ્યા પ્રમાણે અદ્વૈત બ્રહ્મસિદ્ધિ નામનો ગ્રથ લખ્યો છે તે ઉપરાત અદ્વૈત દીપિકા પણ તેમણે લખી છે સાભળવા પ્રમાણે તેમણે અપ્પય્યદીક્ષિત (૧૫૨૦-૧૫૯૩) ને શૈવાદ્વૈતમાથી શાકરઅદ્વૈતમા આણ્યા હતા અપ્પય્યદીક્ષિતનો 'પરિમલ' ઉપર જણાવ્યો છે તે ઉપરાન્ત "સિદ્ધાન્તલેશ" નામનો અપૂર્વ નિબંધ તેમનો છે તે નિબધમા શાકરમતના અનુયાયીઓમા સિદ્ધાન્તોના સૂક્ષ્મ અવાતર ભેદો કેવા છે તેનુ ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે

વેદાન્ત ન્યાયનુ સ્વરૂપ સમજવા ધર્મરાજાધ્વરી (૧૫૫૦)ની વેદાન્ત પરિભાષા" છે તેના ઉપર રામકૃષ્ણાધ્વરીની "શિખામણિ" ટીકા છે બીજી ટીકા "મણિપ્રભા" અમરદાસની છે

સદાનદનો "વેદાન્તસાર" આરભકને ઘણો ઉપયોગી છે તેના ઉપર સુબોધિની અને વિદ્વન્મનોરજિની નામની ટીકાઓ છે અદ્વૈતસિદ્ધિસિદ્ધાન્તસાર પણ સદાનદનો ગ્રથ છે

પ્રકાશાનદે (૧૬૫૦) 'વેદાન્તમુક્તાવલિ' લખી છે

ઉપર કહેલા "અદ્વૈતસિદ્ધિ" કાર મધુસૂદનસરસ્વતીના આકર ગ્રન્થ ઉપર ગૌડબ્રહ્માનદી, વિઠ્ઠલેશોપાધ્યાયી, સિદ્ધિવ્યાખ્યા, અદ્વૈતસિદ્ધિ સિદ્ધાન્ત સાર (સદાનદ વ્યાસનો) વિગેરે ટીકાઓ થયેલી છે "અદ્વૈતસિદ્ધિ"ના કર્તા મધુસૂદન સરસ્વતીએ ભગવદ્ગીતા ઉપર **गूढार्थदीपिका** લખી છે, **महिम्नस्तोत्र** ઉપર અપૂર્વ ચમત્કૃતિવાળી ટીકા લખી છે વળી તેમનો **ईश्वरप्रतिपत्तिप्रकाश** નામના નિબંધ Trivandram series મા હાલ પ્રસિદ્ધ થયો છે, તે પણ વિચારથી ભરપૂર છે તેમણે ભક્તિ રસાયન ગ્રથ પણ લખ્યો છે

શાકરદર્શન ઉપરના લગભગ ૧૦૦૦ વર્ષ પર્યન્ત ચાલેલા આ ઉહાપોહવાળા સાહિત્યની જનસમાજ ઉપર ઘણી ઉડી અસર થયેલી છે, અને "વેદાન્ત" શબ્દ જોકે પ્રસ્થાનત્રયી ઉપર જેજે આચાર્યો પોતાના સિદ્ધાન્ત

રચે તેને લાગુ પાડવો જોઈએ તોપણ શાંકરમતને લાગુ પડી ગયેલો છે આ સંપ્રદાયમાં કેવળ તર્કશીલ વિચારકો માત્ર થયા છે એમ નથી પરંતુ મધુસૂદનસરસ્વતી અને અપ્પય્યદીક્ષિત જેવા વિષ્ણુ તથા શિવના ભક્તજનો પણ થયા છે તેમના ગ્રંથોનું શ્રવણ કરાવવાની પદ્ધતિથી મૂલ સાહિત્યને નહિ જાણનારા ઘણા લોકભાષાના અભિજ્ઞ કવિજનો તેતે પ્રાંતમાં થઈ ગયા છે, અને તેમણે તેને લોકભાષામાં વેદાન્તનું સાહિત્ય પ્રસરાવ્યું છે મહારાષ્ટ્રના જ્ઞાનેશ્વરાદિ સંતો અને ગુજરાતના અખા જેવા કવિએ વેદાન્તના સિદ્ધાન્તો ઘેરઘેર પ્રસરાવ્યા છે, જોકે પ્રજામાં તે સિદ્ધાન્તોનું શુદ્ધ સ્વરૂપ ભક્તિમાર્ગના સાહિત્ય જેવું ઊંડી સમજણવાળું ઉતર્યું જણાતું નથી ભક્તિમાર્ગનું સાહિત્ય સરલ અને હૃદયસ્પર્શી હોય છે, જ્ઞાનમાર્ગનું સાહિત્ય કઠિન અને તર્કમય હોય છે. ભક્તિવિનાનું જ્ઞાન મોળું છે, જ્ઞાનવિનાની ભક્તિ આડંબર છે સાચા જ્ઞાનીઓ ઘણે ભાગે સાચા ભક્ત હોય છે, અને સાચા ભક્તોની પીઠ પરમેશ્વરના સ્વરૂપના માહાત્મ્યજ્ઞાન ઉપર બંધાયેલી હોય છે શ્રી શંકરાચાર્ય જોકે જ્ઞાનમાર્ગના આચાર્ય છે, તોપણ તેમના હૃદયની ભક્તિ તેમના સૌન્દર્યલહરી, હરિમીડે વિગેરે કાવ્યો અને સ્તોત્રોમાં એટલી તો પ્રબળ જણાય છે કે તે ઊંડા ભક્તિભાવને લીધેજ તેઓ જનસમાજ ઉપર આટલી ઊંડી અસર કરી શક્યા છે ભટ્ટભાસ્કર વિગેરે બ્રહ્મસૂત્રના ભાષ્યકારો ઘણા વિચારશીલ હતા તોપણ કદાચ ભક્તિના ઊંડા ભાવવિનાના હોવાથી તેમની પરંપરા લોપ પામી ગઇ છે

---

## (૪) શાંકરદર્શનનો યુરોપ અમેરીકામાં પ્રવેશ (ઇ. સ. ૧૬૦૦-૧૯૦૦ સુધીમાં).

શાંકરદર્શનના વિચારોએ હિન્દુસ્થાનની સર્વ પ્રાન્ત ભાષામાં પ્રવેશ કર્યો તેમાં તે મતના વિદ્વાન્ યતિઓ તથા ગૃહીઓની શ્રવણ કરાવવાની પદ્ધતિનો ઉપકાર માનવા જેવું છે શાસ્ત્રીય શ્રવણની પદ્ધતિ અને લૌકિક ભાષણ પદ્ધતિમાં ઘણો ફેર છે શાસ્ત્રીય શ્રવણોમાં શ્રોતાવક્તા વચ્ચે પૂજ્ય

પૂજકભાવ હોય છે, લૌકિકભાષણમા ઘણે ભાગે કુતૂહલના હોય છે, શ્રવણમા શ્રોતાની જિજ્ઞાસા ઘણે ભાગે હોય છે, ભાષણમા સભામંદરના વેપાર જેવુ હોય છે, શ્રવણપદ્ધતિ શ્રોતાને વિચાર કરવાની સાકળમા બાધે છે, ભાષણ પદ્ધતિ તાત્કાલિક અસર કરવા પૂરતી હોય છે, શ્રવણમા નિત્ય નવા નવા મનનીય વિચારો હોય છે અને તેની નિત્ય શ્રવણમા રૂપાન્તરે પુનરાવૃત્તિ થાય છે તેથી વિચારો દૃઢ થાય છે, ભાષણમા વિયોગના સૂત્રો શ્રોતાના મનમા પટનુ રૂપ પાડતા નથી, માત્ર ગાભા જેવા પડી રહે છે, શ્રવણના અખડ નાદથી સામાન્ય બુદ્ધિવાળા અને સસ્કૃત નહિ જાણનારા અબા જીવોને શાસ્ત્રનો મર્મ સરલ રીતે સમજાય છે, ભાષણોએ શાસ્ત્ર મર્મ કોઇને સિદ્ધ કરાવ્યા જાણ્યા નથી

પ્રજામા વેદાન્ત વિચારોનુ પ્રસારણ હિન્દુ ગન્ય સમયમા એટલુ બધુ થયુ હતું કે ઈ. સ ૧૬૪૦ મા બાદશાહ શાહજહાનના દીકરા [1]દારાશિકોહના જાણવામા આવ્યુ કે હિન્દુઓના આ સર્વોત્તમભાવના વિચારોનુ મૂલ ઉપનિષદોમા છે તેની ખાત્રી તે સમયે કાશ્મીરમા હતી તેણે ત્યાર પછી કાશીથી દીલ્હી કેટલાક પડિતો બોલાવ્યા જેમણે ફારસી ભાષામા ભાષાન્તર કરવા માથે લીધુ, અને ૧૭૭૫ મા ઝદઅવેસ્તાના શોધક એન્કવેટીલ ડ્યુપેરોન (Anquetil Duperron )ને આ ઉપનિષદોની ફારસી પ્રત સુજા ઉદ્દૌલાના રાજ્યમા આવી રહેલા ફ્રેન્ચ રેસીડેન્ટ લાજેન્ટીલે (Le Gentile) મિત્ર તરીકે બક્ષીસ કરી એન્કેટીલે તેનુ લેટિનભાષામા ભાષાન્તર કર્યું અને તે ૧૮૦૧–૧૮૦૨ મા પ્રસિદ્ધ થયુ આ ભાષાન્તર જોકે ઘણુ અસ્પષ્ટ હતુ તોપણ ઘણી પ્રીતિથી જર્મન તત્ત્વવેત્તા શોપનહોરે (Shopenhauer) તે વાચ્યુ તે અધ્યયનવડે શોપનહોરની પોતાની તત્ત્વ-

૧ સત્તરમા સૈકાના મધ્ય ભાગમા થયેલા કવીન્દ્રાચાર્ય ઉર્ફે નૃસિંહાશ્રમનામના સમર્થ પડિત જેને શાહજહાન બાદશાહે "સર્વવિદ્યાનિધાન" ની પદવી આપી હતી તેની તત્ત્વજ્ઞાનની દીક્ષા" દારાશિકોહે" લીધી હતી (જુઓ કવીન્દ્રાચાર્યસૂચીપત્ર પૃ IX) દારાશિકોહ હિન્દતત્ત્વજ્ઞાનના રસિક હતા એમ સ્પષ્ટ જણાય છે

વિચાર ઉપર ઉંડી અસર થયાનું તે વિદ્વાન્ પોતેજ કહે છે પોતાના એક-ગ્રથની પ્રસ્તાવનામાં[1] તે લખે છે કે —

" વેદાન્ત જ્ઞાનથી થયેના લાભના ભોગવનાર વાચક થયા છે ત ઉપગત ઉપનિષદોએ વર્તમાન સૈકામા જીવનાર મનુષ્યો ઉપર પાછલા સૈકામા જીવન ગાળનાર કરતા ઘણો ઉપકાર કર્યો છે મારા અભિપ્રાય પ્રમાણે ૫૬ રમા સૈકામા ગ્રીક સાહિત્યના પુનરુદ્ધારવડે જે અસર થઇ હતી તેનાથી કઇ ઓછી અસર સંસ્કૃત સાહિત્યના પુનરુદ્ધારથી થવાની નથી જો વાચકને આ પુરાણા હિન્દુઓના જ્ઞાનની પ્રાપ્તિ થઈ હશે, અને તે વિચારો પચ્યા હશે તો મારા સિદ્ધાન્તને સમજવાનો તેને મુખ્ય અધિકાર છે એમ હું સમજીશ હુ એવુ માનું છુ કે જે વિચારોના સૂત્રો ઉપનિષદોમા છૂટા છવાયા અને વિખરાયના માલમ પડે છે તેની વ્યવસ્થા હું જે તત્ત્વપદ્ધતિ રજુ કરવા માગુ છુ તેનાથી થશે તેવી છે જોકે તેનાથી ઉલટુ મારી વિચાર પદ્ધતિ ઉપનિષદોમાથી ઉભી થાય તેવો સભવ નથી . આ ઉપનિષદોની પ્રત્યેક પંક્તિ કેવા ચોકસ સ્પષ્ટ અને મધુર અર્થને વ્યક્ત કરે છે ' પ્રત્યેક વાક્યમાથી કેવા ઉંડા, અપૂર્વ અને ભવ્ય વિચારો પ્રકટ થાય છે, અને સમગ્ર ગ્રથમા લેખકના ઉદાર પવિત્ર અને ઉત્સાહવાળા આશયો કેવા ઝળકે છે ' આખા વિશ્વમા મૂળ ગ્રથ વિના ભાષાન્તરના રૂપમા પણ કોઈ અભ્યાસ લાભદાયક અને આપણા મનને ઉંચી દિશામા લઇ જનાર હોય તો તે આ ઉપનિષદોનોજ છે તે ગ્રથોમા મારા જીવનનો વિરામ છે, અને પ્રાયણ પર્યન્ત તેવડે મને શાંતિ મળતી રહેશે '

જર્મનીમા આ વિદ્વાનની સ્તુતિથી ઉપનિષદોનુ અધ્યયન સારી રીતે થવા લાગ્યુ અને ત્યાથી યુરોપના સર્વ દેશોમા પ્રસર્યું શાકર દર્શનના અભ્યાસીઓ અને તેના ભાષ્યો ॥ ભાષાન્તરો પ્રોફેસર ડ્યુસને કર્યા " અધ્યાત્મવિદ્યાના મૂલતત્ત્વો "—એ નામના ગ્રથોમા તે વિચારોની ગુથણી કેન્ટના વિચારો સાથે થઇ મેક્સમ્યુલરે શાકરદર્શનની મુક્તકંઠે સ્તુતિ કરી

---

1 Welt alse Wilb and Vorsteluny, Translated by Holdane and Kemp Vol l p p xii & xiii

રાજારામમોહનરાયે બંગાળી, હિંદી, ઈંગ્રેજીમાં ઉપનિષદોનાં ભાષાન્તર પોતાના ખર્ચે કરાવ્યાં, અને તેમના બ્રહ્મોસમાજના કેટલાક સિદ્ધાન્તો તો ઉપનિષદના સેશ્વરવાદમાંથીજ લીધા છે.

અમેરિકામાં સ્વામી વિવેકાનંદે શાંકરદર્શનના વિચારો દાખલ કર્યા, અને રામકૃષ્ણ મીશનવડે દેશપરદેશમાં શાંકરદર્શન પરદેશીઓમાં જાણીતું થયું.

## (૫) શાંકરદર્શનમાં અવિદ્યાનું સ્વરૂપ.

શાંકરસિદ્ધાન્તની તત્ત્વશ્રેણી અદ્વૈત ઉપર બંધાયેલી છે. આ સર્વ બ્રહ્મરૂપ છે, અને હું પૂર્ણ બ્રહ્મરૂપ છું. આ ઉપનિષદોના પરમતાત્પર્યની સાબીતી કરવાની પદ્ધતિમાં કેવલાદ્વૈત, શુદ્ધાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અવિભાગાદ્વૈત–વિગેરે અનેક પ્રકારો ઉભા થયા છે. ભેદભાવથી ભરેલા ભોગ્ય જગતનો અને અનેક ભોક્તાઓના મંડલનો કેવી રીતે અખંડ બ્રહ્મતત્ત્વ સાથે તાળો ખાય–એ પ્રશ્નના સમાધાનમાં અદ્વૈતમાર્ગીઓ અનેક પ્રકારોનો સ્વીકાર કરે છે. તેમાં શાંકરમતનો પ્રકાર તત્ત્વજ્ઞાનની ઘણી ગહન પ્રક્રિયાથી ભરેલો છે. શ્રીશંકરાચાર્ય પોતાના વિચારની ભૂમિકા અનુભવ ઉપર ઘડે છે. તેમનું કહેવું એવું છે કે ઉપનિષદો બ્રહ્મ અને આત્માનુ એકત્વ વર્ણવે છે. પરંતુ આ કેવલ વર્ણનાત્મક નથી, પણ તે અભેદનું પ્રતિપાદક વાક્ય પરમ સત્યને દર્શાવે છે. આપણો અનુભવ લોકવ્યવહાર અને શાસ્ત્ર વ્યવહારને લગતો છે. આ બન્ને વ્યવહારો આપણી જ્ઞાન સામગ્રી અથવા પ્રમાણવાદ ઉપર બંધાયેલા છે; અને પ્રમાણવાદવડે આપણે પ્રમેયની પદ્ધતિ રચીએ છીએ. પ્રમેયનો નિર્ણય પ્રમાણવડે થઇ શકે છે, પ્રમાણનું અસ્તિત્વ પ્રમાતા ઉપર ઘડાય છે. આપણે પ્રમાતા અને આપણા વિનાનું સર્વ પ્રમેય–આ પ્રમાણે પદાર્થો શાંકર સિદ્ધાન્તમાં બે ગણાય–(૧) આત્મા અને (૨) અનાત્મા આ બે પદાર્થો–દ્રષ્ટા અને દૃશ્ય, આત્મા અને અનાત્મા, પ્રમાતા અને પ્રમેય,–વસ્તુ વિચારથી તદ્દન નિરાળા અને વિરોધી ધર્મવાળા સમજાય છે. જે જાણનાર છે તે જાણવાનો પદાર્થ ન હોય. "હું" પદાર્થ તે "આ" પદાર્થ ન હોય. આમ છતા "હું" પદાર્થના ચૈતન્યરૂપ ધર્મનો "આ" પદાર્થના ધર્મ તરીકે આરોપ

થાય છે; એટલુંજ નહિ પણ "હું" પદાર્થરૂપે ભાસે છે. ઉદાહરણ તરીકે હું સ્પષ્ટ વિવેક કરી શકું છું કે દેહથી હું જૂદો છું છતાં "હું સ્થૂલ છું, હું પાતળો છું, હું ગોરો છું, હું ઉભો છું, હું ચાલું છું" વિગેરે સ્થૂલ દેહના વ્યવહારો કરૂં છું; તેવી રીતે "હું મૂંગો છું, હું કાણો છું, હું બ્હીકણ છું, હું બહેરો છું, હું આંધળો છું"–એવા સર્વ ઇન્દ્રિયોના વ્યવહારો મારામાં છે એવો વ્યવહાર કરૂં છું; વળી "હું રાગી છું, હું સંકલ્પ કરૂં છું, હું સંશય કરૂં છું, હું નિશ્ચય કરૂં છું," વિગેરે અંતઃકરણના ધર્મો મારામાં છે એમ સમજી વ્યવહાર કરૂં છું, છેવટે મારા ચિત્તની સર્વ વૃત્તિઓને નાગી ઢાંકી જોનાર સાક્ષી આત્મામા મારા અહંકારવાળા સ્વરૂપનો આરોપ કરી જાણે હું પૃથક્ વ્યષ્ટિ અભિમાની છું, અને શુદ્ધ સાક્ષી ચેતન કંઇક જૂદો પદાર્થ હોય એમ માની પ્રવૃત્ત થાઉં છું. આ પ્રમાણે સ્થૂલ દેહના, ઇન્દ્રિયોના, અંતઃકરણના અને અહંકારના સર્વ ધર્મો હું ભિન્ન અનુભવી શકું છું છતાં તે ધર્મો મારામા છે, અથવા હું તેવા ધર્મવાળો છું એવો વ્યવહાર અનાદિકાલથી ચાલ્યો આવે છે. આ ચૈતન્યનો અચેતન પદાર્થમાં અને અચેતનનો ચેતનમા પરસ્પર આરોપ જાણે અજાણે આપણે સ્વીકારી લૌકિક તેમ શાસ્ત્રીય વ્યવહારો કરીએ છીએ. વસ્તુ વિચારથી આ પરસ્પર અધ્યાસ મિથ્યાજ્ઞાનરૂપ છે, અને તેથી તેના સર્વ પરિણામો પણ મિથ્યા છે. છતાં તે સાચાજ્ઞાન રૂપ છે, અને તેના પરિણામો સાચા છે એવો ભ્રમ સામાન્ય લૌકિકજનોને થાય એતો કદાચ સંભવિત છે, પરંતુ મોટા શાસ્ત્રજ્ઞાનવાળા પરીક્ષકો અથવા વિચારકો પણ આ ભ્રમથી હણાયેલા છે. ભગજો પ્રમાણુ અને પ્રમેયવાદ આ પાયાના ભ્રમને સાચો માની પ્રવૃત્ત થાય છે. આ ભ્રમના રૂપમા લૌકિક અને શાસ્ત્રીય–એવા બે ભેદ આપણે પાડી શકીએ છીએ. એકને આપણે પ્રાતિભાસિકભ્રમ કહીએ જેવાં કે ઝાંઝવાનું જલ, દોરડીમા સાપની પ્રતીતિ, છીપમા રૂપાની પ્રતીતિ; અને બીજાને આપણે વ્યાવહારિકભ્રમ કહીએ જેવો કે આપણે સ્થૂલ છીએ, ગોરા છીએ વિગેરે. પરંતુ બંને ભ્રમ સરખા છે. પ્રથમ ભ્રમને લૌકિકજ્ઞાન અથવા વિજ્ઞાન બાધિત કરે છે, ત્યારે બીજાને અધ્યાત્મજ્ઞાન બાધિત કરે છે.

ભિન્ન છતાં અભિન્નપણે પ્રતીત થવાના આ અનાદિ કારણને પંડિતો અવિદ્યા એવું નામ આપે છે, અને તેનો વિવેક કરી વસ્તુનું સત્યસ્વરૂપ અનુભવવું તેનું નામ વિદ્યા આપે છે.

### આત્મવિવેક અને આત્મસાક્ષાત્કારમાં ભેદ.

પરંતુ સર્વ જડ પ્રપંચથી પૃથક્ વિજ્ઞાનાત્મા છે, અને દેહ અને પ્રાણ ધર્મથી તે જૂદો છે-એટલો ભિન્ન આત્માના અસ્તિત્વનો વિવેક તે અધ્યાત્મ વિદ્યા નથી. તેવો વિવેક તો ન્યાય-વૈશેષિકવાળા, અને સાંખ્ય-યોગવાળા પણ કરી શકે છે. પરંતુ તેવા ભિન્ન અસ્તિત્વવાળા વિજ્ઞાનમયના ભેદનો લોપ કરી એકજ સર્વભૂત પ્રાણીઓમાં સમભાવે વ્યાપ્ત-રહેલા ઈશ્વરાત્માને આપણા પ્રત્યગાત્મા તરીકે ઓળખવારૂપ ચઢીઆતો વિવેક વેદાન્તશાસ્ત્રનો અભિપ્રેત છે. પ્રથમજ્ઞાનને આપણે વિવેક અથવા સ્પષ્ટભેદ કહીશું, ત્યારે બીજા જ્ઞાનને આપણે સાક્ષાત્કાર કહીશું, એટલે પ્રથમ જે જીવ બ્રહ્મનો વિદ્યમાન અભેદ ન્હોતો અનુભવાતો તે સ્પષ્ટ અનુભૂતિરૂપે ઉદય પામે.

ત્યારે શું હું જાડો પાતળો તો નહિ, પરંતુ હું સુખી દુ:ખી પણ આત્મા નહિ ? ના. તેવો ભિન્ન અભિમાનીરૂપે જણાતો આત્મા પણ અદ્વિત્વાતી દૃષ્ટિથી મિથ્યાત્મા છે. તે તમને બહુ પ્રિય લાગતો હશે, તમારૂં ભિન્ન વ્યક્તિત્વ રૂઢ અભ્યાસવડે પ્રિય થઇ પડ્યું છે તેનો પણ ત્યાગ કરવો પડશે. પણ આ વહાલા ભિન્ન વ્યક્તિરૂપ આત્માનો ત્યાગ શૂન્ય નિર્વાણ અર્થે નહિ, પરંતુ એક પૂર્ણ સચ્ચિદાનંદરૂપ વસ્તુરૂપ આત્માને સાચા આત્મા તરીકે ઓળખવા અર્થે અને આપણી વ્યષ્ટિપણાની મર્યાદાનો ભંગ કરી, અપૂર્ણતામાંથી પૂર્ણતાની પ્રાપ્તિ અર્થે, તેવા ભિન્ન અભિમાનનો ત્યાગ કરવાનો છે.

### અવિદ્યા કેવલ જ્ઞાનસદોષ નથી પણ જગદ્બીજ છે.

### બૌદ્ધમત અને શાંકરમતમાં અવિદ્યાનું સામ્ય અને ફલમાં વૈષમ્ય.

આ પ્રમાણે આ શાંકરમતમાં અવિદ્યા કંઈ મનનોજ ધર્મ છે એમ નથી, તથા લૌકિક ભ્રમોનો ખુલાસો કરનાર કારણ છે એમ પણ નથી, પરંતુ આ સમગ્ર સંસારનું મૂલ કારણ છે. અવિદ્યા એકલો બુદ્ધિનો અથવા

મનનો દોષ છે એમ નથી, પરંતુ આ વિશ્વના આરંભનું મૂલ કારણ છે–આ વિચારનું આવું સ્વરૂપ, નથી સાંખ્ય-યોગમાં કે નથી ન્યાય-વૈશેષિકમાં, પરંતુ બૌદ્ધની દ્વાદશ નિદાનમાલામાં પહેલી કડી રૂપે છે તે દર્શનમાં અવિ-'દ્યાથી માંડી જરા-મરણ પર્યંતની ગોળ સાંકળની કડીઓમાં અવિદ્યા અને સંસ્કાર પૂર્વ જન્મની બે કડીઓ છે. "પ્રતીત્ય સમુત્પાદ" અથવા સંસ્કારનો આરંભ અવિદ્યાથી થાય છે, એવું ભગવાન્ બુદ્ધનું મંતવ્ય છે. પરંતુ આ અવિદ્યારૂપ કારણ કયા અધિકરણમાં હોઈ શકે તે સંબંધી નિર્ણય તે દર્શનમાં થયો નથી સમગ્ર જગતનું અધિકરણ સ્વયં જ્યોતિ ચિદાત્મા છે, અને તેના આશ્રયવડે આ અવિદ્યા અનેક નામ રૂપોના ચિત્રો ઉભા કરી મૂલ વસ્તુને અનેકાકાર દેખાડે છે–આ નિર્ણય માયાવાદનો શાંકર મતનો નૂતન છે. અવિદ્યા સંબંધમાં શાંકરમત બૌદ્ધ દર્શન સાથે મળતું છે, પરંતુ શાંકર મતનો અભિપ્રાય એવો છે કે અધિષ્ઠાન વિનાનો ભ્રમ કદી અનુભવાતો નથી, તેથી જગદ્ જીવના ભ્રમનું અધિષ્ઠાન પરમાત્મા છે, અને તે વાસ્તવ વિકાર પામ્યા વિના અવિદ્યાવડે અન્યથા ભાસે છે, જ્યારે બૌદ્ધ દર્શનમાં આત્મરૂપ વસ્તુનો સ્વીકાર નહિ હોવાથી ભ્રમ નિરધિષ્ઠાન ઉભો થાય છે, તેથી તે દર્શન શૂન્યવાદમાં શમે છે બૌદ્ધ અને શાંકર વેદાન્ત આ પ્રમાણે જગદ્ ભ્રમના બીજરૂપ અવિદ્યાનો સ્વીકાર કરે છે, છતાં એક નૈરાત્મ્યવાદમાં અથવા શૂન્યવાદમાં શમે છે, ત્યારે બીજું પરમાત્મવાદમાં અથવા પૂર્ણવાદમાં શમે છે

## (૬) અવિદ્યાનો આશ્રય અને વિષય.

"સર્વ ક્ષેત્રોમાં વસનારો ક્ષેત્રજ્ઞ તે હું છું, એમ હે ભારત (અર્જુન) તું જાણ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તેજ મારૂં ઈશ્વરનું જ્ઞાન સમજ"–એ પ્રકારના જીવ અને ઈશ્વરના અભેદ પ્રતિપાદક ગીતા શાસ્ત્રના તેરમા અધ્યાયના બીજા શ્લોકના ભાષ્યમાં શ્રીશંકરાચાર્યે આ અવિદ્યા સંબંધમાં પોતાના વિચારો ઘણા સ્પષ્ટ બતાવે છે

સર્વ શરીરોમાં જે ક્ષેત્રજ્ઞ છે તે હું છું–એમ કહેવામાં ભગવાન્ શ્રી કૃષ્ણનું તાત્પર્ય એવું છે કે ઈશ્વરાત્મા એ એકજ છે, અને તેજ વસ્તુત

ક્ષેત્રજ્ઞ છે. ક્ષેત્રજ્ઞ અને ઇશ્વિર–એ બે ભિન્ન પદાર્થો નથી પણ એકજ ચેતના ધાતુ છે, છતાં ભિન્નવત્ દેખાય છે, એવો વાક્ય નિર્ણય કરી પૂર્વપક્ષ ઉભો કરવામાં આવે છેઃ—

"જો સર્વ ક્ષેત્રોમાં એકજ ઇશ્વિર હોય, અને તેના વિના બીજો કોઇ ભોક્તા જીવ ન હોય તો ઇશ્વરને સંસારી–પણું પ્રાપ્ત થયા વિના રહે નહિ, અથવા ઈશ્વિર વિના બીજો ભોક્તા હોયજ નહિ તો આ સંસારનો અભાવ જ થાય. એટલે કે કાંતો ઇશ્વિર સંસારી થાય અથવા સંસાર કોઇને નથી એ બે પરિણામો ઉભાં થાય. તે બંને પરિણામો ઇષ્ટ નથી. જો આવા નિર્ણય ઉપર આવીએ તો બંધ અને મોક્ષ તથા તેને જણાવનાર શાસ્ત્ર નિરર્થક થઇ જાય. પ્રત્યક્ષાદિ પ્રમાણોનો વિરોધ આવે, કારણકે સુખદુઃખ અને તેના હેતુરૂપ આ સંસાર **પ્રત્યક્ષ** અનુભવાય છે, તથા ધર્માધર્મના ભેદવડે આ જગતનું વૈચિત્ર્ય આપણે જોઇએ છીએ અને તેવડે સંસારનું **અનુમાન** પણ થાય છે. આ પ્રમાણે આત્મા અને ઇશ્વિરનું એકપણું સ્વીકારવામાં સઘળો ગુંચવાડો ઉત્પન્ન થાય છે.

સિદ્ધાન્તી કહે છે કેઃ–આ ગુંચવાડો જ્ઞાન અને અજ્ઞાનના ભેદથી ઉકલી જાય છે. જ્ઞાન અને અજ્ઞાનના **સ્વરૂપ** અને **ધર્મ**માં જે ભેદ છે તે નીચે પ્રમાણે સમજાય છે—**શ્રુતિપ્રમાણ** કહે છે કેઃ—

"આ અવિદ્યા અને વિદ્યા–બે પરસ્પર વિરોધી અને અવળી કોટિઓ છે ( કઠ. ૨. ૪ ). વળી વિદ્યા અને અવિદ્યાના વિષય અને ફળો પણ જૂદાં છે. એવું સ્પષ્ટ વેદ વાક્ય કહે છે. વિદ્યાનો વિષય શ્રેયસ્ એટલે મોક્ષ છે; અવિદ્યાનો વિષય પ્રેયસ્ અથવા ભોગ છે. ( કઠ. ૨. ૨. ) વળી વેદવ્યાસ પણ મહાભારત ( શાંતિપર્વ ૨૪૦–૬ ) માં કહે છે કે બે માર્ગ ભોગ મોક્ષના ઉઘાડા છે. આ ગીતા શાસ્ત્રમાં પણ બે નિષ્ઠાનું વર્ણન છે. આ બે માર્ગમાંથી કાર્ય સહિત અવિદ્યાનો માર્ગ વિદ્યાવડે ત્યજી દેવો. એ ઉપદેશ આપણને શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયવડે મળે છે. વિદ્યા પ્રાપ્તિવડે અવિદ્યાનિવૃત્તિના સમર્થનમાં શ્રુતિઓ આ પ્રમાણે છે—

જ્ઞાનનુ આવુ વિશિષ્ટ ફલ તું સ્પષ્ટ જો ( મ. ભા શા. ૨૧. ૧૦૬.).
વળી દેહાદિમા આત્મબુદ્ધિ બાધનાર અવિદ્વાન્ રાગદ્વેષાદિ ક્લેશોથી પ્રેરાયેલો
ધર્મ અને અધર્મને સેવે છે, અને તેના ફલરૂપે જન્મ મરણ ભોગવે છે,
એવુ સમજાય છે જે દેહાદિથી પોતાના આત્માને ભિન્ન અનુભવે છે, તે
રાગ દ્વેષાદિ ક્લેશો વિનાનો હોવાથી તથા ધર્મ અને અધર્મના સચયમા
જે ક્લેશની જરૂર છે તે ક્લેશ નહિ હોવાને લીધે પ્રવૃત્તિના અભાવવાળો
હોઈ મોક્ષને પામે છે—આ ન્યાયનિર્ણય કોઈથી ના પાડી શકાય તેવો નથી

## ઈશ્વરને સંસારીપણું એકાત્મવાદમાં લાગતું નથી.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી ક્ષેત્રજ્ઞ જે સત્ય ઈશ્વર છે તેને અવિ
દ્યારૂપ ઉપાધિથી ઉત્પન્ન થયેના ભેદ વડે સંસારીપણુ પ્રાપ્ત થતું નથી જેમ
દેહાદિમા આત્મબુદ્ધિ બાધનાર જીવાત્માને સસારીપણુ છે તેવુ સસારીપણુ
ઈશ્વરમા જ્ઞાનબલને લીધે હોવુ મભવતુ નથી સર્વ પ્રાણીઓનો દેહાદિ
અનાત્મ પદાર્થોમા અવિદ્યાવડે ઉત્પન્ન થયેલો આત્મભાવ આરૂઢ બનવાળો
સુપ્રસિદ્ધ હોય છે. જેમ લાકડાના ઠુઠામા પુરુષબુદ્ધિનો દૃઢ ભ્રમ અધારામા
થાય છે, તેવો આ હું દેહી અને સંસારી છુ એવો દૃઢ ભ્રમ જીવોને વળગેલો
છે પરતુ આવો ભ્રમ છે તેટલા માત્રથી લાકડાના ઠુઠામા પુરુષના ધર્મો
પેસતા નથી તેવી રીતે ચૈતન્યના ધર્મ દેહના કદી થતા નથી, અને દેહના
ધર્મ કદી ચેતનમા આવતા નથી સુખ દુખ મોહરૂપ ધર્મોપણ આત્માના
નથી કારણકે જેમ જરા મૃત્યુરૂપ દેહ ધર્મો અવિદ્યાથી ઉત્પન્ન થયેલા આપ
ણામા ખોટા છે, તેમ આ સુખાદિ ધર્મો પણ અવિદ્યા જન્ય હોવાથી આપ
ણામા ખોટા છે

પૂર્વપક્ષ કહે છે કે —સ્થાણું પુરુષનુ દૃષ્ટાન્ત બધ, બેસે તેમ નથી
સ્થાણુ (લાકડાનુ ઠુઠુ) અને પુરુષ જ્ઞેય પદાર્થો છે, અને તેથી ત્રીજો કોઈ
જ્ઞાતા અવિદ્યાવડે એકનો ધર્મ બીજામા, અને બીજાનો પહેલામા આરોપે
તો તે સભવિત છે પરતુ દેહ અને આત્માનો સબધ જ્ઞેય અને જ્ઞાતાનો
છે, અને તેનો પરસ્પર અધ્યાસ થાય એવુ તમે કહો છો—આ પ્રમાણે સ્થાણુ-

પુરુષપ્રતીતિ અને દેહાત્મપ્રતીતિ એ બે સમાન કોટિના નથી. આથી
દેહધર્મ જ્ઞેય છતા નાના આત્માનો હોઇ શકે

સિદ્ધાન્તી કહે છે કે—તે પ્રમાણે બને નહિ, કારણ કે તેમ થાયતો
આત્મા અચેતન થાય અને જ્ઞેય જે દેહાદિ ક્ષેત્ર છે તેના સુખ, દુઃખ, મોહ,
ઇચ્છા વિગેરે ધર્મો નાના આત્માના થઇ જતા હોય, તો જ્ઞેય ક્ષેત્રના અમુ-
ક જ ધર્મો આત્માના આત્મભૂત થઈ જાય અને અમુક જરા મરણાદિ
ધર્મો આત્માના ન થાય તેમા વિશેષ હેતુ બતાવવો જોઇએ તમે એવુ
કહો છો કે અવિદ્યાથી આરોપિત જરા મરણાદિ ધર્મો આત્માના નથી, અને
તે સાથે એમ પણ કહો છો કે સુખ દુઃખાદિ ધર્મો આત્માના હોઈ શકે
બંને પ્રકારના ધર્મો જ્ઞેય ક્ષેત્રના છે, અને અવિદ્યાથી આત્મામા આરોપાય
છે, તો જરામરણાદિ આત્માને ન લાગે અને સુખ દુઃખાદિ આત્માને
વળગે—એવો ભેદ શી રીતે બને? અનુમાનનો સ્પષ્ટ જણાવે છે કે જે અવિ
દ્યાથી આરોપિત હોય તે વસ્તુના ધર્મો ન થાય, જેમ જરામરણાદિ વળી
જે ધર્મો તજવા યોગ્ય હોય અથવા લેવા યોગ્ય હોય તે વસ્તુના આત્મધર્મ
બને નહિ આ પ્રમાણે હોવાથી કર્તા અને ભોક્તાપણાના લક્ષણવાળો આ
સંસાર ખરી રીતે જ્ઞેય ક્ષેત્રમા છતા અવિદ્યાવડે ક્ષેત્રજ્ઞમા આરોપાય છે,
તેથી નાના એટલે ક્ષેત્રજ્ઞમા વાસ્તવ કોઈ દોષ ઉત્પન્ન કરી શકેજ નહિ
જેમ બાલકો આકાશમા તેને તળ છે, તેમ તે નીલવર્ણવાળુ છે એવો
આરોપ કરે તેથી આકાશ તળવાળુ અથવા નીલવર્ણવાળુ વસ્તુત બનતુ
નથી, તેમ ક્ષેત્રના ધર્મોનો ક્ષેત્રજ્ઞમા અધ્યાસ થવા માત્રથી ક્ષેત્રજ્ઞ પરમેશ્વ-
રને સંસારીપણુ વાસ્તવ કદી ઉભુ થઈ શકતું નથી સર્વ ક્ષેત્રોમા ભગવાન્
એક સત્ય પરમેશ્વર ક્ષેત્રજ્ઞ છે તેને સંસારીપણાનો ગંધ લાગે તે અસંભા
વ્ય કલ્પના છે આ લોકમા અવિદ્યાથી આરોપિત ધર્મવડે જેનામા આરોપ
કરવામા આવે છે તેનો ઉપકાર પણ થતો નથી તેમ અપકાર પણ થતો
નથી તમે વળી કહ્યું કે દૃષ્ટાન્તનું સામ્ય નથી—એટલે કે સ્થાણુપુરુષપ્રતીતિ
અને દેહાત્મપ્રતીતિ સમાન વર્ગની નથી તેપણ ખોટો વાંધો છે આ દૃષ્ટા-
ન્ત અને દાર્ષ્ટાન્તિકમા સાધર્મ્ય જે અમે રજુ કરવા માગીએ છીએ તે
અવિદ્યાવડે જે અધ્યાસ થાય છે, તેટના પુરતુંજ છે તે તો બનેમા સમાન

રહે છે અનેમા એકનો ધર્મ બીજામા આરોપાય છે એ સાધર્મ્ય સમાન છે જ્ઞાતામા જ્ઞેયના ધર્મનો આરોપ બની શકતો નથી એવી દલીલ લાવો તો તે તમારા પોતાનાજ નિશ્ચય પ્રમાણે દેહાદિના જન્મમરણાદિ ધર્મો આત્મામા આરોપાય છે એ માનવાથીજ ઊડી જાય છે અમુક ધર્મો અવિદ્યાથી આત્મા-મા આરોપાય અને અમુક સુખાદિ ધર્મો આરોપિત જના આત્માના બની જાય-એ બધ બેસતું નથી

પૂર્વપક્ષ કહે છે કે—ક્ષેત્રજ્ઞ અવિદ્યાવાળો છે તેથી તે સસારી છે સિદ્ધાન્તી કહે છે કે—ના અવિદ્યા એ તમોગુણનો વિકાર છે તમોગુણના વિકારરૂપ અવિદ્યા ત્રણ પરિણામો પ્રકટ કરી શકે (૧) કાતો હોય તેના કરતા અવળુ ગ્રહણ કરાવે (વિપર્યય), (૨) કાતો આ કે તે-એવો સદેહ ઉત્પન્ન કરે (સશય), અથવા (૩) અમુક નથી એવુ અગ્રહણ (જ્ઞાનાભાવ) ઉત્પન્ન કરે જ્યારે વિવેકજ્ઞાનનો પ્રકાશ થાય છે, ત્યારે આ ત્રણે પ્રકારની અવિદ્યા નાશ પામેલી જણાય છે જ્યારે આવરણરૂપ અધારા જેવો તામસદોષ હોય છે ત્યારેજ-અજ્ઞાન, સશય અને વિપર્યય એવા ત્રણ પરિણામો પ્રકટ થાય છે આથી સ્પષ્ટ થાય છે કે અવિદ્યા તામસ હોવાથી વિવેકપ્રકાશવાળા ક્ષેત્રજ્ઞનો દોષ નથી, અને તેથી ક્ષેત્રજ્ઞ સસારી થાય નહિ

પુન પૂર્વપક્ષ કહે છે કે,-ભલે ક્ષેત્રજ્ઞ અવિદ્યાવાળો ન હોય, પરંતુ અવિદ્યાને તે અનુભવે છે, માટે તે જ્ઞાતાનો ધર્મ હોઈ શકે છે

સિદ્ધાન્તી કહે છે કે ના આપણે ચક્ષુરાદિ કરણમાજ મોતીઓ વિગેરે દોષો જોઈ શકીએ છીએ તમારુ (પૂર્વપક્ષનુ) માનવુ એવુ છે કે અવિદ્યા એ જ્ઞાતા ચેતનનો ધર્મ છે, અને તેનેજ અમે અવિદ્યાવાળુ રૂપ ગણી ક્ષેત્રજ્ઞને સંસારી પણ વળગે છે એમ કહીએ છીએ, અને તેથી-એક ઈશ્વર ક્ષેત્રજ્ઞ છે અને બીજો કોઈ અસારી નથી-એવી પ્રતિજ્ઞા અયોગ્ય ઠરે છે, સિદ્ધાન્તી ખુલાસો કરી કહે છે કે ના એમ નથી, જ્યા જ્યા પદાર્થનુ અવળુ રૂપ જણાય છે, ત્યા ત્યા તે દોષ ચક્ષુરાદિ કરણોમા હોય છે એવુ જણાય છે અવળુ ગ્રહણ અને તેનું નિમિત્ત, જે મોતીઓ વિગેરે દોષ તે, તે ગ્રહણ કરનારના નથી, કારણ કે મોતીઓ વિગેરે કરણ દોષ નેત્રમાથી દૂર કરવામા આવે તો

જ્ઞાતામાં અત્રણું અદ્દશ્ય થતું નથી તેથી તે જ્ઞાતાનો ધર્મ નથી આથી સ્પષ્ટ
જ્ઞાતામાં અત્રણું અદ્દશ્ય થતું નથી તેથી તે જ્ઞાતાનો ધર્મ નથી આથી સ્પષ્ટ અનુભવાય ત્યાં ત્યાં
થાય છે કે જ્યાં જ્યાં અજ્ઞાન સંશય અને વિપર્યય અનુભવાય ત્યાં ત્યાં
તે મિથ્યાજ્ઞાનો અને તેના નિમિત્ત કોઈ કરણને વળગેલા હોવા
જોઈએ, પણ જ્ઞાતા ક્ષેત્રજ્ઞના નહિ. અવિદ્યા અને તેના અજ્ઞાન, સંશય
અને વિપર્યય-એવા ત્રણ પરિણામો આપણા અનુભવમાં આવે છે, અને
તેથી તેઓ અનુભવ કરનારના ધર્મ બનેજ નહિ જેમ દીપનો પ્રકાશ દીપનો
સ્વભાવ ધર્મ છે, તેમ અવિદ્યાદિ, પ્રકાશ- ચેતનના સ્વભાવ ધર્મ બનેજ
નહિ જ્યાથી અવિદ્યાદિ અનુભવાય છે એટલે જેમ દષ્ટિમાં પડે છે, સથી
જ તે પોતાથી ભિન્ન વસ્તુ હોયજ તે અનુભવાય છે એવો નિર્ણય થઈ શકે
છે વળી સર્વવાદીઓ કૈવલ્ય અથવા મોક્ષ દશામાં સર્વ કરણોનો આમા
સાથેનો સંબંધ છૂટી ગયો હોય છે, ત્યારે અવિદ્યા દોષવાળા ચેતનના સદ્
ભાવને માનતા નથી જો ક્ષેત્રજ્ઞ આત્માનો, અગ્નિના ઉષ્ણત્વાદિ ધર્મ જેવો,
અવિદ્યાદિ ધર્મ હોત તો મોક્ષમાં પણ આત્માનો છુટકારો તે ધર્મોથી કદી થઇ
શકેજ નહિ અવિક્રિય અને આકાશ જેવા સર્વ વ્યાપી આત્માનો કોઇ પણ
પદાર્થ સાથે સાચો સંયોગ અથવા સાચો વિયોગ સંભવતોજ નથી આથી
ક્ષેત્રજ્ઞ આત્મા તે નિત્ય સિદ્ધ ઇશ્વરજ છે ઇશ્વર પોતે ( કૃષ્ણ મૂર્તિદ્વારા )
કહે છે કે—" આ અવ્યય પરમાત્મા અનાદિ હોવાથી, અને નિર્ગુણ
શરીરમાં રહ્યા છતાં, હે અર્જુન, કંઈ કરતો નથી તેમ કશાથી લેપાતો
નથી ( ગી, ૧૩ ૩૧ )

## શાસ્ત્રનું નિરર્થકપણું થાય એવો ભય પણ ખોટો છે

ક્ષેત્રજ્ઞ તે નિત્યસિદ્ધ ઇશ્વર છે—આ એકાત્મવાદના નિર્ણયથી સંસાર અને
સંસારીપણું રહેતું નથી અને તેથી શાસ્ત્રોનું નિરર્થકપણું પ્રાપ્ત થાય છે,
એવી સામી દલીલ ટકે તેમ નથી સર્વ આત્મવાદીઓને આ વાંધો લાગુ
પડે તેમ છે, તેથી વેદાન્તીનેજ તે વાંધો લાગે અને અન્ય વિચારકોને ન લાગે
એમ બને નહિ મુક્ત આત્માઓના સંબંધમાં સર્વ આત્મવાદીઓ સંસાર
તથા સંસારીપણાના વ્યવહારનો અભાવ સ્વીકારે છે, તેમને શાસ્ત્રના નિર-

થંકપણાનો બાધ લાગતો નથી. જેમ સર્વ દ્વૈતવાદીઓને બંધાવસ્થામાં શાસ્ત્રનું સાર્થકપણું, અને મોક્ષ દશામાં નિરર્થકપણું ઈષ્ટ છે, તેમ અમને પણ અવિદ્યાના વિષયમાં શાસ્ત્રનું સાર્થકપણું છે, અને ક્ષેત્રજ્ઞના ઈશ્વર સાથેના અભેદજ્ઞાન સમયે તેનું નિરર્થકપણું છે. કદાચ પૂર્વપક્ષ એમ કહે કેઃ દ્વૈતવાદીઓ બંધ અને મોક્ષ અવસ્થા આત્માની ખરેખરી સાચી માને છે, અને તેથી બંધ દશા ત્યજવા લાયક છે, અને મોક્ષ દશા મેળવવા લાયક છે, અને તેના સાધનોનું ભાન કરાવનાર શાસ્ત્રો તેમના સંબંધમાં સાર્થક છે, પરંતુ તમે અદ્વૈતીઓ તો દ્વૈતને મિથ્યા માનો છો, બંધાવસ્થા અવિદ્યાથી પ્રકટ થયેલી માનો છો, અને તેવી મિથ્યા દશાને દૂર કરવામાં શાસ્ત્રનું શું પ્રયોજન સિદ્ધ થાય? સિદ્ધાન્તી ઉત્તરમાં કહે છેઃ—આત્માને આવી અવસ્થાઓ સાચી લાગુ પડી શકેજ નહિ. આત્માની બંધ અને મોક્ષ અવસ્થા કાંતો એકી વખતે માનો છો કે ક્રમભાવી માનો છો? તેમાં પહેલી કોટિ તો બને નહિ, કારણકે સ્થિતિ અને ગતિ એકજ પદાર્થમાં એકજ સમયે સંભવતી નથી. તેમ બંધ મોક્ષ પણ આત્મ પદાર્થમાં એકજ સમયે વિરોધી ધર્મ હોવાથી સંભવે નહિ બીજી કોટિ પ્રમાણે બંધમોક્ષ ક્રમભાવી માનીએ, તો તે અવસ્થાઓ આત્માના સ્વભાવરૂપ હોવાથી, એટલે નિમિત્ત વિનાની હોવાથી, આત્માનો મોક્ષ થાય જ નહિ. જે બંધદશા કોઇ નિમિત્તથી ઉત્પન્ન થતી હોય તો તે આત્માની વાસ્તવ સ્થિતિ નથી એ સાબીત થાય છે, અને તેથી તે મિથ્યા છે એ અમારો નિર્ણય કબૂલ કરવો પડશે, અને તે વડે તમારી પ્રતિજ્ઞાની હાનિ થશે. વળી બંધ અને મોક્ષ અવસ્થા ક્રમભાવી હોય તો તેમાં પહેલી અને પછીની કંઈ તે નિર્ણય કરતા બંધાવસ્થા પહેલી, અને તેથી તે અનાદિ છતાં અંતવાળી; અને મોક્ષદશા બીજી તે આદિવાળી છતાં અંતવિનાની સ્વીકારવી પડશે, અને આમ થવામાં સર્વ પ્રમાણોનો વિરોધ ઉભો થાય છે. વળી એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં જનાર વસ્તુ નિત્ય ગણી શકાય નહિ. આત્માનું અનિત્યપણું દૂર કરવા સારૂ બંધ અને મોક્ષ અવસ્થાનો ભેદ જો ન કલ્પાય, તો દ્વૈતિઓને પણ શાસ્ત્રના નિરર્થકપણાનો દોષ જેવો ને તેવો ઉભોજ રહે છે. માટે વાદી-પ્રતિવાદીને સમાનપણે લાગુ પડતા દોષો એક પક્ષ ઉપર ઢોળાય નહિ.

પરંતુ પ્રતિવાદીમાં સમાન દોષ હોવામાત્રથી અમારા સિદ્ધાન્તમાં શાસ્ત્રના નિરર્થકપણાના દોષનો પરિહાર કરવા અમે માગતા નથી. અમે શાસ્ત્રનું સાર્થકપણું યથાપ્રસિદ્ધ અવિદ્વાનમાં, અને નિરર્થકપણું યથાપ્રસિદ્ધ વિદ્વાનમાં સ્વીકારીએ છીએ, સંસારનું કારણ અને ફલ–એને અનાત્મ પદાર્થોમાં આત્મબુદ્ધિ અવિદ્વાનોની છે, વિદ્વાનોની નથી. વિદ્વાનો પોતાના આત્માને સંસારના હેતુ અને ફલથી ભિન્ન અનુભવે છે, તેથી તેમનામાં તે હેતુ અને ફલમા આત્મભાવ ઉભો થતો નથી. અત્યન્ત મૂઢ ઉન્મત્તાદિ પ્રાણી પણ જલ અને અગ્નિ, અંધકાર અને પ્રકાશમાં એકપણું જોતો નથી તો વિવેકી તેમાં એકપણું શી રીતે જુએ? આથી વિધિ અને નિષેધને જણાવનારૂં શાસ્ત્ર, વિધિ અને નિષેધથી સમજાતા ધર્માધર્મ, અને તેનાં સુખદુ:ખરૂપ ફલો–આ સર્વથી પોતાના આત્માને પૃથક્ અનુભવનારને, લાગુ પડતા નથી. દેવદત્તને લક્ષમાં રાખી "તું આ કર્મ કર"–એવી કર્મની આજ્ઞા સાંભળી વિષ્ણુમિત્ર પોતાને આજ્ઞા થઇ છે એમ માની સાંભળતા છતાં પ્રવૃત્ત થતો નથી. કદાચ વિધિવાક્યની આજ્ઞાનો વિષય ન સમજવાથી કોઇનું કર્મ કોઇ કરે એવો ભ્રમ થાય, તેમ સંસારનો હેતુ અને તેનું ફલ કોને અર્થે શાસ્ત્ર વર્ણવે છે તે જાણ્યા વિના ભ્રમ થાય તો તે સંભવિત છે.

પૂર્વપક્ષ એમ કહે છે કે લૌકિક સંબંધમાં કોઇને લગતી આજ્ઞા કોઇને પાલન કરવાની ન હોય એ બને, પરંતુ શાસ્ત્રાર્થ વિષયમાં હેતુ અને ફલ મારામાં નથી એવા વિવેકજ્ઞાનવાળાને પણ ઇષ્ટ ફલના હેતુમાં મારે પ્રવૃત્ત થવાનું છે, અને અનિષ્ટ ફલના હેતુથી મારે નિવૃત્ત થવાનું છે એવું શાસ્ત્રનું સ્વરૂપ સમજાય છે; જેમ પિતા અને પુત્ર પોતપોતાના આત્માને જૂદા જાણતા છતા એકનું કર્મ અન્ય કરે છે, તેમ શાસ્ત્ર વાક્ય વિદ્વાનને પણ ઉપયોગનું છે.

સિદ્ધાન્તી કહે છે કે:–ઇષ્ટ અને અનિષ્ટ ફલ અને તેના હેતુઓથી પોતાના આત્માને ભિન્ન અનુભવતા પૂર્વે આ સ્થિતિ સંભવે. વિધિ અને નિષેધ કયા અધિકારીને અર્થે છે એ જાણ્યા પછી પોતાના આત્માનું ફલ–હેતુથી ભિન્નપણું અનુભવી શકાય છે, તે પહેલા અનુભવી શકાતું નથી, અને

તેથી સ્પષ્ટ વિવેકજ્ઞાન વિનાના પ્રાણીઓને અર્થે એટલે અવિદ્વાનને અર્થે વિધિ પ્રતિષેધ શાસ્ત્ર છે.

પૂર્વપક્ષ પુનઃ શાસ્ત્રનું નિરર્થકપણું જણાવે છે. સ્વર્ગની ઇચ્છાવાળાએ યજ્ઞ કરવો, ડુંગળી, લસણ ન ખાવાં-વિગેરે વિધિ અને નિષેધ વાક્યો કોઇ પણ કર્તાને ઉદ્દેશી પ્રવૃત્ત થાય છે. ત્યાં તમારા કહેવા પ્રમાણે પોતાના આત્માનો હેતુફલથી વિવેક કરનાર પ્રવૃત્ત ન થાય, અને કેવલ દેહાત્મવાદીને તો સ્વર્ગ નરક નહિ હોવાથી લાગુ પડે નહિ એટલે પરિશેષથી કોઇ કર્તા રહેતો નથી એટલે શાસ્ત્રનું નિરર્થકપણું ઉભું જ રહે છે.

સિદ્ધાન્તી કહે છે કે:–આ ચિંતાનું પ્રયોજન નથી. યથાપ્રસિદ્ધ રીતે પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો નિર્વાહ થઇ શકે છે. જીવ અને ઇશ્વરને એક તત્ત્વરૂપે અનુભવનાર બ્રહ્મવિદ્ પ્રવૃત્ત ન થાય, તેમ પરલોક નથી એવા નિરાત્મવાદી પણ પ્રવૃત્ત ન થાય, પરંતુ એક ત્રીજો વર્ગ છે. જેઓ વિધિ અને પ્રતિષેધ શાસ્ત્ર કોઇને અર્થે છે, અને તે જો પ્રમાણ હોય તો દેહાદિથી ભિન્ન આત્મા આ લોક અને પરલોકના સંબંધવાળો હોવો જોઇએ એવું આત્માના **સામાન્ય** અસ્તિત્વનું અનુમાન કરે છે, પરંતુ તે આત્માના **વિશેષ** સ્વરૂપને જાણતો નથી. તેવો વર્ગ કર્મ અને તેના ફલમાં તૃષ્ણાવાળો છે, અને શાસ્ત્રવાક્યમાં શ્રદ્ધાવાળો છે. તેજ શાસ્ત્રવાક્યથી પ્રવૃત્ત થાય છે એવું આપણે સ્પષ્ટ જોઇએ છીએ, માટે શાસ્ત્રનું નિરર્થકપણું નથી.

પૂર્વપક્ષ પુનઃ કહે છે કે વિવેકીઓ જો શાસ્ત્રઅનુસાર પ્રવૃત્તિ ન કરે તો તેના અનુયાયીઓ પણ પ્રવૃત્તિ ન કરે અને તેથી શાસ્ત્ર નિરર્થક થાય. સિદ્ધાન્તી કહે છે કે–આ ચિંતા કરવાની જરૂર નથી. અમે કહીએ છીએ તેવો વિવેક કોઇકજ પુરૂષને થાય છે. અનેક પ્રાણીઓમાં કોઇકજ વિવેકી હોય છે. હાલ પણ આપણે એમજ જોઇએ છીએ. મૂઢ લોકો વિવેકીને અનુસરતા નથી. કારણ કે પ્રવૃત્તિનો આધાર રાગદ્વેષાદિ દોષ ઉપર છે. વિવેકીઓ શાસ્ત્રવિદ્ છતાં અભિચાર કર્મ કરતા નથી, છતાં ઘણા શાસ્ત્રને આધાર માની અભિચાર કર્મ કરે છે. વળી પ્રવૃત્તિમાં સ્વભાવ પણ પ્રેરક

છે, એમ ગીતા પણ કહે છે. (ગી. ૬-૧૪.) તેથી વિવેકને અનુસરી શાસ્ત્રીય કર્મ કોઈ નહિ કરે એવો ભય મિથ્યા છે.

આથી આ સંસાર અવિદ્યા માત્ર છે, અને તેનો વિષય યથાદષ્ટ એટલે જેવો વ્યવહાર થાય છે તેજ વ્યવહાર તેનો વિષય છે. કેવલ ક્ષેત્રજ્ઞને અવિદ્યા નથી તેમ તેમનું કાર્ય સંસાર પણ તેને વળગતો નથી. મિથ્યાજ્ઞાન પરમાર્થ સત્ય વસ્તુને સદોષ કરવા સમર્થ થતું નથી. જેમ ઝાંઝવાનું જલ ઉખર ભૂમિને પાણીવડે કીચડવાળું કરી શકતું નથી, તેમ અવિદ્યા ક્ષેત્રજ્ઞને કંઇ કરી શકતી નથી. અને આથીજ ભગવાન્ કહે છે કેઃ-" ક્ષેત્રજ્ઞરૂપે મને જાણ " (ગી. ૧૩-૨૬). " અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાયું છે અને તેથી મનુષ્યો મોહ પામે છે." (ગી. ૫-૧૬).

## (૭) અવિદ્યા લૌકિકજનોને વળગી છે એટલુંજ નહિ પણ પંડિતોને પણ વળગી છે.

આવી વસ્તુસ્થિતિ ક્ષેત્રજ્ઞને ઈશ્વરરૂપે ગ્રહણ કરવાની છતાં શા માટ સંસારીઓજ હું આવો સુખી-દુ:ખી-એમ માની જેવા હણાય છે તેવા મોટા પંડિતો પણ તેમ માની હણાય છે? સિદ્ધાન્તી ઉત્તર આપે છે કેઃ- સાંભળો આ તેમનું પાંડિત્ય. આ તેમનું પહેલું પાંડિત્ય કે ક્ષેત્ર અથવા શરીરમાં આત્મબુદ્ધિ. જો તેઓ અવિક્રિય ક્ષેત્રજ્ઞને જોઈ જાણતા હોય તો અમુક ભોગ મને મળો અથવા અમુક કર્મ મારે કરવું એવી આકાંક્ષા રાખે નહિ; કારણ કે ભોગ અને કર્મ વિક્રિયારૂપજ છે. આ કારણથી ફલમાં અભિલાષા રાખી અવિદ્વાન્ પ્રવૃત્ત થાય છે. અને સત્ય વિદ્વાન્ અવિક્રિય પોતાનું આત્મસ્વરૂપ હોવાથી ફલની અભિલાષા વિનાનો હોવાથી તેનામાં પ્રવૃત્તિની ઘટના બંધ બેસતી નથી. માટે જ્યારે તેના શરીર મન વિગેરે વ્યાપારમાંથી પાછા હઠે છે ત્યારે તે નિવૃત્તિને સેવે છે, એવો તેના સંબંધમા ઉપચાર અથવા આરોપ થાય છે. સારાંશ દેહાદિમા આત્મબુદ્ધિ કરવી એ ખરૂં પાંડિત્ય નથી. વળી જુઓ આ લૌકિક વિદ્વાનોનું બીજું પાંડિત્ય. તે કહે છે કેઃ-" ભલે અમુક મનુષ્યોને ક્ષેત્રજ્ઞ પરમેશ્વરરૂપે જણાતા હોય અને ક્ષેત્ર અથવા દેહ ક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિષય હોય પરંતુ હું તો સંસારી,

સુખી, દુ:ખી છું. મારે તો સંસારને શમાવવો છે, અને તે સંસારની નિવૃત્તિ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિજ્ઞાનવડે કરવાની છે, અને હું ક્ષેત્રજ્ઞ ઇશ્વર છું–એવા ધ્યાનવડે તેનો સાક્ષાત્કાર કરી મારે ઇશ્વિરરૂપે અવસ્થાન કરવાનું છે.–આ પ્રકારે જે પોતે માને છે, અને બીજાને સમજાવે છે તે પોતે કંઈ ક્ષેત્રજ્ઞ–ઇશ્વિર નથી."–આવું જે સમજે છે અને સમજાવે છે તે અધમ પંડિત છે. તે સંસાર અને મોક્ષનું અને શાસ્ત્રનું સાર્થકપણું કરૂં છું એવું મિથ્યા માને છે. પોતે વસ્તુતઃ પોતાના શુદ્ધ ઇશ્વિર સ્વરૂપની અવગણના કરતો હોવાથી આત્મઘાતી છે, અને પોતે મૂઢ હોઇ બીજાને, શાસ્ત્રાર્થનો વાસ્તવ સંપ્રદાય શો છે તે નહિ જાણતો હોવાથી, મોહમાં નાંખે છે, અને વેદ જે સ્પષ્ટ કહે છે તેનો ત્યાગ કરે છે અને વેદ જે નથી કહેતો તેની કલ્પના ઉભી કરે છે. આવો પંડિત સર્વશાસ્ત્રમાં નિપુણ હોય તોપણ સંપ્રદાયજ્ઞાન વિનાનો મૂર્ખ છે એમ ગણી વિવેકીઓએ તેની ઉપેક્ષા કરવી જોઇએ.

વળી પૂર્વપક્ષ તરફથી એમ કહેવામાં આવ્યું કે ઇશ્વિર અને ક્ષેત્રજ્ઞ એક હોય તો ઇશ્વિરને સંસારીપણું પ્રાપ્ત થાય અને ક્ષેત્રજ્ઞો ઇશ્વિરજ હોયતો કોઇ સંસારી છેજ નહિ તેથી આ સંસારનો અભાવ થવો જોઇએ. આ બે દોષો–કાંતો ઇશ્વરનું સંસારીપણું અથવા સંસારીનો અભાવ–વિદ્યા અને અવિદ્યાની વિલક્ષણતાથી પરિહાર પમાડ્યા છે. અવિદ્યાવડે ઉભા થયેલા દોષોવડે મૂલ પારમાર્થિક વસ્તુ દોષવાળી થતી નથી. અને આ બાબતમાં અમે એક દૃષ્ટાન્ત આપ્યું છે કે ઝાંઝવાના જલથી ખારવાળી જમીન કીચડવાળી બનતી નથી. સંસારીનો અભાવ થવાથી સંસારનો અભાવ થવાના પ્રસંગનો પરિહાર કરવામાં આવ્યો છે કે શુદ્ધ આત્માનું સંસાર અને સંસારીપણું અવિદ્યાવડે ઉભું થયેલું છે.

પૂર્વપક્ષ કહે છે કે—આ ક્ષેત્રજ્ઞનું અવિદ્યાવાળુંરૂપ એજ સંસારીપણાનો દોષ છે, અને તે વડે ઉત્પન્ન થઈ દુ:ખીપણું પ્રત્યક્ષ અનુભવાય છે. સિદ્ધાન્તી કહે છે કે આ વાંધો ટકે તેમ નથી અવિદ્યાવાળુંરૂપ પણ જ્ઞેય હોવાથી ક્ષેત્રનો ધર્મ છે અને તેથી જ્ઞાતા જે ક્ષેત્રજ્ઞ છે તેને દોષથી બાધ લાગતો નથી. જે જે કંઈ ક્ષેત્રજ્ઞના સ્વરૂપમાં નહિ એવા દોષ માત્રને ક્ષેત્ર-

છે, એમ ગીતા પણ કહે છે. (ગી. ૬-૧૪.) તેથી વિવેકીને અનુસરી શાસ્ત્રીય કર્મ સેવે નહિ કરે એવો ભય મિથ્યા છે.

આથી આ સંસાર અવિદ્યા માત્ર છે, અને તેનો વિષય યથાદૃષ્ટ એટલે જેવો વ્યવહાર થાય છે તેજ વ્યવહાર તેનો વિષય છે. કેવલ ક્ષેત્રજ્ઞને અવિદ્યા નથી તેમ તેમનું કાર્ય સંસાર પણ તેને વળગતો નથી. મિથ્યાજ્ઞાન પરમાર્થ સત્ય વસ્તુને મલિન કરવા સમર્થ થતું નથી. જેમ ઝાંઝવાનું જલ ઉખર ભૂમિને પાણીવડે કીચડવાળું કરી શકતું નથી, તેમ અવિદ્યા ક્ષેત્રજ્ઞને કંઇ કરી શકતી નથી. અને આથીજ ભગવાન્ કહે છે કેઃ—"ક્ષેત્રજ્ઞરૂપે મને જાણ" (ગી. ૧૩-૨૬). "અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાયું છે અને તેથી મનુષ્યો મોહ પામે છે." (ગી. ૫-૧૬).

## (૭) અવિદ્યા લૌકિકજનોને વળગી છે એટલુંજ નહિ પણ પંડિતોને પણ વળગી છે.

આવી વસ્તુસ્થિતિ ક્ષેત્રજ્ઞને ઈશ્વરરૂપે ગ્રહણ કરવાની છતાં શા સારુ સંસારીઓજ હું આવો સુખી-દુખી-એમ માની જેવા હણાય છે તેવા મોટા પંડિતો પણ તેમ માની હણાય છે? સિદ્ધાન્તી ઉત્તર આપે છે કે—અહો આ તેમનું પાંડિત્ય. આ તેમનું પહેલું પાંડિત્ય કે ક્ષેત્ર અથવા [illegible] અમુક્તિ. જો તેઓ અવિક્રિય ક્ષેત્રજ્ઞને જોઈ જાણતા હોય તો [illegible] અથવા અમુક કર્મ મારે કરવું એવી આકાંક્ષા રાખે [illegible] વિક્રિયારૂપજ છે. આ કારણથી કર્મમા[illegible] પ્રશ્ન નિરર્થક છે. [illegible] છે. અને સત્ય વિદ્વાન્ અવિક્રિય [illegible] તેમ સદા [illegible] પ્રશ્ન છે તેમ અવિદ્યા [illegible] હોવાથી તેનામાં [illegible] અવિદ્યા કોની એ પ્રશ્ન પણ અર્થ વિનાનો છે. પૂર્વપક્ષ કહે છે [illegible] બેસતું નથી ગાયો અને ગાયોનો રક્ષક બંને પ્રત્યક્ષ જણાય છે તેથી તે બંનેનો સંબંધ પણ પ્રત્યક્ષ જણાય છે, માટે ગાયો કોની એ પ્રશ્ન નિરર્થક છે, પરંતુ અવિદ્યા અને અવિદ્યાવાળા તેવા પ્રત્યક્ષ નથી, કે તેના સંબંધનો પ્રશ્ન નિરર્થક ગણાય

સિદ્ધાન્તી ઉત્તરમાં પૂછે છે કે—અપ્રત્યક્ષ અવિદ્યાવાળા સાથે અવિદ્યાને સંબંધ કેવા પ્રકારનો છે તે જાણ્યાથી તમને શો ફાયદો છે? પૂર્વપક્ષ કહે કે:—અવિદ્યા અનર્થનો હેતુ છે તેથી તેનો ત્યાગ કરી શકાય તેટલા સારુ જાણવાની જરૂર છે.

સિદ્ધાન્તી—જેને અવિદ્યા [illegible] તે તેને ત્યજશે.

સુખી, દુઃખી છું. મારે તો સંસારને શમાવવો છે, અને તે સંસારની નિવૃત્તિ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિજ્ઞાનવડે કરવાની છે, અને હું ક્ષેત્રજ્ઞ ઇશ્વર છું—એવા ધ્યાનવડે તેનો સાક્ષાત્કાર કરી મારે ઈશ્વરરૂપે અવસ્થાન કરવાનું છે.—આ પ્રકારે જે પોતે માને છે, અને બીજાને સમજાવે છે તે પોતે કંઈ ક્ષેત્રજ્ઞ—ઈશ્વર નથી."—આવું જે સમજે છે અને સમજાવે છે તે અધમ પંડિત છે. તે સંસાર અને મોક્ષનું અને શાસ્ત્રનું સાર્થકપણું કરૂં છું એવું મિથ્યા માને છે. પોતે વસ્તુતઃ પોતાના શુદ્ધ ઈશ્વર સ્વરૂપની અવગણના કરતો હોવાથી આત્મઘાતી છે, અને પોતે મૂઢ હોઇ બીજાને, શાસ્ત્રાર્થનો વાસ્તવ સંપ્રદાય શો છે તે નહિ જાણતો હોવાથી, મોહમાં નાખે છે, અને વેદ જે સ્પષ્ટ કહે છે તેનો ત્યાગ કરે છે અને વેદ જે નથી કહેતો તેની કલ્પના ઉભી કરે છે. આવો પંડિત સર્વશાસ્ત્રમાં નિપુણ હોય તોપણ સંપ્રદાયજ્ઞાન વિનાનો મૂર્ખ છે એમ ગણી વિવેકીઓએ તેની ઉપેક્ષા કરવી જોઇએ.

વળી પૂર્વપક્ષ તરફથી એમ કહેવામાં આવ્યું કે ઈશ્વર અને જીવ એક હોય તો ઈશ્વરને સંસારીપણું પ્રાપ્ત થાય અને ક્ષેત્રજ્ઞો...જે રહે; અને કોઇ સંસારી છેજ નહિ તેથી આ સંસારનો અભાવ ત્યારે અવિદ્યા—દુઃખ દોષો—ક્તો ઇશ્વરનું સંસારીપણું અથવા તેને કંઇપણ દોષ લાગે નહિ. અવિદ્યાની વિલક્ષણતાથી પરિહાર,જ્યાં ક્ષેત્રને જાણનારો ક્ષેત્રજ્ઞ છે એજ દોષ. દોષોવડે મૂઢ પ્રાપ્ત એ દોષ ક્ષેત્રજ્ઞનો ના ગણાય. જ્ઞાનસ્વરૂપ અને અવિ-ધ તત્ત્વને જ્ઞાતા એ કહેવા માત્રજ છે. જેમ ઉષ્ણતા ધર્મવડે અગ્નિ તપવે છે, એવો કર્તૃત્વનો ઉપચાર છે; તેમ જ્ઞાનસ્વરૂપ આત્મામાં જ્ઞાતાનો—જ્ઞાનના કર્તાનો—ઉપચાર માત્ર છે, જેમ આ ગીતાશાસ્ત્રમાં ભગવાન્ પોતેજ આત્મામા ક્રિયા કારકાદિ આત્મામા વ્યવહરાય છે એમ વારંવાર જણાવે છેઃ—"જે આ આત્માને મારનારો જાણે છે, અને જે મરે છે એવું માને છે તે બંને જાણતા નથી; પ્રકૃતિના ગુણવડે થતાં કર્મોમાં અહંકારથી મૂઢ આત્મા હું કર્તા છું એવું માને છે, ભગવાન્ કોઈનું પાપ લેતો નથી..." વિગેરે વાક્યોવાળા પ્રકરણમાં ભગવાન્ સ્પષ્ટ જણાવે છે કે જ્ઞાનકર્તૃત્વધર્મ આત્મામાં આરોપિત છે.........

પૂર્વપક્ષ:—અરે! જ્યારે આત્મામાં ક્રિયા અને કારક ધર્મ નથી તેમાં નવા ફ્ળનો ઉદય પણ નથી, અને અવિદ્યા પણ તેમાં આરોપિત છે ત્યારે કર્મો શું અવિદ્વાને કરવાં, વિદ્વાને નહિ?

સિદ્ધાન્તી—હા એમજ."………

## (૮) માયા અને અવિદ્યા

આ પ્રમાણે શાંકરમતમાં જ્ઞાતા તે જ્ઞાતા અને જ્ઞેય તે જ્ઞેય; તે આત્માજ અને અનાત્મા તે અનાત્માજ; ક્ષેત્રજ્ઞ તે ક્ષેત્ર અને તેના જાણનારો અવિકૃત પરમાત્મા અને ક્ષેત્ર અને તેના ધર્મો તે માત્ર જ્ઞેય. અત્યન્ત નિરાળા પદાર્થો છતાં અવિવિક્ત ભાસે છે તેનું નામ અવિદ્યા આ અવિવેકને શરણ થાય તે બદ્ધ જીવ. અને આ અવિવેકને શરણ ન અને તેને અધીન વર્તાવે તે નિત્ય મુક્ત ઇશ્વર. જીવનો જે દોષ અવિદ્યા ઇશ્વરનો ગુણ માયા. જીવ અને ઇશ્વરમા જ્ઞાનસ્વરૂપ અથવા ચેતન તે અ દ્વૈત બ્રહ્મ. બંનેમાં તે સમાન અને ઓછાવત્તું નહિ. શાંકર વિચારમાં મ અને અવિદ્યાના સ્વરૂપભેદની સ્પષ્ટતા થઇ નથી, પરંતુ તેમના અનુયાયીઓ આ સંબંધી વિચાર કર્યો છે. જે શક્તિ શુદ્ધ ચૈતન્યને ઢાંકે તે અવિ અથવા અજ્ઞાન અને તેવું આવૃત્ત ચૈતન્ય તે જીવ, અને શુદ્ધ જગતરૂપે વિક્ષિપ્ત કરી દેખાડે તે માયા અને તે જેમા આરોપાય માયાવી—ઇશ્વર.

---

## (૯) પરમાત્મા અને જીવાત્મા

આ પ્રમાણે શાંકર સિદ્ધાન્તમા અધ્યાસ—અજ્ઞાન—અવિદ્યા માયાવડે જગત્ ઉભું થયેલું છે તો પણ તે અન્ય નથ, પરંતુ વ્યવહાર સત્ તેની ઉત્પત્તિ, સ્થિતિ, લય વિગેરે પ્રક્રિયા વેદમાં અને પુરાણોમાં જે વ વાય છે, તેનું તાત્પર્ય તે પ્રક્રિયાનું વાસ્તવપણું સાબીત કરવામાં ન પરંતુ કાર્યકારણની સાંકળમાં જકડાયેલા મનુષ્યના સંસારીરૂપને ...તન અસંસારીપુ...કાર્યકારણની એકતાના નિયમને અનુસાર,

સુખી, દુખી છુ મારે તો સસારને શમાવવો છે, અને તે સંસારની નિવૃત્તિ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિજ્ઞાનવડે કરવાની છે, અને હું ક્ષેત્રજ્ઞ ઇશ્વર છુ—એવા ધ્યાનવડે તેનો સાક્ષાત્કાર કરી મારે ઈશ્વરરૂપે અવસ્થાન કરવાનુ છે.—આ પ્રકારે જે પોતે માને છે, અને બીજાને સમજાવે છે તે પોતે કઈ ક્ષેત્રજ્ઞ—ઈશ્વર નથી"—આવુ જે સમજે છે અને સમજાવે છે તે અધમ પડિત છે તે સસાર અને મોક્ષનુ અને શાસ્ત્રનુ સાર્થકપણું કરૂ છુ એવુ મિથ્યા માને છે પોતે વસ્તુત પોતાના શુદ્ધ ઈશ્વર સ્વરૂપની અવગણના કરતો હોવાથી આત્મઘાતી છે, અને પોતે મૂઢ હોઇ બીજાને, શાસ્ત્રાર્થનો વાસ્તવ સંપ્રદાય શો છે તે નહિ જાણતો હોવાથી, મોહમા નાખે છે, અને વેદ જે સ્પષ્ટ કહે છે તેનો ત્યાગ કરે છે અને વેદ જે નથી કહેતો તેની કલ્પના ઉભી કરે છે આવો પડિત સર્વશાસ્ત્રમા નિપુણ હોય તોપણ સપ્રદાયજ્ઞાન વિનાનો મૂર્ખ છે એમ ગણી વિવેકીઓએ તેની ઉપેક્ષા કરવી જોઇએ

વળી પૂર્વપક્ષ તરફથી એમ કહેવામા આવ્યુ કે ઈશ્વર અને સંવ એક હોય તો ઈશ્વરને સસારીપણુ પ્રાપ્ત થાય અને ક્ષેત્રજ્ઞો જે રહે, અને કોઇ સંસારી છેજ નહિ તેથી આ સસારનો અભાવ ત્યારે અવિદ્યા—દુ ષ્ટ દોષો—કાતો ઇશ્વરનુ સસારીપણુ અથવા તેને કઇપણ દોષ લાગે નહિ અવિદ્યાની વિલક્ષણતાથી પરિહારના ક્ષત્રને જાણનારો ક્ષેત્રજ્ઞ છે એજ દોષ. દોષોવડે મૂલ પારમાં એ દોષ ક્ષેત્રજ્ઞનો ના ગણાય. જ્ઞાનસ્વરૂપ અને અવિ-ધ તત્ત્વને જ્ઞાતા એ કહેવા માત્રજ છે જેમ ઉષ્ણતા ધર્મવડે અગ્નિ તપવે છે, એવો કર્તૃત્વનો ઉપચાર છે, તેમ જ્ઞાનસ્વરૂપ આત્મામા જ્ઞાતાનો—જ્ઞાનના કર્તાનો—ઉપચાર માત્ર છે, જેમ આ ગીતાશાસ્ત્રમા ભગવાન્ પોતેજ આત્મામા ક્રિયા કારકાદિ આત્મામા વ્યવહરાય છે એમ વારવાર જણવે છે—"જે આ આત્માને મારનારો જાણે છે, અને જે મરે છે એવુ માને છે તે બંને જાણતા નથી. પ્રકૃતિના ગુણવડે થતા કર્મોમા અહકારથી મૂઢ આત્મા હું કર્તા છુ એવુ માને છે, ભગવાન્ કોઈનુ પાપ લેતા નથી.." વિગેરે વાકયોવાળા પ્રકરણમા ભગવાન્ સ્પષ્ટ જણવે છે કે જ્ઞાનકર્તૃત્વધર્મ આત્મામા આરો-પેલ છે . . . . .

૨૧

(કર્તા) અને જેને પ્રાપ્ત કરવો છે એવો આત્મા (કર્મ) એક થવાથી કર્તા અને કર્મ એક થવાનો વિરોધ આવે ટુકામા જગતકારણ પરમાત્મા સંસારી બને અથવા શુદ્ધ પરમાત્માનો અભાવ ઉભો થાય જો આ બાજુનો ગળાનો પાશ છોડી શકાય તેમ ન હોય, અને દોર દૂર થઈ શકે તેમ ન હોય તો અતિક્રમણ કરનારો અને જેની પ્રાપ્તિ કરવાની છે આત્મા એક વસ્તુ છે કે જૂદી—આ પ્રશ્નની ચર્ચા ઉભી કરવી નિરર્થક છે વળી સક્રમણ કરનારો પરમાત્માનો અંશ છે અથવા પરમાત્મા પોતેજ છે એ બેમાથી એકપક્ષ સ્વીકારવામા દોષ આવતો ન હોય અથવા કોઈ ત્રીજો પક્ષ નિર્દોષ મળી આવતો હોય તો તે પક્ષમાજ શાસ્ત્રાર્થ છે એમ સમજી આ પ્રશ્ન ઉભો કરવાની જરૂર રહેતી નથી

સિદ્ધાન્તી કહે છે કે—આ પ્રશ્નની જરૂર છે, અને તેના નિર્ણયની પણ જરૂર છે ખરૂ છે કે ઉભા થયેલા દોષનો પરિહાર થઈ શકે તેમ ન હોય અથવા બેમાથી એક પક્ષ સાચો હોય અથવા ત્રીજો કોઈ નિર્દોષ પક્ષ ટકી શકે તેમ હોય તો આ ચર્ચાનું પ્રયોજન નહિ પરતુ આવો પક્ષ નિર્ણય થયો નથી માટે આ પ્રશ્ન ઉભો કરી નિર્ણય કરવા માગુ છુ

પૂર્વપક્ષ—ભલે આ પ્રશ્નની ચર્ચા પ્રયોજનવાળી હોય, કારણકે તેથી શાસ્ત્રાર્થનો નિર્ણય થવો સંભવે છે, પરતુ તમે વિચાર કરવાનો શ્રમ લેશો એટલુંજ કોઈ નિર્ણય ઉપર આવી શકશો નહિ

સિદ્ધાન્તી—કેમ આ પ્રશ્નનો નિર્ણય ન કરવો એવુ કઈ વેદવાક્ય છે?

પૂર્વપક્ષ ના વેદનો નિષેધ નથી પરતુ આ પ્રશ્ન ઉભો કરવામા તમે ઘણા પ્રતિપક્ષીઓ સામે વાદ ઉભો કરશો તમે એકાત્મવાદી છો, અને વેદાર્થમાજ તાત્પર્યવાળા છો અનેકાત્મવાદીઓ બહુ છે, અને તે વેદને પ્રમાણ માનતા નથી, અને તેઓ સર્વ આ બાબતમા પ્રતિપક્ષી છે તેથી મને શકા રહે છે કે તમારાથી આ પ્રશ્નોનો નિર્ણય થઈ શકશે નહિ

સિદ્ધાન્તી—વાહ! તમારા મુખમા ગોળ! હુ એક યોગી અને બીજા બહુયોગી મારા પ્રતિપક્ષી ત્યારે તો સર્વને જીતીશ લ્યો ત્યારે મારી ચર્ચાનો આરભ કરુ છુ હું કહું છુ કે કોશોનું અતિક્રમણ કરનારો

વિદ્વાન્ પોતેજ પરમાત્મા છે. કારણકે પ્રકરણનું તાત્પર્ય અતિક્રમણ કરનાર બ્રહ્મ છે એવું સાબીત કરવામાં છે. આ પ્રકરણના આરંભમાં વેદ કહે છે કે–" બ્રહ્મવિદ્ પરમપદને પામે છે " અન્તમાં પણ તેના જ્ઞાનવડે પરમાત્મભાવ પ્રાપ્ત થાય છે એવું આ પંચકોશવિદ્યાથી સ્પષ્ટ સમજાય છે. અ કદી બ્ર થાય નહિ. તમે (પૂર્વપક્ષી) કહેશો કે જેવું અનું બ્રપણું થાય નહિ, તેમ બ્ર પુનઃ બ્ર થાય છે એમ કહેવામાં શો મુદ્દો હોય ? સિદ્ધાન્તી કહે છે કે આ વાંધો યોગ્ય નથી. અવિદ્યાથી ઉભા થયેલા અનાત્મધર્મોને દૂર કરવા આ પદ્ધતિ સ્વીકારી છે. બ્રહ્મવિદ્યાવડે પોતાના આત્માની પ્રાપ્તિનો જે ઉપદેશ છે તે અવિદ્યાથી અન્નમયાદિ વિશેષવાળા ધર્મો આત્માના છે એવું જે માની લેવામાં આવે છે તે અનાત્મધર્મો છે અને તેથી નિવૃત્ત કરવાના છે એવું વેદનુ તાત્પર્ય છે.

પૂર્વપક્ષઃ-શા ઉપરથી આવો ભાવ છે એમ કહો છો ?

સિદ્ધાન્તીઃ-વિદ્યા માત્રનો ઉપદેશ કરે છે તેથીજ. વિદ્યાનું મુખ્ય ફ્લ છે કે તે અવિદ્યાની નિવૃત્તિ કરે. આત્મપ્રાપ્તિમા વિદ્યામાત્રજ સાધન છે એમ જણવી વેદ અવિદ્યા નિવૃત્તિમા પોતાનું તાત્પર્ય દર્શાવે છે.

પૂર્વપક્ષઃ-પરંતુ અવિદ્યાનિવૃત્તિમાજ તાત્પર્ય કેમ માનવું ? માર્ગના જ્ઞાનનો ઉપદેશ જેવું આ અન્નમયાદિ કોશજ્ઞાન કેમ ન હોય ? વધારે સ્પષ્ટ કરીએ તો વેદવિદ્યા માત્ર સાધન બતાવે છે તેથી જનારો અને મેળવવાનો આત્મા એક નથી, કારણકે એક દેશમાંથી બીજા દેશમા જવું હોય ત્યારે માર્ગના જ્ઞાનનો ઉપદેશ થાય છે. પરંતુ એવો કોઈ ઉપદેશ આપતું નથી કે જ્યાં જવાનું છે તે ગામજ જનારો પોતે છે.

સિદ્ધાન્તીઃ—ના મુદ્દો સમજ્યા નહિ. ફેર છે. ત્યાં ગામને લગતું જ્ઞાન આપવામાં આવતું નથી, પરંતુ તે ગામ શી રીતે જવાય તેના માર્ગનોજ ઉપદેશ આપવામાં આવે છે, અને તેથી ગંતવ્ય ગામને લગતો જવાનો પ્રયત્ન કરવાનો બાકી રહે છે, અહીંતો બ્રહ્મના વિજ્ઞાન વિના, બીજા કોઈ સાધનને લાગતું જ્ઞાન, આપવામાં આવતું નથી. એટલે બ્રહ્મ સંબંધી અજ્ઞાનજ નિવૃત્ત કરવાનું હોય છે.

પૂર્વપક્ષઃ—ઉપર કહેલાં કર્માદિ સાધનની અપેક્ષાવાળું બ્રહ્મજ્ઞાન પરમાત્માની પ્રાપ્તિમાં સાધન છે એવું સમજાવવામાં અત્ર આવે છે તેથી અવિદ્યા નિવૃત્તિમાંજ તાત્પર્ય છે એ બરાબર નથી.

સિદ્ધાન્તી—ના. મોક્ષ નિત્યસિદ્ધ અવસ્થા છે એમ અમે જણાવી પરિહાર કર્યો છે. શ્રુતિ કહે છે કેઃ—આ દેહાદિ ઉત્પન્ન કરી આત્મદેવ તેમાં પેઠા એટલે કે કાર્યબ્રહ્મ તેજ કારણાત્મા છે એમ જણવે છે.

વળી અભય અને પ્રતિષ્ઠા ત્યારેજ બને કે જ્યારે પ્રાપ્તવ્ય પરમાત્મા તેજ પ્રાપ્ત કરનાર વસ્તુ હોય. 'જ્યારે વિદ્યાવાળો પોતાના આત્માથી ભિન્ન કોઈ નથી એવું જુએ છે ત્યારે અભય અને પ્રતિષ્ઠા મેળવે છે'—આ વાક્ય ત્યારેજ અર્થવાળું થાય કે જ્યારે જાણનારથી પૃથક્ બીજો ન હોય. અન્ય જે દેખાય છે તે અવિદ્યાથી ઉભો થયેલો પદાર્થ હોય ત્યારેજ અન્ય નથી એવું સાચુ જ્ઞાન થઈ શકે. મિથ્યા દેખાતા બીજા ચન્દ્રમાનો અભાવ ત્યારેજ મનાય કે જ્યારે નિર્દોષ ચક્ષુવાળો તેવા ચંદ્રને જુએ નહિ.

પૂર્વપક્ષઃ—પરંતુ આ ભેદવાળું જગત્ નથી એવું ગ્રહણ કદી થતું નથી માટે ભેદ સાચો છે.

સિદ્ધાન્તીઃ—ના. સુષુપ્તિમા અને સમાધિમા અન્ય જગત્ અનુભવાતું નથી.

પૂર્વપક્ષઃ—પણ સુષુપ્તિમાં જે અન્યનું ભાન થતું નથી તે ચિત્ત બીજામાં રોકાય છે, તેથી થતું નથી.

સિદ્ધાન્તી—ના ભાઈ ના. ત્યા તો સર્વનું અગ્રહણ થાય છે, એટલે મન એક વિષયમાં રોકાવાથી બીજાનું ગ્રહણ નથી થતુ એમ નથી.

પૂર્વપક્ષ—ત્યારે જાગ્રત્ અને સ્વપ્નમાં ભેદવાળું જગત્ દેખાય છે તેથી તે ખરૂં છે એમ કેમ નહિ?

સિદ્ધાન્તીઃ—જાગ્રત્ અને સ્વપ્ન અવિદ્યાથી પ્રકટે છે. ભેદનું ભાન જાગ્રત્ અને સ્વપ્નમાં થાય છે તે અવિદ્યાને લીધે. વિદ્યાનો ઉદય થતાં તે ભાન શમે છે.

પૂર્વપક્ષઃ—ત્યારે સુષુપ્તિમાં ભેદનું અભાન અવિદ્યા જન્ય કેમ નહિ!

સિદ્ધાન્તીઃ—તે સ્વાભાવિક સ્થિતિ છે માટે દ્રવ્યનું સાચું રૂપ અથવા

તત્ત્વ તેનું નામ કે જે વિક્રિયા વિનાનું હોય. તેમાં બીજાની જરૂર પડતી નથી. વિક્રિયા તે તત્ત્વ ન ગણાય, કારણ કે તેમાં બીજા ક્ષોભકની જરૂર પડે છે. વસ્તુનું સ્વરૂપ કારક ઉપર આધાર રાખતું નથી. જ્યારે દ્રવ્યનો વિશેષ આકાર થવાનો હોય છે ત્યારે કારકની જરૂર પડે છે; અને તેવો વિશેષ આકાર થવો તેનું નામ વિક્રિયા. જાગ્રત્ અને સ્વપ્નમાં વિષયોનું ગ્રહણ વિશેષ રૂપે થાય છે. જે જેનું બીજાની અપેક્ષા વિનાનું રૂપ તે સ્વરૂપ અને તે તેનું તત્ત્વ કહેવાય. જે બીજાની અપેક્ષા રાખે તે તત્ત્વ નહિ, કારણકે બીજો પદાર્થ ન હોય ત્યારે વિલાઇ જાય. આ કારણથી સુષુપ્તિમાં ભેદનું અગ્રહણ તે આપણી સ્વાભાવિક સ્થિતિ જણાવે છે, અને જાગ્રત્ અને સ્વપ્નમાં ભેદનું વિશેષ ભાન આપણી અસ્વાભાવિક અથવા અતત્ત્વ સ્થિતિ સૂચવે છે.

જેઓના મતમાં આત્માથી ભિન્ન ઇશ્વર છે, અને આ કાર્યરૂપ જગત્ વસ્તુતઃ જૂદું છે, તેમના ભયની કદી નિવૃત્તિ થઇ શકેજ નહિ, કારણકે ભયનું કારણ અન્ય વસ્તુનો સદ્ભાવ છે. હવે જો અન્યવસ્તુ સાચી હોય તો તેનો નાશ થવો સંભવે નહિ; અને જે અસત્ હોય તે કદી સદ્રૂપ થાય નહિ. કદાચ તમે (પૂર્વપક્ષ) એમ કહો કે કોઈ નિમિત્તથી ઉત્પન્ન થનાર ભિન્ન વસ્તુવડે ભય ઉત્પન્ન થાય છે તો તે પણ યોગ્ય નથી. જે નિમિત્તવડે અન્ય પ્રકટ થાય તેને પણ સદ્ અને અસદ્નો બાધ લાગશેઃ– એટલે કે કોઇ ધર્મ અધર્મ વિગેરે નિત્ય અથવા અનિત્ય નિમિત્તને વશ વર્તી કોઇ પદાર્થ ભયનું કારણ થતો હોય તો તે નિમિત્ત સાચું હોય તો નાશ પામે નહિ, અને ભય સદા ચાલુ રહે, અને સાચું છતાં નાશ પામતું હોય તો સાચું જૂઠું થાય અને જૂઠું સાચું થાય એવી સ્થિતિ ઉત્પન્ન થવાથી સર્વત્ર આપણને અવિશ્વાસ રહે, પરંતુ જ્યારે આત્માથી ઇશ્વર અભિન્ન છે, અને કાર્યરૂપ જગત્ પણ એક છે એવો પક્ષ હોય ત્યારે આ સમગ્ર સંસાર, પોતાનાં સર્વ નિમિત્તો સાથે, અવિદ્યાથી ઉભો થયેલો હોવાથી અવિદ્યા નિવૃત્ત થતાં, અન્યનો ભાવ શમી જતાં, કોઈ જાતનો દોષ રહેતો નથી. ચક્ષુના દોષવાળાએ એક ચંદ્રને બદલે બે ચંદ્ર જોયા, તેથી બ[illegible]નો વાસ્તવ નિશ્ચય થતો નથી તેમ નાશ પણ થતો નથી.

## (૧૦) જીવ-ઈશ્વરવિભાગ

શંકરાચાર્યની પોતાની વાણીવડે આપણે સમજવા જઇએ તો તેમનું સ્પષ્ટ મન્તવ્ય જણાય છે કે એક ચૈતન્ય પદાર્થજ પરમસત્ય વસ્તુ છે, અને તે અન્યથા ભાસે છે. જ્યારે તે પોતાના સ્વરૂપે પ્રકાશે ત્યારે તેની સંજ્ઞા પરમાત્મા પરબ્રહ્મ છે; જ્યારે ઢાંકયા ઉઘાડા મિશ્રરૂપમાં ભાસે ત્યારે તેની સંજ્ઞા જીવાત્મા કહેવાય છે; અને જ્યારે સર્વાંશ ઢંકાયલા જડરૂપે ભાસે ત્યારે તે વિશ્વ અથવા જગત્ કહેવાય છે. પરમાર્થ વસ્તુ, બ્રહ્મ ચૈતન્ય, જે નિમિત્તને લઇ આ ત્રણ ભાવો ઉત્પન્ન કરે છે તે નિમિત્તને અવિદ્યા–અજ્ઞાન એવું નામ આપવામા આવે છે. આ અવિદ્યા–અજ્ઞાન સચ્ચિદાનંદ બ્રહ્મ સાથે કેમ રહી શકે છે, તે પૂર્ણ તત્ત્વને અસત્, જડ અને દુઃખરૂપે કેમ દર્શાવે છે, એ પ્રશ્નો વસ્તુતઃ શાંકર અભિપ્રાય પ્રમાણે નિરર્થક છે. શાંકરમત પ્રમાણે જેવું વિશ્વ અનુભવાય છે, અને જેવો જીવ–ઈશ્વર ભેદ સમજાય છે તેનો સ્વીકાર કરી ખુલાસો કરવાનો છે. સળગતા ઘરમાં અગ્નિ શી રીતે સળગ્યો તે પ્રશ્ન કરવા કરતાં તે અગ્નિમાંથી બચવાનો અથવા તેને ઓલવવાનો કોઈ માર્ગ દર્શાવે તો તે કોઇ રીતે ખોટો નથી. અગ્નિ ગમે તે કારણથી ઉત્પન્ન થયો હોય પણ બચવાનો માર્ગ કોઇ જણાવતું હોય તો તેનો સ્વીકાર શા સારૂ ન કરવો ? શ્રીશંકરાચાર્ય આવા નિશ્ચય ઉપર આવેલા જણાય છે કે અવિદ્યા અજ્ઞાનવડે આ જગતરૂપ અધ્યાસ ઉભો થયો છે; તે અનેક નામરૂપના વિવર્તો દર્શાવે છે, અને તેનું શમન કરનાર ઉપાય વિદ્યા અથવા તત્ત્વજ્ઞાન છે, અને તેવડે આ જગદ્ભ્રમ શમે છે એટલુંજ નહિ પણ જીવ–ઈશ્વરભ્રમ; જીવના સંસારીપણાનો ભ્રમ; જીવની અનેકતાનો ભ્રમ વિગેરે અનેક કલેશની જાળો તુટે છે.

જગદ્ભ્રમ, જીવેશ્વરભ્રમ વિગેરે ઉત્પન્ન કરનાર નિમિત્તને અજ્ઞાન કહે છે. આ અજ્ઞાન જેવું બ્રહ્મ સ્વયપ્રકાશ છે તેવું સ્વયં પ્રકાશ નથી પરંતુ બ્રહ્મના આધાર બલવડે સ્ફુરે છે; અને વિદ્યા અથવા બ્રહ્માત્મૈક્યનો અનુભવ જાગ્યા પછી પોતાનાં સઘળાં કાર્યોસહિત શમે છે. આ અજ્ઞાન બ્રહ્મતત્ત્વનું

અથવા પરમાત્મ ચૈતન્યનું વિશેષણ નથી; પરંતુ ઉપાધિ છે. જે ગુણધર્મ વસ્તુના અંતર્ગત હોઇ બીજાથી તે વસ્તુને જુદી પાડે છે તે વિશેષણ કહેવાય જેમકે લાલ ઘોડો તેમાં લાલ–એ વિશેષણ છે, કેમકે તે ઘોડામાં અંતર્ગત હોઇ બીજા ધોળા વિગેરે ઘોડાથી તે ઘોડાને જૂદો પાડે છે. જે ગુણધર્મ વસ્તુમાં કોઇ રીતે પ્રવેશ પામ્યા વિના પાસે રહેવાના બલવડે તે વસ્તુને બીજા પદાર્થરૂપે દર્શાવે તે ઉપાધિ, જેમ જાસુદીનું ફુલ સ્ફટિક પાસે મૂકયું હોય તો સ્ફટિક લાલ દેખાય, તેમાં જાસુદીનું ફુલ તે લાલ સ્ફટિકનો ઉપાધિ છે વિશેષણ નથી. આ પ્રમાણે બ્રહ્મચૈતન્યને જગદ્રૂપે દર્શાવે છે તે નિમિત્ત બ્રહ્મનો ઉપાધિ છે; વળી આપણા સ્વયંપ્રકાશ આત્મચૈતન્યને મર્યાદાવાળું, અલ્પત્વાદિ ધર્મવાળું, જીવ ચૈતન્યરૂપે, જે દર્શાવે છે તે પણ ઉપાધિ છે. જે ઉપાધિરૂપ ધર્મ હોય તે જ્ઞાને કરીને શમે છે; જે વિશેષણરૂપ ધર્મ હોય તે જ્ઞાને કરી શમતો નથી.

આ મૂલ અજ્ઞાન ઉપાધિના બે ગુણો સમજવામાં આવે છે. એક ગુણ તે મૂલ વસ્તુને ઢાંકે છે અને બીજો ગુણ તે મૂલ વસ્તુને અન્યવસ્તુરૂપે દર્શાવે છે. પ્રથમ ગુણને આવરણ શક્તિ કહે છે; બીજાને વિક્ષેપ શક્તિ કહે છે. આ બંને પ્રકારની શક્તિને જે જોઈ શકે છે અને જે અધ્યક્ષરૂપે રહી શકે છે તે સોપાધિક ચૈતન્યને શાંકરમતમાં ઇશ્વર ચૈતન્ય કહે છે; જે આ બે પ્રકારની શક્તિ અને કાર્યોમાં દબાય છે, અને જે વિવેક કરી શકતો નથી તેવા સોપાધિક મૂલ ચૈતન્યને જીવ ચૈતન્ય કહે છે. આવી સામાન્ય પ્રક્રિયા ધ્યાનમાં લઈ, મૂલ વસ્તુ ચૈતન્ય સાથે પોતાનો અભેદ સાક્ષાત્કાર શી રીતે કરવો, તેની સાધનપ્રણાલિકા શાંકરમતના અનુયાયીઓએ ઘડી છે. પરંતુ આ સર્વમાં ઇશ્વર અને જીવના વાસ્તવ ભેદનું પ્રતિપાદન નથી, પરંતુ જે વ્યાવહારિક ભેદ જણાય છે તેનો સ્વીકાર કરી, તેનો ખુલાસો કરી, સંસારી જીવે અસંસારી પરમેશ્વરરૂપે પોતાને શી રીતે ઓળખવો તેનો ક્રમ માત્ર શાસ્ત્રવાક્યોને અનુસરતો આપવામાં આવ્યો છે. તેથી જેવી રીતે ન્યાય–વૈશેષિકમાં જીવાત્મા–પરમાત્માનો વાસ્તવ ભેદ છે, તથા જેવી રીતે સાંખ્યયોગમાં પુરુષોના સાચા ભેદો છે, અને અનેક પુરુષો પૈકી એક નિત્યસિદ્ધ

પૂર્વપક્ષઃ—પરંતુ આત્માને વિદ્યા અને અવિદ્યા લાગે તેથી તે આત્મા સવિશેષ કેમ નહિ ?

સિદ્ધાન્તી—ના. આ વિદ્યા અને અવિદ્યા પ્રત્યક્ષ રીતે અન્તઃકરણમાં જણાય છે. વિવેક અને અવિવેક–ભાન અને અભાન બંને, જેમ રૂપાદિ ચક્ષુરાદિમાં અનુભવાય છે, તેમ અન્તઃકરણમાં અનુભવાય છે. જેમ પ્રત્યક્ષ અનુભવાતું રૂપ અનુભવ કરનારનો ધર્મ નથી, તેમ " હું મૂઢ છું, મારું જ્ઞાન સ્પષ્ટ નથી–" એવી રીતે અવિદ્યા સ્વાનુભવથી ઘાટવાળી અનુભવાય છે, અને અવિદ્યાનો પ્રકાશ પણ તેવોજ અનુભવાય છે. વળી પોતાની વિદ્યાના રૂપને વાણીદ્વારા બીજાને બુદ્ધિમાનો સમજાવે છે; અને અન્ય સમજી જાણે છે. તેથી નામ અને રૂપના સમૂહમાં વિદ્યા અને અવિદ્યા પડે છે. અને તે પણ નામરૂપાત્મક છે. તેઓ નામરૂપાત્મક હોવાથી આત્માના ધર્મ નથી. જે નામરૂપનું વહન કરે તે અંદરનું તત્ત્વ બ્રહ્મ છે–એ શ્રુતિ પણ આજ ભાવને પ્રતિપાદન કરે છે. તે વિદ્યા અને અવિદ્યાવાળા નામ-રૂપ, જેમ સવિતામાં આપણે રાત્રિ અને દિવસ કલ્પીએ છીએ તેમ શુદ્ધ બ્રહ્મવાળા વસ્તુત નહિ છતાં કલ્પાય છે.

પૂર્વપક્ષ—જો એકજ પરમાત્મા હોય તો " આ આનંદમય આત્માનું અતિક્રમણ કરે છે " એ વાક્યમા કર્મ અને કર્તાનો ભાવ શી રીતે ઉપજાવાય.

સિદ્ધાન્તી —આ સંક્રમણ અથવા ઓળંગવાનો અર્થ "સમજણ" અથવા " વિજ્ઞાન " છે. જેમ એક કીડો એક પાંદડા ઉપરથી લાબો થઈ બીજા પાંદડા ઉપર જાય તેવો ભાવ આ પંચકોશ વિદ્યામા "સંક્રમણ"વડે સમજવાનો નથી.

પૂર્વપક્ષ —પણ અહીંયાં આનંદમય આત્માને ઓળંગે છે એવું સ્પષ્ટ વાક્ય છે, અને મુખ્યાર્થમા વપરાયું છે

સિદ્ધાન્તી —ના. અન્નમયમાં તેવો મુખ્યાર્થ બંધ બેસતો નથી. અન્નમય આત્માનું અતિક્રમણ કરનાર આ લોકમાથી ઉપર કહેલા કીડાની પેઠે બીજા લોકમાં જતો જણાતો નથી, અથવા બીજી કોઈરીતે ગતિ કરતો હોય એમ પણ સમજાતું નથી.

પૂર્વપક્ષઃ—મનોમય આત્મા અથવા વિજ્ઞાનમય આત્મા બહાર જાઇ અંદર પેસે છે, તેમ સંક્રમણ કેમ નહિ ?

સિદ્ધાન્તી:—એક આત્મતત્ત્વમાં આવા વિકારો બને નહિ, અન્નમય આત્મા વળી બીજાનું અતિક્રમણ કરે એવું આરંભમાં સમજીએ તો મનોમય અને વિજ્ઞાનમય આત્મા પોતે પોતાનો સંકોચ વિકાસ કરે એ પ્રકરણ વિરુદ્ધ કલ્પના કહેવાય. તેવીજ રીતે આનંદમયનું પણ આત્મસંક્રમણ વિરોધી ગણાય. તેથી સંક્રમણનો અર્થ ઓળંગી બીજા પદાર્થને મેળવવું એવો નહિ, તેમ અન્નમયાદિને બીજો કોઈ ઓળંગે એવું પણ સમજવાનું નથી. તેથી પરિ-શેષ અનુમાનથી અન્નમયથી માંડી આનંદમય પર્યંતના આત્મરૂપે કહેવાતા પદાર્થ કરતાં ભિન્ન કોઇ ચૈતન્ય વસ્તુની જ્ઞાનમાત્ર સ્થિતિ અથવા અનુભવ—એજ સંક્રમણ પદાર્થ સમજવો. જ્યારે આ જ્ઞાનમાત્ર સંક્રમણ છે એવું સમજાય છે, ત્યારે આનંદમયના ભીતર પ્રદેશમાં રહેલો સર્વાન્તર પરમાત્મા, આકાશથી માંડી પિંડના અન્નમય પર્યંતનાં કાર્યો ઉત્પન્ન કરી, તેમાં પ્રવેશ કરી રહેલા, હૃદયગુહાના અખંડ સંબંધવડે અન્નમયાદિ આત્માઓમાં આત્મ-બુદ્ધિનો ભ્રમ, સંક્રમણવડે એટલે શુદ્ધ સ્વરૂપના સ્પષ્ટ જ્ઞાનવડે, નાશ પામે છે:—આ પ્રમાણે અવિદ્યાજન્ય ભ્રમનો નાશ થવો એનું નામ સંક્રમણ ઉપ-ચારવડે કહેવાય છે. બીજી વસ્તુના અભાવથી સંક્રમણનો મુખ્યાર્થ બની શકે તેમ નથી. પોતે પોતાનું સંક્રમણ કરે એ અર્થ વિનાનું બોલવું છે. કીડો પોતાને ઓળંગતો નથી. તેથી સત્ય જ્ઞાનસ્વરૂપ અને અનંત બ્રહ્મ—એવા આરંભના વેદવાક્યથી જેનું લક્ષણ આપવા આવ્યું છે, તેવા પરમાત્માના અનુભવને અર્થેજ, તે પરમાત્મા અનેક કાર્યરૂપે થયા, તેમાં તે પેઠા, તેમાં તેમને રસ પડ્યો, તેમાં તેમને અભય પ્રાપ્ત થયું, અને તેમા તે અન્નમયાદિ કોશનું અતિક્રમણ કરી પ્રતિષ્ઠા પામ્યા—વિગેરે પ્રક્રિયા સર્વ વ્યવહારના વિષ-યરૂપ બ્રહ્મતત્ત્વમાં એટલે પરમેશ્વર ચેતનમાં કલ્પાયેલી છે. પરમાર્થભૂત નિર્વિ-કલ્પ બ્રહ્મમાં કોઇપણ વિકલ્પ સંભવતો નથી. ''

અથવા પરમાત્મ ચૈતન્યનું વિશેષણ નથી; પરંતુ ઉપાધિ છે. જે ગુણધર્મ વસ્તુના અંતર્ગત હોય બીજાથી તે વસ્તુને જુદી પાડે છે તે વિશેષણ કહેવાય જેમકે લાલ ઘોડો તેમાં લાલ–એ વિશેષણ છે, કેમકે તે ઘોડામાં અંતર્ગત હોઇ બીજા ઘોળા વિગેરે ઘોડાથી તે ઘોડાને જૂદો પાડે છે. જે ગુણધર્મ વસ્તુમાં કોઇ રીતે પ્રવેશ પામ્યા વિના પાસે રહેવાના બલવડે તે વસ્તુને બીજા પદાર્થરૂપે દર્શાવે તે ઉપાધિ, જેમ જાસુદીનું ફુલ સ્ફટિક પાસે મૂકયું હોય તો સ્ફટિક લાલ દેખાય, તેમાં જાસુદીનું ફુલ તે લાલ સ્ફટિકનો ઉપાધિ છે વિશેષણ નથી. આ પ્રમાણે બ્રહ્મચૈતન્યને જગદ્રૂપે દર્શાવે છે તે નિમિત્ત બ્રહ્મનો ઉપાધિ છે; વળી આપણા સ્વયંપ્રકાશ આત્મચૈતન્યને મર્યાદાવાળું, અલ્પત્વાદિ ધર્મવાળું, જીવ ચૈતન્યરૂપે, જે દર્શાવે છે તે પણ ઉપાધિ છે. જે ઉપાધિરૂપ ધર્મ હોય તે જ્ઞાને કરીને શમે છે; જે વિશેષણરૂપ ધર્મ હોય તે જ્ઞાને કરી શમતો નથી.

આ મૂલ અજ્ઞાન ઉપાધના બે ગુણો સમજવામા આવે છે. એક ગુણ તે મૂલ વસ્તુને ઢાંકે છે અને બીજો ગુણ તે મૂલ વસ્તુને અન્ય વસ્તુરૂપે દર્શાવે છે. પ્રથમ ગુણને આવરણ શક્તિ કહે છે; બીજાને વિક્ષેપ શક્તિ કહે છે. આ બંને પ્રકારની શક્તિને જે જોઈ શકે છે અને જે અધ્યક્ષરૂપે રહી શકે છે તે સોપાધિક ચૈતન્યને શાંકરમતમા ઇશ્વિર ચૈતન્ય કહે છે; જે આ બે પ્રકારની શક્તિ અને કાર્યોમા દબાય છે, અને જે વિવેક કરી શકતો નથી તેવા સોપાધિક મૂલ ચૈતન્યને જીવ ચૈતન્ય કહે છે. આવી સામાન્ય પ્રક્રિયા ધ્યાનમા લઈ, મૂલ વસ્તુ ચૈતન્ય સાથે પોતાનો અભેદ સાક્ષાત્કાર શી રીતે કરવો, તેની સાધનપ્રણાલિકા શાંકરમતના અનુયાયીઓએ ઘડી છે. પરંતુ આ સર્વમા ઇશ્વિર અને જીવના વાસ્તવ ભેદનુ પ્રતિપાદન નથી, પરંતુ જે વ્યાવહારિક ભેદ જણાય છે તેનો સ્વીકાર કરી, તેનો ખુલાસો કરી, સંસારી જીવે અસંસારી પરમેશ્વરરૂપે પોતાને શી રીતે ઓળખવો તેનો ક્રમ માત્ર શાસ્ત્રવાક્યોને અનુસરતો આપવામા આવ્યો છે. તેથી જેવી રીતે ન્યાય–વૈશેષિકમાં જીવાત્મા–પરમાત્માનો વાસ્તવ ભેદ છે, તથા જેવી રીતે સાંખ્ય-યોગમા પુરુષોના સાચા ભેદો છે, અને અનેક પુરુષો પૈકી એક નિત્યસિદ્ધ

પુરૂષ ઈશ્વર છે એવું મતવ્ય છે તેની પ્રક્રિયા શાંકર વેદાન્તમાં સમજવાની નથી અભેદ સાક્ષાત્કારના માર્ગ તરીકે ભેદ સામગ્રીનો સ્વીકાર છે, વગેરેના ભારને કઈ યુક્તિથી ક્યે માર્ગે જઇ મૂકી દેવો અને ભાર વહનનો બદલો ની રીતે મેળવવો—એ જેમ ભાર વાહકનું લક્ષ્ય છે, તેમ આ વગેરેના સંસાર ભારને કઈ પ્રક્રિયાવડે છોડી શકાય અને તે છોડવાની સાથે જીવની અવસ્થામા મોક્ષ સુખ શી રીતે અનુભવાય—આ વેદાન્ત માર્ગના પથિકનું પરમ લક્ષ્ય છે

ઉપાધિ બે પ્રકારની હોય છે (૧) પ્રતિબિમ્બ દર્શાવનારી (૨) અવચ્છેદ એટલે મર્યાદા દર્શાવનારી શાંકરમતાનુયાયીઓમા મૂલ ચૈતન્યને ઈશ્વર અને જીવરૂપે દર્શાવનારી ઉપાધિને—મૂલ અજ્ઞાનને—બે નામો આપવામા આવ્યા છે ઈશ્વરપણાને પ્રકટ કરે તે માયા ઉપાધિ, જીવપણાને પ્રકટ કરે તે અવિદ્યા ઉપાધિ

## પ્રતિબિમ્બવાદ.

પ્રકટાર્થ વિવરણમાં માયા—અવિદ્યાને ભિન્ન પદાર્થરૂપે નહિ માનતા અવયવી અને અવયવરૂપે માનવામા આવે છે અનાદિ અને અનિર્વચનીય માયા જે જડ જગત્નું કારણ છે તેના પૂર્ણરૂપમા જે ચૈતન્ય પ્રતિબિમ્બિત થાય અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કાર્ય કરે તે ઈશ્વર ચેતન કહેવાય છે આ માયાના ખડો અથવા કલાઓ અથવા અંશોને અવિદ્યા કહે છે આવા ખડો, કલાઓ અથવા અંશોમા જે પ્રતિબિમ્બિત ચૈતન્ય, હું પણાનું ભાન કરી સંસાર બધનમા ગુચાય, તેને જીવચેતન કહે છે

પંચદશીના તત્ત્વવિવેકમાં જીવ—ઈશ્વર ભેદની વ્યવસ્થા આ પ્રમાણે કરી છે—મૂલ પ્રકૃતિ અથવા મૂલ અજ્ઞાન ત્રિગુણવાળુ છે, અને તેની માયા અને અવિદ્યા—એવી બે અવસ્થાઓ છે, અને તે બને પ્રતિબિમ્બગ્રાહક ઉપાધિ છે જે મૂલ પ્રકૃતિ અથવા મૂલ અજ્ઞાનમા સત્વ બીજા બે રજસ્ અને તમસ્થી દબાયેલું ન રહે, તેને માયા નામ આપવામા આવે છે, જેમા રજસ્ તથા તમસ્થી સત્ત્વ અભિભૂત થાય તેવા અજ્ઞાનને અવિદ્યા કહે છે

આ પ્રકારના માયામા પડેલા પ્રતિબિમ્બને ઇશ્વર અને અને અવિદ્યામાં પડેલા પ્રતિબિમ્બને જીવ સંજ્ઞા આપવામાં આવે છે.

કેટલાક શાકરમતાનુયાયીઓ માયા-અવિદ્યાનો ભેદ અંશાશીરૂપે નહિ. તેમ અવસ્થા ભેદરૂપે પણ નહિ, પરંતુ શક્તિભેદવડે પાડે છે. એટલે કે જે મૂલ અજ્ઞાનમાં વિક્ષેપ શક્તિ બલવાન્ છે તે માયા અને જેમા આવરણશક્તિ બલવાન્ છે તે અવિદ્યા, માયાવાળો ઇશ્વિર, અવિદ્યાવાળો જીવ. માયાવાળો સર્વજ્ઞ સર્વ શક્તિ ભાસે છે, અવિદ્યાવાળો અ'પજ્ઞ પરત ત્ર ભાસે છે.

સર્વજ્ઞ મુનિના સંક્ષેપશારીરકમા અજ્ઞાન-માયા-અવિદ્યાવાળા ઉપાધિને એકજ પદાર્થ માની તેમા પડેલા ચિત્પ્રતિબિંબને ઇશ્વર, અને તે ઉપાધિના કાર્યરૂપ મન આદિમા પડેના ચિત્પ્રતિબિંબને જીવ-એની રીતે ભેદ વ્યવસ્થા કરવામા આવી છે.

આ સર્વ મતમા ઇશ્વર અને જીવને પ્રતિબિંબરૂપે સ્વીકારી મૂલ ચૈતન્યને એટલે શુદ્ધ બ્રહ્મને બિંબરૂપે સ્વીકારવામા આવે છે.

પંચદશીના ચિત્રદીપમા આ ચૈતન્યની ત્રિપુટી-શુદ્ધબ્રહ્મ, ઇશ્વર અને જીવને બદલે તેના ચાર રૂપોનું પ્રતિપાદન છે. તેમા દૃષ્ટાન્ત તરીકે આકાશ, અને દાર્ષ્ટાંતિક તરીકે બ્રહ્મ લેવામા આવ્યુ છે. જેમ બાહ્ય આકાશ ઘટથી મર્યાદિત થાય ત્યારે ઘટાકાશ કહેવાય છે; તે ઘટમા ભરેલા જલમા તે બાહ્ય આકાશ ઘનમંડલ, અથવા તારકમંડલની છાયાવાળુ પ્રતિબિંબિત થાય તેને જલાકાશ કહેવામા આવે છે; અમર્યાદિત આકાશ તે મહાકાશ કહેવાય અને તે આકાશમા રહેલા ઘનમંડલના જલરાશિમા પ્રતિબિંબિત થયેલુ આકાશ મેઘાકાશ કહેવાય છે; તેમ સ્થૂલ શરીરવડે મર્યાદિત ચૈતન્ય તે કૂટસ્થ કહેવાય છે (ઘટાકાશ જેવુ); તે બે શરીરમા રહેલા મન વિગેરે પ્રવાહી પદાર્થમા પડેલા પ્રતિબિંબિત ચૈતન્યને સસારી જીવ કહેવામા આવે છે (જલાકાશ જેવો), અનવચ્છિન્ન અથવા અમર્યાદિત ચૈતન્ય તે બ્રહ્મ ચૈતન્ય (મહાકાશ જેવું); અને અનેક પ્રાણીઓની બુદ્ધિની વાસનાથી રંગાયેલા માયારૂપ ઉપાધિમા પડેલા ચૈતન્યના પ્રતિબિંબને ઇશ્વિરચૈતન્ય કહે છે (મેઘાકાશ જેવું). આ પ્રક્રિયામાં જીવ ચૈતન્યને મન આદિમા પડેલુ પ્રતિબિંબ ચૈતન્ય

ગણ્યું છે, અને અનેક બુદ્ધિના રંગોથી રંગાયેલા માયા-અજ્ઞાનમાં પડેલા પ્રતિબિંબને ઈશ્વર ચૈતન્ય ગણ્યું છે.

વિદ્યારણ્યસ્વામીએ એજ ગ્રન્થના આગળ એવી પ્રક્રિયા આપી છે કે પ્રત્યેક ભ્રમમા બે અંશો હોય છે. એક અંશ અધ્યસ્ત છે; બીજો અંશ અધિષ્ઠાનને લગતો છે. પહેલો અંશ માયિક ખોટો છે; બીજો અંશ પરમાર્થ અથવા સાચો છે જેમ છીપમાં રૂપાનો ભ્રમ થાય છે તેમા-આ રૂપું છે એવી રીતે વર્ણવાય તેવી પ્રતીતિ થાય છે. તેમા "આ"-એ અધિષ્ઠાનને લગતો અંશ છે અને તે સાચો છે. રૂપુ-એ અંશ અધ્યસ્તને લગતો એટલે ખોટો છે આ બે મિશ્ર અંશવડે ભ્રમ વર્ણવાય છે તેમા સત્ય-અસત્યનુ લગ્ન છે. આ પ્રકારે "હું ચૈતન્ય છુ અથવા આત્મા છુ"-આ વાક્યમા જે "અહં" એટલે હું એ અધ્યસ્ત છે, અને ચૈતન્ય અથવા આત્મા-એ અધિષ્ઠાન અંશ છે. અહંકારરૂપે સ્ફુરતુ રૂપ અધ્યસ્ત છે, અને જેમા તે સ્ફુરે છે એવુ, જે એરણ જેવું કૂટસ્થરૂપ છે, તે અધિષ્ઠાન છે અને તે સાચુ છે. આપણા ચૈતન્યમા જે વિશેષ વિજ્ઞાન સ્ફુરે છે તે ઉપાધિમય અને કલ્પિત છે; અને જે સામાન્ય વિજ્ઞાન કૂટસ્થરૂપે રહે છે તે નિરપાધિ અને અકલ્પિત છે આ પ્રમાણે "હું બ્રહ્મ છુ"-એ પ્રકારના મહાવાક્યજન્ય વૃત્તિજ્ઞાનમા "હું"મા રહેલા વિશેષજ્ઞાનના એટલે સસારીપણાના ધર્મોનો બાધ કરી રહેલા કૂટસ્થ બ્રહ્મચૈતન્ય સાથે અભેદનો બોધ સમાયેલો છે

પરતુ જો "હું" વડે વાચ્ય અર્થ ન લઇએ અને લક્ષ્ય અર્થ લઇએ તો હુ બ્રહ્મ છુ-એ વાક્યમા બાધ સામાનાધિકરણ્યને બદલે મુખ્ય સામાનાધિકરણ્ય થઇ શકે છે, અને વિવરણકાર જીવ-બ્રહ્મનો તેવો તાદાત્મ્યસંબંધ સ્વીકાર છે.

### અવચ્છેદવાદ.

જીવસ્વરૂપના સબંધમા પ્રતિબિંબવાદના વિચારો આપણે જાણ્યા, પરતુ પ્રતિબિંબ વસ્તુત રૂપવાળા પદાર્થનું ઉપાધિમા પડી શકે છે બ્રહ્મચૈતન્યરૂપવાળો પદાર્થ નથી તેથી તેનુ પ્રતિબિંબ અવિદ્યા-અથવા અંતકરણાદિ ઉપાધિમા પડી શકે નહિ, વળી પ્રતિબિંબ ગ્રાહક ઉપાધિથી બિંબરૂપ પદાર્થ

બહિર્દેશમા હોય છે, જ્યારે અંતર્યામી બ્રાહ્મણના પ્રમાણવડે સમજાય છે કે પરમેશ્વર સર્વના અંદર રહેલા છે, તેથી પ્રતિબિમ્બવાદ બધ બેસતો નથી– આ વિગેરે કારણોથી અવિદ્યા અથવા અત કરણ વિગેરે અવચ્છેદક અથવા મર્યાદા કરનાર ઉપાધિથી મર્યાદિત થયેલુ ચેતન તે જીવ અને અમર્યાદિત ચેતન તે ઇશ્વર ટુકામા સકુચિત શક્તિવાળુ ચેતન તે જીવ, અસંકુચિત શક્તિવાળુ ચેતન તે ઇશ્વર

## જીવનુ એકત્વ અથવા નાનાત્વ.

બ્રહ્મચૈતન્યના જીવ અને ઇશ્વર નામના બે રૂપો કાતો પ્રતિબિંબવાદથી અથવા અવચ્છેદવાદથી સમજાયા પછી જીવ–એક છે કે અનેક છે આ પ્રશ્નની ચર્ચા શાકરમતાનુયાયીઓમા થયેલી છે કેટલાકનુ એમ માનવુ છે કે સસારી જીવ એકજ છે અને તેને આદિપુરુષ અથવા બ્રહ્મા એવી સજ્ઞા આપવામા આવે છે અન્ય સર્વ જીવો તેના મનથી ઉભા કરેલા સચેતન આભાસો છે, અને સ્વપ્નતુલ્ય છે જગતનો આધસકલ્પ કરનાર સાચો જીવ તે હિરણ્યગર્ભ અથવા બ્રહ્મા અને તેના આભાસો અથવા પ્રતિબિંબો, તે આપણા જેવા જીવો કેટલાક આ હિરણ્યગર્ભ નામના જીવવડે જગત વ્યવસ્થા થયેલી માને છે, અને અતર્યામી બીજા ઇશ્વરની અપેક્ષા માનતા નથી કેટલાક એમ કહે છે કે હિરણ્યગર્ભ પણ સસારી છે અને અતર્યામી અસસારી છે, અને તે હિરણ્યગર્ભનો પણ પ્રબોધક છે અનેક જીવરૂપ આભાસોથી સ્ફુરણ પામતા શરીરવાળા એક હિરણ્યગર્ભરૂપ સાચા જીવનો સિદ્ધાન્ત–સવિશેષ અનેક શરીરૈકજીવવાદ–કહેવાય છે આ સિદ્ધાન્તમા અનેક શરીરોને સચેતન દર્શાવતા અનેક આભાસરૂપ જીવો હિરણ્યગર્ભના જીવનમા અન્તર્ગત થયેલા હોય છે, અને તેઓ હિરણ્યગર્ભના કલ્પકાળમા મોક્ષાદિ પામે છે– એવુ માનવામા આવે છે બીજા એમ માને છે કે કલ્પના ફેરફારમા કયો હિરણ્યગર્ભ સત્ય અને કો માયિક અથવા અસત્ય–એ નિર્ણય થવો મુશ્કેલ છે, તેથી અનેક શરીરોને સચેતન કરનાર એકજ જીવ બસ છે, અને આભાસમય જીવોની અગત્ય નથી અને જેમ એક યોગી અનેક શરીરોનુ એકી વખતે નિયત્રણ કરી અધ્યક્ષ થઇ શકે છે તેમ એક હિરણ્યગર્ભ

અનેક શરીરોને સચેતન બનાવી સંસાર ચલાવે છે, અને આપણે તેના મનના વિશ્વાસરૂપ છીએ આમા આપણા જેવા જીવોનુ વ્યક્તિત્વ નથી. આથી આ મતને " અવિરોધ અનેક શરીરજીવવાદ " કહે છે.

### જીવનું ત્રિવિધ સ્વરૂપ.

જીવ પ્રતિબિંબ ચેતન છે કે અવચ્છિન્ન ચેતન છે, તે એક છે કે અનેક છે–એ વિચારોની પીઠમા બ્રહ્મચૈતન્યનું એકપણુ શાકર મતાનુયાયીઓમા કાયમ હોય છે તેઓ જીવના ત્રણ રૂપો માને છે. (૧) પારમાર્થિક (૨) વ્યાવહારિક, અને (૩) પ્રાતિભાસિક. અધિષ્ઠાન અથવા આધાર કૂટસ્થ ચેતન તે પારમાર્થિક જીવ છે, અને તે વસ્તુત બ્રહ્મતત્વજ છે. આ ચેતન સ્થૂલાદિ શરીરોથી માત્ર અવચ્છિન્ન થાય છે અને તેથી જીવ મનાને પાત્ર બને છે ઈશ્વરની માયારૂપ ઉપાધિમા તરતા, અન્તઃકરણાદિ ભિન્ન ભિન્ન ઉપાધિમા પડતા પ્રતિબિંબો જે તે તે ઉપાધિમા આત્મપણાનુ અથવા અહંતાનુ ભાન કરે છે તે વ્યાવહારિક જીવો છે તેમનો બ્રહ્મ સાથેનો સબંધ અભેદ ઉપાધિનો બાધ થયા પછી થાય છે, જ્યારે કૂટસ્થ પરમાર્થ જીવનો અભેદ મુખ્ય સામાનાધિકરણ્યથી હોય છે વ્યાવહારિક જીવની પીઠ ઉપર સ્વપ્નાધ્યાસવાળો જીવ તે પ્રાતિભાસિક જીવ છે તે વ્યાવહારિક જીવની ભાનવાળી અવસ્થામા બાધિત થાય છે અથવા શમી જાય છે

## પ્રકરણ બારમું.

## બ્રહ્મમીમાંસા (ચાલુ)
### શ્રી વલ્લભાચાર્યનુ શુદ્ધાદ્વૈત દર્શન.

### (૧) પૂર્વ પ્રકરણ સંગતિ.

બ્રહ્મમીમાસા દર્શન જે પ્રસ્થાન ત્રયી ઉપર રચાયુ છે તેના ઉપર એકદેશી મતો અથવા સંપ્રદાયો રચાયા છે તેનુ સામાન્ય વર્ણન કરવામા

પ્રકરણમાં આવ્યું છે. તેમાં આપણે વિચારી ગયા છીએ કે બ્રહ્મસૂત્ર અને ઉપનિષદો ઉપર શંકરાચાર્યની પહેલાં ઘણું સાહિત્ય હતું, અને તે હાલ લોપ પામ્યું છે. તેમાં આપણે ભર્તૃપ્રપંચના અવસ્થાદ્વૈત અથવા સમુચ્ચયવાદનું. કંઈક સ્વરૂપ ખડું કરી શકીએ તેમ છે, અને તેની સમાલોચના પણ તેજ પ્રકરણમાં કરી છે. આ વિચારક ઈ. સ. ૬૫૦ મા થઇ ગયા. ત્યારપછી શંકરાચાર્યનાં ભાષ્યોએ (ઈ. સ. ૭૮૮–૮૨૦) બ્રહ્મમીમાંસા ઉપર વેદાન્ત દર્શન અથવા શાંકર કેવલાદ્વૈત મતની છાપ પાડી છે, અને બ્રહ્મમીમાંસા, વેદાન્ત, કેવલાદ્વૈત–એ વિગેરે પર્યાય શબ્દો થઈ ગયા છે. શંકરાચાર્યના મતમાં ઉપાસના ગૌણ અને જ્ઞાન પ્રધાન હોવાથી તે મત પ્રમાણે તત્ત્વજ્ઞાન મુખ્ય છે, અને ભક્તિ ગૌણ છે. જગત્કારણ પરમેશ્વર ભક્તિના–પ્રેમના પાત્ર છે તે ખરું, પરંતુ તે આપણા આત્મા છે માટે ભજનીય છે. આથી ભક્તિ એ સ્વરૂપાનુસંધાનનું સાધન છે. તે સ્વતઃસાધ્ય નથી.

પ્રસ્થાનત્રય ઉપર ઘડાયેલા શુદ્ધાદ્વૈત (શ્રી વલ્લભાચાર્યમત), વિશિષ્ટાદ્વૈત (શ્રીરામાનુજ મત), અવિભાગાદ્વૈત (વિજ્ઞાનભિક્ષુમત), ભેદાભેદમત (નિંબાર્કમત)–વિગેરેમા પરબ્રહ્મ અથવા પરમેશ્વર વિષ્ણુ–નારાયણ–પુરુષોત્તમ વિગેરે સંજ્ઞાવાળા ગણી તેના ઉપર ભક્તિ સંપ્રદાયની રચના કરવામા આવી છે, અને તત્ત્વજ્ઞાન તેમા ગૌણ ગણ્યુ છે. શાંકરમતમા જેવો જીવાત્મા તે અવિકૃત પરબ્રહ્મ છે એવો નિશ્ચય છે તેવો નિશ્ચય આ મતોમા નથી. તેમા જીવાત્મા પરમેશ્વરના અથવા પરબ્રહ્મના અંશરૂપ છે, અને તેમની વચ્ચે કેવલ તાદાત્મ્ય સંબંધ નથી, પરંતુ અંશાંશી સંબંધ અથવા સાયુજ્ય સંબંધ છે એવો સ્વીકાર છે. આ કારણથી આ વિષ્ણુદૈવતની ભાવનાના પ્રાધાન્યવાળા મતોમા ભક્તિ, પ્રપત્તિ–એ મુખ્ય છે, અને જ્ઞાન ગૌણ છે. ભજનીય પરમેશ્વરના માહાત્મ્યના જ્ઞાનવડે ભક્તિ અથવા પ્રેમનો ઉદય થાય છે. આ ભક્તિ સિદ્ધાન્ત બ્રહ્મસૂત્રમા જોકે અન્તર્ગત જણાય છે, તોપણ તે ઘણે ભાગે સાત્વતતંત્ર અથવા ભાગવતમતના અથવા પાંચરાત્ર સિદ્ધાન્ત ઉપર ઘડાયેલો છે, અને તેથી આ વૈષ્ણવમતોના નિશ્ચયો વૈષ્ણવ દર્શનનું પ્રકરણ વાંચવાથી સારી રીતે સમજાય તેમ છે. તાત્પર્ય બ્રહ્મસૂત્ર ઉપનિષદો

અનેક શરીરોને સચેતન બનાવી સંસાર ચલાવે છે; અને આપણે તેના મનના વિલાસરૂપ છીએ આમા આપણા જેવા જીવોનું વ્યક્તિત્વ નથી. આથી આ મતને "અવિશેષ અનેક શરીરજીવવાદ" કહે છે.

### જીવનું ત્રિવિધ સ્વરૂપ.

જીવ પ્રતિબિંબ ચૈતન છે કે અવચ્છિન્ન ચૈતન છે, તે એક છે કે અનેક છે–એ વિચારોની પીડામા બ્રહ્મચૈતન્યનું એકપણું શાંકર મતાનુયાયીઓમા કાયમ હોય છે. તેઓ જીવનાં ત્રણ રૂપો માને છે. (૧) પારમાર્થિક (૨) વ્યાવહારિક, અને (૩) પ્રાતિભાસિક. અધિષ્ઠાન અથવા આધાર કૂટસ્થ ચૈતન તે પારમાર્થિક જીવ છે, અને તે વસ્તુતઃ બ્રહ્મતત્વજ છે. આ ચૈતન સ્થૂલાદિ શરીરોથી માત્ર અવચ્છિન્ન થાય છે અને તેથી જીવ સંજ્ઞાને પાત્ર બને છે ઇશ્વરની માયારૂપ ઉપાધિમાં તરતાં, અન્તઃકરણાદિ ભિન્ન ભિન્ન ઉપાધિયા પડતા પ્રતિબિંબો જે તે તે ઉપાધિમા આત્મપણાનું અથવા અહંતાનુ ભાન કરે છે તે વ્યાવહારિક જીવો છે. તેમનો બ્રહ્મ સાથેનો સંબંધ અભેદ ઉપાધિનો બાધ થયા પછી થાય છે, જ્યારે કૂટસ્થ પરમાર્થ જીવનો અભેદ મુખ્ય સામાનાધિકરણ્યથી હોય છે વ્યાવહારિક જીવની પીઠ ઉપર સ્વમાધ્યાસવાળો જીવ તે પ્રાતિભાસિક જીવ છે. તે વ્યાવહારિક જીવની ભાનવાળી અવસ્થામા બાધિત થાય છે અથવા શમી જાય છે.

---

## પ્રકરણ બારમું.

---

## બ્રહ્મમીમાંસા (ચાલુ)
### શ્રી વલ્લભાચાર્યનુ શુદ્ધાદ્વૈત દર્શન.

---

### (૧) પૂર્વ પ્રકરણ સંગતિ.

બ્રહ્મમીમાસા દર્શન જે પ્રસ્થાન ત્રયી ઉપર રચાયું છે તેના ઉપર એકદેશી મતો અથવા સંપ્રદાયો રચાયા છે તેનું સામાન્ય વર્ણન દશમા

પ્રકરણમાં આવ્યું છે. તેમાં આપણે વિચારી ગયા છીએ કે બ્રહ્મસૂત્ર અને ઉપનિષદો ઉપર શંકરાચાર્યની પહેલાં ઘણું સાહિત્ય હતું, અને તે હાલ લોપ પામ્યું છે. તેમાં આપણે ભર્તૃપ્રપંચના અવસ્થાદ્વૈત અથવા સમુચ્ચયવાદનું કંઈક સ્વરૂપ ખડું કરી શકીએ તેમ છે, અને તેની સમાલોચના પણ તેજ પ્રકરણમાં કરી છે. આ વિચારક ઈ. સ. ૬૫૦ માં થઇ ગયા. ત્યારપછી શંકરાચાર્યનાં ભાષ્યોએ (ઈ. સ. ૭૮૮-૮૨૦) બ્રહ્મમીમાંસા ઉપર વેદાન્ત દર્શન અથવા શાંકર કેવલાદ્વૈત મતની છાપ પાડી છે, અને બ્રહ્મમીમાંસા, વેદાન્ત, કેવલાદ્વૈત-એ વિગેરે પર્યાય શબ્દો થઈ ગયા છે. શંકરાચાર્યના મતમાં ઉપાસના ગૌણ અને જ્ઞાન પ્રધાન હોવાથી તે મત પ્રમાણે તત્ત્વજ્ઞાન મુખ્ય છે, અને ભક્તિ ગૌણ છે. જગત્કારણ પરમેશ્વર ભક્તિના-પ્રેમના પાત્ર છે તે ખરૂં, પરંતુ તે આપણા આત્મા છે માટે ભજનીય છે. આથી ભક્તિ એ સ્વરૂપાનુસંધાનનું સાધન છે. તે સ્વતઃસાધ્ય નથી.

પ્રસ્થાનત્રય ઉપર ઘડાયેલા શુદ્ધાદ્વૈત (શ્રી વલ્લભાચાર્યમત), વિશિષ્ટાદ્વૈત (શ્રીરામાનુજ મત), અવિભાગાદ્વૈત (વિજ્ઞાનભિક્ષુમત), ભેદાભેદમત (નિંબાર્કમત)-વિગેરેમાં પરબ્રહ્મ અથવા પરમેશ્વર વિષ્ણુ-નારાયણ-પુરુષોત્તમ વિગેરે સંજ્ઞાવાળા ગણી તેના ઉપર ભક્તિ સંપ્રદાયની રચના કરવામાં આવી છે, અને તત્ત્વજ્ઞાન તેમા ગૌણ ગણ્યુ છે. શાંકરમતમા જેવો જીવાત્મા તે અવિકૃત પરબ્રહ્મ છે એવો નિશ્ચય છે તેવો નિશ્ચય આ મતોમા નથી. તેમાં જીવાત્મા પરમેશ્વરના અથવા પરબ્રહ્મના અંશરૂપ છે, અને તેમની વચ્ચે કેવલ તાદાત્મ્ય સંબંધ નથી, પરંતુ અંશાંશી સંબંધ અથવા સાયુજ્ય સંબંધ છે એવો સ્વીકાર છે. આ કારણથી આ વિષ્ણુદૈવતની ભાવનાના પ્રાધાન્યવાળા મતોમા ભક્તિ, પ્રપત્તિ-એ મુખ્ય છે, અને જ્ઞાન ગૌણ છે. ભજનીય પરમેશ્વરના માહાત્મ્યના જ્ઞાનવડે ભક્તિ અથવા પ્રેમનો ઉદય થાય છે. આ ભક્તિ સિદ્ધાન્ત બ્રહ્મસૂત્રમા જોકે અન્તર્ગત જણાય છે, તોપણ તે ઘણે ભાગે સાત્વતતંત્ર અથવા ભાગવતમતના અથવા પાંચરાત્ર સિદ્ધાન્ત ઉપર ઘડાયેલો છે, અને તેથી આ વૈષ્ણવમતોના નિશ્રયો વૈષ્ણવ દર્શનનું પ્રકરણ વાચવાથી સારી રીતે સમજાય તેમ છે. તોપણ બ્રહ્મસૂત્ર ઉપનિષદો

અને ભગવદ્ગીતા ઉપર આ મતવાળા પોતાના સિદ્ધાન્તની રચના સ્વીકારે છે તેટલા પૂરતા તેઓ બ્રહ્મમીમાંસા દર્શનમા વિચારવા યોગ્ય છે

## (૨) શ્રીવલ્લભાચાર્ય ( ઇ. સ. ૧૪૭૬–૧૫૩૦ )

તેલંગ દેશમા કાકરખંભ નામના ગામમા લક્ષ્મણભટ્ટ નામના બ્રાહ્મણ હતા તેમના પત્નીનું નામ ઇલ્લિમાગારૂ હતું તેમના પુત્ર તે શ્રીવલ્લભાચાર્ય તેમનો જન્મ સં ૧૫૩૫ અને દેહવિલય સંવત્ ૧૫૮૬ મા થયો હતો

માધવાનંદ સરસ્વતી નામના ત્રિદંડી પાસે તેમણે વિદ્યાભ્યાસ કર્યો હતો શ્રી કાશીવિશ્વેશ્વરમા વાદપત્ર તેમણે ચોટાડયો હતો ધર્મપ્રવૃત્તિના કારણથી તેમણે એકવાર ભારી ઝાડખંડ હતું શ્રી બાલાજીમા તેમના પિતાનો દેહ પડયો ત્યારપછી વિદ્યાનગરમા રાજા કૃષ્ણદેવની સભામા વિષ્ણુસ્વામીના સંપ્રદાયની ગાદી ઉપર તેમની પ્રતિષ્ઠા થઈ હતી તેમણે ત્રીસ વર્ષમા ત્રણ વખત ભરતખંડમાની પ્રદક્ષિણા કરી હતી ત્રીજી પરિક્રમામા કાશીમા એક તેલંગ બ્રાહ્મણના પુત્રી મહાલક્ષ્મી સાથે તેમનું લગ્ન થયુ હતું પ્રયાગ પાસે એરલ ગામમા તેમણે ગૃહસ્થાશ્રમ કરી તેમને શ્રીગોપીનાથજી અને વિઠ્ઠલનાથજી નામના બે પુત્રો હતા તેમના જીવન સમયમા અનુયાયીઓ મુખ્ય ૮૪ હતા તેમણે બ્રહ્મસૂત્ર ઉપર અણુભાષ્ય તથા બીજા પ્રકરણ અને નિબધો મળી લગભગ ૭૨ નાનામોટા ગ્રંથ લખ્યા છે છેવટે કાશીમા હનમાનઘાટ ઉપર તેઓએ શાંત જીવન ગાળ્યુ હતું તેમના બ્રહ્મીભૂત થવાના સંધિમા તેમના પુત્રો પ્રતિના સાધારણ ઉપદેશ વાકરો તેમની ભગવત્ પરાયણતાના સ્પષ્ટ બોધક છે—"જ્યારે તમે બહિર્મુખ થશો, ત્યારે માયપ્રવાહને અનુસરી તમારા દેહચિત્ત વિગેરે પણ પ્રભુમાથી ખસશે શ્રીકૃષ્ણ લૌકિક પ્રભુ નથી અને તે લૌકિક વાતને સ્વીકારતા નથી તે ભગવાન્ અમારૂં સર્વસ્વ છે, અને ઐહિક અને પારલૌકિક સર્વ તેમનુંજ છે એવા ભાવવડે ગોપીશ ભજવા યોગ્ય છે અને તેજ તમારૂં હિત કરશે × × ×

"જીવભાવને પલટાવી સ્વરૂપે સ્થિતિ કરવી તેનું નામ મોક્ષ છે"

શ્રી વલ્લભાચાર્યની ગુરુપરંપરા—નારાયણ, શંકર, નારદ વેદવ્યાસ, શુક વિષ્ણુસ્વામી દ્રાવિડ (સં ૬૦૦) બિલ્વમંગળ–વલ્લભાચાર્ય—એ પ્રકારની

વર્ણવવામાં આવે છે. શાંકરસંપ્રદાયની પરંપરા—નારાયણ—બ્રહ્મા—વસિષ્ટ—શક્તિ પરાશર—બાદરાયણ—શુક—ગૌડપાદ—શંકરાચાર્ય એવી વર્ણવવામાં આવે છે. આ પરંપરામાં એક રહસ્ય ઉઘાડું પડે છે કે શુક પર્યંત ગુરુપરંપરા લગ-ભગ સમાન છે. એટલે કે નારાયણ-શંકર અને નારાયણ-બ્રહ્મા એ બે દિવ્ય ગુરુઓ છે; નારદ અને વસિષ્ટ એ બે ઋષિઓ છે અને સિદ્ધ કોટિમાં પડે છે; અને ત્યારપછી મનુષ્યોઘના ગુરુઓ જણાય છે તે શુકપર્યંત સમાન છે. ત્યારપછી શુકની શિષ્ય પરંપરામાં એક વિષ્ણુસંપ્રદાય વિષ્ણુસ્વામી દ્રાવિડથી ઉત્પન્ન થયો જણાય છે; અને બીજો સ્માર્ત સંપ્રદાય ગૌડપાદથી શરૂ થયો જણાય છે.

નિંબાર્કમત (ઇ. સ. ૯૯૦)ની પરંપરા પ્રમાણે મૂલસંપ્રદાય વૈષ્ણવોનો નારદથી છૂટો પડયો છે. તેમના મત પ્રમાણે શ્રી શંકરપુત્ર સ્કંદ પાસેથી નારદે બ્રહ્મવિદ્યા મેળવી. તે સંકરપુત્ર સ્કંદ તે બ્રહ્માના માનસપુત્ર સનત કુમાર ગણાય છે. બ્રહ્મપુત્ર સનત્કુમાર અથવા શિવપુત્ર સ્કંદ પાસે નારદે બ્રહ્મવિદ્યા મેળવ્યાનું વર્ણન છાન્દોગ્ય ઉપનિષદ્‌માં આવે છે, અને તે નારદ ઋષિની પરંપરામાં પ્રથમાવતાર વિષ્ણુસ્વામી (દ્રાવિડ), બીજો અવતાર નિંબાદિત્ય (નિંબાર્ક), ત્રીજો અવતાર મધ્વાચાર્ય, અને ચોથો અવતાર રામાનુજાચાર્ય ગણાય છે આ ઉપરથી સમજાય છે કે વિષ્ણુસ્વામીની એક શાખામાં શુદ્ધાદ્વૈતમત પ્રકટ થયો જણાય છે; અને શ્રીમદ્‌વલ્લભાચાર્યે તેનો પુનરુદ્ધાર કર્યો જણાય છે.

---

## (૩) શ્રી શુદ્ધાદ્વૈતનું તત્વજ્ઞાન.

પ્રસ્થાનત્રયી ઉપર તત્ત્વદર્શનનું બંધારણ જેવું શાંકરમતનું બંધાયું છે તેવું શુદ્ધાદ્વૈતમતનું પણ છે. મૂલવેદ અને ઉપનિષદો સાથે શાંકર વિચારો અત્યન્ત નજીકના છે; ત્યારપછી બીજે નંબરે વિશિષ્ટ અદ્વૈતવાદના બંધ બેસે છે. ઉપર જણાવવામાં આવ્યું તેમ શાંકરમત કેવલ વિચાર પ્રધાન અથવા જ્ઞાન પ્રધાન હોવાથી તેની સાંપ્રદાયિક પીઠમાં દેવતાનું પ્રાધાન્ય નથી, જ્યારે શુદ્ધાદ્વૈતમતમાં સાંપ્રદાયિક પીઠમાં વિષ્ણુદેવતનું પ્રાધાન્ય છે. પરંતુ આ

વિષ્ણુસ્વામીના વૈદિક સિદ્ધાન્ત સાથે મૂલમાં સંબંધવાળો છતાં, બાલકૃષ્ણ સાથે વધારે જોડાયેલો હોવાથી, શુદ્ધાદ્વૈતમત ઘણે ભાગે સાંપ્રદાયિક જગમાં ગુંચાએલો છે. તેમ છતાં આ શુદ્ધાદ્વૈતમતનું તાત્વિક દર્શન શ્રીમદ્ વલ્લભાચાર્યે અને તેમના અનુયાયીઓએ ઘણું સારી રીતે ખીલવ્યું છે, એટલે કે શુદ્ધાદ્વૈત અધિદૈવ સંપ્રદાયનો છતાં અધ્યાત્મવિદ્યા ઉપર સારો પ્રકાશ નાખે છે શ્રી વલ્લભાચાર્યના અણુભાષ્ય, સુબોધિની, તત્ત્વદીપ, શાસ્ત્રાર્થનિબંધ વિગેરે ગ્રંથો, જયગોપાલકૃત નૈર્ગિકભાષ્ય, માંડૂક્ય ઉપનિષદ્દીપિકા, બ્રહ્મવાદ, અને શ્રીપુરુષોત્તમ મહારાજ વિરચિત પ્રસ્થાન રત્નાકર વિગેરે ગ્રંથોના અવલોકનથી જણાય છે કે શુદ્ધાદ્વૈતની પીઠમાં તાત્વિક દર્શન છે, અને તે મત કેવલ ભક્તિ અને શ્રદ્ધા ઉપર બંધાયેલો નથી જ્યારે જ્ઞાન અથવા વિચાર તર્કનો આશ્રય લે છે, ત્યારે ભક્તિ અથવા ઉપાસના શ્રદ્ધાનો આશ્રય લે છે પરંતુ જેમ કેવલ તર્કવડે વસ્તુ નિર્ણય થઈ શકતો નથી, અને તેને અધીન થવાથી અનવસ્થા ઉભી થાય છે અથવા સંશયાત્મા થવાય છે, તેમ કેવલ શ્રદ્ધાવડે પણ વસ્તુનિર્ણય ન થતાં મતાંધતા પ્રકટ થાય છે તર્ક અને શ્રદ્ધા–વિચાર અને ભક્તિ–એ બેનો સુભગ યોગ શુદ્ધાદ્વૈતીઓએ કર્યો છે, અને તેમાં માયાવાદી કેવલ અદ્વૈતીઓ કરતાં વધારે સમર્થ નીવડ્યા છે શ્રીમદ્ વલ્લભાચાર્યથી સાતમા આચાર્ય પુરુષોત્તમ મહારાજના ગ્રંથો જોતાં મને સમજાય છે કે ઈ સ ૧૬૮૮ ના અરસામાં આ મહાપુરુષે તત્ત્વદર્શનમાં ઘણા સૂક્ષ્મ વિચારો પ્રકટ કર્યા છે તેમની આકૃતિનું ચિત્ર પ્રસ્થાનરત્નાકરના મુખપૃષ્ઠ ઉપર આપ્યું છે તે પ્રતિ દૃષ્ટિ નાખતાં જ સમજાય છે કે તેમનું ભવ્ય કપાલ ઝીણા વિચારોની તરવરતી છાયાવાળું છે, તેમના વિશાલ નેત્રો પ્રતિવાદીના આક્ષેપોને મોટા મનથી સ્વીકાર કરતાં હોય તેવાં જણાય છે, તેમની ઝીણી અણીવાળી નાસિકા તે આક્ષેપોને ઝીણવટથી ઉરાડવાની શક્તિ દર્શાવે છે, તેમની સુંદર ઘાટીલી ચિબુક ( દાઢી ) તેમની અપૂર્વ દક્ષતા અને નિશ્ચયબલને જણાવે છે, અને તેમની હાથની જ્ઞાનમુદ્રા વ્યાખ્યાનકૌશલ સ્પષ્ટ જણાવે છે

---

## (૪) પ્રમાણવાદ.

શ્રી પુરુષોત્તમ મહારાજનો પ્રસ્થાનરત્નાકર–અધૂરો રહેલો ગ્રંથ જણાય છે, પરંતુ તેના બે પરિચ્છેદોમાં તેમણે શુદ્ધાદ્વૈતમતનું તાત્ત્વિક દર્શન ઘણે ભાગે સમાવી દીધું છે તત્ત્વદર્શનની બે મુખ્ય શાખાઓ છે (૧) પ્રમાણવાદ અથવા જ્ઞાનપ્રક્રિયા ( Epistemology ) અને (૨) પ્રમેયવાદ અથવા જ્ઞેયપ્રક્રિયા (Ontology) આપણું સઘળું જ્ઞાન પ્રમાણને અધીન હોવાથી સર્વ વિચારકો પ્રથમ પ્રમાણસામગ્રીનું ચિંતન કરે છે પ્રમાણ શબ્દ બે અર્થમાં વપરાય છે (૧) સાચું જ્ઞાન, (૨) સાચા જ્ઞાનનું સાધન

શુદ્ધાદ્વૈતવાદીનું મંતવ્ય સત્યજ્ઞાન અથવા ભાવરૂપ પ્રમાના સંબંધમાં એવું છે કે સત્યજ્ઞાનમનન્તબ્રહ્મ એ શ્રુતિ પ્રમાણે બ્રહ્મતત્ત્વ સ્વયંજ્ઞાનરૂપ છે. જ્ઞાન એ બ્રહ્મવસ્તુનો સ્વભાવ છે આ જ્ઞાન–સ્વરૂપભૂત અને ગુણ-ભૂત એમ બે પ્રકારનું છે જેમ સૂર્યબિંબમાં સ્વભાવરૂપ પ્રકાશ છે, અને તેના કિરણોમાં ગુણભૂત પ્રકાશ છે, તેમ બ્રહ્મનું સ્વભાવજ્ઞાન, અને ગુણભૂતજ્ઞાન આપણે સમજી શકીએ તેમ છે ગુણજ્ઞાન બ્રહ્મવસ્તુના છ ભગો-માંનું એક ભગ કહેવાય છે જેમ સૂર્ય ભગવાન્ પોતાના રશ્મિઓવડે પ્રભાનો પ્રસાર કરે છે, તેમ બ્રહ્મતત્ત્વ પોતાના સ્વભાવજ્ઞાનને બિંબમાં કાયમ રાખી મનોમયાદિ નાડી વડે ગુણજ્ઞાનને પ્રકટ કરે છે. સૂર્યની પ્રભા જેમ પૃથિવી આદિ ગોલકમાં એકત્ર થઈ તે ગોલકાકાર બને છે, તેમ બ્રહ્મનું ગુણજ્ઞાન વેદાકાર બને છે વેદ એટલે જ્ઞાનબીજ, શબ્દશરીરદ્વારા એટલે વર્ણોની આનુપૂર્વીદ્વારા, વ્યક્ત થાય છે આ જ્ઞાનનું ત્રીજુંરૂપ છે

સ્વરૂપજ્ઞાન, ગુણજ્ઞાન અને વેદજ્ઞાન બ્રહ્મબિંબમાં નિત્ય સંબંધવાળું પરાભૂમિનું હોય છે આ ભગવદ્ આશ્રિત ચોથું જ્ઞાન કહેવાય છે અને આ ચારે પ્રકારના જ્ઞાન પરમાત્મા અથવા પરબ્રહ્મતત્ત્વમાં નિત્ય છે જેમ સૂર્યનો બિમ્બપ્રકાશ, કિરણોમાં પેઠેલો પ્રકાશ, પૃથિવ્યાદિને વળગેલી પ્રભા, અને સૂર્ય સદૃશ પ્રતિબિમ્બો અને આભાસો એ ચાર સૂર્યના જ વિલાસો અથવા વિભ્રમો છે, તેમ સ્વરૂપજ્ઞાન, ગુણજ્ઞાન, વેદજ્ઞાન અને પરાવાણી અથવા મૂલશબ્દ બ્રહ્મ આ ચારે ભગવાન્ અથવા પરબ્રહ્મના વિલાસો અથવા જ્ઞાનવૈભવો છે જ્યારે આ ભગવદાશ્રિત ચાર પ્રકારનું જ્ઞાન

શબ્દદ્વારાથી પ્રકટ થવા મંડે છે, ત્યારે તે લૌકિક પ્રમાતા એટલે જાણનાર ચેતનને અને લૌકિક પ્રમેય એટલે જાણવાયોગ્ય પદાર્થનો આશ્રય લે છે

પ્રમેયો અનન્ત હોવાથી તે જ્ઞાન એક રીતે અનેકાકાર થાય છે પરંતુ પ્રમેયત્વ એટલે જાણવા યોગ્ય સમગ્ર વિશ્વને લગતું જ્ઞાન એકાકાર છે જ્યારે પરાવાણીમાં એટલે ભગવદાશ્રિત એવા પ્રમાણના જ્ઞાનમાં શબ્દસ્ફૂર્તિ અથવા "નાદ"ને સ્થાને અર્થસ્ફૂર્તિ વધારે હોય છે, ત્યારે આ પશ્યન્તી-વાણીને વળગેલા જ્ઞાનમાં શબ્દ અને અર્થ બે રૂપમાં સમાનપણે વ્યક્ત થાય છે આ શબ્દના અનુવેધવાળું જ્ઞાન તે પાંચમું ગણાય છે

પ્રમાતાને વળગેલું જ્ઞાન, બાહ્યઇન્દ્રિયોથી ઉત્પન્ન થનારું ઐન્દ્રિય વિજ્ઞાન, અને અન્તઃકરણથી પ્રકટ થનારું ચાર પ્રકારનું માનસવિજ્ઞાન મળી પાંચ પ્રકારનું થાય છે

આ પ્રમાણે જ્ઞાનના દશ પ્રકારનું વર્ગીકરણ કરીએ તો નીચેનું કોષ્ટક મળતું થાય છે —



અક્ષરનું સ્વભાવરૂપજ્ઞાન આ પ્રમાણે દશ પ્રકારે વ્યક્ત થતું ચાલે છે, તેમા પ્રથમનું ચાર પ્રકારનું જ્ઞાન સ્વરૂપે પ્રતિષ્ઠિત હોય છે, એટલે કારણ-પણામાથી ડગતુ નથી, એટલે અવ્યુત રહે છે, અને બીજા છ પ્રકારનું જ્ઞાન કાર્યરૂપ એટલે ખરતું હોય છે પ્રથમના ચાર જ્ઞાન આત્મધર્મ છે, ત્યારે બીજા છ અન્તઃકરણના ધર્મરૂપ છે અન્તઃકરણના ધર્મરૂપ છ પ્રકારનું જ્ઞાન જો કે વિકારી છે અને કાર્યરૂપ છે, તોપણ તે એક ક્ષણ સ્થાયી અથવા ત્રણ ક્ષણ સ્થાયી નથી, પરંતુ વ્યાવહારિક સત્તાવાળુ સ્થિર છે તે અન્તઃકરણના ધર્મરૂપ છ પ્રકારનું લૌકિકજ્ઞાન સામગ્રી વ્યાપારથી પ્રકટ થાય છે, શાસ્ત્રાદિવડે તેનું પોષણ થાય છે, અભ્યાસવડે તે દૃઢ થાય છે, અને પ્રમાદવડે તેના ગુણનો લોપ થાય છે જ્ઞાનનો જો સ્વરૂપે નાશ થાય તો સ્મૃતિનો અત્યન્ત લય થાય છે, સ્થાનથી ભ્રષ્ટ થાય છે તો અવગુ જ્ઞાન પ્રકટ થાય છે, અને ગુણનો નાશ થાય છે તો તે ઇષ્ટ ફળને આપતું નથી જેમ બદામનું છોડાવાળુ બીજ ભાગી નાખી નાશ કરી શકાય છે, તેને બીજા બીજમાં ભેગુ કરીએ તો ઓળખાય નહિ, અને તેની મીંજ કાઢી લઇ મુક્યુ હોય તો નિઃસત્વ એટલે વાવીએ તોપણ ઉગે નહિ તેવુ બને છે, તેમ જ્ઞાનસંસ્કાર પણ સ્વરૂપે કરીને, સ્થાનભેદે કરીને, અને ગુણભેદે કરીને, નાશ પામે છે, અને તેના પરિણામમા વિસ્મૃતિ, વિપર્યય અને અસદ્ફલ પ્રકટે છે ભગવાનના પદની અખંડ સ્મૃતિ રહેવી એ જ્ઞાનની સ્થિરતાનું પરમ પ્રયોજન છે

શબ્દો અને વિષયો જ્ઞાનને પ્રકટ કરવામા સામગ્રીરૂપ છે, અને પ્રકટ થયા પછી તે જ્ઞાનના ઉદ્દીપક છે

ભગવાનના પદમાથી ઉતરેલુ અને મનુષ્યપદમા આવેલુ લૌકિક છ પ્રકારનું જ્ઞાન પુનઃ સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનું બને છે ઉપર કહેલા અક્ષરતત્વના સદંશને વ્યક્ત કરનારૂ અથવા સત્તા માત્રને સ્પર્શ કરનારૂ જ્ઞાન તે સાત્વિક અને તે પ્રમાણભૂત જ્ઞાન છે કારણ કે તે સદ્બ્રહ્મનેજ વસ્તુતઃ સ્પર્શ કરે છે આ સાત્વિકજ્ઞાન ઘણે ભાગે નિર્વિકલ્પ હોય છે જે જ્ઞાન ભગવાનના ભાવભેદને પ્રકટ કરે છે,

એટલે કે જે અનેક પદાર્થને તે તે આકારવાળા જણાવે છે, તે જ્ઞાન રજોમય અથવા ક્ષોભરૂપ હોવાથી રાજસ કહેવાય છે અને તેનું પ્રામાણ્ય વ્યાવહારિક ગણાય છે, પારમાર્થિક નહિ આ જ્ઞાન સવિકલ્પ હોય છે પદાર્થોના અત્યન્ત નાના ભાગને મોટું માનનારૂં, તત્ત્વને સ્પર્શ નહિ કરનારૂં જ્ઞાન તે તામસ કહેવાય છે, અને તે વ્યવહારમા પ્રમાણરૂપ નહિ તો પરમાર્થમા શી રીતે ગણાય?

સાત્ત્વિક જ્ઞાન નિર્વિકલ્પ અને રાજસજ્ઞાન સવિકલ્પ ગણાય છે વિકલ્પ એટલે શુ સમજવુ? શુદ્ધાદ્વૈતીઓ કહે છે કે બ્રહ્મતત્ત્વ જે પરમ સત્ છે તેના અવાતર વિશેષો અથવા પ્રકારો તે વિકલ્પ તેવા પ્રકારવાળુ જ્ઞાન તે સવિકલ્પ અને તેવા પ્રકારવિનાનુ જ્ઞાન તે નિર્વિકલ્પ

સવિકલ્પ અને નિર્વિકલ્પજ્ઞાન સબંધમા વિચારકોમા ઘણા મતભેદ છે કુમારિલ ભટ્ટના મત પ્રમાણે ઇન્દ્રિયસનિકર્ષ થયા પછી સામાન્ય તથા વિશેષના ભેદવિનાનુ ઝાખુ જ્ઞાન અથવા આલોચન તેનું નામ નિર્વિકલ્પ, અને ભેદવાળુ જ્ઞાન તે સવિકલ્પ બૌદ્ધોના વિજ્ઞાનવાદીના મત પ્રમાણે જ્ઞાન ક્ષણિક હોવાથી સ્વલક્ષણજ્ઞાન તે નિર્વિકલ્પ આ જ્ઞાન તે વસ્તુને અન્ય પદાર્થથી ભિન્ન પાડે છે, પરંતુ સંસર્ગાત્મક અથવા જાતિવાચક નથી આપણા આલોચનરૂપ નિર્વિકલ્પજ્ઞાનને સવિકલ્પ કરનારા નિમિત્તો મીમાસકો પાચ માને છે —(૧) જાતિ, (૨) દ્રવ્ય, (૩) ગુણ (૪) ક્રિયા, અને (૫) નામ જેમ આખ ઉઘડવાની સાથે એક પદાર્થ જોઈએ તેનુ પ્રથમજ્ઞાન તે આલોચન અથવા નિર્વિકલ્પ પ્રત્યક્ષ આ પદાર્થના પ્રથમ ક્ષણના પ્રત્યક્ષ પછી તે મનુષ્ય છે, તે દડ ધારણ કરનારો છે, તે આવે છે, અને તેનુ નામ દેવદત્ત છે—એ પ્રકારના શબ્દ સ્ફુરણને અનુસરતા જ્ઞાનના પ્રકારો તે સવિકલ્પ પ્રત્યક્ષ કહેવાય છે. માયાવાદી વેદાન્તીના મત પ્રમાણે સસર્ગને સ્પર્શ ન કરનારૂ જ્ઞાન તે નિર્વિકલ્પ અને અને સંસર્ગને વળગનારૂ તે સવિકલ્પ સંસર્ગને ન વળગનારૂં જ્ઞાન માત્ર પદાર્થીજ થાય છે તેમ નથી વાક્યથી પણ તેવુ નિર્વિકલ્પ જ્ઞાન થાય છે જેમકે "તેજ આ દેવદત્ત"—એ વાક્યમા 'તે' અને 'આ'—એ બે ભૂત

અને વર્તમાનકાલને સ્પર્શ કરનારા અંશોના સંસર્ગ વિના આપણને દેવદત્તના તાદાત્મ્યનું અથવા એકપણાનું ભાન થવામાં નિર્વિકલ્પ પ્રત્યક્ષ કારણ છે. નૈયાયિકો કહે છે કે વૈશિષ્ટ્યને ન વળગનારૂં, પ્રકાર વિનાનું, જ્ઞાન તે નિર્વિકલ્પ અને વૈશિષ્ટ્યને વળગનારૂં પ્રકારવાળું અથવા વિશેષ્યવાળું જ્ઞાન તે સવિકલ્પ.*

શુદ્ધાદ્વૈતીના મત પ્રમાણે બ્રહ્મના મૂલ સદ્રુપનેજ માત્ર સ્પર્શ કરનારૂં જ્ઞાન તે નિર્વિકલ્પ; અને તેની અનેક લીલા અથવા પ્રકારો, જે તેનાં વિશેષો છે, તેને વળગનારૂં જ્ઞાન તે સવિકલ્પ આ સવિકલ્પ જ્ઞાન અથવા રાજસ જ્ઞાનના પાંચ વર્ગ પડે છેઃ–(૧) સંશયજ્ઞાન. (૨) વિપર્યયજ્ઞાન, (૩) નિશ્ચયજ્ઞાન, (૪) સ્મૃતિજ્ઞાન, (૫) સ્વાપજ્ઞાન. આ પાંચ પ્રકારના જ્ઞાનપૈકી નિશ્ચયાત્મક જ્ઞાનને પ્રમાણવૃત્તિ અથવા પ્રમાજ્ઞાન કહે છે, આ પ્રમાજ્ઞાન સાક્ષાત અથવા પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રકારનું હોય છે. આવી પ્રમાને ઉત્પન્ન કરનાર અસાધારણ કારણ તેનું નામ પ્રમાનું કરણ અથવાપ્રમાણ કહેવાય છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યના મત પ્રમાણે શુદ્ધ પ્રમાનું કરણ, ભગવદાશ્રિત ચાર પ્રકારના જ્ઞાનની ચોથી ભૂમિકાનું શબ્દબ્રહ્મરૂપ વેદજ્ઞાન મુખ્ય છે, અને તે સર્વ પ્રમાણનું શિરોમણિ છે. વેદપ્રમાણ અર્થ સાથે નિત્ય સંબદ્ધ હોવાથી, લૌકિક દ્વારથી ન જણાતા ધર્મ–બ્રહ્મને જણાવનારૂં હોવાથી, અને તેનાથી પ્રકટ થતું જ્ઞાન લૌકિક પ્રમાણોવડે બાધ પામતું નહિ હોવાથી, મુખ્ય છે; અને પ્રત્યક્ષાદિ પ્રમાણો ગૌણ છે. શુદ્ધાદ્વૈતમતમાં શ્રુતિ, પ્રત્યક્ષ, ઐતિહ્ય (સ્મૃતિ) અને અનુમાન એવા ચાર પ્રમાણોનો સ્વીકાર છે. બીજાં પ્રમાણો તે પ્રમાણોનાં અનુગ્રાહક ગણાય છે.

સર્વ પ્રમાણોમાં અગ્રેસર વેદના અર્થનિર્ણયમાં સંદેહ પડે તો તપઆદિ સાધનોવડે, અને સ્મૃતિ, પુરાણ, મીમાંસાવડે શુદ્ધ અર્થનિર્ણય થઈ શકે છે. જ્યારે વેદાર્થમાં અથવા શ્રુત્યર્થમાં સંદેહ પડે ત્યારે ભગવદ્ગીતાની સ્મૃતિ ઉપર આધાર રાખી નિર્ણય કરવો, અને તેમાં પણ સંદેહ પડે તો બ્રહ્મસૂત્રદ્વારથી નિર્ણય કરવો, અને તેમાં પણ સંદેહ પડે ત્યારે ભગવાનના અવતારરૂપ વેદવ્યાસે સમાહિત ચિત્તથી પ્રગટ કરેલા ભાગવતવડે નિર્ણય કરવો. આ ચારેની એકવાક્યતા થાય તે વિવિદિષુનું એટલે વેદાર્થ નિર્ણયની

 અન્ત્ય રાખનારનું પ્રામાણ્ય સમજવું વિદ્વત્તામાં અર્થમાન ભગવદ્રૂપ સિદ્ધ થવાથી સર્વ વાઙ્મય વેદ તુલ્ય થાય છે

પ્રત્યક્ષાદિ બીજા પ્રમાણો સબંધમા શુદ્ધ અદ્વૈતીઓએ લગભગ પૂર્વાચાર્યોના મત સ્વીકાર્યા જણાય છે

---

## (૫) પ્રમેયવાદ.

ઉપરના ચાર પ્રમાણવડે સમજાતું પ્રમેય તે પૂર્ણબ્રહ્મ આ સત્ ચિત્ અને આનંદ સ્વભાવવાળુ પૂર્ણતત્ત્વ નિરાકાર ભાવે અને સાકાર ભાવે સ્ફુરે છે તે પૂર્ણબ્રહ્મ બીજા કશાની અપેક્ષા રાખતું નથી તે પોતેજ એક અંશથી ધર્મરૂપે, ત્યારપછી ક્રિયાશક્તિરૂપે, અને ત્યારપછી પ્રપંચરૂપે, નકર થાય છે અને સાકાર બને છે આ બ્રહ્મતત્ત્વ ત્રણકોટિમાં રહી શકે છે (૧) સ્વરૂપકોટિ (૨) કારણકોટિ અને (૩) કાર્યકોટિ

### (અ) સ્વરૂપકોટિબ્રહ્મ.

સ્વરૂપકોટિ બ્રહ્મ ક્રિયાવિશિષ્ટ, જ્ઞાનવિશિષ્ટ અને ક્રિયા–જ્ઞાનવિશિષ્ટ એમ ત્રણ પ્રકારનુ રહે છે તેમા ક્રિયાવિશિષ્ટ બ્રહ્મ વેદના કર્મકાંડનો વિષય બને છે જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મ સત્ય જ્ઞાન અને આનંદરૂપ અનત ગુણ અને અનતશક્તિવાળુ ઉત્તરકાંડનો વિષય બને છે અને ક્રિયા–જ્ઞાન વિશિષ્ટ બ્રહ્મ મધ્યમકાંડ અથવા ઉપાસનાકાંડનો વિષય બને છે

સ્વરૂપકોટિનુ બ્રહ્મ અથવા ભગવત્તત્ત્વ અક્ષર કહેવાય છે પ્રકૃતિ અને પુરુષ જડ અને ચેતન, અચિત્ અને ચિત્–જેમાં અંતર્ગત છે તેવા સર્વ અવાંતર કારણોના કારણરૂપ તત્ત્વને અક્ષર કહે છે તેના બીજા નામ, બ્રહ્મ, કૂટસ્થ, અવ્યક્ત, સદસત્ વિગેરે છે આ અક્ષરકોટિનું બ્રહ્મતત્ત્વ ત્રણ રૂપે આપણા અનુભવમા આવે છે–(૧) કાલ, (૨) કર્મ, અને (૩) સ્વભાવ કાલતત્ત્વ તે પરબ્રહ્મથી ભિન્ન કોઈ બાહ્ય પદાર્થ નથી પરંતુ અનન્ત સચ્ચિદાનંદરૂપે રહી વ્યવહારમા થોડા સત્ત્વવડે બાહ્યભાવને પ્રકટ કરતી બ્રહ્મની અવસ્થાવિશેષ તે કાલ આ કાલ આધિભૌતિકરૂપ સૂર્યાદિ દ્વારથી સમજાય છે પરમાણુથી માંડી દ્વિપરાર્ધ પર્યન્ત એટલે ક્ષણથી માંડી બ્રહ્માના

આયુઃપર્યન્તની ગણનામા કાલનું આધ્યાત્મિક સ્વરૂપ સમજાય છે, અને અખંડ ક્ષણ અથવા મહાકાલરૂપે તે આધિદૈવિક એમને ભગવાનનાંરૂપે સમજાય છે

અક્ષરનુ બીજુરૂપ તે કર્મ છે વિધિ અને નિષેધરૂપે લૌકિક પ્રવૃત્તિ અથવા ક્રિયાથી દિક્ અથવા પ્રદેશની ભાવનાવડે પ્રગટ થતી વ્યાપક ક્રિયા તે કર્મ છે ન્યાય-વૈશેષિક જેવુ આ કર્મનું લક્ષણ નથી તે શાસ્ત્રમા કર્મ એ જડ વસ્તુની ક્રિયા છે, અને જીવના આન્તર વ્યાપારને પ્રયત્ન કહે છે અને તે ગુણ છે ક્રિયાનું આ જડમા આશ્રય કરી રહેવાપણું અને ચેતનમા આશ્રય કરી રહેવાપણું આ શુદ્ધાદ્વૈતમા ઇષ્ટ નથી અક્ષર તત્ત્વમાજ ક્રિયાશક્તિ વાસ કરી રહેલી છે અને તે જેમ કાલશક્તિ કાલભાવના આપણામા જગવે છે, તેમ આ ક્રિયાશક્તિ સ્થાનભેદ અથવા દિગ્ભાવનાને પદાર્થોના સ્થિત્યન્તરવડે જણાવે છે વાસ્તવકાલ અને દિક્ પરબ્રહ્મ તત્ત્વથી અલગના દ્રવ્યો, જેવા ન્યાય-વૈશેષિકવાળા માને છે, તેવા નથી

અક્ષરનું ત્રીજુ રૂપ સ્વભાવ છે પરિણામનો હેતુ તે સ્વભાવ છે અક્ષર તત્ત્વ જ્યારે ભગવદ્ ઇચ્છાને પ્રગટ કરે ત્યારે તે સ્વભાવ સક્રિયાશીલ થાય છે ભગવાન્ અથવા પરબ્રહ્મ જગદ્રૂપે અને જીવરૂપે કેમ થાય છે, તેનુ ઉત્તર શુદ્ધાદ્વૈતીઓનું એ છે કે તે ભગવાનનો સ્વભાવ છે તે તેની સ્વાભાવિક લીલા છે

અક્ષરતત્ત્વ-કાલરૂપે કાલભાવના જગવે છે, કર્મરૂપે દિગ્ભાવના પ્રકટ કરે છે, અને સ્વભાવરૂપે પરિણામભાવના પ્રકટાવે છે

## (ઘ) કારણ કોટિનુ બ્રહ્મ

કારણકોટિનુ બ્રહ્મતત્ત્વ અથવા ભગવત તત્ત્વ તેના સર્વ ભાવોને પ્રકટ કરે છે આ ભગવાનની કારણના અઠ્ઠાવીસ ભાવમા અથવા તત્ત્વમા પ્રકટ થાય છે સાંખ્યની ગણનાના ચોવીસ જડ તત્ત્વો પચીસમો પુરુષ અને સત્ત્વ રજસ્ અને તમસ એ ત્રણ પૃથક્ તત્ત્વો મળી એમ કુલ અઠ્ઠાવીસ તત્ત્વોનો સ્વીકાર આ મતમા છે તેમા સાંખ્ય મત કરતા કંઇક અર્થભેદ વાળા આ તત્ત્વો છે, પરન્તુ તે સર્વ કપિલના મતના વિવરણરૂપ ગણવા યોગ્ય

છે, અને તેમાં ખાસ નવો પ્રકાશ આ મતમાં પાડવામાં આવ્યો નથી. જ્યાં જ્યાં અર્થભેદ થયો છે ત્યાં ત્યાં ભગવદ્ગીતાનાં વાક્યોનો આશ્રય લઈ કરવામાં આવ્યો છે.

### (ઘ) કાર્ય કોટિબ્રહ્મ.

કાર્યકોટિનું બ્રહ્મ અથવા ભગવત્ તત્ત્વ બે વર્ગમાં પડે છે: (૧) જીવગણ અને (૨) જડગણ. ઉપરનાં અઠ્ઠાવીસ કારણ તત્ત્વોવડે પ્રકટ થયેલા શરીરોના આભિમાનિક ચેતન સાથે વિચાર કરતાં બે વર્ગ પડે છે. (૧) વ્યષ્ટિ અથવા પિંડ, (૨) સમષ્ટિ અથવા બ્રહ્માંડ. અષ્ટિ એટલે ગમન, ક્રિયા, કર્મ, તે જેમાંથી બહાર પ્રકટ થાય તે વ્યષ્ટિ ( Microcosm) જેમાં તે અષ્ટિ અથવા ક્રિયા અંદર રહે (સંગતા) અને તે સુવ્યવસ્થિત રહે તે **સમષ્ટિ** (Complex-whole; Macrocosm). આપણા દેહમાં કીટ વિગેરેની વ્યક્તિનો વિચાર કરીએ તો આપણે સમષ્ટિ; અને બ્રહ્મના વિરાટ્ શરીરમાં આપણે પોતે વ્યષ્ટિરૂપે વિદ્યમાન છીએ.

આ કાર્યબ્રહ્મ ત્રિગુણાત્મક હોવાથી ત્રણ પ્રકારનું હોય છે, સત્ત્વ, રજસ્ અને તમસ્ નામના ત્રણ ગુણો, બ્રહ્મના સત્, ચિત્ અને આનંદ ધર્મ સાથે સંયુક્ત થવાથી, સચેતન કાર્યો પણ ત્રણ સ્વભાવ અને ત્રણ ગુણવાળાં હોય છે. સત્ત્વનું શુદ્ધરૂપ વૈકુંઠલોકમાં પ્રવર્તે છે, અને ભગવાનના દેહ અને ત્યાંના જીવોના તથા લોકોના વિગ્રહોનું તે ઘડનાર હોય છે. તેવી રીતે શુદ્ધ રજસ્નું રૂપ ગુણાવતાર બ્રહ્માના લોકમાં; અને શુદ્ધ તમસ્નું રૂપ ગુણાવતાર રુદ્રલોકમાં હોય છે.

બ્રહ્મના સદ્અંશની અથવા સ્વભાવની છાયા અધ્યાત્મભાવમાં ઉતરે છે. આનંદાંશ અથવા સ્વભાવની છાયા અધિદૈવભાવમાં ઉતરે છે. આપણે જે સચેતન વ્યષ્ટિઓ છીએ તેમા ભગવાનનો અધિદૈવ (આનંદાંશ), અધ્યાત્મ (ચિદંશ) અને અધિભૂત (સદંશ) આવી વસેલો હોય છે, અને તે ભગવદ્ અંશોનાં નામ અન્તર્યામી, જીવ, દેહ-પડે છે. આ ત્રણે મળીને આપણું રૂપ ઘડાય છે આ ત્રણ અંશોમાં અન્તર્યામી નિયામક છે અને જીવ અને દેહ નિયમ્ય છે.

સ્વરૂપકોટિ, કારણકોટિ અને કાર્યકોટિ—એ ત્રણનાં પુરુષોત્તમ, અક્ષર અને ક્ષર—એવા પણ નામ આપવામા આવે છે. અને આ ત્રણે બાબતોથી પરસ્વરૂપને તુરીય પણ કહે છે પુરુષોત્તમ અથવા કૃષ્ણની શક્તિનું નામ માયા, અક્ષરની શક્તિનું નામ પ્રકૃતિ, અને ક્ષર જીવની શક્તિનું નામ અવિદ્યા કહેવાય છે તેમા માયા શક્તિમા પરમેશ્વરનો ઉત્કર્ષ અથવા વૈભવ હોય છે પ્રકૃતિ શક્તિમા અપકર્ષ અથવા અવતરણ હોય છે, અને અવિદ્યા શક્તિમા અત્યન્ત અપકર્ષ અથવા ગુણોની છેક ઉતરતી અવસ્થા હોય છે

અવિદ્યા શક્તિના નિદ્રા, ચિંતા, અને ઇંદ્રજાળ, (illusion) વિગેરે ભેદો હોય છે. ભગવાનનું અધ્યાત્મ સ્વરૂપ ત્રણ આત્મામા વ્યક્ત થાય છે—પરમાત્મામા, વિભૂતિરૂપ આત્મામા અને જીવાત્મામા—ભગવાનનું અધિભૂતરૂપ ગુણોના અવતરણમા—સ્વભાવ, શરીર અને ગુણના સંસ્કારણમા પેઠે છે સ્વાભાવિક ગુણોનુ ઉત્પાદન જીવો કરી શકતા નથી શારીરગુણો ઉપર નચિતદશામા આપણું અંકુશ હોય છે અને મૂઢ દશામા તે નિરંકુશ હોય છે. ગુણરૂપ ધર્મો સારા નરસા સંગથી વધે છે અને નાશને પણ પામે છે, અને તેથી જીતી શકાય તેવા નિર્બલ હોય છે

સ્વરૂપકોટિ, કારણકોટિ અને કાર્યકોટિમા બ્રહ્મતત્ત્વ અથવા ભગવત્ તત્ત્વ અદ્વિતીય રૂપે રહે છે, અને તેના ઉપર કહેલા જે પ્રકારો થાય છે તે તેના અવિકૃત પરિણામો છે જેમ સુવર્ણના અનેક આકારોમા સુવર્ણ અવિકૃત ઓળખાય છે અને માત્ર આકૃતિ બદલાય છે, તેમ સચ્ચિદાનન્દ બ્રહ્મ અનેકાકાર દેખાતા છતા પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થતુ નથી જ્યારે શાંકર અદ્વૈતીઓ માયા વડે વિવર્તવાદનો આશ્રય લઇ બ્રહ્માદ્વૈત સાધે છે, ત્યારે શૈવબ્રહ્માનુસારી અદ્વૈતીઓ અવિકૃત પરિણામવાદનો સ્વીકાર કરી બ્રહ્માદ્વૈત સાધે છે શાંકરમતમા માયા એ અનિર્વચનીય આભાસ ઉત્પન્ન કરનારી મિથ્યાશક્તિ છે, જ્યારે શ્રીવલ્લભમતમા તે ભગવાનની સાચી શક્તિ છે આથી શાંકરમતમા જગત્ વિવર્તરૂપ અથવા મિથ્યાપ્રતીતિરૂપ છે ત્યારે શ્રીવલ્લભ મતમા જગત્ પરિણામરૂપ એટલે બ્રહ્મના સાચા ઘાટરૂપ છે સાંખ્ય મતના પરિણામવાદવડે પ્રકૃતિનુ પરિણામી નિત્યત્વ અને પુરુષ અપરિણામી હોવાથી

કૂટસ્થ નિત્યત્વ સાધવામાં આવે છે, પરંતુ તે એની કડી મેળવવામાં સાંખ્ય મતમાં કષ્ટ ઉભું થાય છે, જ્યારે આ અદ્વૈત મતમાં પુરુષોત્તમમાં એ કડીઓ સંધાય છે, અને તે પુરુષોત્તમની પુરુષપ્રકૃતિરૂપ, ક્ષર અને અક્ષરરૂપ, એ કડીઓ સ્વભાવબળથી સંધાય છે અને તે પણ ધાતુની એકતાથી સંધાય છે ભિન્ન ધાતુના યોગથી નહિ.

---

## પ્રકરણ ૧૩ મું.

### બ્રહ્મમીમાંસા દર્શનના બીજા એક દેશી મતો અને ઉપસંહાર.

### વિશિષ્ટાદ્વૈત દર્શન.

### ( શ્રી રામાનુજ મત )

यन्मुहूर्तं क्षणं वापि वासुदेवो न चिन्त्यते ।
सा हानिस्तन्महच्छिद्रं सा भ्रान्तिः सा च विक्रिया ॥

(૧) **વિશિષ્ટાદ્વૈતની બે પ્રણાલિકા—આલવારો અને આચાર્યોની** પ્રસ્થાનત્રયીઉપર વિશિષ્ટાદ્વૈત દર્શનનીઘટના કરનાર શ્રીરામાનુજાચાર્યનો સિદ્ધાન્ત ખરી રીતે પાંચરાત્ર વિગેરે ભાગવત આગમ ગ્રંથો ઉપરે ઘડાયેલો છે, અને તેનું આપ્રસંગિક વર્ણન આગમા પ્રકરણમાં આપવામાં આવ્યું છે, પરંતુ શ્રી શંકરાચાર્યની પહેલાં પ્રસ્થાનત્રયી વડે આગમ ગ્રંથોના મતનું સમર્થન થતું હતું એમ જણાય છે. જેવી રીતે આગમાત શૈવમત છે, તેમ આગમાત વૈષ્ણવ મત પણ છે બંનેના સિદ્ધાંતો વેદશાસ્ત્રમાંથી ખરી રીતે પ્રકટ થયેલા નથી, પરંતુ દ્રાવિડ દેશમાં સ્વયંભૂ પ્રકટ થયેલા તે સિદ્ધાંતો જણાય છે પરંતુ વેદાનુસારી બ્રાહ્મણોએ જ્યારે તે આગમાત શૈવ અથવા વૈષ્ણવ દર્શન ઉપર આક્ષેપો કરવા માંડ્યા, અને જ્યારે તે દર્શનો શ્રુતિ તથા સ્મૃતિને બંધ બેસતા નથી, એવા આક્ષેપો શ્રી શંકરાચાર્ય પછી થવા માંડ્યા ત્યારે આ આગમાત સિદ્ધાંતવાદીઓએ પ્રસ્થાનત્રયી ઉપર પોતાનો હક કર્યો જણાય છે, અને પ્રસ્થાનત્રયીનું તાત્પર્ય પોતાના મતને અનુકૂળ છે તેવું પ્રતિપાદન કરવાનો ભારે પ્રયત્ન થયો છે.

દ્રાવિડ દેશમાં વૈષ્ણવદર્શનની મૂલ છાયા શ્રીસંપ્રદાયમા આવી વસેલી છે. તે શ્રીસંપ્રદાયનું બીજ: શ્રીશક્તિએ અથવા લક્ષ્મીદેવીએ વાવ્યું હતું એમ મનાય છે, અને તે સંપ્રદાયના બે વર્ગ પડયા જણાય છે. જેમ કેવલાદ્વૈત સંપ્રદાયના અવધૂત અને શિષ્ટ–એવા બે વિભાગ છે. એક વિભાગ અતિવર્ણાશ્રમી છે, અને બીજો વર્ણાશ્રમવ્યવસ્થા વાળો છે. અતિવર્ણાશ્રમી સંપ્રદાય ગુરુદત્ત, ગોરક્ષ ઇત્યાદિથી પ્રબોધાયો છે, ત્યારે શિષ્ટ વર્ણાશ્રમ સંપ્રદાય શ્રી શંકરાચાર્યાદિથી પ્રબોધાયો છે. તેવીજ રીતે વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાયની એક પ્રણાલિકા આલવારોની છે, અને બીજી આચાર્યોની છે. તેમ આલવારો–એ ભક્તજન હતા. આ આલવારોની પરંપરા નીચે પ્રમાણે જણાય છે—

(૧) સરયોગી, (૨) ભૂતયોગી, (૩) મહત્યોગી, (૪) ભક્તિસાર (૫) શેનામા, (૬) ભટ્ટનાથ, (૭) કુલશેખર, (૮) યોગિવાહ (શ્રી પાણસ્વામી), (૯) ભક્તાઙ્ઘ્રિરેણુ, (૧૦) પરાંકુશમુનિ (શઠકોપસ્વામી), (૧૧) મધુરકવિ, (૧૨) પરકાલ.

તામીલ નામો નીચે પ્રમાણે જણાય છે.

(૧) પોય ગૈયાલવાર, (૨) ભૂત આલવાર (૩) પેયાલવાર (૪) તિરુમલી સૈયાલવાર (૫) આન્દાલ (૬) પેરીયાલવાર (૭) કુલશેખર આલવાર (૮) તિરુમંગાઇ આલવાર (૯) તિરુપ્પાનાલવાર (૧૦ નમ્માલવાર (૧૧) મધુરકવિ (૧૨) તોન્ડરડીપોડી આલવાર.

આ બાર આલવારોમા પહેલા ત્રણ દ્રવિડપ્રબંધ અથવા દ્રાવિડવેદાન્ત (દ્રાવિડ ભાષામા રચેલા)ના પ્રવર્તક છે. મને લાગે છે કે શ્રી શંકરાચાર્યે પોતાના મતના સમર્થનમા ગૌડ વેદાન્તનો આધાર લીધો છે, ત્યારે વિશિષ્ટ અદ્વૈતીઓએ આ દ્રાવિડ વેદાન્તનો આધાર લીધો છે. ચોથા આલવાર ભક્તિસાર બ્રહ્મર્ષિ અને વાગગનાના પુત્ર કહેવાય છે. માએ તેમને ડાંગરના ખેતરમા નાખ્યા ત્યાંથી પ્રથમના ત્રણ આલવારોના રક્ષણ અને અનુગ્રહથી તેઓ પણ ભક્ત થયા. ભટ્ટનાથના પુત્રી ગોદામા થાય અને તે તુલસી વન ખોદતા જડયાં હતા. તે બાઇ મીરાંબાઈ જેવું ભગવત્પરાયણ જીવન ગાળતા હતા

સાતમા કુલશેખર જાતે ક્ષત્રિય હતા. યોગિવાહ અંત્યજને ઘેર ઉછર્યા હતા ભક્તાંઘ્રિરેણુ બ્રાહ્મણ હતા અને પોતે વિષ્ણુભક્તના દાસ છે એવું જણાવી નમ્રજીવન ગાળતા હતા અજ્ઞાનરૂપી ચક્ર સામે કોપ કરનારા શઠકોપસ્વામી અથવા પરાંકુશમુનિ શૂદ્ર હતા તેમને કારિમારણ પણ કહે છે તેમના ઉપર ભગવાનની કૃપા વરસી હતી, અને જન્મ સમયે તેમના ઉપર બકુલ પુષ્પોની વૃષ્ટિ થઇ હતી તેથી તેઓ "બકુલાભરણ "નામથી પણ ઓળખાય છે તેમણે દિવ્ય પ્રબંધને ફરી પ્રકટ કર્યો હતો. અગીઆરમા મધુરકવિ પરાંકુશ મુનિના શિષ્ય થાય બારમા પરકાલ આગળ આલવારોની પરંપરા અટકી છે પહેલા ત્રણ આલવારો ઇ સ ના સાતમા સૈકામા થયા જણાય છે ચોથા આઠમા સૈકાના પહેલા પાદમા, અને બીજા સર્વ નવમા સૈકામા થયા જણાય છે (જુઓ History of Shri Vaishnavas by Gopinath Das pp. 16 to 27)

આ આલવારોમા જાતિ અને વર્ણભેદ નહિ હોવાથી તેઓ વર્ણાશ્રમી વેદાનુસારી બ્રાહ્મણોવડે નિંદાતા હતા તેમાના કેટલાક અસત હલકી જાતિના છતા ભગવદ્ ભક્તિનો દીપ પ્રગટાવનાર હતા આ કારણથી સ્માર્તમતાનુયાયીઓએ આક્ષેપ કર્યો છે કે 'વાસુદેવ નામના કોઈ ઠગારાએ આ તંત્ર રચ્યુ જણાય છે વૈશ્યથી વ્રાત્ય અને તેમાથી સુધન્વાચાર્ય, ભારૂષ, નિજ્જધ, મૈત્ર, સાત્વત વિગેરે પરંપરા અષ્ટજનોની છે. આચારવડે પણ તેમનુ અબ્રાહ્મણ્ય સમજાય છે, કેમકે તેઓ દેવતાની પૂજાવડે પોતાની વૃત્તિ ચલાવે છે નૈવેદ્ય ભક્ષણ કરી જીવે છે વિગેરે"

આશ્ચર્યની વાત છે કે કેવલાદ્વૈતની એક શાખા અવધૂતો ( વર્ણાશ્રમના ભેદવિનાની વિદ્યમાન છતા, વિશિષ્ટાદ્વૈતીઓની આ નિંદા સ્માર્તો શી રીતે કરી શકે છે? પરંતુ સ્માર્તોએ એક વ્યવહારમા ચતુરાઇ વાપરી જણાય છે અને તે એ કે અવધૂતોને વર્ણાશ્રમની વ્યવસ્થાની બહાર રાખ્યા છે, અને શિષ્ટ સંપ્રદાય સાથે વ્યવહારનુ મિશ્રણ કર્યું નથી, જ્યારે વિશિષ્ટાદ્વૈતીઓએ આ બે સંપ્રદાયોને વ્યવહારમા મિશ્ર કરી દીધા જણાય છે. આલવારો પછી આચાર્યોની પરંપરા ચાલે છે, અને તેવા આચાર્યોમા મુખ્ય (૧) નાથમુનિ (૨) યામુનાચાર્ય અને (૩) રામાનુજાચાર્ય થયા છે

## (૨) શ્રી નાથમુનિ ( ઇ.સ. ૮૫૦-૯૨૦ )

આ મહાપુરુષનું બીજું નામ શ્રીરંગનાથ હતું. તેઓ વિદ્વાન, ભક્ત અને યોગી હતા. સમગ્ર હિંદુસ્થાનનાં પવિત્ર સ્થાનોમાં પ્રવાસ કરી થી ગોવર્ધન પર્વત સમીપની એક ગુફામાં તેઓ રહેતા હતા. તે ગુફાને હાલ, નાથજીની ગુફા કહી લોક ઓળખાવે છે. એક યાત્રાળુના મુખથી તામિલ ભાષામાં ભગવાનની સ્તુતિની દશશ્લોકી સાંભળી. તે ઘણી રમણીય લાગવાથી તેમણે યાત્રાળુને પૂછ્યું, ત્યારે તેમણે જાણ્યું કે મૂલ "સહસ્રગીતિ"-માંના આ દશ શ્લોકો છે. આ સહસ્રગીતિ ગ્રંથ શઠકોપસ્વામી નામના ઉપર વર્ણવેલા દશમા આલવારનો છે. લોકવાર્તા એવી ચાલતી હતી કે મૂલ ગ્રંથ તો જલશાયી થયો છે, પરંતુ શઠકોપસ્વામીના શિષ્ય મધુર કવિએ રચેલા અમુક શ્લોકોનો બારહજાર જપ કરે તો તે મૂલ ગ્રંથકર્તાનો સાક્ષાત્કાર થાય. તે ઉપરથી નાથમુનિએ તે પ્રમાણે જપ કરી, શઠકોપ સ્વામીનો દૈવી સાક્ષાત્કાર કર્યો અને તેમની પાસેથી "સહસ્રગીતિ" તથા આલવારોનો દ્રાવિડ "દિવ્ય પ્રબંધ" તેઓ શીખ્યા. દ્રાવિડ વેદાન્તનો શ્રીનાથમુનિએ પુનરુદ્ધાર કર્યો. આ લોકોક્તિ ઉપરથી સમજાય છે કે વ્યાસદેવ અને શુક પછી ગૌડ વેદાન્તનો લોપ થયેલો તેનું પુનર્જીવન ઘણા કાળે જેમ ગૌડપાદાચાર્યે કર્યું, તેમ આ આલવરોના દ્રાવિડ વેદાન્તનું પુનઃ ઉદ્ધરણ શ્રી નાથસ્વામીએ કર્યું જણાય છે. બંને વેદાન્ત પ્રણાલિકામાં ઘણા લાંબા ગાળાનો સંપ્રદાય તુટયો જણાય છે. ગૌડ વેદાન્તમાં ગૌડપાદ, ગોવિંદનાથ, અને શંકરાચાર્યની ત્રિપુટી જાગે છે, તેમ દ્રાવિડ વેદાન્તમાં શ્રીનાથમુનિ, યામુનાચાર્ય અને રામાનુજાચાર્યની ત્રિપુટી પ્રકટે છે.

શ્રી નાથમુનિનાં સંસ્કૃતમાં ન્યાયતત્ત્વ અને યોગરહસ્ય નામનાં બે પુસ્તકોનો ઉલ્લેખ વેદાન્ત દેશિકાચાર્ય વેંકટનાથે ( ૧૨૬૯-૧૩૨૦ ) માં પોતાના ન્યાયસિદ્ધાંજનમાં કર્યો છે.

અત્ર જણાવવું જોઈએ કે વિશિષ્ટાદ્વૈતની આરંભની પીઠ જો કે દક્ષિણમાં દ્રાવિડ દેશમાં આલવારોથી ઘડાઇ છે, તોપણ શ્રીનાથમુનિના ઉદય પછી આ સંપ્રદાયનો ફુઆરો ઉત્તરમાં કાશ્મીરમાં ઉડેલો જણાય છે. જેવી

રીતે શૈવમતનું જૂનું રૂપ દ્રાવિડમાં હતું, અને માહેશ્વરમતનું પુનર્જીવન કાશ્મીરના ત્રિકદર્શનમાં મધ્યકાળમા થયું હતું, તેવીજ રીતે વૈષ્ણવમતનું મૂળરૂપ દ્રાવિડ દેશમાં પ્રકટ થયેલું છતાં મધ્યકાલમા "કાસ્મીર"માં પુનઃ પ્રકટ થયેલું જણાય છે. અભિનવગુપ્તાચાર્ય નામના સુપ્રસિદ્ધ અદ્વૈતવાદી માહેશ્વરના ગ્રંથોના અભ્યાસથી જણાય છે કે કાશ્મીરમાં દ્વૈતવાદની, દ્વૈતાદ્વૈતવાદની, અને અદ્વૈતવાદની ત્રણ પીઠિકાઓ હતી. તેમાં અદ્વૈતવાદની પુનઃ બે શાખાઓ હતી, એક ત્ર્યંબકપીઠ અને બીજી અર્ધત્ર્યંબકપીઠ. ત્ર્યંબકપીઠના આચાર્યોની પુરુષ પરંપરા હતી, અને અર્ધ ત્ર્યંબકપીઠની પ્રણાલિકા યોગિનીદ્વારા ચાલી આવતી હતી. અભિનવગુપ્તાચાર્ય કહે છે કે તેમણે દ્વૈતાદ્વૈત દર્શનની વિદ્યા, જે શ્રીનાથપીઠની છે, તે ઇન્દુરાજ પાસેથી મેળવી હતી. શ્રીઅભિનવગુપ્ત ઇ. સ. ૯૯૩ માં થયા જણાય છે. તે આ દ્વૈતાદ્વૈતવાદની શ્રીનાથમઠની વિદ્યાના પોતાના ગુરુઓની આમ્નાય પરંપરા આપે છે.–કાત્યાયન, સૌસુક, ભૂતિરાજ, ઇન્દુરાજ–અભિનવગુપ્ત.*

કાશ્મીર દેશ સાથે આ વૈષ્ણવદર્શનના પ્રાચીન સંબંધ છે તે અનુમાનનું સમર્થન કરનાર બીજું કારણ એ છે કે વેદાન્ત સૂત્ર ઉપરની બોધાયનવૃત્તિ કાશ્મીર દેશમાંથી શ્રીરામાનુજાચાર્યે મેળવી હતી, અને અન્ય દેશમાં તે મળી ન હતી.

## (૩) યામુનાચાર્ય (ઇ.સ. ૯૧૬)

શ્રીનાથમુનિના પુત્ર ઇશ્વરમુનિના પુત્ર તે યામુનાચાર્ય. તેઓ સર્વ શાસ્ત્રમાં પારંગત હતા, અને વિવાદમાં અત્યંત કુશલ હતા. તેમણે પોતાના દેશના બ્રાહ્મણો પાસેથી કર લેવાતા હતા તે બંધ કરાવ્યા અને રાજ્યાશ્રય મળ્યા પછી તેઓ રસિક નાગરિક તરીકે જીવન ગાળવા લાગ્યા. શ્રીનાથમુનિએ મરણ સમયે પોતાના શિષ્ય પુંડરીકાક્ષને આજ્ઞા કરી હતી કે પોતાના

* જુઓ અભિનવગુપ્ત પ્રણીત "ગીતાર્થ સંગ્રહ" નામની ભગવદ્‌ગીતાની ટીકા. (વ્યાખ્યાઇક વાળી નિર્ણય સાગર પ્રેસની ભગવદ્‌ગીતા પૃ. ૯૭૫) આ ગ્રંથની મૂળ પ્રત કાશ્મીરમાંથીજ મળી છે.

સંપ્રદાયનું રહસ્ય પોતાના પૌત્ર યામુનમુનિને આપવું. પુંડરીકાક્ષથી તે કાર્ય થઈ શક્યું નહિ, અને મરણ સમય નજીક આવ્યો, તેથી તેમણે પોતાના શિષ્ય રામમિશ્રને વિદ્યાનું રહસ્ય આપ્યું રાજવૈભવમાં ગુંચાયેલા યામુનમુનિ પાસે રામમિશ્રને જવાનો પ્રસંગ પણ વિકટ થઈ પડ્યો નિત્ય તાજી તાજી ભાજી તેમણે નોકર મારફત મોકલાવવા માંડી, અને એક દિવસે તેવી ભાજી ન મળવાથી તપાસ થઇ. તે તપાસના પરિણામમાં રામમિશ્રને યામુનમુનિ સાથે મળવાનો યોગ આવ્યો આ પ્રસંગ વીત્યા પછી બીજા પ્રસંગે શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ગુટકામાંથી **मामेकंशरणं व्रज**–એ વાક્યમાં સમાયેલો ભગવત્ પ્રપત્તિનો મર્મ રામમિશ્રે યામુનમુનિને સમજાવ્યો. ત્યારપછી યામુનમુનિના દાદા શ્રીનાથમુનિએ જે પ્રમાણે વિદ્યાનો વારસો આપવાનું સૂચવ્યું હતું, તે પ્રમાણે શ્રીરંગનાથના મંદિરમાં યામુનમુનિને શ્રીરામમિશ્રે દીક્ષા આપી, અને યોગવિદ્યાનું જ્ઞાન તેમણે શ્રીનાથના બીજા શિષ્ય કુરુકાધિનાથ પાસે મેળવ્યું આ પ્રમાણે શ્રીનાથમુનિનો જ્ઞાન અને યોગનો વારસો શિષ્ય દ્વારથી તેમના પૌત્રને ઉતર્યો. યામુનાચાર્યના ગ્રંથો આ પ્રમાણે જણાય છે –

(૧) સિદ્ધિત્રય, (૨) પુરુષનિર્ણય, (૩) આગમ પ્રામાણ્ય, (૪) કાશ્મીર આગમ પ્રામાણ્ય, (૫) ગીતાર્થસંગ્રહ, (૬) સ્તોત્રરત્ન

યામુનાચાર્યના મુખ્ય વીસ શિષ્યોમાં પાંચ પટ્ટશિષ્યો હતા (૧) તેમના પોતાના પુત્ર અરૂ–અરૂ–તેમને સહસ્ત્રગીથી ગાવાનું શીખવ્યું હતું (૨) ગોષ્ઠી પૂર્ણ–એમને સંપ્રદાયની મંત્રવિદ્યા શિખવી હતી, (૩) ગોષ્ઠીપૂર્ણ–તેમને છેવટના પુરુષાર્થનું સ્વરૂપ સમજાવ્યું હતું, (૪) માલાકાર જેમને દ્રવિડ પ્રબંધના અર્થ સમજાવ્યા હતા, અને (૫) મહાપૂર્ણ–એમને પાંચરાત્રના સંસ્કાર આપ્યા હતા–એટલે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ અને પાંચરાત્ર આગમનું સ્વરૂપ સમજાવ્યું હતું

---

## (૪) શ્રી રામાનુજાચાર્ય (ઇ. સ. ૧૦૧૭–૧૧૩૭)

આ પ્રતાપી પુરુષનો જન્મ ઈ સ ૧૦૧૭ માં પેરમ્બુદુર અથવા ભૂતપુરી ગામમાં થયો હતો તેમના પિતાનું નામ કેશવાર્ય અને માતાનું

નામ કાંતિમતિ હતું. તેમનું બાળ નામ લક્ષ્મણાર્ય હતું પિતાનો કાળ એમની સોળ વર્ષની ઉમરે થયો હતો તે પહેલા તેમનું લગ્ન થઈ ગયું હતું. પોતાનાં મા તથા પત્ની સાથે તેઓ શ્રીકાચીમા જઈ વસ્યા વેદાધ્યયન તો તેમણે પિતાના મરણ પહેલા કર્યું હતું, પરંતુ મીમાંસાદર્શનનો અભ્યાસ તેમણે યાદવપ્રકાશ પાસે કરવા માડયો અસાધારણ વિદ્વત્તા અને મત્રોના અર્થ કરવાની ચાતુરી લક્ષ્મણાર્યની જોઈ ગુરુને અસૂયા થઈ. તેમને ડૂબાડી મારી નાખવાનો પ્રયત્ન થયો હતો, તેમાથી તેઓ ભગવત્ કૃપાથી બચી ગયા ઘેર આવ્યા પછી તેમને ઉપર વર્ણવેલા શ્રીયામુન મુનિના શિષ્ય કાચીપૂર્ણનો સમાગમ થયો તેઓ શ્રીવરદરાજના મદિરમા પાણી ભરવાની સેવા કરવા લાગ્યા. તેમની ભક્તિ અને બુદ્ધિના પ્રભાવની વાત યામુનમુનિને કાને પહોચી. તેઓ તેમને મળવા સારુ કાચીપુર પધાર્યા, પરતુ મીમાસાના ગુરુ યાદવપ્રકાશ સાથે તેઓ પુનઃ જોડાયેલા હોવાથી યામુનમુનિનો અને શ્રી રામાનુજનો પ્રત્યક્ષ સમાગમ થયો નહિ. ત્યારપછી કાચીનગરના રાજાની પુત્રીને બ્રહ્મરાક્ષસ વળગ્યો હતો, તે શ્રીરામાનુજના પાદોદકવડે દૂર થયો, અને તેઓ રોષનો અવતાર છે તેવી પ્રતીતિ થવાથી શ્રીરામાનુજનો કનકાભિષેક થયો તે સર્વ ધન તેમણે પોતાના વિદ્યાગુરુ, જેઓ તેમના પ્રતિ દ્વેષબુદ્ધિવાળા હતા, તેમને આપી દીધુ આ તેમના હૃદયની નિષ્પાપતા અને ઔદાર્યનો અદ્ભુત પુરાવો છે

શ્રીયામુનાચાર્યને શ્રીરામાનુજને મળવાની તીવ્ર ઈચ્છા દેહ ત્યાગ પહેલા થઇ આવી. તેમણે પોતાના શિષ્ય મહાપૂર્ણ સ્વામીને રામાનુજને તેડી લાવવા શ્રીકાચી મોકલ્યા વરદરાજના મદિરમા મહાપૂર્ણ સ્વામી પોતાના આચાર્ય શ્રીયામુનાચાર્યનું રચેલુ સ્તોત્ર ગાતા હતા, તે સાભળી રામાનુજને અત્યત હર્ષ થયો, અને તેમના કર્તાનુ નામ મળતા તેમને મળવા તત્કાળ નીકળ્યા. પરતુ શ્રીરગ પહોચતા પહેલા શ્રી યામુનાચાર્યે દેહ છોડયો હતો. તે જોઇ શ્રી રામાનુજને ઘણો ખેદ થયો કહે છે કે શ્રીયામુનાચાર્યના શબની ત્રણ આગળી વળેલી જોઈ શ્રી રામાનુજે તેમના ત્રણ સકલ્પોનું અનુમાન કર્યું –(૧) બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખવુ (૨) શ્રીમત્ પરાશર મુનિનુ

નામ રાખવુ, (૩) શ્રી આલવાર પરાકુશ મુનિનું નામ રાખવું આ ત્રણે સંકલ્પો સિદ્ધ કરવાની શ્રી રામાનુજે પ્રતિજ્ઞા લીધી એટલે ત્રણ આગળીઓ સીધી થઈ.

શ્રી રામાનુજ શ્રીકાંચીમા પાછા આવ્યા, અને ત્યા ઉપાસ્ય દેવતા વરદરાજજીએ શ્રીકાંચીપૂર્ણ સ્વામીદ્વારા તેમને ૭ પ્રશ્નો પૂછેલા તેના ઉત્તર નીચેના દોઢ શ્લોકમા તેમણે આપ્યા—

अहमेव परं [१] तत्त्वं दर्शने भेद [२] मेव च
उपायेषु प्र [३] पत्तिःस्यात् अन्तिमस्मृ [४] तिवर्जनम्
देहावसाने मोक्ष [५] श्च महापूर्ण [६] समाश्रयः

આ ૭ ઉત્તરના છેલ્લા ભાગમા કહેલા શ્રી મહાપૂર્ણ સ્વામીનો આશ્રય લેવાના નિશ્ચયને અનુસાર તેમની પાસેથી મંત્ર દીક્ષા લીધી, અને વિદ્યાના બીજા અંશો યામુનાચાર્યના બીજા શિષ્યો પાસેથી તેમણે મેળવ્યા.

શ્રી રામાનુજ ઘર સંસારમા દુખી હતા તેમના પત્ની કંકાસ કરનારા અને અતિથિનો તિરસ્કાર કરનાર હતા પોતાના ગુરુના પત્નીની પણ અવગણના થયેલી જોઈ શ્રી રામાનુજને વૈરાગ્ય આવ્યો સ્ત્રીને પીએર મોકલી, તેમણે ત્રીસમા અથવા બત્રીસમા વર્ષમા પોતાના સંપ્રદાયની સંન્યાસ દીક્ષા લીધી ત્યારપછી તેમણે આચાર્યપદ સ્વીકાર્યું તેમના પ્રથમ શિષ્ય કૂરેશ થયા. તે જાગીરદાર હતા બીજા શિષ્ય તેમના ભાણેજ દાશરથિ સ્વામી થયા.

ત્યારપછી પ્રતિજ્ઞાનુ પાલન કરવા બ્રહ્મસૂત્ર ઉપર બોધાયનની પ્રાચીન વૃત્તિ હતી એવુ સાભળેલુ, તે મેળવવા તેઓ કાશ્મીર દેશમા ગયા. ગ્રથ ભડારમાથી તે વૃત્તિ વાચવા મળી, પણ ઉતારવા દેવામા આવી નહિ તેમના શિષ્ય કૂરેશની સ્મરણશક્તિ અદ્ભુત હતી, તેમણે આખો ગ્રથ મોઢે કરી લીધો. તે ગ્રથને અનુસાર સૂત્રના પોતે કરેલા અર્થ બરાબર બંધ બેસતા છે તે નક્કી કર્યું, અને ત્યારપછી શ્રી શારદાપીઠ આગળ પોતાનુ ભાષ્ય મૂક્યું,

અને એમ કહે છે કે શ્રીસરસ્વતીએ તેને, શ્રીભાષ્યક એવી સત્તા આપી શ્રીભાષ્ય સને ૧૧૨૫ મા પૂરૂં કર્યું જણાય છે.†

• શ્રી રામાનુજાચાર્યના મુખ્ય ગ્રથો (૧) શ્રી ભાષ્ય–(બ્રહ્મસૂત્ર ઉપર) (૨) વેદાન્તદીપ, (૩) વેદાન્તસાર, (૪) વેદાન્તાર્થસગ્રહ, (૫) શ્રીમદ્ ભગવદ્ગીતા ભાષ્ય એટલા છે

પોતે ઉપરના ગ્રથો લખ્યા તે ઉપરાત પોતાના યોગ્ય શિષ્યો પાસે ગ્રથો રચાવી એકનુ નામ પરાશર અને બીજાનું નામ શઠકોપ આપી શ્રી રામાનુજાચાર્યે પોતાની પ્રતિજ્ઞાઓ શ્રી યામુનાચાર્યના શબ આગળ લી ધેલી પૂરી કરી; અને તેઓ ૧૨૦ વર્ષનું દીર્ઘાયુ ભોગવી ભગવદ્ ધામમા ગયા શ્રી રામાનુજે જાતિભેદને પ્રાધાન્ય આપ્યુ ન હતું યામુનમુનિ (આલ-વદાર) ના શિષ્ય નિરુક્યા ચિનથી જાતે શૂદ્ર હતા તેમને શ્રીરામાનુજે ગુરુભાવે માન્યા હતા કાવેરીમા સ્નાન કરતી વખતે પોતાના એક બ્રાહ્મણ શિષ્યનો હાથ ઝાલતા, અને સ્નાન કરી પાછા ફરતા ઉરગવલ્લીદાસ નામના શૂદ્ર શિષ્યનો હાથ ઝાલતા હતા ભગવત્ પ્રપત્તિવડે તેમનું હૃદય એવુ તો સર્વ સમાન ભાવવાળુ થયુ હતું કે તેમને બુદ્ધથી બીજે પદે કેટલાક વિચારકો મૂકે છે.

## (૫) વિશિષ્ટ અદ્વૈત સાહિત્ય, અને તેના સિદ્ધાન્તનો સાર.

વિશિષ્ટ અદ્વૈતદર્શનમા એમ સાપ્રદાયિક અને એક શુદ્ધ તત્વજ્ઞાન એવા બે અશો પ્રવેશ પામ્યા છે તેમા સાપ્રદાયિક પીઠ વૈષ્ણવ અથવા સાત્વત તત્ર ઉપર ઘડાએલી છે, અને તેનું વર્ણન આઠમા પ્રકરણમા આપી ગયુ છે પરતુ શુદ્ધ તત્વજ્ઞાનની તેમની પદ્ધતિનુ જ્ઞાન આપણને શ્રી રામાનુજના શ્રી ભાષ્યના ચતુઃસૂત્રી ઉપરના તેમના ‘મહાસિદ્ધાત’ અને “લઘુ

* શ્રી ભાષ્ય Bombay S S Vols LXVIII LXXII ના અને તથા કાશીવિદ્યા સુધાનિધિ Series મા પ્રસિદ્ધ થયુ છે ગુજરાતી અન્વયા સહને તેનું સર્વોત્તમ ભાષાતર પ્રોફેસર આનદશકર બાપુભાઇ ધ્રુવનું કરેલું વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલુ ઉપયોગી છે

† જુઓ History of Shri Vaishnavas by T A Gopinath Rao p 3.

સિદ્ધાંત'' વો મળી શકે તેમ છે રામાનુજમતને અનુસરતા ઈશાદિ ઉપનિષદોના વિવરણો તેમના અનુયાયી કૂરનારાયણ તથા - ગરામાનુજના કરેલા આનંદાશ્રમ સસ્કૃત ગ્રંથાવલિમા આક ન ૬૨, ૬૩ તથા ૬૪ મા પ્રસિદ્ધ થયા છે, તથા શ્રીમદ્ભગવદ્ગીતા ઉપરનું શ્રીરામાનુજનું ભાષ્ય તેજ ગ્રંથાવલિના આક ૯૨ મા પ્રસિદ્ધ થયુ છે આ સાહિત્ય વડે-ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા-એ પ્રસ્થાનત્રયી ઉપર તેમણે જે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ ઘટી છે તે સમજી શકાય તેમ છે

જેવી રીતે શાંકરવેદાંતના ત્રણ મુખ્ય સિદ્ધાંતો છે-(૧) બ્રહ્મ એ પરમાર્થ સત્ય છે, (૨) જગત્ મિથ્યા પ્રતીતિ છે એટલે માયામય છે અને (૩) જીવ અવિકૃત બ્રહ્મજ છે તેવી રીતે રામાનુજ વેદાન્તના ત્રણ પાયાના સિદ્ધાંતો છે-(૧) પરમેશ્વર, ચિદ્ અને અચિદ્ એવા ત્રણ પદાર્થો સાચા છે, અને તેમા ચિદ્ (જીવ) અને અચિદ્ (દશ્ય) તે પરમેશ્વરના વિશેષણો છે અને પરમેશ્વર વિશેષ્ય છે, (૨) અચિદ્ જગત્ પરમેશ્વર વડે ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પામે છે અને તે સાચુ છે, (૩) અને જીવ તે ચિદ્રૂપ છતા અણુ અંશરૂપ છે, અને પરમેશ્વર (વાસુદેવ) પોતાના ભક્ત બનેના જીવને પુનરાવૃત્તિ વિનાનું પોતાનુ અક્ષય આનંદરૂપધામનુ ફલ આપે છે વેંકટનાથ (ઈ સ ૧૨૬૮-૧૩૭૦)ના અભિપ્રાય પ્રમાણે રામાનુજ મતમા પદાર્થ વિભાગ નીચે પ્રમાણે છે તત્ત્વ બે વિભાગમા પડે છે (૧) દ્રવ્ય, (૨) અદ્રવ્ય દ્રવ્ય પુન બે પ્રકારનું છે-(૧) જડ અને (૨) અજડ જડ દ્રવ્યના બે વર્ગ છે-(૧) અવ્યક્ત અને (૨) કાળ અજડદ્રવ્ય પ્રત્યક્ અને પરાક્ એવા બે ભેદવાળુ છે તેમા પ્રત્યક્ ચેતન જીવ અને ઈશ્વર એવા બે અવાન્તર ભેદવાળુ છે, અને પરાક્ ચેતન ભૂતિ અને બુદ્ધિ (મહત્) એવા બે અવાન્તર ભેદવાળુ છે કાર્યાકાર પરિણામ પામવાની ક્રિયાશક્તિ તે ભૂતિશક્તિ અને જ્ઞાનાકાર પરિણામ પામવાની શક્તિ તે મતિ અથવા બુદ્ધિશક્તિ આ બે શક્તિભેદો ચૈતન્યના સ્પર્શવાળા છે તેથી તેને પરાક્ ચેતન કહે છે, જો કે પ્રત્યક્ ચેતન જેવા તે નહિ હોવાથી તેમને કેટલાકો જડ વર્ગમા મૂકે છે ઉપર કહેલ જડદ્રવ્ય સત્ત્વાદિ ગુણોવાળુ, નાનાભેદવાળુ, અવ્યક્ત-પ્રકૃતિ

ભેદવાળું બ્રહ્મ છે એવો નિર્ણય છે. જીવના પૃથક્‌પણા સંબંધમાં, તેના અ-ણુત્વ સંબંધમાં, તે મતના વિચારો વિશિષ્ટ અદ્વૈતમતના સમાનજ છે. પરંતુ દક્ષિણમાં આનંદતીર્થે પ્રવર્તાવેલું પૂર્ણપ્રજ્ઞ દર્શન સ્પષ્ટ દ્વૈતવાદી છે. તે મતના પ્રવર્તક પુરુષે તત્ત્વના સ્વતંત્ર અને અસ્વતંત્ર એવા બે વિભાગ પાડી સ્વતંત્ર તે અનેક શુભગુણવાળા ભગવાન્ છે, અને અસ્વતંત્ર તે જીવ છે એવી વ્યવસ્થા કરી છે. પરંતુ આ દ્વૈતદર્શનના ટેકામાં શ્રુતિના અર્થમાં એવી તો તાણ કરી છે, અને શૈવમત ઉપર એટલો તો પ્રદ્વેષ બતાવ્યો છે કે તેમના મતને દર્શન સંજ્ઞા આપવી કે કેમ તે પ્રશ્ન છે. તેમના મતમાં નિરાવરણ શુદ્ધ વિચારનું બળ નથી. મતાંધતા વડે અન્ય દર્શનોની તુલના એમનાથી થઇ શકી નથી. વૈષ્ણવ મતોમાં શુદ્ધ ચિંતન જેવું શ્રીરામાનુજે અને વલ્લભાચાર્યે કર્યું છે તેવું ભાગ્યે કોઈ વૈષ્ણવે કર્યું હોય. વિષ્ણુદેવતાનું પ્રાધાન્ય પરબ્રહ્મ રૂપે છે, તોપણ પરબ્રહ્મને બીજે નામથી ભજનાર પ્રતિ દ્વેષ નથી; જ્યારે મધ્વમત અથવા પૂર્ણપ્રજ્ઞમતમાં બલવાન શિવપ્રતિ દ્વેષ છે. આ એકદેશી તેમના સિદ્ધાન્તના મત સાથે સરખાવતાં શ્રીકંઠશિવાચાર્યનું બ્રહ્મસૂત્ર ઉપરનું શિવાદ્વૈતમત અથવા સગુણ સાંબમત તત્ત્વજ્ઞાનની કસોટી ઉપર ચઢી શકે તેવું જણાય છે.

### શ્રીકંઠાચાર્ય.

શ્રી કંઠાચાર્ય ક્યારે થયા તે બાબત ચોક્કસ માહિતી મળી શકી નથી. પરંતુ તેમનું બ્રહ્મસૂત્રનું ભાષ્ય જોતા સમજાય છે કે તેઓ શ્રી શંકરાચાર્ય પછી થયા જણાય છે. તેમના વિવરણમાં વિષયવાક્યો લગભગ શંકરાચાર્યે લીધા છે તે ઉપરાંત સગુણ બ્રહ્મવાદના ઉપનિષદોનો જેવા કે અથર્વશિખા, અથર્વશિરસ્, જાબાલ, શ્વેતાશ્વતર વિગેરેનો, આધાર લીધો છે. શ્રી કંઠભાષ્ય ઉપર "શિવાર્કમણિદીપિકા" નામની અપૂર્વ ચમત્કારવાળી શ્રી અપ્પય્યદીક્ષિતની ટીકા છે, અને શ્રીકંઠમતનુ શુદ્ધસ્વરૂપ આ ટીકા તથા "આનંદલહરી" નામના સ્તોત્ર તથા તેના ઉપરની તેમની ટીકાથી સારી રીતે સમજી શકાય છે.

### અપ્પય્ય દીક્ષિત (૧૫૨૦–૧૫૯૩)

અપ્પય્યદીક્ષિત (૧૫૨૦–૧૫૯૩) એક મહાવિદ્વાન્ કવિ અને તત્ત્વજ્ઞ

શ્રોત્રિય બ્રાહ્મણ હતા. કાંચીનગર પાસે અડ્યપલ્લ નામના ગામમા શ્રી-રંગરાજ નામના બ્રાહ્મણને ત્યા તેમનો જન્મ થયો હતો વીસવર્ષમા સર્વ-શાસ્ત્રનુ અધ્યયન કરી તેઓ ગૃહસ્થાશ્રમમા દીક્ષિત થયા હતા તેમની વિદ્યાની કીર્તિથી આકર્ષાઇ વેલૂર નગરના રાજા અને વિજયનગર રાજ્યના સામત ચિન્નબોમ્મે તેમને ગુરભાવથી બોલાવ્યા, અને તેમની પાસે શ્રી-કંઠાચાર્યના બ્રહ્મસૂત્ર ઉપરના શિવાદ્વૈતમતના પ્રતિપાદક ભાષ્ય ઉપર ટીકા લખાવી તેનુ નામ શિવાર્કમણિદીપિકા છે આ ઉપરાત તેમણે શિવાર્ચન-ચદ્રિકા નામનો ઉપાસનાશાસ્ત્રનો ગ્રથ તે વિદ્વાન્ પાસે લખાવ્યો વિદ્યાની કદર કરનાર આ રાજાએ શ્રી અપ્પય્યદીક્ષિત ઉપર કનકાભિષેક કર્યો નીલ-કંઠ કવિ કહે છે કે જાણે " અપ્પય્યદીક્ષિત રૂપ નિર્દોષ વિદ્યાના કલ્પદ્રુમની પાઠળ રાજાએ સુવર્ણવડે ક્યારો કર્યો હતો " ત્યાર પછી અપ્પય્યદીક્ષિતે મોટા યજ્ઞ કર્યા હતા, અને શાકરમતાવલબી શ્રીનૃસિંહસ્વામીની પ્રેરણાથી તેમણે 'ભામતી' નામની શાકરભાષ્ય ઉપરની વાચસ્પતિ મિશ્રની ટીકા ઉપર થયેલી " કલ્પતરૂ " નામની ટીકા ઉપર તેમણે " પરિમલ " નામની ટીકા લખી હતી શાકરમતના ભામતીપ્રસ્થાન ઉપર આ છેવટની ટીકા છે, અને તેમા શુદ્ધ શાકરદર્શનના કલ્પતરુનો પરિમલ અથવા સુવાસ અદ્યાપિ સ્ફુરતો રહેલો છે અપ્પય્યદીક્ષિતની પાસે મોટા વૈયાકરણ ભટ્ટોજીદીક્ષિત કર્મમીમાસાનું અધ્યયન કરવા રહ્યા હતા, અને તેમના પ્રસાદથી તેઓએ પાછળથી "તત્ર સિદ્ધાંત," "તત્ત્વકૌસ્તુભ" વિગેરે ગ્રથો લખ્યા છે ભટ્ટોજીદીક્ષિત પોતાના વિદ્યાગુરુના વૈભવ સંબધમા કહે છે કે—" વિદ્વાન્ અને અવિદ્વાન્—એ ભેદક હેતુઓનો આધાર મને તો લાગે છે કે જેઓએ તેમના ગ્રથોનું જ્ઞાન મેળવ્યુ છે તે વિદ્વાન્ અને ઇતર અવિદ્વાન્ "

પેનુગોંડ રાજા વેંકટેશ (૧૫૮૫-૧૬૧૩)ના નિમત્રણથી અપ્પય્યદીક્ષિતે અલકારશાસ્ત્રનો " કુવલયાનદ " નામનો ગ્રથ લખ્યો હતો તેજ અરસામા તેમણે વિધિરસાયન નામનો કર્મમીમાસા ઉપરનો નિબધ લખ્યો હતો

તેઓ ધર્માચારમા શિવાતિવાદી હતા, પરતુ વિષ્ણુ પ્રતિ પણ ભક્તિ વાળા હતા. વિષ્ણુને તેઓ શક્તિના અશરૂપ સમજી પરબ્રહ્મરૂપે માનતા હતા

મહત્તાવાળુ, જણાય છે, જ્યારે તે વ્યક્ત થાય છે ત્યારે તે દેવમાનવરૂપે વિભક્ત થાયછે વિભાગ અવસ્થામા દિવ્ય અને નાગ ભાવના પ્રકટ થાય છે પરમેશ્વરની ભૂતિશક્તિ ત્રિગુણની અધ્યક્ષ છે, અને જીવની મતિશક્તિ જેયને પ્રકટ કરનારી ત્રણ ગુણથી ઢંકાયેલી છે

પ્રત્યક્ ચેતનના વર્ગમા પડનો ચિદ્રાશિ તેનુ નામ જીવો તે પરમાત્માથી ખરી રીતે ભિન્ન અને નિત્ય છે.

દૃશ્ય જડ જગત્—અવ્યક્ત દશામાથી વ્યક્ત દશામા પરમેશ્વર જ લાવે છે તે જગત્ ભોગ્ય, ભોગસાધન, અને ભોગાયતન એટલે વિષયો, ઇન્દ્રિયો અને શરીર એવા ત્રણ વ્યૂહમા પડે છે જગત્કર્તા પરમેશ્વર પોતે નિમિત્ત કારણ છે, અને પોતામા નિત્ય વસેના અવ્યક્તને વ્યક્ત કરે છે માટે ઉપાદાન કારણ પણ છે આ પરમેશ્વરને જીવરૂપ પુરુષ કરતા ચઢીઆતો ઓળખાવવા પુરુષોત્તમ અથવા વાસુદેવ એવી સજ્ઞા આપવામા આવે છે, તે અનેક કલ્યાણ ગુણોથી ભરેલો છે, ભક્ત વત્સલ છે, અને ઉપાસકોને તેમની ભક્તિ અનુસાર તે તે ફળોને આપનાર છે તે પુરુષોત્તમ વાસુદેવ પારરૂપમા ભક્તોના ભજન અથવા આરાધનનો વિષય બને છે સામાન્ય જનોને અર્થે તે અર્ચાના રૂપમા એટલે પ્રતિમાદિમા વસે છે, વિશેષ બુદ્ધિવાળાને તે રામાદિ અવતારોમા વિભૂતિરૂપે ઓળખાય છે, તેથી પણ ચઢીઆતી શુદ્ધ બુદ્ધિવાળાને વાસુદેવ સકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ—એ સજ્ઞાવાળા ચાર* વ્યૂહરૂપે સમજાય છે, અને તે વ્યૂહોમા અનુક્રમે પરમાત્મા જીવ, મન અને અહકાર તત્ત્વની ભાવના તેઓ ઉકેલી શકે છે, તેથી પણ ચઢીઆતા અધિકારી પરમેશ્વરને પરવાસુદેવ જેમ+છ ગુણોથી ભરપૂર છે, તે રૂપે ભજે છે, અને જ્ઞાની ભક્ત તેમને અતર્યામી રૂપે ભજે છે

ભજન અથવા ઉપાસનાના સાધનોમા પાચ ઉપાયોનુ વર્ણન કરે છે દેવ મદિરમા સમાર્જનાદિ શરીરવડે સેવા કરવી તેનું નામ **અભિગમન**

---

* આ ચાર વ્યૂહો સબધમા જુઓ આઠમા પ્રકરણમાં આપેલુ શુદ્ધ સૃષ્ટિ વર્ણન " (પૃ ૬૧–૬૫)

+ છ ગુણો સબધમા પાન્ન જુઓ પૃ ૬૭.

ગંધપુષ્પાદિ સામગ્રી મેળવી તેનું નામ ઉપાદાન, દેવતાનું પૂજન ૯. નામ ઇજ્યા અર્થના અનુસંધાન પૂર્વક મંત્રજપ તેનું નામ સ્વાધ્યાય, અને બુદ્ધિવડે દેવતાનું અનુસંધાન કરવું તેનું નામ યોગ

પરમેશ્વરની ઉપાસના અને કર્મથી યુક્ત વિજ્ઞાન વડે પ્રસન્ન થયેલા પરમેશ્વર પોતાના સ્વરૂપના ખરા અનુભવથી પ્રકટ થનારા અનવધિજ્ઞાન ઐશ્વર્યાદિ ધર્મવાળા પુનરાવૃત્તિ વિનાના પોતાના ધામમાં જીવને લાવી મૂકે છે

મધુસૂદન સરસ્વતી (ઈ સ ૧૬૦૦) જો કે સિદ્ધાન્તમાં છેવટે શાંકરમતાવલંબી છે, તોપણ સગુણ પરમેશ્વરના વિચારમાં વિશિષ્ટાદ્વૈતી જણાય છે તેમના "ઈશ્વરપ્રતિપત્તિ પ્રકાશ" નામના ગ્રંથમાં ઇશ્વરવાદી સર્વ વિચારકોના મતોનું તે વર્ણન કરે છે ઈશ્વરનું સામાન્યજ્ઞાન અને વિશેષજ્ઞાન એવા ભેદ પાડી, સામાન્યજ્ઞાન પાતંજલ મતવાળાનું, વૈશેષિકોનું, નૈયાયિકોનું પાશુપતોનું, પાંચરાત્રોનું, હૈરણ્યગર્ભ મતવાળાનું, અને બ્રહ્મવાદીઓનું કેવું છે તે સમજાવી છેવટે તે પરમેશ્વરની પ્રપત્તિ શી રીતે કરવી તેનું વિશેષ જ્ઞાન ભાગવતમતને અનુસરતું વાસુદેવાદિ ચાર વ્યૂહવાળું આપે છે, અને પ્રણવના **અકારાદિ** ચાર માત્રાઓવડે તે વ્યૂહોનું અનુસંધાન શી રીતે કરવું અને પ્રત્યેક વ્યૂહને જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિ અને તુરીય–એ ચાર ભૂમિકામાં એટલે એકંદર સોળ રૂપમાં શી રીતે ઓળખવા તેનું સુંદર પ્રતિપાદન કરે છે.

---

## (૬) પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલા બીજા મતો.

પ્રસ્થાનત્રયી ઉપર શુદ્ધાદ્વૈત મતનું સ્થાપન શ્રી વલ્લભાચાર્યે કર્યું, અને વિશિષ્ટ અદ્વૈતમતનું સ્થાપન શ્રીરામાનુજે કર્યું આ બંને મતો એક રીતે અદ્વૈત પક્ષપાતી છે, જો કે દેવતાવાદમાં વૈષ્ણવ સંપ્રદાયના છે. પરંતુ તે ઉપરાંત બીજી બે શાખાના વૈષ્ણવમતો પ્રસ્થાનત્રયી ઉપર સિદ્ધ થતા રચે છે. તેમાં નિંબાર્કમત કંઇક વધારે જૂનો છે, અને તે ભટ્ટભાસ્કરના લગભગ સમકાલીન જણાય છે તે મતમાં ભેદ અને અભેદ બંને સમકક્ષાએ ખરા છે એવો તાત્ત્વિક સિદ્ધાંત છે, અને તેથી તેમાં આ દૃશ્ય જગત્ સ્વાભાવિક ભેદા-

શૈવોનું બ્રહ્મ છે એવો નિર્ણય છે. જીવના પૃથક્પણા સંબંધમાં, તેના અત્યુત્ત સંબંધમાં, તે મતના વિચારો વિશિષ્ટ અદ્વૈતમતના સમાનજ છે પરંતુ દક્ષિણમાં આનંદતીર્થે પ્રવર્તાવેલું પૂર્ણપ્રજ્ઞ દર્શન સ્પષ્ટ દ્વૈતવાદી છે તે મતના પ્રવર્તક પુરુષે તત્ત્વના સ્વતંત્ર અને અસ્વતંત્ર એવા બે વિભાગ પાડી સ્વતંત્ર તે અનેક શુભગુણવાળા ભગવાન્ છે, અને અસ્વતંત્ર તે જીવ છે એવી વ્યવસ્થા કરી છે પરંતુ આ દ્વૈતદર્શનના ટેકામાં શ્રુતિના અર્થમાં એવી તો તાણ કરી છે, અને શૈવમત ઉપર એટલો તો દ્વેષ બતાવ્યો છે કે તેમના મતને દર્શન સંજ્ઞા આપવી કે કેમ તે પ્રશ્ન છે તેમના મતમાં નિરાવરણ શુદ્ધ વિચારનું બળ નથી મતાંધતા વડે અન્ય દર્શનોની તુલના એમનાથી થઇ શકી નથી વૈષ્ણવ મતોમાં શુદ્ધ ચિંતન જેવું શ્રીરામાનુજે અને વલ્લભાચાર્યે કર્યું છે તેવું ભાગ્યે કોઈ વૈષ્ણવે કર્યું હોય વિષ્ણુત્વનાનું પ્રાધાન્ય પરબ્રહ્મ રૂપે છે, તોપણ પરબ્રહ્મને બીજે નામથી ભજનાર પ્રતિ દ્વેષ નથી, જ્યારે મધ્વમત અથવા પૂર્ણપ્રજ્ઞમતમાં બનતાન શિવપ્રતિ દ્વેષ છે આ એકદેશી તેમના સિદ્ધાન્તના મત સાથે સરખાવતા શ્રીકંઠશિવાચાર્યનું બ્રહ્મસૂત્ર ઉપરનું શિવાદ્વૈતમત અથવા સગુણ સાંબમત તત્ત્વજ્ઞાનની કસોટી ઉપર ચઢી શકે તેવું જણાય છે.

### શ્રીકંઠાચાર્ય.

શ્રીકંઠાચાર્ય ક્યારે થયા તે બાબત ચોક્કસ માહિતી મળી શકી નથી પરંતુ તેમનું બ્રહ્મસૂત્રનું ભાષ્ય જોતાં સમજાય છે કે તેઓ શ્રી શંકરાચાર્ય પછી થયા જણાય છે તેમના વિવરણમાં વિષયવાક્યો લગભગ શંકરાચાર્યે લીધા છે તે ઉપરાંત સગુણ બ્રહ્મવાદના ઉપનિષદોનો જેવા કે અથર્વશિખા, અથર્વશિરસ્, જાબાલ, શ્વેતાશ્વતર વિગેરેનો, આધાર લીધો છે શ્રીકંઠભાષ્ય ઉપર "શિવાર્કમણિદીપિકા" નામની અપૂર્વ ચમત્કારવાળી શ્રી અપ્પય્યદીક્ષિતની ટીકા છે, અને શ્રીકંઠમતનું શુદ્ધસ્વરૂપ આ ટીકા તથા "આનંદલહરી" નામના સ્તોત્ર તથા તેના ઉપરની તેમની ટીકાથી સારી રીતે સમજી શકાય છે

### અપ્પય્ય દીક્ષિત (૧૫૨૦–૧૫૯૩)

અપ્પય્યદીક્ષિત (૧૫૨૦–૧૫૯૩) એક મહાવિદ્વાન્ કવિ અને તત્ત્વજ્ઞ

શ્રોત્રિય બ્રાહ્મણ હતા કાચીનગર પાસે અડપ્પયલ્મ નામના ગામમા શ્રીરંગરાજ નામના બ્રાહ્મણને ત્યા તેમનો જન્મ થયો હતો વીસવર્ષમા સર્વશાસ્ત્રનુ અધ્યયન કરી તેઓ ગૃહસ્થાશ્રમમા દીક્ષિત થયા હતા તેમની વિદ્વાની કીર્તિથી આકર્ષાઇ વેલુર નગરના રાજા અને વિજયનગર રાજ્યના સામત ચિન્નબોમે તેમને ગુરભાવથી બોલાવ્યા, અને તેમની પાસે શ્રીકંઠાચાર્યના બ્રહ્મસૂત્ર ઉપરના શિવાદ્વૈતમતના પ્રતિપાદક ભાષ્ય ઉપર ટીકા લખાવી તેનુ નામ શિવાર્કમણિદીપિકા છે આ ઉપરાત તેમણે શિવાર્ચન ચદ્રિકા નામનો ઉપાસનાશાસ્ત્રનો ગ્રથ તે વિદ્વાન્ પાસે લખાવ્યો વિદ્વાની કદર કરનાર આ રાજાએ શ્રી અપ્પયદીક્ષિત ઉપર કનકાભિષેક કર્યો નીલકંઠ કવિ કહે છે કે જાણે " અપ્પયદીક્ષિત રૂપ નિર્દોષ વિદ્વાના કલ્પદ્રુમની પાછળ રાજાએ સુવર્ણવડે ક્યારો કર્યો હતો ' ત્યાર પછી અપ્પયદીક્ષિતે મોટા યજ્ઞ કર્યા હતા, અને શાકરમતાવલબી શ્રીનૃસિંહસ્વામીની પ્રેરણાથી તેમણે 'ભામતી' નામની શાકરભાષ્ય ઉપરની વાચસ્પતિ મિશ્રની ટીકા ઉપર થયેલી " કલ્પતરુ " નામની ટીકા ઉપર તેમણે " પરિમલ " નામની ટીકા લખી હતી શાકરમતના ભામતીપ્રસ્થાન ઉપર આ ઉત્તમ ટીકા છે, અને તેમા શુદ્ધ શાકરદર્શનના કલ્પતરુનો પરિમલ અથવા સુવાસ અદ્યાપિ સ્ફુરતો રહ્યો છે અપ્પયદીક્ષિતની પાસે મોટા વૈયાકરણ ભટ્ટોજીદીક્ષિત કર્મમીમાસાનુ અધ્યયન કરવા રહ્યા હતા, અને તેમના પ્રસાદથી તેઓએ પાછળથી "તત્ત્વસિદ્ધાત," "તત્ત્વકૌસ્તુભ ' વિગેરે ગ્રથો લખ્યા છે ભટ્ટોજીદીક્ષિત પોતાના વિદ્યાગુરુના વૈભવ સબધમા કહે છે કે—" વિદ્વાન્ અને અવિદ્વાન્—એ ભેદને હેતુઓનો આધાર મને તો લાગે છે કે જેઓએ તેમના ગ્રથોનુ જ્ઞાન મેળવ્યુ છે તે વિદ્વાન્ અને ઇતર અવિદ્વાન્ "

પેનુગોંડ રાજા વેકટેશ (૧૫૮૫–૧૬૧૩)ના નિમત્રણથી અપ્પયદીક્ષિતે અલકારશાસ્ત્રનો " કુવલયાનદ ' નામનો ગ્રથ લખ્યો હતો તેજ અરસામા તેમણે વિધિરસાયન નામનો કર્મમીમાસા ઉપરનો નિબધ લખ્યો હતો

તેઓ ધર્માચારમા શિવાતિવાદી હતા, પરતુ વિષ્ણુ પ્રતિ પણ ભક્તિવાળા હતા. વિષ્ણુને તેઓ શક્તિના અશરૂપ સમજી પરબ્રહ્મરૂપે માનતા હતા

શાંકરમતાનુયાયીઓના મતભેદનું વર્ણન કરનાર સિદ્ધાન્તલેશ નામનો નિબંધ તેમણે લખ્યો હતો

તેઓએ ચિદંબર નગરમાં ૭૨ વર્ષની ઉમ્મરે અગીયાર પુત્રોનો પરિવાર મૂકી યોગવડે દેહોત્સર્ગ કર્યો હતો નીલકંઠ દીક્ષિત તેમના વંશમાં થયા હતા

### શ્રીકંઠમત સાર

શ્રીકંઠમતમાં નિર્ગુણ બ્રહ્મવાદને બદલે સગુણ બ્રહ્મવાદ છે શક્તિ-સહિત બ્રહ્મ તે શિવ, અને શક્તિ તે શાંકરવેદાન્તની માયા જેવી કલ્પિત નહિ, પરંતુ શિવતત્ત્વની સ્વાભાવિક પરા ચૈતન્યશક્તિ આ પરબ્રહ્મ કોટિની શક્તિનો અંશ તે જગતનું પ્રકૃતિરૂપ ઉપાદાન કારણ-વિષ્ણુ પરમચેતન નિમિત્તરૂપે શિવ અને ઉપાદાન કારણરૂપે શક્તિ અથવા નારાયણ એ બંને વચ્ચે અવિનાભાવ સંબંધ એટલે પૃથક્ ન પડે તેવો તાદાત્મ્ય સંબંધ છે આ સિદ્ધાન્તમાં પરમેશ્વર ચેતનમાં નિમિત્તભાવે શિવભાવના અને ઉપાદાન ભાવે નારાયણ અથવા વિષ્ણુની ભાવનાનું પ્રતિપાદન છે બંને ભાવો છૂટા ન પડે તેવા અદ્વૈત છે આ જગત્ શક્તિનો અથવા નારાયણીનો વિભવ અથવા વિનાસ છે, અને જીવચેતન તે મૂલ શિવતત્ત્વનો શાક્ત અંશ છે તે અંશ અને અંશી વચ્ચે ભક્તિનો યોગ તે મોક્ષનું ઉત્તમ સાધન છે.

વીરશૈવોના ધર્મસંપ્રદાયમાં શ્રીકંઠમત પડક્ષરીદેવના અભિપ્રાય પ્રમાણે પ્રમાણગ્રંથ મનાય છે.

---

## (૭) પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલા મતોના સિદ્ધાન્તોની સરખામણી.

પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલા મતોમાં ત્રણ મુખ્ય શાખાઓ-(૧) અદ્વૈતની, (૨) દ્વૈતાદ્વૈતની, અને (૩) દ્વૈતની તેમાં અદ્વૈતમતની શંકરપૂર્વ ભાવિની ભર્તૃપ્રપંચની મૂલ શાખા લોપ પામી છે હાલ પાંચ ઉપ-શાખાઓનું સાહિત્ય મળી આવે છે અને તે કેવલાદ્વૈત મતની, શુદ્ધાદ્વૈત મતની,

વિશિષ્ટાદ્વૈત[૩] મતની, અવિભાગાદ્વૈત[૪] મતની અને શિવાદ્વૈત[૫] અથવા શાક્ત અદ્વૈતમતની તે પાંચના અનુક્રમે પ્રવર્તક આચાર્યો શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, વિજ્ઞાનભિક્ષુ, અને શ્રીકંઠાચાર્ય છે.

દ્વૈતાદ્વૈત મતનું સાહિત્ય પૂર્ણરૂપમા મળતું નથી તેમા બે ઉપશાખાઓ છે (૧) ભાસ્કરભટ્ટની ઔપાધિક ભેદાભેદ વાળી, અને (૨) નિંબાર્કની સ્વાભાવિક ભેદાભેદવાળી

દ્વૈતમતની પૂર્ણપ્રજ્ઞ અથવા આનંદતીર્થની શાખાનું સાહિત્ય પૂર્ણ-રૂપમા જોવાયુ નથી

વિદ્યમાન સાહિત્ય ખાસ અદ્વૈતીઓનુંજ પૂર્ણરૂપમા મળે છે તેમા પણ અવિભાગાદ્વૈત અને શિવાદ્વૈતની પરંપરા લગભગ લોપ પામ્યા જેવી છે તેમની ઉપશાખાના વિચારોનો તમામ ઘણે ભાગે વિશિષ્ટ અદ્વૈતમા થઇ જાય છે તે બંને ઉપશાખાઓ સગુણ બ્રહ્મવાદની છે, અને સાધનમા કર્મ તથા જ્ઞાનના સમુચ્ચયનો સ્વીકાર કરે છે તેથી વિશિષ્ટમત તરફ ઢળતી છે ઉપરના કારણોને લીધે પ્રસ્થાનત્રયી ઉપરની ઘડાએલી બાકીની ત્રણ વિચારશ્રેણીઓના નિર્ણયો તત્ત્વજ્ઞાનના વિષયોને લગતા સમજવા યોગ્ય છે પ્રસ્થાનત્રયી ઉપર બંધાયેલા તત્ત્વદર્શનના વિચારણીય મુદ્દાઓ નીચે પ્રમાણે તારવી શકીએ —

(અ) બ્રહ્મવસ્તુ બાબત અથવા જગત્ કારણ વિષય

(આ) જગત્ સબંધમા અથવા કાર્યબ્રહ્મ વિષય

(ઇ) જીવસ્વરૂપ બાબત

(ઈ) સાધન વિષય

(ઉ) ફલ વિષય

આ પાંચ વિષયો સંબંધમા કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અને શુદ્ધાદ્વૈતના કેવા મતભેદો છે તેની તારવણી આપણે કરીએ

## (અ) કારણ બ્રહ્મવિષયમાં.

ત્રણે આચાર્યો જાણવાયોગ્ય તત્ત્વને બ્રહ્મસંજ્ઞા આપે છે મૂલસૂત્રોમા બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર ( અથવા શિવ ) શક્તિ, સૂર્ય, ગણપતિ, ઇત્યાદિ કોઈ પણ

દૈવતાવિશેષની ચર્ચા થયેલી નહિ હોવાથી બ્રહ્મદર્શનમાં જે દેવતાવિશેષનો અભિપ્રાય લાવવા પ્રયત્ન કરે છે તે આધાર વિનાનો છે.

**પ્રથમ શાંકરમત** પ્રમાણે બ્રહ્મ એ એકજ પરમાર્થ કેવળ સ્વરૂપ છે. તેમાં જે જે વિશેષણો–વિશેષો, રૂપો, ગુણો, કર્મ–ભાસે છે તે માત્ર અવિદ્યા વડેજ ભાસે છે. વસ્તુતઃ તે વિશેષણો અથવા ધર્મો તેમાં નથી. તે બ્રહ્મ પદાર્થ સર્વનો સાચો આત્મા છે. જેમ શરીર–એ આત્મા નથી પણ માત્ર આત્મામાં આરોપાય છે તેવું બ્રહ્મ નથી, પરંતુ પ્રાણી પદાર્થોનું સાચું નિત્ય સ્વરૂપજ બ્રહ્મ છે.

રામાનુજમત પ્રમાણે પરમાર્થ વસ્તુ બ્રહ્મ છે તે વાત ખરી છે, પરંતુ તે નિર્વિશેષ નથી, પણ ચિત્ અને અચિત્ એ બે વિશેષણોથી વિશિષ્ટ છે. વિશેષણ, વિશેષ, પ્રકાર, રૂપ, ગુણ,–વિગેરે પર્યાય શબ્દો છે. ચિત્ એટલે જીવરાશિ અને અચિત્ એટલે જડરાશિ એ બે બ્રહ્મનાં શરીર સ્થાને છે.

વલ્લભમત પ્રમાણે બ્રહ્મની સ્વરૂપકોટિ જેવી સાચી છે તેવીજ તેની કારણરૂપતા અને કાર્યરૂપતા પણ સાચી છે. બ્રહ્મજ પરમ સત્ય છે એ વાત ખરી, પરંતુ આ સર્વ દશ્ય જે અનુભવાય છે તે પણ બ્રહ્મનુંજ રૂપ છે અને તેથી તે પણ સત્ય છે. શંકરાચાર્ય કહે છે તેવું માયિક અથવા અવિદ્યાથી ઉભું થયેલું નથી. આથી બ્રહ્મવસ્તુ સદા સર્વત્ર શુદ્ધજ છે. તેમાં માયિક અથવા અવિદ્યાથી ઉભા થયેલા દોષોનો લય કરી કેવલ રૂપે અનુભવવાનું નથી, તેમ વિશિષ્ટરૂપે તે રહેવુંજ જોઇએ એમ પણ નથી.

**બીજું શાંકરમત** પ્રમાણે જોકે બ્રહ્મ પરમાર્થ વસ્તુ અને નિર્વિશેષ તત્ત્વ છે, તો પણ અવિદ્યાથી તેના ઉપર આરોપાયેલા નામરૂપ કર્મ–નામના ધર્મો છે. તે વ્યાવહારિક સત્ય છે. આ ધર્મો અથવા વિશેષોથી વિશિષ્ટ બ્રહ્મતત્ત્વ તે સગુણ બ્રહ્મ છે. જીવ અને જગત્ જેવાં સાચાં છે, તેવું આ સગુણ બ્રહ્મરૂપ પણ સાચું છે. જગતના સંબંધમાં કારણરૂપતા, નિયામકતા, વિગેરે ધર્મો તે સગુણબ્રહ્મના અથવા પરમેશ્વરના છે. તે સગુણ બ્રહ્મપદમાં શિવ, વિષ્ણુ વિગેરે અનેક નામો વડે દેવતાભાવનો નિર્વાહ થાય છે. ઉપનિષદ

વાક્યો પ્રસંગે આ સગુણ બ્રહ્મને વર્ણવે છે, પ્રસંગે નિર્ગુણ બ્રહ્મને વર્ણવે છે. સગુણ બ્રહ્મના બોધક વાક્યો ભાવરૂપ હોય છે, નિર્ગુણ બ્રહ્મના બોધક વાક્યો નિષેધરૂપે હોય છે. તેમા નિર્ગુણ બ્રહ્મમાં વેદાન્તનું મુખ્ય તાત્પર્ય છે, કેમકે તે જીવનું અનુભવવા યોગ્ય સ્વરૂપ છે, સગુણ બ્રહ્મમા વેદાન્તનું અવાંતર તાત્પર્ય છે એટલે કે તે ઉપાસ્ય પદ છે, એટલે સંબંધિરૂપ છે.

રામાનુજ મત પ્રમાણે સગુણ અથવા સવિશેષ બ્રહ્મ એજ ઉંચટનું તત્ત્વ છે, અને તેનાથી પરનિર્ગુણ અથવા નિર્વિશેષ બ્રહ્મ નથી. તે સગુણ બ્રહ્મ જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બલ, વીર્ય અને તેજ એ ૭ ગુણોથી ભરપૂર છે. ભગવાન્, નારાયણ, વાસુદેવ, વિષ્ણુ વિગેરે તેના નામો છે. બ્રહ્મ જ્ઞેય અને ઉપાસ્ય–એવા બે ભેદ શાંકરવેદાન્તિઓ પાડે છે તે યોગ્ય નથી. બ્રહ્મ સર્વથા ધ્યાનાદિકવડે ઉપાસ્યજ છે વેદાન્તમા આવેલા નિષેધરૂપ વાક્યોનું તાત્પર્ય લૌકિક ગુણોનો તેમા સ્પર્શ નથી એ બતાવવામા છે, નહિ કે તેમા અલૌકિક ગુણો નથી તે દર્શાવવામા. નિર્ગુણ–એટલે સર્વ ગુણોથી રહિત એમ નહિ, પરંતુ હેય અથવા પ્રાકૃત ગુણોથી રહિત મગર ગુણોનો તો તેમા પાગ્જ નથી.

વલ્લભમતમા પણ રામાનુજ જેવો અભિપ્રાય બ્રહ્મની ઉપાસ્યનાનો છે.

ત્રીજુ શાંકરમત પ્રમાણે બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત તત્ત્વ છે. એટલે કે અસત્ય, જડ અથવા પરપ્રકાશ, અને અંતવાળા અથવા પરિચ્છિન્ન એવી વસ્તુમાત્રથી ભિન્ન છે. જ્ઞાનજ કેવલ સ્વપ્રકાશ (અજડ) છે, તેથી બ્રહ્મ તે જ્ઞાન પોતેજ છે. જ્ઞાન–અનુભવ–સંવિદ્–એ બ્રહ્મનુ સ્વરૂપ છે, બ્રહ્મનું જ્ઞાન–એ સ્વરૂપ લક્ષણ છે જ્ઞાનવાળુ બ્રહ્મ નહિ, પરંતુ તે સ્વયં જ્ઞાનજ છે.

રામાનુજ મત પ્રમાણે સત્ય–જ્ઞાન અને અનંત બ્રહ્મ છે–એ શ્રુતિનો અર્થ તે નિત્ય સત્તાવાળો, જ્ઞાનવાળો, અને મર્યાદા વિનાનો પદાર્થ છે એવો થાય છે આ ગુણોથી વિશિષ્ટ પદાર્થ તે બ્રહ્મ

વલ્લભ મત પ્રમાણે—સત્યજ્ઞાનાદિ તે બ્રહ્મના સ્વરૂપ ધર્મો છે. પરંતુ તે ઉપરાંત તેની કારણતા અને કાર્યતા જણાવનારા પણ ધર્મો છે. આ સર્વ ધર્મો પૃથક્ભાવે ધર્મો છે, સ્વરૂપભાવે ધર્મી છે બ્રહ્મજ ધર્મી છે.

ચોથુ—શાંકરમત પ્રમાણે બ્રહ્મના સત્તા અને ચૈતન્ય જેવા સ્વરૂપ ધર્મો છે તેવો આનંદ પણ સ્વરૂપ ધર્મ છે પંચકોશ વિદ્યામાં કહેલો ઉત્કટનો આનંદમય કોશ તે સ્વત બ્રહ્મ નથી, પરંતુ તે બ્રહ્મનું ઔપાધિક રૂપ છે બ્રહ્મ પદાર્થ તો તે કોશના અવધિએ—"બ્રહ્મપુચ્છ છે, તે પ્રતિષ્ટા છે" એ વાક્યમા વર્ણવેલો છે, અને તે આનંદમય રૂપથી પર છે આનંદમય તે વિકારીરૂપ છે, આનંદ એ નિર્વિકાર સ્વરૂપ છે

રામાનુજ મત પ્રમાણે બ્રહ્મ તે આનંદમય છે બ્રહ્મજ પોતાના સ્વભાવ વિશેષવડે પ્રિય, મોદ, પ્રમોદ, આનંદ વિગેરે નામવાળો વર્ણવાય છે

વલ્લભમત પ્રમાણે બ્રહ્મ પોતે આનંદમય છે, અને તેનો આનંદ લૌકિક આનંદ કરતા ઘણો મોટો (પ્રચુર) છે

પાચમુ—શાંકરમત પ્રમાણે દશ્ય જગતનું બ્રહ્મ ઉપાદાન તથા નિમિત્ત કારણ છે પરંતુ આ કાર્યકારણભાવ વસ્તુને સ્પર્શ કરનારો નથી પણ અવિદ્યા વડે તેમા અધ્યારોપિત છે, એટલે વસ્તુતઃ બ્રહ્મમા કારણભાવ નથી, છતા દશ્ય ભ્રમ અથવા વિવર્તનું તે અધિષ્ઠાન છે તેથી તે કારણ કહેવાય છે આ વસ્તુત નહિ છતા છે એવુ દશ્ય જગત—નામરૂપનો સમૂહ—ઉપજાવવાની જે શક્તિ બ્રહ્મમા કલ્પાય છે તેને માયા કહે છે આ માયા જગતનું ઉપાદાન કારણ છે, અથવા માયા વિશિષ્ટ બ્રહ્મ (સગુણબ્રહ્મ) ઉપાદાન કારણ છે, અથવા બ્રહ્મ પોતેજ વિવર્તોપાદાન કારણ છે માયાથી બ્રહ્મ તે સગુણ બ્રહ્મ અથવા પરમેશ્વર છે અદ્ભુતશક્તિ—એવો માયાનો અર્થ લઇએ તો પણ તે જો બ્રહ્મમા વાસ્તવ નથી એમ સાબીત થયુ તો તે મિથ્યા સૃષ્ટિની શક્તિ એવુ ફલિત થાય છે

રામાનુજ મત પ્રમાણે બ્રહ્મ જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે એ ખરૂં પરંતુ તે કારણાવસ્થ—સૂક્ષ્મ—ચિદચિદ્ વિશિષ્ટ બ્રહ્મ, કાર્યાવસ્થ—સ્થૂલ—ચિદચિદ્વિશિષ્ટ (જગત)નું કારણ છે માયા એટલે કલ્પિત અથવા અધ્યારોપિત શક્તિ નહિ, પરંતુ સાચી અદ્ભુતશક્તિ સમજવી તે બ્રહ્મની શક્તિ—જ્ઞાન, બળ, ક્રિયાના અદ્ભુત પરિણામો દર્શાવનારી સ્વભાવરૂપા છે, શાંકરવેદાન્તીઓ અધ્યારોપિત માને છે તેવી નહિ

વલ્લભમત પ્રમાણે બ્રહ્મ જગતનુ ઉપાદાન અને નિમિત્ત કારણ છે તે ખરૂં, પરંતુ શાકર વેદાન્તીઓ જેવુ વિવર્તોપાદાન માને છે તેવું નહિ, પરંતુ પરિણામી ઉપાદાન કારણ વિવર્તકારણવાદ શાકરવેદાન્તીઓએ ઉભો કરેલો છે. સૂત્રકારનો તે આશય નથી

છઠ્ઠું શાકરમત પ્રમાણે બ્રહ્મ અનુમાનથી સમજાય તેવું નથી, પરંતુ શ્રુતિગમ્ય છે. તર્ક શ્રુતિને અનુકૂલ જોઇએ શ્રુતિના અર્થનં નિરૂપણ કરવામાં તેઓ શ્રુતિઓનુંજ પૂર્વાપર પર્યાલોચન કરી અર્થના તાત્પર્યનો નિર્ણય કરે છે સ્મૃતિઓના પ્રમાણોનો મળતાપણું બતાવવા ઉપયોગ કરે છે. પોતાના સિદ્ધાતના નિર્ણયમા તે વેદવાક્યો ઉપરજ મુખ્ય આધાર રાખે છે

રામાનુજમત પ્રમાણે પણ પરમાત્મા શ્રુતિગમ્ય છે, અનુમાનગમ્ય નથી, પરંતુ તાત્પર્યનિર્ણયમા તે ઇતિહાસ-( મહાભારત )-પુરાણ આગમ વગેરે ગ્રથોનો છૂટથી ઉપયોગ કરે છે એટલુંજ નહિ પણ તે આગમોને વેદ જેટલો માને છે

વલ્લભમત પ્રમાણે શ્રુતિગમ્ય પરમાત્મા છે, પરંતુ તેના ટેકામા ભાગવત પુરાણને તેઓ વિશેષ આધારરૂપ માને છે, કારણકે વેદવ્યાસે ઘણા સમાધિના ચિત્તથી તે પ્રકટ કર્યું છે

(आ) કાર્યબ્રહ્મ વિષયમાં.

શાકરમત પ્રમાણે આ દશ્ય જગત બ્રહ્મનુ કાર્ય છે નામરૂપો જ્યારે ઈશ્વરના આત્મરૂપ હોય નહિ શુ એવી રીતે ભાસે છે તે ભાસમાન અવ્યક્ત દશામા માયાશક્તિ અથવા પ્રકૃતિ કહેવાય છે અને વ્યક્ત દશામા સૂક્ષ્મ તથા સ્થૂલ જગત કહેવાય છે, પરંતુ આ ભાસમાન જગત શશવિષાણ જેવુ શૂન્ય નથી, તેમ રજ્જુસર્પ અથવા શક્તિરજત જેવુ પ્રાતિભાસિક સત્તાવાળું નથી, પરંતુ વ્યાવહારિક સત્તાવાળા, કારણથી પૃથક્ સત્તા વિનાના, પદાર્થોનો તે સમૂહ છે. બ્રહ્મની પરમાર્થ સત્તાની સરખામણીમા તે વિકારો-અથવા નામરૂપો-મિથ્યા કહેવાય છે નહિ કે તે આધાર વિનાના (નિરાસ્પદ) અસત્ય પદાર્થો ખરી રીતે બ્રહ્મતત્ત્વજ દશ્ય જગતનો આત્મા છે તેના વિના કાર્ય જગતનુ વાસ્તવ અસ્તિત્વજ નથી

રામાનુજના મત પ્રમાણે સર્વ જગત કારણથી અનન્ય છે તે ખરું, પરંતુ તેનો અર્થ એવો નહિ કે કારણ બ્રહ્મજ પરમસત્ વસ્તુ અથવા આત્મા છે, અને કાર્યનું પોતાનું કંઇ સત્ત્વજ નહિ જેમ ઘટાદિ મૃદાદિના વિકારો છે તેમ મૃદાદિનું તે રૂપાન્તરજ છે, તેમ જગત્ તે બ્રહ્મનું રૂપાન્તરજ છે જ્યારે ચિદ્ અને અચિદ્‌ના રૂપો અથવા વિશેષણો ભિન્ન નામરૂપથી વ્યક્ત ન થાય ત્યારે બ્રહ્મ તે કારણ; અને જ્યારે તે વ્યક્ત વિશેષણરૂપે જણાય ત્યારે તેજ બ્રહ્મકાર્ય કહેવાય છે આથી કારણ અને કાર્ય—એ એકજ બ્રહ્મની બે અવસ્થાઓ છે

વલ્લભમત પ્રમાણે પણ કાર્ય સ્વતંત્ર સત્તા વિનાનો માયિક પદાર્થ અથવા વિવર્ત નહિ, પણ કારણ દ્રવ્યનો સાચો પરિણામ છે

ટુંકામાં ત્રણે મતમાં કાર્ય તે કારણથી અનન્ય છે તેનો સ્વીકાર છે પરંતુ અનન્યત્વ અથવા તાદાત્મ્યના અર્થમાં ફેર છે શાંકરમત પ્રમાણે કારણવસ્તુજ સત્ય છે, અને કાર્ય માત્ર તેમાં વાસ્તવ વિભાગ વિનાનો ભાસતો વિવર્ત છે, રામાનુજ મત પ્રમાણે અને વલ્લભમત પ્રમાણે કારણનો સાચો પરિણામ કાર્ય છે, પરંતુ તે કારણનીજ એક પ્રકારની અવસ્થા છે શંકરાચાર્ય સત્તાના બે પ્રકાર માને છે, તેવું રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય માનતા નથી કારણ અવસ્થા જેવી સત્ય છે તેવીજ કાર્ય અવસ્થા પણ સત્ય છે, માત્ર કાર્ય કારણમાં અન્વિત એટલે ગુંથાએલું છે તેથી કારણથી અનન્ય નથી એવો વ્યવહાર થાય છે

### (ङ) જીવસ્વરૂપ સંબંધમાં.

**પ્રથમ**—શંકરમત પ્રમાણે બ્રહ્મ અને આત્મા વચ્ચે તાદાત્મ્ય સંબંધ છે જે તત્ત્વ જગત્કારણ તેનું નામ બ્રહ્મ અને તેજ પિંડગત અથવા શરીરમાં મર્યાદિત થએ તેનું નામ આત્મા બ્રહ્મ અને આત્મા—એ ભિન્ન વસ્તુઓ નથી, પરંતુ એકજ ધાતુ અથવા તત્ત્વ છે પિંડસ્થ રૂપને જીવ કહે છે, બ્રહ્માંડસ્થ રૂપને ઈશ્વર કહે છે અવિદ્યાવડે **બ્રહ્માત્માની** જીવાત્મા રૂપે પ્રતીતિ છે, તે અવિદ્યા નિવૃત્તિવડે દૂર કરી મૂલરૂપે એટલે બ્રહ્માત્મરૂપે અનુભવવું તેમાજ પુરુષાર્થ સિદ્ધિ અથવા મોક્ષ છે સારાંશ જીવાત્મા તે વસ્તુત પર

માત્મા અથવા પરબ્રહ્મ છે, અને જીવાત્મા રૂપે જે પ્રતીતિ છે તે અવિદ્યા જન્ય છે. પ્રતીતિરૂપે જીવ અનેક છે અને તે મૂલ પરમાત્માના આભાસો, પ્રતિબિંબો જેવા છે.

રામાનુજ મત પ્રમાણે જીવાત્મા એ પરમાત્માનો અથવા પરબ્રહ્મનો વાસ્તવ અંશ છે, અને તે અણુ પરિમાણવાળો છે. તે એક નથી પરંતુ અનેક છે.

વલ્લભમત પ્રમાણે જીવાત્મા અથવા ક્ષેત્રજ્ઞ કૂટસ્થ ચેતનરૂપ મહા અગ્નિના તણખા જેવો અંશ છે, અને તે સત્ય અંશ છે. માયિક આભાસ અથવા પ્રતિબિંબ નથી.

**બીજું** શાંકરમત પ્રમાણે જીવાત્મા વસ્તુતઃ બ્રહ્મ અથવા પરમાત્મા હોવાથી તેનું જ્ઞાન નિત્યસિદ્ધ છે. તે માત્ર અવિદ્યાને લીધે ઢંકાયેલું જણાય છે. અવિદ્યાનો નાશ થતાં તે સ્વયંપ્રકાશ જ્ઞાન શુદ્ધ ભાસે છે.

રામાનુજમત પ્રમાણે જીવાત્માનું જ્ઞાન સંકોચ વિકાસવાળું છે. શાંકર-વેદાન્તી માને છે તેમ મૂળથી નિત્યસિદ્ધ નથી, વળી નૈયાયિકો માને છે તેમ બહારના વિષયોના ઇન્દ્રિયો સાથેના સંબંધથી તથા તેના મન સાથેના સંબંધથી નવું ઉત્પન્ન થતું પણ નથી

વલ્લભમત પણ આ બાબતમાં રામાનુજ સમાન છે.

ત્રીજું શાંકરમત પ્રમાણે જીવાત્મામાં જ્ઞાન એ સ્વભાવધર્મ છે પરંતુ અંતઃકરણાદિ ઉપાધિને લઈ તેનામાં જ્ઞાતાપણું ભોક્તાપણું અને કર્તા-પણું ભાસે છે.

રામાનુજ મત પ્રમાણે જીવનું જ્ઞાતૃત્વ ભોક્તૃત્વ અને કર્તૃત્વ એ ઉપાધિને લીધે નથી, પરંતુ તેનું પોતાનું સાચું રૂપ છે.

વલ્લભમત પ્રમાણે પણ રામાનુજ જેવી સ્થિતિ છે.

### (ઈ) સાધન સબંધમાં.

શાંકરમત પ્રમાણે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં શ્રૌતસ્માર્ત કર્મવડે ચિત્ત શુદ્ધિની અપેક્ષા રહે છે. વ્યવહારનાં અથવા શાસ્ત્રવિહિત કર્મો ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવાવડે ચિત્તના દોષો નિવૃત્ત થાય છે, અને તે આશયની શુદ્ધિ

થયા પછી ઉપાસના અથવા ભક્તિયોગ વડે ચિત્તની સ્થિતિ બંધાય છે નિર્મળ અને વિક્ષેપ વિનાનું ચિત્ત થયા પછી ઉપનિષદાદિ શાસ્ત્રનું શ્રવણ તેનું મનન અને નિદિધ્યાસન વડે જીવાત્માનો બ્રહ્માત્મા સાથેનો અભેદ અનુભવ જાગે છે અને તેવડે મોક્ષનો આવિર્ભાવ થાય છે બ્રહ્મવિદ્યાની ઇચ્છાના ઉદયમા કર્મનો અને ઉપાસનાનો ઉપકાર છે, પરન્તુ વિવિદિષા ઉત્પન્ન થયા પછી તો તત્ત્વજ્ઞાનના સાધનો શ્રવણાદિ નક્કી જ છે કર્મ અને ઉપાસના (વિજ્ઞાન)નો સમુચ્ચય અથવા સાથે પ્રયોગ શંકરાચાર્યને ઇષ્ટ નથી બ્રહ્મવિદ્યા અથવા બ્રહ્મજ્ઞાન પોતેજ અજ્ઞાનનિવૃત્તિદ્વારા મોક્ષને પ્રકટ કરે છે સાધનોની પ્રણાલિકામા કર્મ અને ઉપાસના પૂર્વાંગમા છે, વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્કની પ્રાપ્તિ અને મુમુક્ષુતા તે ચાર સાધનો મધ્યરંગમા છે, અને શ્રવણ, મનન નિદિધ્યાસન તે અંતરંગમા છે

રામાનુજમત પ્રમાણે કર્મની બ્રહ્મવિદ્યાને જરૂર છે એટલુજ નહિ પણ કર્મ અને જ્ઞાન બન્ને મળી પરબ્રહ્મમા ભક્તિ ઉપજાવે છે આ જ્ઞાનકર્મનો સમુચ્ચય સાધન પ્રણાલિકામા આવશ્યક છે વળી જ્ઞાન, ધ્યાન, ઉપાસના, સ્મૃતિ ભક્તિ વિગેરે સમાન અર્થના વાચક છે, અને નિર્વિકલ્પજ્ઞાન નહિ પરંતુ ભગવાનનું સવિકલ્પ ભાવમય પ્રત્યક્ષજ મોક્ષમા ઉપકારક છે જેવી રીતે વિવેકાદિ સાધન ચતુષ્ટય શાંકરમતમા ઇષ્ટ છે, તેવી રીતે રામાનુજમતમા વિવેક વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ અનવસાદ અને અનુદ્ધર્ષ ઉપયોગી સાધનો છે આ વિવેક એટલે શાંકરમત જેવો આત્માનાત્માના ભેદનુ જ્ઞાન એવો અર્થ નથી પરંતુ અન્નગ્રહણની શુદ્ધિ એવો થાય છે આહારમા લેવાતા અન્નાદિ પદાર્થો કેટલાક જાતિથી દુષ્ટ હોય છે જેવા કે ડુંગળી વિગેરે, કેટલાક આશ્રયથી દુષ્ટ હોય છે જેમકે પતિત અને ચંડાલાદિ અપવિત્ર પુરુષોનુ અન્ન કેટલાક અન્નાદિ પદાર્થો નિમિત્તવડે દુષ્ટ થાય છે જેમકે ઉચ્છિષ્ટ અથવા કોઇના ખાધેલા પીધેલાનો બાકી રહેલો ભાગ, આવા જાતિદુષ્ટ, આશ્રયદુષ્ટ અને નિમિત્તદુષ્ટ અન્નાદિથી શરીરને મલિન ન થવા દેવુ તેનું નામ આ શાસ્ત્રમા વિવેક છે વિષયો ઉપર અનાસક્તિ થવી તેનું નામ વિમોક છે આલંબનનુ પુન પુન ચિંતન કરવુ તેનું નામ અભ્યાસ

છે, એટલે પરમાત્મારૂપી આલંબનને ચિત્તમાં પુનઃ પુનઃ આરૂઢ કરી તેના ગુણ ધર્મવડે મનને તે રૂપમય કરવું તે અભ્યાસ ચોથું સાધન ક્રિયા છે એટલે પંચમહાયજ્ઞોનું યથાશક્તિ અનુષ્ઠાન કરવું પાંચમું સાધન કલ્યાણ છે, અને તેમાં સત્ય, સરલતા, દયા, દાન, અહિંસા, અને અલોભ એ ગુણોનો સમાસ થાય છે છઠ્ઠું સાધન અનવસાદ છે એટલે કે દેશકાલ અનુકૂલ ન હોવાથી તથા શોકજનક વસ્તુઓ સાંભરવાથી ઉત્પન્ન થતું દૈન્ય અથવા મનનું નિસ્તેજપણું તેનું નામ અવસાદ, તેથી ઉલટો ગુણ તે અનવસાદ અથવા પ્રસન્નતા. સાતમું સાધન તે અનુદ્ધર્ષ અપ્રમાદથી વિરોધી સ્થિતિમાંથી ઉત્પન્ન થતી તુષ્ટિ અથવા ખોટો સંતોષ તે ઉદ્ધર્ષ અને તેથી ઉલટું તે અનુદ્ધર્ષ સારાંશ—આહારાદિની શુદ્ધિ વિષયોમાં વૈરાગ્ય, પરમેશ્વરનું સર્વદા ચિંતન, કર્મોનું અનુષ્ઠાન, સત્યાદિ ગુણોનું સેવન, અને ચિત્તની પ્રસન્નતા સાથે ઉત્સાહ—એ સાધનો બ્રહ્મવિદ્યાના ઉપકારક છે

આ આરંભના સાધનો ઉપરાંત શ્રીરામાનુજના મતમાં ભક્તિ અને પ્રપત્તિ એ બે મુખ્ય સાધનો અંતર્ગમાં આવે છે ભક્તિપણ સાધનભક્તિ અને સાધ્યભક્તિ એમ બે પ્રકારની છે, અને પ્રપત્તિ પણ બે પ્રકારની—એકાન્તી અને પરમૈકાન્તી

વલ્લભમત પ્રમાણે સર્વ સાધનોનો ભક્તિમાંજ સમાસ થાય છે, અને ભગવત્ શરણતામાંજ સાધન શ્રેણીનું રહસ્ય છે

(૩) ફલ વિષયમાં.

શાંકરમત પ્રમાણે મોક્ષરૂપી ફલ નવું સંપાદન કરવા યોગ્ય નથી, પરંતુ સ્વતઃસિદ્ધ સ્વરૂપ જે ઢંકાયેલું છે તેનો પ્રકાશ થવો, અને તે બ્રહ્મવિદ્યા અથવા તત્ત્વજ્ઞાન વડેજ અવિદ્યા અથવા અજ્ઞાનનો નાશ થવાથી પ્રકટ થાય છે આ ફલ બે રીતે પ્રકટ થાય છે

- સદ્યોમોક્ષરૂપ—જે બ્રહ્મવિદ્યાનો ઉદય થવાની સાથેજ જીવન્મુક્ત દશામાં મળે છે જેઓ ઉપાસનાના ક્રમથી બ્રહ્મલોકમાં ગતિ કરી બ્રહ્માના કાલક્રમના અવધિએ મોક્ષ પામે છે તે ક્રમમોક્ષ છે પ્રથમને કૈવલ્યમોક્ષ કહે છે, બીજાને સાયુજ્યમોક્ષ કહે છે વાસ્તવ બ્રહ્મજ્ઞાનીને ઉત્ક્રાન્તિ નથી, અને અહીંજ બ્રહ્મભાવ પ્રાપ્ત થાય છે

રામાનુજમત પ્રમાણે મોક્ષ એ વાસ્તવ પ્રાપ્ત કરવા યોગ્ય અવસ્થા છે તે મરણપછી આ લોકમાંથી ઉત્ક્રાન્તિ થયા પછી બ્રહ્મલોકમાં પ્રાપ્ત થાય છે પરબ્રહ્મ સાથે સાયુજ્યનો અથવા સામ્યનો અનુભવ કરવો તેનું નામ આ મત પ્રમાણે મોક્ષ છે આ અવસ્થામા પરમાત્માના સ્વરૂપને મુક્ત પુરુષ ભોગવે છે, અને એની વિભૂતિમા અંતર્ગત થયેલા તે લોકના વિશેષાનંદનો પણ અનુભવ કરે છે વળી તે યથેષ્ટ દેહ ધારણ કરી શકે છે, અને તેવા દેહ ધરવાથી તેની મુક્ત અવસ્થાને બાધ આવતો નથી

વલ્લભમત પ્રમાણે પણ કારણ બ્રહ્મમાથી અગ્નિવિસ્ફુલિંગ ન્યાયે, બાન્વોની ઉત્પત્તિ સ્વીકારેલી હોવાથી, કારણબ્રહ્મના સત્ ચિત્ અને આનંદ અંશોમા વી પ્રગુણાદિ અંશો સત્વ ગણાય છે અને તે બંધન કરનાર નિમિત્તો છે, ચિત્ અંશો જીવ કહેવાય છે, અને તે બંધન પામે છે, અને આનંદાંશો તેના અંતર્યામી નિયામકો ગણાય છે જ્યારે પૂર્ણ જ્ઞાન ઈશ્વર ભગવાન્ જીવોને દાન કરે છે ત્યારે મોહિની માયાના પાશમાથી છૂટે છે, અને સ્વરૂપભૂતા શક્તિમા સ્થપાય છે આ મોક્ષ દશામા પરાધીનતા જાય છે, પરન્તુ જગત કર્તૃત્વ ધર્મ જાગતો નથી, માયાશક્તિ તેને પ્રાપ્ત થતી નથી, પરન્તુ ઉત્કૃષ્ટ આનંદની પ્રાપ્તિ થાય છે *

## ઉપસંહાર.

ભારતવર્ષના તત્ત્વજ્ઞાનનો છ હજાર વર્ષથી તે આજ પર્યંતનો ઇતિહાસ ચાર હજાર વર્ષનો આપણે ભિન્ન ભિન્ન વિચારોની શ્રેણીઓમા ગુથાયેલો અવલોકી ગયા આ તત્ત્વજ્ઞાનની અનેક શ્રેણીઓ છતા તે ખરી રીતે ત્રણ પ્રવાહમા વહે છે-(૧) અધિભૂત (૨) અધિદૈવ અને (૩) અધ્યાત્મ આ ત્રણ પ્રવાહો બ્રાહ્મણ ધર્મપ્રદેશમા, બૌદ્ધ ધર્મપ્રદેશમા, અને જૈનધર્મપ્રદેશમા વહી ગયા છે પરન્તુ આ સર્વ પ્રદેશો ખરી રીતે ભારતવર્ષનાજ વિભાગરૂપ છે અધિભૂત શાખા બ્રાહ્મણ ધર્મના ન્યાય વૈશેષિક દર્શનોમા અને બૌદ્ધ ધર્મના સર્વાસ્તિવાદીના મતમા આવી અટકી છે અધિદૈવ પ્રણાલિકા ઐશ્વરવા

* જુઓ પ્રસ્થાન ૨ ાાકર ૫ ૬૪

દની પાતંજલ યોગ દર્શનમાં, તથા શૈવ, વૈષ્ણવ અને શાક્ત દર્શનોમાં વહ્યા કરે છે, અને અધ્યાત્મ પ્રણાલિકા એક તરફ જૈનમતમાં અને બીજી તરફ બ્રહ્મમીમાંસા દર્શનમાં વહે છે. હિંદુસ્થાનના વિચારપ્રવાહને જ્યાં સાથી પણ અધ્યાત્મ સમુદ્રમાં મળવાનું વળણ છે. તેથી જો કે બૌદ્ધ દર્શનમાં આત્મવસ્તુની અવગણના છે, અને નૈતિક ભાવના ઉપર અને કર્મવિશુદ્ધિના ઉપર તેમનો ઝોક છે, તોપણ તે દર્શનના ક્ષણભંગવાદ, અથવા ક્ષણિક વિજ્ઞાનવાદ ઉપર ભારતવર્ષના ચિંતકોને વિરામ મળ્યો નથી, પરંતુ તેઓ આ સંસારની ક્ષણધારાવાહિનીની પીઠમાં સ્થિર વિજ્ઞાન અથવા ચૈતન્ય ઉપર અખંડ નજર નાખતા રહ્યા છે. વળી તે સ્થિર ચૈતન્ય જેને બ્રહ્મ સંજ્ઞા આપવામાં આવે છે, તે તટસ્થ ઈશ્વરરૂપે નહિ સ્વીકારતા તે ચિંતન કરનારના આત્મા સાથે કોઇ વિલક્ષણ તાદાત્મ્ય સંબંધવાળું અથવા સાયુજ્ય સંબંધવાળું માનવામાં આવે છે. જીવનો અને પરમેશ્વરનો, આત્માનો અને બ્રહ્મનો-આ સંબંધ સર્વ અધ્યાત્મ વાદીઓને અત્યંત સામીપ્યનો અનુભવાયો છે આ અત્યંત સમીપતાને લઇ કેટલાક સ્વભાવ અદ્વૈતજ એટલે એકજ બ્રહ્માત્મવસ્તુ સ્વીકારે છે, કેટલાક તે બેની વચ્ચે દેહ અને દેહી જેવો વિશિષ્ટ સંબંધ માને છે, અને કેટલાક અંશ અને અંશી જેવો અથવા બિંબ અને પ્રતિબિંબ જેવો સંબંધ માને છે આ સંબંધનું ભાન કાંતો તાદાત્મ્ય અથવા કૈવલ્ય ભાવે, કાંતો સાયુજ્ય ભાવે, અથવા કાંતો સાલોક્ય ભાવે થયા વિના અધ્યાત્મ દર્શનની નિષ્ઠા બંધાતી નથી, અને તેવી નિષ્ઠાના ઉદય વિના પુરુષાર્થની સિદ્ધિ નથી આવું સર્વ વિચારકોનું સામાન્ય મંતવ્ય છે. આ અધ્યાત્મ અનુભવ કેવલ વિચારરૂપ નથી, પરંતુ તેમાં આનંદરૂપતા અથવા રસરૂપતાનો સ્વીકાર છે, અને તેથી દર્શનશાસ્ત્રનું પ્રયોજન સત્યજ્ઞાન પ્રાપ્તિમાંજ સમાયું છે એટલુંજ નહિ, પણ જીવનના ઉંડા સંતર્પણમાં સમાએલુ છે તત્ત્વજ્ઞાનની નિષ્ઠાના આ ઉંડા આસ્વાદને લઇને ભારતવર્ષનો અધ્યાત્મ વિચાર કેવળ બુદ્ધિના તરંગો અને વિકલ્પો ઉપર રમતો નથી, પરંતુ,

जडाजडदृशोर्मध्ये यत्तत्त्वं पारमार्थिकम्
अनुभूतिमयं तस्मात्सारं ब्रह्मेति कथ्यते ॥

જડ દષ્ટિ અને અજડ દષ્ટિની વચમાં જે સ્થિર પરમાર્થ તત્ત્વ અનુભવરૂપે વિલસે છે તેજ આનંદમય-સારભૂત-બ્રહ્મ છે એવું સમજી છેવટઃ—

अध्यात्मरतिराशान्तः पूर्णपावनमानसः
प्राप्तानुत्तमविश्रान्तिर्न किंचिदिह वांछति ॥ (अन्नपूर्णोपनिषद्)

તે શુદ્ધ આત્મામા પ્રીતિ બાંધી ઇન્દ્રિયાદિના સર્વ વેગોને શમાવી, પરમપવિત્ર જ્ઞાનવડે મનને ભરી અપૂર્વ વિશ્રાન્તિને મેળવી, આ સંસારમાં કંઇપણ મેળવવાનું બાકી છે એવી કલ્પના કરતો નથી.

આ ધ્યેય સિદ્ધ કરવા ઉપર ભારતવર્ષના તત્ત્વજ્ઞાનના પ્રવાહનો વેગ છે, અને તેમાંજ તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ અદ્યાપિ જળવાઈ રહ્યું છે.



# ગ્રન્થકારસૂચી.

# ગ્રંથ સૂચી.

ભ

# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૭ | પાતકાડ | પતિકાડ |
| ૫ | ૨૭ | ગાયત્રા | ગાયત્રી |
| ૬ | ૨૬ | (अ) स्यचिका | (अ) स्पंचिका |
| ૧૨ | ૨૪ | કારણોની | કરણોની |
| ૧૪ | ૧૯ | શ્રેષ્ટ | શ્રેઠ |
| ૧૫ | ૨ | પ્રથમન | પ્રમથન |
| ૧૫ | ૮ | પજ્ય | પૂજ્ય |
| ૧૭ | ૬ | ઉવાય | ઉપાય |
| ૧૭ | ૧૧ | તેહેય | તે હેય |
| ૧૭ | ૧૨ | પાદેય | ઉપાદેય |
| ૧૯ | ૧૧ | સાહતા | સહિતા |
| ૨૦ | ૧૩ | શૈરવાગમ | શૈરવાગમ |
| ૨૨ | ૨૭ | દક્ષિણા પથમા | દક્ષિણાપથમા |
| ૨૫ | ૪ | दापिका | दीपिका |
| ૨૫ | ૧૩ | અને પાશ | અને (૭) પાશ |
| ૨૭ | ૮. | આગળ | આગમ |
| ૨૮ | ૧૩ | ક્ષેત્ર | જ્ઞેય |
| ૨૮ | ૧૪ | પદ | પદમા |
| ૨૮ | ૧૭ | તત્ત્રાત્યક | તત્ત્રાત્મક |
| ૨૯ | ૭ | धर्ग | धर्म |
| ૩૦ | ૧૨ | શિવાલેખો | શિલાલેખો |
| ૩૧ | ૨ | મર્મ | ધર્મ |
| ૩૨ | ૪ | વિજ્જલે | બિજ્જલે |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | ૧૧ | તેમણે | તેમને |
| ૩૨ | ૧૨ | ત્રૈવર્ણિક | ત્રૈવર્ણિક |
| ૩૨ | ૧૯ | કલ્પત | કલ્પિત |
| ૩૪ | ૧ | (૭) | (૮) |
| ૩૫ | ૩ | ગેલાપાસદો | ગેલાપસિદો |
| ૩૯ | ૧૧ | (૮) | (૯) |
| ૪૧ | ૨ | અભમાન | અભિમાન |
| ૪૪ | ૧ | સત્ર | સર્વ |
| ૫૦ | ૧૨ | Philosphic | Philosophic |
| ૫૨ | ૧૯ | ક્રુમશઃ | ક્રમશઃ |
| ૬૨ | ૧૭ | દક્ષ | દક્ષ |
| ૬૩ | ૧૫ | અાસતાંગ | અસિતાંગ |
| ૬૩ | ૧૬ | કાલાગ્ન | કાલાગ્નિ |
| ૬૩ | ૧૭ | શાક્ત | શક્તિ |
| ૬૩ | ૨૫ | નાત્ય | નિત્યા |
| ૬૪ | ૮ | પ્રાતિષ્ઠા | પ્રતિષ્ઠા |
| ૬૪ | ૯ | કાપાલક | કાપાલિક |
| ૬૪ | ૧૦ | માત્રક | માત્રિક |
| ૬૪ | ૧૨ | આભચારિક | આભિચારિક |
| ૬૫ | ૬ | ઉત્પાત્ત | ઉત્પત્તિ |
| ૬૫ | ૧૧ | ભન્ન | ભિન્ન |
| ૬૫ | ૧૨ | આ ચાર | આચાર |
| ૬૫ | ૧૨ | વૈદકાચાર | વૈદિકાચાર |
| ૬૫ | ૧૩ | દાક્ષણાચાર | દક્ષિણાચાર |
| ૬૬ | ૪ | દાક્ષણાચાર | દક્ષિણાચાર |
| ૬૬ | ૪ | શદ્રાદ | શદ્રાદિ |
| ૬૬ | | બૌદ્ધ | બૌદ્ધો |

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૧૫ | જેના | તેના |
| ૬૭ | ૨૬ | લાલના | લલિના |
| ૬૯ | ૧ | ગહન ધ્યાન યોગ | ગહન ધ્યાનયોગ |
| ૬૯ | ૯ | નિવાસ | નિવાસ |
| ૬૯ | ૧૦ | વાસષ્ઠાશ્રમ | વસિષ્ઠાશ્રમ |
| ૭૧ | ૧૫ | શાક્ત | શક્તિ |
| ૭૧ | ૨૧ | શાક્ત | શક્તિ |
| ૭૩ | ૪ | નાહ | નહિ |
| ૭૩ | ૫ | નાહ | નહિ |
| ૭૩ | ૫ | વિદત | વિદિત |
| ૭૩ | ૭ | દ્રવ્ય, | દ્રવ્ય છે, |
| ૭૩ | ૭ | શાક્તઓ | શક્તિઓ |
| ૭૩ | ૯ | સોધવા | સાધવો |
| ૭૩ | ૨૪ | દ્રવ્યાદિની | દ્રવ્યાદિની |
| ૭૪ | ૨૧ | મણિપુર | મણિપુર, |
| ૭૪ | ૨૩ | ગ્રાથ. | ગ્રંથિ |
| ૭૫ | ૧૭ | વગરે | વિગરે |
| ૭૭ | ૭ | વાતકો | વાર્તિકો |
| ૭૭ | ૭ | વ્યહ | વ્યૂહ |
| ૭૭ | ૨૬ | શાસ્ત્ર | શાસ્ત્ર કહે છે. |
| ૭૮ | ૧૩ | યૌન્યાયન | મૌન્યાયન |
| ૭૮ | ૨૨ | હિરણ્યગર્ભ | હિરણ્યગર્ભ |
| ૭૯ | ૧૪ | હિરણ્યગર્ભ | હિરણ્યગર્ભ |
| ૭૯ | ૨૩ | દધ | વધ |
| ૮૫ | ૪ | વિાધ | વિધિ |
| ૮૫ | ૧૬ | વિધ | વિધિ |
| ૮૫ | ૧૮ | વિાધ | વિધિ |

| | | | |
|---|---|---|---|
| ૮૫ | ૨૦ | વિધ | વિધિ |
| ૯૩ | ૧૦ | ખરતા | ખરતી |
| ૯૫ | ૫ | શાક્તઓ | શક્તિઓ |
| ૯૫ | ૧૮ | આલોકમાં | આ લોકમાં |
| ૧૧૦ | ૬ | કર્મ | (૨) કર્મ્ |
| ૧૧૦ | ૧૮ | નારદ | નાગ્દે |
| ૧૧૨ | ૧૭ | પ્રભાટકર | પ્રભાકર |
| ૧૧૩ | ૬ | ઘુપ્ટીસ | ટુપ્ટીકા |
| ૧૧૩ | ૧૬ | ભર્તૃહાર | ભર્તૃહરિ |
| ૧૧૩ | ૨૫ | indian | Indian |
| ૧૨૪ | ૧૫ | ;કે | કે |
| ૧૩૪ | ૭ | પુણમાસ | પૂર્ણમાસ |
| ૧૩૫ | ૧૫ | અપર્વ | અપૂર્વ |
| ૧૩૭ | ૩ | આધકારી | અધિકારી |
| ૧૪૧ | ૬ | બાહ્ય | બાહ્ય |
| ૧૪૧ | ૧૭ | મનેાાવજ્ઞાન | મનોવિજ્ઞાન |
| ૧૪૩ | ૬ | વિજ્ઞાની | વિજ્ઞાનની |
| ૧૪૫ | ૨ | નિર્વકાર | નિર્વિકાર |
| ૧૪૫ | ૧૩ | વૃતિ | વૃત્તિ |
| ૧૪૫ | ૧૬ | બુદ્ધ | બુદ્ધિ |
| ૧૪૫ | ૨૩ | ભાતિક | ભૌતિક |
| ૧૪૫ | ૨૩ | અભાતિક | અભૌતિક |
| ૧૪૫ | ૨૬ | કાપ | કાર્ય |
| ૧૪૬ | ૧૦ | અથના | અર્થના |
| ૧૪૭ | ૭ | સ્મ્રાત | સ્મૃતિ |
| ૧૪૭ | ૧૦ | દશન | દર્શન |
| ૧૪૭ | ૧૦ | દશન | દર્શન |

| | | | |
|---|---|---|---|
| ૧૪૮ | ૨૧ | શાન્તશ્ર | શાન્તશૈર |
| ૧૪૮ | ૪ | અકાને | અજ્ઞાના |
| ૧૪૯ | ૮ | ભાન્ત | ભીન્ત |
| ૧૪૯ | ૨૦ | અપારોપ | અધ્યારોપ |
| ૧૪૯ | ૨૩ | થા | થી |
| ૧૫૦ | ૨૨ | પૂર્વ | પૂર્વ- |
| ૧૫૦ | ૨૪ | ઉપરના | ઉપર |
| ૧૫૦ | ૨૬ | પરાપર્વ | પરાપૂર્વ |
| ૧૫૩ | ૧૩ | પૌપ્પિરપ | પૌપ્પિરીય |
| ૧૫૩ | ૨૫ | થયેલા | થયેલાં) |
| ૧૫૬ | ૧૪ | નિવશીતા | નિર્વિશેષના |
| ૧૫૮ | ૩ | મૃતકા | મૃત્તિકા |
| ૧૫૮ | ૧૩ | સાબીના | સાબીની |
| ૧૫૮ | ૧૪ | સ્થાન | સ્થિતિ |
| ૧૬૧ | ૨૪ | છે | છે. |
| ૧૬૩ | ૨૫ | છે | છે. |
| ૧૬૪ | ૨૦ | સુક્ષ્મ | સૂક્ષ્મ |
| ૧૬૪ | ૨૨ | શાક્ત | શક્તિ |
| ૧૬૪ | ૨૩ | છે | છે. |
| ૧૬૪ | ૨૫ | શાક્ત | શક્તિ |
| ૧૬૫ | ૨૭ | પરમાત્માનો | પરમાત્માનું |
| ૧૬૬ | ૫ | શાક્ષી | સાક્ષી |
| ૧૬૯ | ૨૬ | રેમૃતિ | શ્રુતિ |
| ૧૭૦ | ૯ | રમિથી | રશ્મિથી |
| ૧૭૦ | ૧૫ | દક્ષણાયન | દક્ષિણાયન |
| ૧૭૧ | ૬ | સંબંધથા | સંબંધથી |
| ૧૭૪ | ૨૦ | તાત્પર્વ | તાત્પર્ય |

| | | | |
|---|---|---|---|
| ૧૭૬ | ૨૬ | શકર | શંકર |
| ૧૭૭ | ૨૧ | ગોવ | ગોત્વ |
| ૧૮૦ | ૧૦ | 'જ્ઞાન– | જ્ઞાન |
| ૧૮૧ | ૧૮ | માતાપતા | માતાપિત |
| ૧૮૪ | ૨૩ | વ્યષ્ટિ સૃષ્ટિ | વ્યષ્ટિસૃષ્ટિ |
| ૧૮૭ | ૪ | શુદ્ધાદ્વત | શુદ્ધાદ્વૈત |
| ૧૮૭ | ૧૨. | છે | છે— |
| ૧૯૨ | ૧૨ | જગતના | જગત્‌ના |
| ૧૯૫ | ૬ | દક્ષિણપથ | દક્ષિણાપથ |
| ૧૯૬ | ૧૩ | બુદ્ધય | બુદ્ધથી |
| ૧૯૭ | ૨૫ | શાંકાચાર્ય | શંકરાચાર્ય |
| ૨૦૯ | ૨૪ | Sartie | Sastri |
| ૨૧૦ | ૨૭ | બોધ | બૌદ્ધ |
| ૨૧૧ | ૧ | બૌદ્ધધર્મ | આ શબ્દ ઉપર* કરી નીચેની ટિપ્પણી ફુટનોટમાં ઉમેરવીઃ— "મૂલગ્રંથ તપાસતાં જણાયું છે કે મહાબુદ્ધિ શબ્દને બદલે મહા બૌદ્ધ શબ્દ વાંચી વિન્ટરનિટ્ઝે આ પ્રકારે સાર આપવામાં ભૂલ કરી છે. ખરીરીતે વિશ્વરૂપ બૌદ્ધધર્મના નહતા." |
| ૨૧૧ | ૨૨ | સમયન | સમયના |
| ૨૧૧ | ૨૬ | ગોવિંદનાથ | ગોવિંદનાથ |
| ૨૧૬ | ૧૨ | સુાવહિતં | સુવિહિતં |
| ૨૧૮ | ૧૩ | પદ્યાત્મ | પદ્યાત્મક |

| | | | |
|---|---|---|---|
| ૨૧૯ | ૧૪ | સુંબંધ | સંબંધના |
| ૨૧૯ | ૨૬ | અદ્વત | અદ્વૈત |
| ૨૨૦ | ૨૩ | સાયણાચાર્ય | સાયણાચાર્યે |
| ૨૨૧ | ૨૩ | નામના | નામનો |
| ૨૨૨ | ૨૨ | સવ પ્રાન્ત | સર્વપ્રાંત |
| ૨૨૫ | ૧૨ | અદ્વૈતમાગીઓ | અદ્વૈતમાર્ગીઓ |
| ૨૨૫ | ૧૯ | પ્રમયતો | પ્રમેયનો |
| ૨૩૧ | ૧૬ | છે. | છે, |
| ૨૪૧ | ૧૨ | સવ | સર્વ |
| ૨૪૨ | ૧૦ | જીવ. | જીવ, |
| ૨૪૨ | ૧૨ | સવ | સર્વ |
| ૨૪૨ | ૧૦ | જીવ. | જીવ, |
| ૨૪૨ | ૨૬ | આવૃત્ત | આવૃત |
| ૨૪૨ | ૨૧ | નયા | નથી |
| ૨૪૬ | ૨૭ | માટે | માટે. |
| ૨૪૭ | ૩ | ઉપર | ઉપર |
| ૨૫૨ | ૩ | ટૂંકે | ટૂંકે |
| ૨૬૨ | ૬ | સ્ફૂર્તિ | સ્ફૂર્તિ |
| ૨૭૩ | ૧૬ | શુક | શુક |
| ૨૭૩ | ૧૭ | આલવરો | આલવારો |
| ૨૯૦ | ૭ | બ્રહ્મકાર્ય | બ્રહ્મ કાર્ય |
| ૨૯૩ | ૧૬ | પરમકાંતી | પરમૈકાંતી |